## નિવેદન

ભો. જે. અધ્યયન–સંશોધન વિદ્યાભવનની પ્રવૃત્તિનાં મુખ્ય બે અંગ છેઃ એક અધ્યાપન અને બીજું અધ્યયન-સંશોધન. આ બીજા અંગનાં પરિણામ પ્રકટ કરવા યોગ્ય થતાં લેખો દ્વારા કે નાના મોટા ગ્રંથો દ્વારા પ્રકટ કરવાની યોજના રાખવામાં આવી છે. આ યોજનામાં મુંબઈ સરકારે સને ૧૯૩૯ના માર્ચમાં મંજૂર કરેલી યોજનાનો પણ સમાવેશ થાય છે. આમાં ઉપયોગી થાય એ દૃષ્ટિએ પ્રતિષ્ઠિત વિદ્વાનો પાસે પોતાનાં સંશોધનનાં ફળ લિખિત રૂપમાં મેળવવાની પણ યોજના છે. આ યોજના પ્રમાણે જાણીતા વિદ્વાન અધ્યા. ફીરોઝ કાવસજી દાવરે લખી આપેલો ઈરાનના આજ સુધીના સમગ્ર સાંસ્કૃતિક ઇતિહાસને આવરી લેતો "ઈરાનનો ચેરાગ" એ ગ્રંથ પ્રકટ કરવામાં આવે છે.

ગુજરાત વિદ્યાસભા,
અમદાવાદ
તા. ૧૨-૪-૧૯૫૦

રસિકલાલ છો. પરીખ
અધ્યક્ષ
ભો. જે. અધ્યયન-સંશોધન વિદ્યાભવન

# પ્રસ્તાવના

જગતનો સર્વોત્તમ દેશ તે સ્વદેશ. ઇતિહાસકાર આ કથનને પડકારશે પરંતુ દેશભક્ત તેને સહર્ષ સ્વીકારશે. પારસીઓ આજે ભારતને સ્વદેશ તરીકે સ્વીકારવામાં ગૌરવ લે છે, પરંતુ તેર સૈકા પૂર્વે તેમના પૂર્વજોનું માદરવતન ઇરાન હતું. પારસીઓની ઐતિહાસિક કીર્તિ પ્રાચીન ઇરાન સાથે હમેશ સુધી સંકળાયેલી રહેશે. તેમના ધર્મ, ફિલસૂફી, સંસ્કૃતિ, પ્રાચીન તવારીખ અને કોમાભિમાન માટે આવશ્યક અનેક ગુણો સારુ તેઓ એ જ પ્રિય પ્રાચીન ભૂમિના ઋણી રહેશે. પરંતુ આ પુસ્તક ઇતિહાસકારની દષ્ટિએ લખાયેલું હોઈ તેમાં લાગણીવશતાને સ્થાન નથી, અથવા "જેટલું ઇરાનનું તેટલું ઉત્કૃષ્ટ" એમ માની લઈ એના લખાણમાંથી બુદ્ધિનો બહિષ્કાર થયો નથી. સ્વદેશ ઉપર લખવું એ પોતાની માતાના ગુણદોષ વિશે ચર્ચા કરવા સમાન નાજુક કાર્ય છે. ગુણનું વર્ણન તો આનંદપૂર્વક થઈ શકે પરંતુ સત્યપ્રિયતા અને આત્મસંયમ કેળવ્યા વિના દોષોને યોગ્ય ન્યાય આપી શકાતો નથી. આ પુસ્તકમાં ઉભય પક્ષને ન્યાય અપાયો છે કે કેમ તેનો તોલ કરવાનું કાર્ય અલબત્ત વાચકની મુનસફી ઉપર છોડવું તે જ ઇષ્ટ છે.

જગપ્રસિદ્ધ આંગ્લ નાટકકાર શેક્સ્પિયર એના એક નાટકની નાયિકા દ્વારા પૂછે છે કે એક નામમાત્રમાં એટલું બધું તે શું છે? ગુલાબને કોઈ બીજું નામ આપીએ તો શું તેની સુવાસ ઓછી થઈ જશે? ગુલાબની સુવાસ કદાચ ઓછી નહિ થાય, પરંતુ ઇરાનની ખુશબો અને એના નામથી સૂચિત થતાં પ્રેમ, આનંદ અને ગૌરવમાં છેક જ ઘટાડો થઈ જશે. ખાસ કરી જે માણસના વડીલો ઇરાનના અસલ વતનીઓ થઈ ગયા હોય, જેનો ધર્મ પ્રાચીન ઇરાનમાં જ જન્મ પામી ત્યાં જ પ્રથમ ફેલાયો હોય, જેણે બાળપણથી ઇરાન ઉપર મનનચિંતન કરી ઇરાનનાં જ સ્વપ્નાં સેવ્યાં હોય તેના મન પ્રમાણે ઇરાન નામમાં જે જાદૂ ભર્યું છે તે બીજા કોઈ નામથી દર્શાવી શકાય એમ નથી. ઈશ્વર એક છે જોકે અનેક નામે તે અનેક કોમોમાં ઓળખાય છે: એમ છતાં મહાત્મા ગાંધીજી કહેતા કે રામનામથી જે ભાવો એમના મનમાં સ્ફુરી આવતા તે પ્રભુના બીજા કોઈપણ નામથી ઉત્પન્ન થતા નહિ. ઇરાનના નામથી જે ઉમળકો એક

પારસીને થાય છે તેનું વૈજ્ઞાનિક પદ્ધતિએ પૃથક્કરણ થઈ શકતું નથી, પરંતુ કાવ્યદૃષ્ટિએ જ તે કલ્પી શકાય છે. ઈરાનના માત્ર નામથી જ અતિ પ્રાચીન કાળના કેરશાસ્પ અને ઝાલનાં શૌર્ય અને પરાક્રમો, રુસ્તમ અને અસ્ફન્દયારનાં વીરતા અને સાહસ કર્મો, સ્યાવશ અને કયખુસરૂની પવિત્રતા અને પયગમ્બર ઝરથુશ્ત્રની અપોઈ હૈયે ચડી આવે છે. ઐતિહાસિક સમયના જરથોસ્તી ઈરાનમાંથી સાઈરસની સહનશીલતા, દરાયસની મહત્તા, નૌશીરવાનની ન્યાયવૃત્તિ, "તખ્તે જમશીદ" અને "તાકે બુસ્તાન" ના ભગ્નાવશેષો, પરસિપોલિસનાં ખંડેરો અને મદાઈનના મહેલો સ્મરણમાં તરી આવે છે. મુસ્લિમ ઈરાનના સમયમાં શાહ અબ્બાસ સફવીની બુઝુર્ગી, રઝાશાહ પહેલવીની દેશભક્તિ, બગદાદની ભવ્યતા, ઈસ્ફહાનની રમણીયતા, મશહદના મકબરા, અને તૂસ, નીશાપૂર અને શીરાઝની સાહિત્યવાડીઓની સૌરભ એ સૌ ઈરાનના નાનકડા નામથી સૂચિત થઈ દિમાગ અને દિલને તર કરે છે. આ સૂચનોની સંખ્યા એટલી વિશાળ હોય છે કે ઘડીભર બુદ્ધિ પણ થીજી જાય, જિહ્વા પણ નિશ્ચેતન બને, કલમ પણ ગતિહીન બની સ્થિર થઈ જાયઃ માત્ર હૃદય જ જાગ્રત બની ઈશ્વરની આ અપાર લીલાનો ભેદ ઉકેલવાનો પ્રયાસ કરે છે.

પરંતુ આ પુસ્તક ઈરાનની સમગ્ર સંસ્કૃતિ (civilization) ઉપર નહિ પણ તેની સંસ્કારિતા (culture) ઉપર લખાયું છે. સંસ્કૃતિ શબ્દ બહુ વિશાળ અર્થ ધરાવે છે અને જંગલીપણાની સ્થિતિમાંથી જે વૈજ્ઞાનિક સાધનો વડે એક દેશે પોતાનો વિકાસ સાધ્યો હોય, અને શરીરસુખ અને સગવડની વિપુલ સામગ્રી યોજી સમૃદ્ધ બન્યો હોય તે સઘળું સંસ્કૃતિમાં ગણાવી શકાય. પણ સંસ્કારિતા તે સંસ્કૃતિનું બૌદ્ધિક સ્વરૂપ છે, અને તે મનુષ્યની સમૃદ્ધિ નહિ પણ શુદ્ધિ, સભ્યતા, સહિષ્ણુતા, સજ્જનતા, કોમળતા, ઉદારતા વગેરે ગુણો ખિલવે છે. સંસ્કૃતિમાં બહુધા દેશની ભૌતિક પ્રગતિનું બ્યાન આવી શકે, જ્યારે સંસ્કારિતામાં તે પ્રગતિને કારણે વિકસેલા શિષ્ટ ગુણોનું વર્ણન આવે છે. સંસ્કારિતામાં ધર્મ, તત્ત્વજ્ઞાન, સાહિત્ય અને કળા જેવાં અંતર્જીવનને ઉન્નત કરનારાં બળો ગણાવી શકાય. સંસ્કારિતા તે સંસ્કૃતિની પ્રફુલ્લતા સમાન છે. સંસ્કૃતિ પુષ્પ છે, જ્યારે સંસ્કારિતા તેનો સુવાસ છે. માટે કેવળ સંસ્કારિતા ઉપર પુસ્તક લખવું લગભગ અશક્ય છે, કેમકે સંસ્કૃતિનો કાંઈક ખ્યાલ આપ્યા વિના સંસ્કારિતા વિશે ચર્ચા થઈ શકતી નથી. જેમ ઇતિહાસનાં કાંઈક આલેખન વિના સાહિત્યસર્જન અશક્ય છે તેમ દેશની સંસ્કૃતિનો થોડોક વિચાર ન થાય ત્યાંસુધી તેની સંસ્કારિતા વિશે સ્પષ્ટતા થઈ શકતી નથી.

આ કારણસર આ પુસ્તકનું બીજું, બારમું અને તેરમું પ્રકરણ ઈરાનનાં ધર્મ અને તત્ત્વજ્ઞાન વિશે છે. છઠ્ઠું, ચૌદમું, પંદરમું, સોળમું અને ઓગણીસમું પ્રકરણ ઈરાનનાં ભાષા અને સાહિત્ય ચર્ચે છે, જ્યારે સત્તરમું પ્રકરણ ઈરાનની કળા ઉપર છે. ઈરાનના મહાકવિ ફિરદૌસીએ મૃતપ્રાય જરથોસ્તી ઈરાનમાં "શાહનામા" દ્વારા પ્રાણ ફૂંકી તેનો પુનરુદ્ધાર કર્યો હતો. પારસીઓના મત પ્રમાણે શાહનામા એટલે જ પ્રાચીન ઈરાન હોવાથી તેની અગત્ય જોતાં આખું છઠ્ઠું પ્રકરણ એ મહાગ્રંથ અને તેના કર્તા ઉપર લખયેલું છે. ઐતિહાસિક ભૂમિકા વિના સંસ્કારિતાની યોગ્ય ચર્ચા ન થઈ શકતી હોવાથી પહેલા, ત્રીજા, ચોથા, અઢારમા અને વીસમા પ્રકરણોમાં ઈરાનની તવારીખની રૂપરેખા અને સમાજજીવન રજૂ કરવામાં આવ્યાં છે. ઈરાન અનેક દેશોની વચમાં આવ્યું હોવાથી તેને બીજા દેશો સાથે અથડામણમાં ઊતરવું પડ્યું હતું. તે અનેકવાર કામયાબ થયું હતું, અને અનેકવાર હાર ખમી તે પરેશાન હાલતે પહોંચ્યું હતું. સાચી સંસ્કૃતિ કૂપમંડૂકની નીતિ ઉપર રચાયેલી હોતી નથી, પણ કાકાસાહેબ કાલેલકરે કહ્યું છે તેમ તે સમન્વયકારી હોય છે. ઈરાને અનેક દેશોનો સંપર્ક સાધ્યો; તેના લોકોમાં સમયાનુકૂળતાનો ગુણ હોવાથી તેઓએ અનેક સંસ્કૃતિઓ પચાવી તેમાંથી પોતાની સ્વતંત્ર સંસ્કૃતિ રચી, અને વળતી સાંસ્કૃતિક અસર બીજા અનેક દેશો ઉપર કરવામાં તેઓ સફળ નીવડ્યા. ઈરાનનો અનેક દેશો અને કોમો સાથેનો સંબંધ અને તે દ્વારા ઉભય ઉપર થતી સાંસ્કૃતિક અસર પાંચમા, સાતમા, આઠમા, નવમા, દસમા અને અગિયારમા પ્રકરણોમાં જોઈ શકાશે. આ રીતે પ્રાચીન, મધ્યકાલીન અને અર્વાચીન ઈરાનનાં ઇતિહાસ, ધર્મ, તત્ત્વજ્ઞાન, સાહિત્ય, કળા તેમજ તેની ભૌગોલિક અને સામાજિક સ્થિતિ અને વાતાવરણનો વાચકને સિલસિલાબંધ ખ્યાલ થાય એવો આ પુસ્તકમાં પ્રયાસ કરવામાં આવ્યો છે.

આજના હિંદીઓ ઈરાન વિશે પૂરતી માહિતી ધરાવે એ આવશ્યક ગણાવું જોઈએ. હિંદ અને ઈરાન આર્ય સંસ્કૃતિનાં સૌથી પ્રાચીન સ્વરૂપો છે, અને વેદ તથા અવસ્તા ઇંડોયુરોપી સાહિત્યના સૌથી જૂના નમૂનાઓ ગણી શકાય. અતિ પ્રાચીન કાળના ઇંડો-ઈરાની ધર્મની બે શાખાઓ જરથોસ્તી અને હિંદુ ધર્મોને નામે હજી અસ્તિત્વમાં છે: બન્ને પ્રજાઓ આર્ય છે: ખુદ ઈરાન નામ જ "ઐરાનવએજો" અથવા "આર્યાવર્ત"નો અર્થ ધરાવે છે, અને ઈરાની શાહ દરાયસ હિસ્તાસ્પિસે પોતાના શિલા-લેખોમાં પોતે આર્ય હોવા વિશે સગર્વ ઈશારો કર્યો છે. વળી ઈરાન આપણી પાડોશમાં આવેલું એક બાંધવરાષ્ટ્ર છે. એનાં ઇતિહાસ અને

સંસ્કૃતિ ઉપરથી તેના દેહનો, અને તેની સંસ્કારિતા ઉપરથી તેનાં મન અને આત્માનો આપણને ભાસ થઈ શકશે. હિંદમાં વસતા પારસીઓના વડીલોની પ્રાચીન માતૃભૂમિ ઈરાન છે, તે કારણે પણ એ દેશ વિશે હિંદીઓ જ્ઞાન ધરાવે તે ઇષ્ટ કહેવાય.

હિંદને સદ્ભાગ્યે તેની ઈશાન દિશાએ ગગનસ્પર્શી ગિરિરાજ હિમાલયની શાશ્વત ચોકી છે, જેથી તે ખુણેથી હિંદ ઉપર હવાઈ હુમલાની પણ શકયતા નથી. કોઈ દેશને હિંદ ઉપર ઉત્તરથી ચડાઈ કરવી હોય તો પહેલાં હિંદની વાયવ્ય દિશાએ આવેલા ઈરાનને જીતીને તેમ કરી શકે છે. ઈરાન હિંદની ઢાલ છે, અને એક પ્રકૃતિરચિત "ચીનાઈ દીવાલ" અથવા "સીગફ્રીડ લાઈન" ની તે ગરજ સારે છે. જ્યારે આ ઢાલ ભેદાઈ છે ત્યારે હિંદ ઉપરનો આક્રમણમાર્ગ ખુલ્લો થયો છે. સિકંદર અને તૈમૂરને હાથે ઈરાન ફના થયું તે પછી જ એ વિજેતાઓ હિંદ ઉપર ઊતરી પડ્યા. ઈરાને રોમનોને અનેકવાર મારી કાઢી પોતાનું રક્ષણ કર્યું, એટલું જ નહિ પણ તે બળવાન પ્રજાને હિંદ ઉપર આક્રમણ કરતાં પણ સફળતાપૂર્વક ઈરાને જ રોકી હતી. ઈરાન અને હિંદ વચ્ચે કાયમની મૈત્રી રહેવા પામે એની ખરી જરૂર છે. પરંતુ જ્ઞાન વિનાની મૈત્રી પાયા વિનાના ઘર સમાન લાંબો સમય ટકતી નથી, અને તેથી ઈરાન વિશે અનેક દિશાએથી માહિતી મેળવવી એ હિંદ માટે લાભકારક ગણાવું જોઈએ. જગતની સંસ્કૃતિમાં ઈરાનનો ફાળો કેટલો મહત્ત્વનો છે તે બતાવવાનો આ પુસ્તકમાં નમ્ર પ્રયત્ન કરવામાં આવ્યો છે, અને વાચકવર્ગને તે ઉપકારક થઈ પડે એવી આશા રાખવામાં આવે છે.

ઈરાનનો સાંસ્કૃતિક પરિચય આપતું એક પુસ્તક ગુજરાતીમાં લખવાની સૂચના મારા માનવંત મિત્ર અધ્યાપક રામનારાયણ વિ. પાઠક તરફથી મને ડિસેમ્બર ૧૯૪૬માં થઈ હતી. ખુદ આ પુસ્તકનું નામ પણ એઓશ્રીએ જ સૂચવ્યું હતું. આખા પુસ્તકનો કાચો ખરડો લગભગ દોઢ વર્ષે બીજી મે ૧૯૪૮ને દિવસે — પૂરો થયો, જ્યારે તેની પાકી નકલ દસમી ઑકટોબર ૧૯૪૮ને દિવસે સંપૂર્ણ થઈ હતી. પ્રાચીન સ્વદેશ ઉપર લખવું એ પણ જીવનનો એક લહાવો છે, અને આ પુસ્તક લખતાં જેવો આનંદ મને થયો તેવો બીજા કોઈ પણ લેખનપ્રવૃત્તિ પ્રસંગે થયો હોય એમ યાદ નથી. જો અધ્યાપક રા. વિ. પાઠક દ્વારા આ વિચાર ન સ્ફુર્યો હોત તો ઈરાન ઉપર પુસ્તક લખવાનું સ્વતંત્ર રીતે મને સૂઝત કે કેમ તે શંકાસ્પદ છે. જેમ કૉલેજમાં ફારસીના અધ્યાપક થવાની હોંશ મનમાં જ રહી ગઈ તેમ કદાચ ઈરાન ઉપર ગ્રંથ લખવાની ઉમેદ પણ મારા

દિલમા જ દફન થઈ જાત તેમ ન થયુ અને ઈરાન વિશે જે કાઈ વાચ્યુ વિચાર્યુ હોય તેને મૂર્ત સ્વરૂપ આપવાની પ્રેરણા શ્રીયુત પાઠકે મને આપી તે માટે એઓનો હાર્દિક આભાર માનુ છુ

અમદાવાદમા ઈરાન ઉપરના પુસ્તકો મળવા દુર્લભ હોય એ સમજી શકાય છે, પરંતુ વર્ષો સુધી ગુજરાત કોલેજના પુસ્તકાલયમાથી જરૂરી ગ્રથો મને મળી શકયા એ હુ મારુ સદ્‌ભાગ્ય સમજુ છુ

૧૯૪૮ના અતમા આ પુસ્તક પૂરુ થયેલુ હોવા છતા પ્રતિકૂળ સજોગોને કારણે તે છેક ૧૯૫૦ની અધવચમા પ્રકટ થાય છે અમદાવાદની પ્રસિદ્ધ "ગુજરાત વિદ્યાસભા"ના "શેઠ ભોળાભાઈ જેશિગભાઈ અધ્યયન-સશોધન વિદ્યાભવન" તરફથી આ ગ્રથનુ પ્રકાશન થાય છે તે માટે તેના વિદ્વાન અધ્યક્ષ શ્રી રસિકલાલ છો. પરીખ અને અન્ય અધિકારીઓનો હુ ઋણી છુ "નવજીવન" મુદ્રણાલયે આ ગ્રથ છાપવાનું કાર્ય જે કુશળતા અને ત્વરાથી, ધાર્યા કરતા અડધા સમયમાં, પાર ઉતાર્યું છે તે માટે તેના વ્યવસ્થાપક અને કાર્યકરોનો પણ હુ આભાર માનું છુ.

અમદાવાદ, ખાનપુર
૨૧મી માર્ચ ૧૯૫૦

ફીરોઝ કા. દાવર

"ઈન બૂદ ગેહવારેએ સાસાનીયાન,
ઝુનગેહે તારીખીએ ઇરાનીયાન;
કુદરતો ઈલ્મો હુનર આબાદશ કર્દ,
ઝઅ્ફો જહલો કાહેલી બરબાદશ કર્દ.
અય મદાઈન વ અય કસ્રહાએ ખરાબ!
બાયદ ઈરાની ઝ ખજલત ગરદદ આબ.

o o o

ઈન ખરાબેએ કબ્રસ્તાન ન ઈરાને માસ્ત,
ઈન ખરાબેહ ઇરાન નીસ્ત: ઈરાન કુજાસ્ત?"

એ જ ઈરાન સાસાની રાજ્યવંશનું જન્મસ્થળ હતું; એ જ ઈરાન સમસ્ત ઈરાનીઓનું તવારીખી માદરવતન હતું; રાજસત્તા બુદ્ધિબળ અને કળાકૌશલ્યથી તે આબાદ બન્યું હતું, પરંતુ દુર્બળતા અજ્ઞાનતા અને સુસ્તીને કારણે તે બરબાદ થયું. હે મદાઈનની રાજધાની અને હે ખરાબ થયેલા શાહી મહેલો! તમને જોઈને દરેક ઈરાનીએ શરમથી પાણી થઈ જવું જોઈએ. . . .

આ ખરાબેહાલ પડોંચેલું કબ્રસ્તાન તે અમારું ઈરાન નથી; આ વેરાન પ્રદેશ ઈરાન ન હોય; ઈરાન ક્યાં છે?

(ઇશ્કી)

# અનુક્રમણિકા

# મહત્ત્વના મુદ્રણ દોષો

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | છેલ્લેથી ૪ | ધર્મને | ધર્મનો |
| ૩ | છેલ્લેથી ૩ | દાવા | દાવો |
| ૬ | ૧૬ | બી | બીમ |
| ૧૪ | ૩ | રહેનાનો | રહેવાનો |
| ૪૬ | છેલ્લેથી ૧૬ | દળ | દેવળ |
| ૬૩ | ૧૭ | નવા | જૂના |
| ૬૩ | છેલ્લી | ડિ. | ડૉ. |
| ૬૬ | છેલ્લેથી ૧૨ | મોગલોની | મોંગોલોની |
| ૯૫ | ૧૧ | પામેલા | પામે |
| ૧૦૦ | ૧૦ | દેહકન | દેહકાન |
| ૧૦૦ | છેલ્લેથી ૬ | અર્દેશાન | અર્દેસાન |
| ૧૦૬ | છેલ્લી | શપાગાન | શાપગાન |
| ૧૧૧ | છેલ્લેથી ૯ | સુલમાન | સુલતાન |
| ૧૧૨ | ૨ | અર્દેશાન | અર્દેસાન |
| ૧૧૬ | ૧૧ | મહાત્રાસ જે | જે મહાત્રાસ |
| ૧૧૯ | છેલ્લેથી ૧૪ | હખામીઓના | હખામનીઓના |
| ૧૨૦ | છેલ્લેથી ૯ | પશુ | પશું |
| ૧૨૪ | છેલ્લેથી ૧૦ | ખેસે | ખોસે |
| ૧૨૬ | છેલ્લેથી ૧૫ | મેગેરથનીસે | મેગેરથનીસે |
| ૧૩૦ | ૩ | હપ | હપં |
| ૧૩૨ | છેલ્લેથી ૫ | સરેશ | સરોશ |
| ૧૪૬ | ૧૩ | સજાન | સંજાન |
| ૧૫૦ | છેલ્લેથી ૮ | જણાવ્યું | જણાયું |
| ૧૫૭ | છેલ્લેથી ૧૦ | એમારિયનોનો | એમારિયનો |
| ૧૭૬ | ૧૩ | | "પણ" પછી અવતરણ ચિહ્ન મૂકો |
| ૧૭૮ | ૧૬ | ઝારસિમ | ઝર્સિમમ |

| | | | |
|---|---|---|---|
| ૧૮૩ | છેલ્લી | ress | Press |
| ૧૯૯ | ૧૬ | માલાના | મૌલાના |
| ૨૧૨ | છેલ્લેથી ૮ | મુશિદ | મુર્શિદ |
| ૨૧૮ | છેલ્લેથી ૬ | જરથુસ્ત્ર | ઝરથુસ્ત્ર |
| ૨૧૯ | ૧૨ | પવત | પર્વત |
| ૨૨૨ | છેલ્લેથી ૨ | | "લિપિમાં" પછી ઉમેરો અને અરબી શબ્દોથી |
| ૨૩૦ | છેલ્લેથી ૮ | ઊમિ | ઊર્મિ |
| ૨૩૪ | છેલ્લેથી ૩ | સાહિત્યો | સાહિત્ય |
| ૨૩૫ | ૧૪ | તે | છેકી નાખો |
| ૨૪૬ | છેલ્લેથી ૫ | શલી | શૈલી |
| ૨૪૮ | ૧ | અકહાર્ડટ | એકહાર્ડટ |
| ૨૫૪ | છેલ્લેથી ૧૩ | ચચેલા | ચર્ચેલા |
| ૨૫૪ | છેલ્લેથી ૧૧ | લખતું | લખાતું |
| ૨૬૨ | છેલ્લેથી ૧૧ | ઉપરનું | ઉપરનાં |
| ૨૬૭ | ૪ | નકસબંદી | નકશબંદી |
| ૨૭૯ | છેલ્લેથી ૬ | | "હતો" પછી ઉમેરો — એવી દંતકથા છે. |
| ૨૮૨ | છેલ્લેથી ૧૩ | નકસે | નકશે |
| ૨૯૨ | ૯ | ભાગોલિક | ભૌગોલિક |
| ૩૦૬ | ૧ | ધર્માં ધેએ | ધર્માં ધોએ |
| ૩૦૬ | છેલ્લેથી ૨ | wolf | Wolf |
| ૩૧૨ | ૬ | શસ્ત્રા | શસ્ત્રો |
| ૩૨૧ | ૧૪ | પાંશિયા | પર્શિયા |
| ૩૩૩ | ૪ | કઆની | કાઆની |
| ૩૩૪ | ૩ | લાગ્યા | લાગ્યો |
| ૩૫૪ | ૪ | પચિત | પરિચિત |
| ૩૬૧ | ૩ | | "અને" પછી ઉમેરો — તેઓએ |
| ૩૬૬ | છેલ્લેથી ૧૪ | અરબાએ | અરબોએ |

१

# ઈરાનની સંસ્કૃતિનો આરંભકાળ – શાહ જમશીદ

જેમ જૂનામાં જૂનું સાહિત્ય લોકગીતોમાંથી ઉદ્‌ભવ પામે છે, તેમ સૌથી પ્રાચીન ઇતિહાસ દંતકથામાં વિલીન થઈ જાય છે. ઝરથુસ્ત્રની હજારો વર્ષ પહેલાં જમશીદ થઈ ગયો, એટલે એના સમયના બનાવોના સમર્થનમાં ઐતિહાસિક પ્રમાણો રજૂ કરવાં અશક્ય બને છે. ઈરાનીઓના ચાર જાણીતા બાદશાહી વંશો થઈ ગયા — પેશદાદી, કયાની, હખામની અને સાસાની — તે પૈકીના પેશદાદી વંશનો ચોથો રાજ્યકર્તા તે જમશીદ હતો. યસ્નના ૯મા પ્રકરણ પ્રમાણે ચાર પુરુષોએ હોમ (સોમરસ)નું પાન કર્યું હતું, અને તેથી તેઓ ચાર મહાપ્રતાપી વીરોના પિતા થઈ શક્યા હતા: વિવંઘહાનને ત્યાં જમશીદ જન્મ્યો, આથ્વ્યાનને ઘેર ફરીદુન પેદા થયો, થ્રીત અથવા અસરત પહેલવાન કેરશાસ્પનો પિતા થયો, જ્યારે પૌરૂશસ્પને ઘેર અષો ઝરથુસ્ત્ર જન્મ પામ્યા. આપણા ગ્રંથની શરૂઆતમાં જુદે જુદે સમયે થઈ ગયેલા ચાર જાણીતા વીરો વિશે પહેલાં ચાર પ્રકરણોમાં આપણે વિવેચન કરીશું તો જુદા જુદા યુગોમાં ઈરાનની સંસ્કૃતિનો કાંઈક ચિતાર આપી શકાશે, અને આવા પુસ્તકને આવશ્યક ઐતિહાસિક ભૂમિકા પણ કેટલેક દરજ્જે રજૂ કરી શકાશે.

વિવંઘહાનનો પુત્ર યમક્ષેત (જમશીદ) તે જ ઋગ્વેદમાં વર્ણવેલો વિવસ્વાનનો પુત્ર યમ. વેદનો યમ અને અવસ્તાનો યમ (જમશીદ) મળતા છે એટલું જ નહીં પણ વસ્તુતઃ બન્ને એક જ છે. બન્નેના પિતાનું નામ એક જ છે; બન્નેને એક યમી નામની બહેન હતી. જમશીદના વખતમાં એક ભારે નાશકારક હિમપ્રલય આવ્યો હતો જેમાંથી જમશીદે ઈરાનને બચાવ્યું હતું: હિંદુઓ પ્રમાણે એ જળપ્રલય હતો અને તે યમના ભાઈ મનુના વખતમાં આવ્યો હતો, અને મનુએ જગતને તાર્યું હતું. જમશીદ ઈરાની સંસ્કૃતિનો પિતા ગણાય છે; યમના ભાઈ મનુને હિંદુ જાત અને હિંદુ ધર્મનો એક આગેવાન સ્થાપક ગણી શકાય. જમશીદે ખુદા હોવાનો દાવો કર્યો, યમ તમામ મનુષ્યોમાં સૌથી પ્રથમ મરણશરણ થયેલો હોવાથી તેને હિંદુઓ તરફથી મૃત્યુનો દેવ ગણવામાં આવ્યો. ઋગ્વેદ (૧૦–૧૪–૧૧) પ્રમાણે

પરલોકમાં યમને ચાર ચાર આંખવાળા બે કૂતરા છે, જ્યારે અવસ્તા પ્રમાણે પણ મીનોઈ દુનિયામાં પ્રવેશતાં જ ચાર આંખવાળા કૂતરાઓની ચોકી રહે છે. જમશીદ અને યમ પારસી અને હિંદુ શાસ્ત્રોમાં વર્ણવાયેલા હોવા છતાં એક જ છે એમાં આશ્ચર્ય પામવા જેવું નથી, કેમકે બીજા એવા અનેક વીરોનાં સરખાં વર્ણનો વેદ અને અવસ્તામાં આપણને જાણવા મળે છે.[1]

તે સમયનો જમશીદનો મુલક ઈરાનમાં નહિ પણ પ્રથમ તો ઈરાનની છેક ઉત્તરે આવેલો હોવો જોઈએ. તે આર્યોની પ્રાચીન ભૂમિનું નામ અવસ્તા પ્રમાણે "અઈરાનવએજે" હતું. કેટલાક વિદ્વાનો તેને એશિયા માઈનરમાં મૂકે છે, જ્યારે લોકમાન્ય ટિળક તો તે મુલકને ઉત્તરધ્રુવના હિમપ્રદેશમાં મૂકી ગયા છે તેનુ વર્ણન વંદીદાદના બીજા પ્રકરણમાં વિસ્તારથી અપાયેલું છે. ત્યા આર્યોની વસ્તી વધી પડવાથી જમશીદે ત્રણ ત્રણ વાર પોતાના મુલકનો વિસ્તાર વધાર્યો, અને ત્રણ ત્રણ વાર તે પોતાની રૈયતને ઈશ્વરની આજ્ઞાથી દક્ષિણ દિશાએ દોરી ગયો. છેવટે એક અતિ નાશકારક બરફનું પૂર આવી ચડ્યું, પણ તે આવ્યાની આગાહી ઈશ્વરે પહેલાથી જમશીદને આપી હતી; અને જમશીદનો આર્યો ઉપરનો સૌથી મહાન ઉપકાર તે આ આફતમાંથી તેમને ઉગારવાનો હતો શતપથ બ્રાહ્મણમાં જે જળપ્રલય વિશે આપણે વાચીએ છીએ તે આ જ બરફનું પૂર હશે એમ માનવાને કારણ રહે છે. છેવટે જમશીદ પોતાની પ્રજાને એક સલામત પ્રદેશમાં દોરી ગયો, અને તે મુલકને પણ અસલ નામ "અઈરાનવએજે" આપ્યુ. તે પુણ્ય ભૂમિ તે આજનુ ઈરાન.

વંદીદાદ પ્રમાણે જમશીદે એક "વર" અથવા ગુફા બાધી અને તેમા પોતાની પ્રજાની રક્ષા કરી. અહીં ગુફાને ઠેકાણે "કૉલોની" અથવા "સંસ્થાન" શબ્દ વધુ બધબેસતો થઈ પડે. જમશીદના મુલકમાં ન દુખ હતું કે ન પાપ, ન દુકાળ દેખાતો કે ન મરકી, ન વૃદ્ધાવસ્થા જણાતી કે ન અશક્તિ. ૫૦ વર્ષનો પ્રૌઢ પણ ૧૫ વર્ષના પઠ્ઠા જેવો માલૂમ પડતો. મૌત પણ જમશેદી જમાનાથી દૂર ભાગતું. એના રાજ્યના બીજા ચમત્કારો વર્ણવવા આપણે થોભીશુ નહિ. માત્ર એટલુ જ કહીશુ કે હિંદુઓમા જેમ રામરાજ્ય તેમ ઈરાનીઓમાં જમરાજ્ય એ એક સુવર્ણયુગ મનાય છે. 'જમશીદ એટલો મહાન હતો કે અહુરમઝ્દે તેને પયગમ્બર બનાવવા ચાહ્યું;

૧. જુઓ Zarathushtra and his Contemporaries in the Rig Veda by S K Hodiwala.

પણ નમ્રભાવે જમશીદે પયગમ્બર નહિ પણ પ્રજાપાલક બનવામાં જ પોતાનું અહોભાગ્ય માન્યું. ઈરાની ધર્મગ્રંથો પ્રમાણે નવ "સોશયંતો" થઈ ગયા. 'સોશયંત' નામ જે માણસે જગત ઉપર કોઈ મહાન ઉપકાર કર્યો હોય તેને જ અપાય છે: એ નવમાંથી જમશીદ ચોથો હતો. "આતર-ફરોબા" નામનો એક મહાન અગ્નિ જમશીદે સ્થાપન કર્યો. તે વખતે મંદિરો હતાં નહિ, એટલે જમશીદે તે અગ્નિ એક પર્વતના શિખર ઉપર સ્થાપ્યો. જમશીદ એક બાદશાહ હતો અને ધર્મગુરુનું પણ કાર્ય બજાવતો. ફિરદોસી તેના મુખમાં આ શબ્દો મૂકે છે: —

"મનમ ગોફ્તં બા ફરરેએ ઈઝદી
હમમ શહેરયારી વ હમ મોબેદી"

યાને "તેણે કહ્યું કે — હું ખુદાઈ તેજ ધરાવું છું: હું બાદશાહ પણ છું અને મોબેદ પણ છું." પારસીઓ આજે પણ "સુદરેહ" નામનું ધોળું વસ્ત્ર પહેરે છે, અને તે ઉપર "કુસ્તી" નામની જનોઈ બાંધે છે. કેટલાક અભ્યાસીઓના મત પ્રમાણે કુસ્તીની ઉત્પત્તિ હોમ પયગમ્બરથી થઈ હતી. પણ ફિરદોસી મુજબ સરોશ નામના ફિરસ્તાએ જમશીદને સૌથી પ્રથમ જનોઈ બાંધવાની પ્રેરણા આ શબ્દોમાં કરી હતી: —

"તુ કુસ્તી હમી બર મયાનત બબન્દ,
તુરા હીચ નાયદ ઝ દીવાન ગઝન્દ"

યાને તું તારી કમર ઉપર કુસ્તી બાંધ, અને આસુરી શક્તિઓ તરફથી તને કાંઈ પણ નુકસાન પહોંચશે નહિ.

જમશીદે પોતાની પ્રજાને ચાર વિભાગોમાં વહેંચી દીધી, જે હિંદુઓના બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર ને કેટલેક દરજ્જે મળતા આવે છે. સૌથી પહેલો વર્ગ "આથ્રવન" અથવા ધર્મગુરુઓનો હતો; બીજો વર્ગ હતો "રથેસ્તાર" અથવા સૈનિકોનો: ત્રીજા વર્ગમાં "વાસ્ત્રિયોશ" અથવા ખેડૂતો સમાઈ જતા, જ્યારે ચોથો વર્ગ "હુતોક્ષ" અથવા કારીગરોનો હતો. આ રીતે ઈરાનીઓમાં શૂદ્ર કોઈ નથી અને જન્મને કારણે કોઈને નીચ કહેવાતું પણ નથી.

જમશીદના વખતમાં શરાબની પણ શોધ થઈ હતી, જો કે તે વિશે ફિરદોસીમાં કાંઈ લખાણ નથી. પણ પરાપૂર્વથી એક દંતકથા ચાલી આવી છે કે જમશીદના મહેલમાં એક વખત એક મોટા વાસણમાં દ્રાક્ષ ભરવામાં આવી. લાંબા વખત સુધી તે તરફ કોઈનું ધ્યાન ગયું નહિ તેથી તે દ્રાક્ષનો

દારૂ બની ગયો. જમશીદે તે થોડો પીધો તો તે કડવો જણાયો, એટલે કોઈ પીએ નહિ તે સારુ તે વાસણ ઉપર "ઝેર છે" એમ લખવામાં આવ્યું. એકવાર શાહી મહેલની એક દાસી શિરોવેદનાથી પીડાતી હતી અને કેમે કરતાં તેનું માથાનું દુઃખ મટતું નહોતું. છેવટે આત્મહત્યા કરવાના વિચારે તેણે તે વાસણમાંનો શરાબ ઝેર સમજી પીધો: તેથી તે નિદ્રામાં પડી અને તેનું દુઃખ દૂર થઈ ગયું. આ વાત બાદશાહની જાણમાં આવી અને દારૂ તે દવા છે એમ મનાયું. લોકોને હવે લાગ્યું કે આ તો "દવાઈકી દવાઈ હય ઔર મિઠાઈકી મિઠાઈ હય." આ રીતે ઈરાનમાં શરાબબાજીનો દોર શરૂ થયો, અને આજે પણ, ઇસ્લામી રાજઅમલ છતાં તે ચાલુ રહ્યો છે.

જમશીદ એવો પ્રતાપી હતો કે દૂર બનતા બનાવોની એને આગાહી થતી, અથવા અપ્રત્યક્ષવિષયદર્શન (clairvoyance) દ્વારા તે દૂર બનતા બનાવો જોઈ શકતો. તે ઉપરથી એમ મનાયું છે કે તેની પાસે એક જામ હતો; કોઈ પવિત્ર દિવસે પ્રાર્થના કરી જમશીદ તે પ્યાલામાં જોતા તો જે બાબતની તે ખબર માગતો તે તેને તે જામમાં દેખાતી; જેમ ભીમને અક્ષયપાત્રમાંથી અખૂટ ખાદ્ય પદાર્થો મળતા તેમ જમશીદને તે જામમાંથી તેની માગી મુરાદ પ્રમાણે જ્ઞાન મળતું. આ "જામે જમશીદ[1]"ને ફિરદૌસી "જામે અખ્તરનુમા" એટલે સિતારાઓ બતાવતો જામ કહે છે; તે ઉપરથી કેટલાક અભ્યાસીઓ અનુમાન કરે છે કે તે એક પ્રકારનું દૂરબીન હોવું જોઈએ. જમશીદને ખગોળવિદ્યા અથવા ગણિતનું જ્ઞાન પણ હશે જ, કેમકે વસંત ઋતુમાં દિવસ અને રાત્રિ સરખાં થાય છે તે દિવસ તેણે નવા વર્ષના પ્રથમ દિન તરીકે મુકરર કર્યો. તે દિવસે જાણે કુદરત તમામ નવો શણગાર સજે છે. ઝાડપાન, પશુપંખી અને મનુષ્યોમાં તે દિવસથી એક નવીન ચેતન, એક અનેરો ઉત્સાહ ઉત્પન્ન થાય છે. તે દિવસ ખ્રિસ્તી તારીખ પ્રમાણે ૨૧મી માર્ચે આવે છે, અને આજે જો કે પારસીઓ ખોટી રીતે નવું વર્ષ સપ્ટેમ્બર મહિનામાં પાળે છે તે છતાં તેઓ "જમશીદી નવરૂઝ" બહુ ખુશાલીથી ઊજવી જમશીદની પવિત્ર યાદને તાજી કરે છે. ઈરાનમાં તો આજ સુધી, પારસી રાજ્ય હો યા મુસ્લિમ, આ તહેવાર અતિ ઉત્સાહ અને આનંદથી કેટલાક દિવસ સુધી ઊજવવામાં આવે છે.

---

૧. આ નામ ધરાવતું એક પારસી વર્તમાનપત્ર બહુ જાણીતું છે: એની મતલબ પણ જમશીદની જામ પ્રમા[illegible] દુનિયાની દરેક [illegible]

કેટલાક ચમત્કારો પણ જમશીદને લાગુ પાડવામાં આવ્યા છે. યહૂદીઓના બાદશાહ સોલોમનની પાસે એક વીંટી હતી જેની અસરતથી દૈત્યો તેની તાબેદારી કરતા; તેમ જમશીદની વીંટીને પ્રતાપે તેની પ્રજા તેની આજ્ઞાંકિત રહેતી. જમશીદના વખતમાં હવાઈ વિમાન તો શકય જ કેમ હોય? તે છતાં એમ મનાય છે કે હાથમાં જામ પકડી જમશીદ તખ્ત ઉપર બેસતો અને પક્ષી તે સિંહાસન ઉપાડી હવામાં ફરતા. એવી જ હકીકત ઉપર્યુક્ત રાજા સોલોમનની "ફર્શેસુલેમાન" (સોલોમનની શેત્રંજી) વિશે નોંધાયેલી છે. છેક અઢારમી સદી સુધી ઈંગ્લાંડમાં કંઠમાળને king's disease કહેવામાં આવતું કેમકે એવા રોગથી પીડાતા બાળકને રાજાનો સ્પર્શ થાય તો તેનો રોગ તત્કાળ મટી જતો એમ માનવામાં આવતું; તેમ જમશીદ માટે કહેવાય છે કે તે પોતાના હાથ ઉપર એક બાજૂબંધ પહેરતો અને રોગીઓને પણ પહેરાવી તેમનું દરદ મટાડતો.

દરેક દેશના મહાપુરુષની સ્તુતિ કરતાં અતિશયોક્તિ થઈ જાય એ સ્વાભાવિક છે. જમશીદ ઈરાની સંસ્કૃતિનો પિતા હતો માટે (અનેક દેશોના આદિ-પુરુષોના સંબંધમાં બન્યું છે તેમ) મનુષ્યોને ઉપકારક એવી અનેક પ્રવૃત્તિઓનો જશ એને જ અપાયો છે. એના વખતમાં જ રૂમાંથી કાંતવાનો અને વણવાનો હુન્નર લોકો શીખ્યાં. એણે જ ઈંટો પકવી તેમાંથી ઘર બાંધવાનું જ્ઞાન પ્રજાને આપ્યું. સમુદ્ર ઉપર હોડીમાં સફર કરવી, પાણીમાં તરવું, અને છીપમાંથી મોતી શોધવાનું કાર્ય પણ જમશીદના અમલમાં જ પહેલવહેલું શરૂ થયું. એના જ સમયમાં ખેતીવાડીનો વિકાસ થયો, લોખંડનાં હથિયારો બનાવાયાં, સોનું રૂપું જવાહિરો વગેરેનો ઉપયોગ થયો, સંગીતનાં વાદ્યોની શોધ થઈ, ફૂલોમાંથી અત્તર બનાવવામાં આવ્યું, અને અલબીરૂની પ્રમાણે શેરડીમાંથી ખાંડ બનાવવાનો ઉદ્યોગ પણ જમશીદે જ પોતાની પ્રજાને શિખવાડયો. અગ્નિની ઉત્પત્તિનું માન એના પુરોગામી શાહ હોશંગને મળે છે; મૂળાક્ષરની શોધનો યશ હોશંગ અને જમશીદની વચમાં રાજ્ય કરી જનાર શાહ તેહમુરસને ઘટે છે; જ્યારે વૈદકશાસ્ત્રનો ખરો વિકાસ જમશીદના અનુગામી શાહ ફરીદુનના સમયમાં થયો હતો. કોઈ પણ દેશમાં પાકા રસ્તા ન હોય ત્યાંસુધી તે સુધરેલો કહેવાતો નથી, અને જમશીદે પાકા રસ્તાની પણ પહેલ કરેલી કહેવાય છે. ટૂંકમાં ભટકતી જિંદગી ગુજારનાર પ્રજાને સ્થિર અને ઠરીઠામ જીવન ગાળતાં શિખવાડનાર, તેમનામાં સંસ્કૃતિની જ્યોત જગાવનાર અને તેમને સદ્‌ગુણને પંથે પ્રેરનાર તે શાહ જમશીદ હતો.

ઈસ્તખ્ર અથવા પરસીપોલિસ શહેરની પાસે "તખ્તે જમશીદ"નાં ખંડેરો આજે પણ મુસાફરોનું ધ્યાન ખેંચે છે. એ મહેલો અને શિલ્પોનો બનાવનાર જમશીદ નહિ પણ તેની હઝારો વર્ષ પછી થઈ જનાર હખામની બાદશાહો હતા. પણ ઈરાનમાં જમશીદનું નામ એટલું માનીતું છે કે કોઈ પણ મહાન ખંડેર જણાય તો તેને જમશીદના નામ સાથે જોડી દેતાં ઈરાનીઓને વાર લાગતી નથી. તેજ પ્રમાણે એક પર્વત ઉપર કોતરાયેલા "નક્શે રુસ્તમ"નો જશ મશહૂર જહાંપહેલવાન રુસ્તમને ફોકટનો અપાયેલો છે, કેમકે તે કોતરાવનાર તો ઈસ્વી ૩જીથી ૭મી સદીમાં થઈ ગયેલા સાસાની બાદશાહો હતા. જમશીદનું રાજ્ય ફિરદૌસી પ્રમાણે ૭૦૦ વર્ષ, અવસ્તા પ્રમાણે ૧૦૦૦ વર્ષ અને બુનદેહિશ્ન નામની પહેલવી કિતાબ પ્રમાણે ૬૧૬ વર્ષ ચાલ્યુ હતું. આટલી લાંબી મુદ્દત સુધી એક માણસ રાજ્ય કરે એ અસંભવિત લાગે છે. કેટલાકોના મત પ્રમાણે એ વર્ષો દરમ્યાન એ જ વંશના ઘણા રાજાઓ થઈ ગયા હશે કે જેમનું નામનિશાન રહ્યું ન હોય; માટે તેમનામાંના સૌથી જાણીતા રાજ્યકર્તાએ જ આટલો લાંબો સમય રાજ્ય કર્યું એવી માન્યતા લોકોમાં પ્રચલિત થઈ હોવી જોઈએ. આજના લોકશાસનયુગમાં પણ જો વીરપૂજા દેખાતી હોય તો જમશીદના સમયમાં અને તે પછી પણ સે અધિક પ્રમાણમાં હોવી જોઈએ.

જમશીદનાં છેવટનાં વર્ષો બહુ દુઃખમાં પસાર થયાં. ફિરદૌસી પ્રમાણે જ્યારે જમશીદે પોતાની બેહદ સત્તા જોઈ ત્યારે તેનું મસ્તક ફરી ગયું, તેણે ખુદાઈ દાવો કર્યો; અને પોતે જ ખુદા હોય એવી રીતે પોતાની પૂજા કરવા સૌને આજ્ઞા કરી. ત્યાર પછી જ તેનું ખુદાઈ નૂર, તેનું ખોરેહ (દિવ્ય પ્રકાશ) જે તેની આસપાસ ઝળહળતું હતું, તે તેને છોડી ગયું, અને તેની પછી આવનાર ફરીદુન અને કેરશાસ્પ વચ્ચે વહેંચાઈ ગયું. જમશીદે મગરૂરીથી અને સખ્તાઈથી વર્તવા માંડયું, અને તેની પ્રજા અસંતોષી અને દુઃખી બની ગઈ.[1] આ તકનો લાભ લઈ બૂરાઈના અવતાર સમો, રાજા રાવણને ભુલાવે એવો ભૂંડો અને બળવાન બાદશાહ

૧ પુણ્ય અને પવિત્રતાના અવતાર સમો જમશીદ આવા પાપમાં પડે એ અસંભવિત લાગવાથી મિ. પાલનજી બ. દેસાઈ "જામે જમશેદ મેમોરિયલ વોલ્યૂમ" માં બે જમશેદો હતા, એક ભલો અને બીજો ભૂંડો, એવો વાદ રજૂ કરે છે. એક બીજા પ્રસિદ્ધ વિદ્વાન દસ્તૂર ખુરશેદજી એ. પાવરી બે નહિ પણ ત્રણ જમશેદ હતા એવો મત ૧૯૩૧ના "સાંજ વર્તમાન"ના પતેતી અંકમાં દર્શાવે છે. આપણા લઘુગ્રંથમાં આવી ચર્ચાઓમાં આપણે ઊતરી શકતા નથી.

ઝોહાક ઈરાન ઉપર ચડી આવ્યો. ફિરદૌસી પ્રમાણે ઝોહાક "તાઝી" અથવા અરબ હતો, જ્યારે બીજા લખનારાઓ તેને "બાબુલી" અથવા બેબિલોનિયાનો વતની ગણે છે. જમશીદ તેની સામે એક મોટી લડાઈમાં હાર્યો અને સો વર્ષ સુધી તે છુપાઈ રહ્યો. તે અરસામાં તે સેંકડો વર્ષના વૃદ્ધ પુરુષે સીસ્તાનની રાજકુમારી સાથે લગ્ન કર્યું કહેવાય છે. આ લગ્નથી થયેલા ઔલાદમાં કેરશાસ્પ, ઝાલ, રુસ્તમ વગેરે નામીચા પહેલવાનો અવતર્યા હતા. પરંતુ આ સો વર્ષ તેણે ક્યાં કાઢ્યાં તેનો વિશ્વાસપાત્ર ખુલાસો જડતો નથી. મિ. સોહરાબ જ. બલસારાના[1] મત પ્રમાણે તે સો વર્ષ દરમ્યાન જમશીદ હિંદ આવ્યો હશે અને અહીંના આર્યોનો આગેવાન બન્યો હશે. કદાચ તેને લગતી કથાઓ અને તેના ભાઈ મનુને લગતી કથાઓની અહીં ભેળસેળ પણ થઈ હોય. આ તો માત્ર મિ. બલસારાનો એક તર્ક છે, કે જેને કોઈ બીજા સાધનથી અનુમોદન મળતું નથી. આપણે જોઈ ગયા તેમ હિંદુઓએ પોતે યમને ખુદાઈ પદ આપી તેને યમલોકનો દેવ બનાવ્યો હતો; પણ ઈરાનમાં જમશીદે ખુદાઈ દાવો કર્યો તે એક અભિમાની કાર્ય ગણાયું અને તેથી જ તેનું પતન પણ થયું. આખરે જમશીદ જીવતો પકડાયો અને નિર્દય ઝોહાકે તેને કરવતથી વહેરી નંખાવ્યો એમ શાહનામામાં વર્ણન છે. ઝમયાદયસ્ત પ્રમાણે જમશીદ પોતાના જ ભાઈ સ્પીતિયુરને હાથે કતલ થયો હતો.

એનાં છેલ્લાં વર્ષો બાદ કરતાં જમશીદના જેવો પ્રતાપી રાજ્યકર્તા ઈરાનમાં બીજો થયો નથી. એણે જેટલાં લોકકલ્યાણનાં કાર્યો કર્યાં તેટલાં બીજા કોઈ ઈરાની તાજપતિથી થયાં નથી. પોતાની પ્રજાને હિમ-પ્રલયમાંથી ઉગારનાર, "અઈરાનવએજો" (ઈરાન)માં દોરી જઈ તેની રક્ષા કરનાર, રામરાજ્ય જેવો સુખી સુવર્ણયુગ સ્થાપનાર, પ્રજામાં સંસ્કૃતિના બીજ રોપનાર તે યમ વૈવસ્વત, અથવા વિવંઘહાનનો પુત્ર જમશીદ. ખૂબી તો એ હતી કે આ બળવાન રાજકર્તાને શાહીવાદનો ચેપ લાગ્યો ન હતો. એણે કોઈ રાજ્ય જીતી લઈ તેની મરજી વિરુદ્ધ પોતાની સત્તા તેની ઉપર ચલાવી હોય એવું દેખાતું નથી. એ વિજેતા નહોતો, પ્રજાસેવક હતો. એ ભલો અને એનું ઈરાન ભલું : પોતાની પ્રજાને સુખી કરવી એ જ એનું પરમ ધ્યેય હતું. ઈરાનના અનેક તાજપતિઓ

---

1 Mr. Sohrab J. Bulsara's article on "The Religion of Zarathushtra among Non-Iranian Nations" in the K. R. Cama Institute Journal, No. 35

થઈ ગયા પણ જમશીદ જેવો વતનપરસ્ત,[1] કોમપનાહ,[2] રૈયતપરવર[3] અને ગરીબનવાઝ બીજો કોઈ બાદશાહ થયો નથી. હજારો વર્ષ પછી આજે પણ પારસીઓ પોતાના આ બખ્તાવર શાહની યાદમાં મસ્તક નમાવી પ્રાર્થના કરે છે —"યીમહે વિવઘહનહે અષોનો ફ્રવષીમ યજમઈદે" (ફરવરદીન યસ્ત : ફકરો ૧૩૦) વિવંઘહાનના પુત્ર જમશીદના પવિત્ર આત્માને અમે આરાધીએ છીએ.

## ૨

## ઈરાનના ચેરાગનું શુદ્ધતમ સ્વરૂપ—અષો ઝરથુસ્ત્ર

કોઈ પણ દેશની સંસ્કૃતિ જાણવા પહેલાં તે દેશના ધર્મ વિશેનું જ્ઞાન સંપાદન કરવુ આવશ્યક હોય છે, કેમકે તે દેશની નીતિ, ત્યાંનું તત્ત્વજ્ઞાન, ત્યાના કાયદા, રીતરિવાજ, સામાજિક રૂઢિઓ અને છેવટે સાહિત્ય પણ ત્યાના ધર્મે આપેલા અમુક વલણ ઉપર જ આધાર રાખે છે. શાહ જમશીદ પેશદાદી વંશમા થઈ ગયો તે પછીનો કયાની વંશ શાહ કયકોબાદથી શરૂ થયો, અને તેના રાજાઓ કયાની વંશના હોવાથી પોતાના નામ આગળ "કય" શબ્દ મૂકતા. બાદશાહ કય વિસ્તાસ્પ અથવા ગુસ્તાસ્પના રાજ-અમલમાં પયગંબર ઝરથુસ્ત્ર થઈ ગયા. એમના જીવનચરિત્ર અને તે સમયના ઈરાન વિશે અહી ચર્ચા થઈ શકે એમ નથી, પરતુ એમણે ફેલાવેલા ધર્મનાં મુખ્ય લક્ષણો ઉપર જ આપણે ધ્યાન કેન્દ્રિત કરીશુ. કેટલાકો એમને ઈ. પૂ ૮૦૦૦ વર્ષ ઉપર મૂકે છે; બીજાઓ માત્ર ઈ. પૂ. છઠ્ઠી સદીમા તેઓ થઈ ગયા એમ માને છે પરતુ ગાથા અને વેદની ભાષાઓના સામ્ય ઉપરથી, તેમા દર્શાવેલા દેવો, ફિરસ્તાઓ અને ક્રિયાઓના સામ્ય ઉપરથી, અને છેવટે ઝરથુસ્ત્રના કેટલાક સમકાલીનોના નામ વેદમાથી મળી આવે છે તે ઉપરથી પયગમ્બર ઝરથુસ્ત્ર વેદકાળના અંતભાગમા થઈ ગયા હોય એમ માનવા કારણ રહે છે. જરથુસ્ત્રે વેદના અમુક સિદ્ધાંતો સામે વિરોધ ઉઠાવી એક જુદો જ ધર્મ સ્થાપ્યો તે પહેલા હિંદુઓ અને પારસીઓનો એક જ ધર્મ હતો જે હિંદ ઈરાની (Indo-Iranian) ધર્મને નામે ઓળખાય છે.

૧. દેશભક્ત ૨ કોમ રક્ષક ૩ રૈયતની આબાદી કરનાર.

વેદમાં અનેક દેવોનું વર્ણન મળે છે. વેદમાં એકેશ્વરવાદ પણ છે. સત્ એક છે પરંતુ વિદ્વાનો તેને અનેક નામે ઓળખે છે એવો મંત્ર ઋગ્વેદમાં જ છે (૧ : ૧૬૪ : ૪૬). પરંતુ વેદનો એકેશ્વરવાદ ગૌણ છે, અને અનેક દેવોની માન્યતા આગળ તરી આવે છે. ઝરથુસ્ત્રે આમાં સુધારો કર્યો અને જગતના સઘળા ધર્મોમાં ઝરથોસ્તી ધર્મ સૌથી પહેલો છે કે જેમાં એકેશ્વરવાદ ખુલ્લા અને ચોક્કસ શબ્દોમાં અનેક વાર વર્ણવાયેલો છે. વેદમાં જે એકેશ્વરવાદ પ્રકૃતિપૂજામાં ગૂંચવાઈ પડેલો છે તે ઝરથુસ્ત્રના ગાથામાં સોળે કળા પ્રકાશી નીકળે છે, જો કે જે વૈદિક દેવોનો ઝરથુસ્ત્રે બહિષ્કાર કર્યો તે આગળ જતાં ફિરસ્તાઓ રૂપે અવસ્તામાં દાખલ થવા પામ્યા. વેદ પ્રમાણે પશુઓનાં બલિદાન આપવાથી પ્રભુ પ્રસન્ન થાય છે એવી માન્યતા પ્રવર્તતી હતી. જગતના ધર્મોના ઇતિહાસમાં પહેલી જ વાર ઝરથુસ્ત્રે આવા યજ્ઞો બંધ કરાવ્યા અને ગાય વગેરે જાનવરોની કુરબાનીને એમણે પાપ માની વખોડી કાઢી (યશ્ન ૩૨, ૧૨). તે સમયમાં સોમરસ પુષ્કળ પીવામાં આવતો : હિંદુઓ અને પારસીઓના પૂર્વજોમાં સોમપાન સાધારણ હતું. સોમપાનના ફાયદાઓ પણ હશે, પણ કેટલાક અવિચારી શખ્સો વધારે પ્રમાણમાં સોમપાન કરી છાકટા બનતા અને મસ્તીની ધૂનમાં ગેરવર્તણુક ચલાવતા. જગતમાં પહેલી જ વાર ઝરથુસ્ત્રે છાકટાપણાનો નિષેધ કર્યો (યશ્ન ૪૮, ૧૦). અલબત પાછલાં ઝરથોસ્તી ધર્મપુસ્તકો પ્રમાણે હદમાં રહી શરાબ પીવાની છૂટ અપાઈ છે, પણ છાકટાપણાની બંધી તો ગાથામાં જ ઝરથુસ્ત્રના શ્રીમુખે પોકારાઈ છે.

હિંદુ ધર્મ પ્રમાણે જેણે માયાને વશ કરી સાચું જ્ઞાન મેળવ્યું તેના મોક્ષનો માર્ગ ખૂલ્યો. બૌદ્ધ ધર્મ પ્રમાણે તૃષ્ણાઓનો ઉચ્છેદ કરવાથી જ ફરીફરી જન્મો લેવાની ઉપાધિમાથી બચી શકાય છે, જૈન ભાઈઓ હરેક પ્રકારની હિંસાનો સામનો કરે છે, જ્યારે મુસ્લિમો કુફ્ર અથવા ખોટી માન્યતાને પડકારે છે. ઝરથુસ્ત્રને મન જગતનો મહાપ્રશ્ન એ હતો કે પ્રભુની આ સુંદર સૃષ્ટિમાં પાપ પેઠું કેમ અને એનુ નિવારણ શી રીતે થાય? ઝરથુસ્ત્ર પ્રમાણે અહુરમઝ્દે જ સકળ સૃષ્ટિ પેદા કરી : તેણે સૃષ્ટિના આરંભથી જ બે શક્તિઓ સાથે ઉત્પન્ન કરી — એક ભલાઈ અને વિકાસની શક્તિ (સ્પેન્તોમૈન્યુ) અને બીજી બૂરાઈ અને વિનાશની શક્તિ (અંગ્રમૈન્યુ). જગતના અંત સુધી આ શક્તિઓનું ઘર્ષણ રહેશે, પણ છેવટે બૂરાઈનો નાશ અને ભલાઈનો વિજય જ છે માટે જરથોસ્તી ધર્મના દરેક અનુયાયીએ ભલાઈનો સાથ કરવો અને બૂરાઈથી હમેશ દૂર રહેવું. આગળ જતા ખુદ પહેલવી પુસ્તકોમાં જ અહુરમઝ્દને ભલાઈની

શક્તિ સાથે એકરૂપ કરી દેવામાં આવ્યો, અને તેને બૂરાઈની શક્તિનો હરીફ ગણવામાં આવ્યો. તેથી જાણે ઝરથોસ્તી ધર્મમાં બે ખુદા હોય — એક ભલાઈનો અને બીજો બૂરાઈનો — એવી કેવળ ખોટી છાપ ઘણાંના મનમાં રહી ગઈ છે. બે ખુદા તો હોય જ ક્યાંથી, કેમકે ભલાઈ અને બૂરાઈ બન્ને શક્તિઓને પેદા કરનાર એક જ અહુરમઝ્દ ગણાયો છે.

દરેક જરથોસ્તી સાચનો સિપાહી છે, અને બૂરાઈ અને પાપ સામે લડવાની એની પહેલી ફરજ છે. અહુરમઝ્દના અનેક ગુણોની નકલ કરી, દિનપ્રતિદિન પ્રગતિ કરી હૌર્વતાત (સંપૂર્ણતા)ને પહોચવા પ્રયાસ કરવો એવો પયગમ્બર સાહેબનો ઉપદેશ છે. જરથોસ્તીઓનુ ધ્યેય સુખ નથી, સંપૂર્ણતા છે. તેઓ જીવનમાં આનંદ નહિ પણ ફરજને મુખ્ય સ્થાન આપે છે. હિંદુઓ આ બાબતને જુદી દૃષ્ટિએ જુએ છે. તેઓ માને છે કે ઈશ્વરની નકલ કરવાની જરૂર નથી કેમકે મનુષ્ય પોતે જ ઈશ્વર છે, અને માનવી અજ્ઞાન અને માયાનાં પડળો ફેંકી દઈ પોતામાં રહેલા ઈશ્વરત્વનો અનુભવ કરી શકે છે. હિંદુ ધર્મ પ્રમાણે મોક્ષની સ્થિતિમાં માનવીનો આત્મા પ્રભુમાં ભળી જાય છે. જરથોસ્તી દૃષ્ટિબિંદુ પ્રમાણે માનવી જ્યારે સંપૂર્ણતાને તબક્કે પહોચે છે ત્યારે તે ઈશ્વરના કાયમના સાંનિધ્યમાં રહે છે.

જરથોસ્તી ધર્મ વેદકાળના હિંદુધર્મની પેઠે પ્રવૃત્તિમાર્ગી છે. ઝરથુસ્ત્રનો મુખ્ય ઉપદેશ એ હતો કે નેકીનાં કાર્યો સતત કર્યા જ કરો: નેકીનાં કર્મોથી જ મોક્ષ મળશે. અમને અમારા પયગમ્બર કે બીજી કોઈ દિવ્યશક્તિ મોક્ષ અપાવશે એવું આશ્વાસન અમને મળ્યું નથી. વળી અમે ઈશ્વરની માનીતી કોમ છીએ એમ માની લઈ અમે નચિંત બેઠા નથી. રૂડાં કાર્યોથી જ મોક્ષનો અધિકાર પ્રાપ્ત થાય છે એવી અમારી દૃઢ માન્યતા છે. માત્ર જ્ઞાન અને ભક્તિ નહિ પણ રૂડાં કાર્યોની જીવનમાં ખાસ આવશ્યકતા મનાઈ છે (યસ્ન ૩૪, ૧૪). આ જીવન એક પ્રયોગશાળા છે અને નેકીના પ્રયોગો વિના સારા વિચારો અને સુંદર શબ્દોનો કશો અર્થ નથી. જ્યાંસુધી ઉત્તમ આચાર નથી ત્યાંસુધી ઉત્કૃષ્ટ વિચાર કે ઉચ્ચારથી કામ સરે એમ નથી. જ્યાંસુધી વિજ્ઞાનના અધ્યાપક પ્રયોગો કરતા નથી ત્યાંસુધી તેમના શબ્દો કે જ્ઞાનની કદર વિદ્યાર્થીઓ કરી શકતા નથી.

અમારા ધર્મમાં સંન્યાસને સ્થાન નથી, પણ છેવટ સુધી સેવા અને પરોપકારનાં કાર્યોમાં પ્રવૃત્ત રહેવાનું ફરમાન છે. એક સંન્યાસી સમાજ ઉપર બોજા સમાન થઈ પડે છે: સંન્યાસ એક પ્રકારનો આધ્યાત્મિક

સ્વાર્થ હોય એમ જરથુસ્ત્રને લાગ્યું. પયગમ્બર.સાહેબના મન પ્રમાણે એક વ્યક્તિએ પોતાના જ સ્વાર્થી મોક્ષનો વિચાર કરવાને બદલે લોકકલ્યાણનો ખયાલ રાખવો જોઈએ. હિંદુઓ બ્રહ્મને સત્ય અને જગતને મિથ્યા માને છે: ઝરથુસ્ત્ર તો જ્યાંસુધી આ ક્ષણભંગુર જગત અને દેહ છે ત્યાંસુધી તેમને પણ સત્ય માનવા તૈયાર છે. જગત અને દેહને જો મિથ્યા માનીએ તો તેવા જગતમાં અને તેવા શરીર વડે કાર્ય કરવાનું મન જ કેમ થાય? માટે જીવનને એક અમૂલ્ય તક માની, જગતને પણ તે છે ત્યાંસુધી સત્ય સમજી સેવા અને પરોપકારનાં કાર્યોમા જેટલો શ્રમ લેવાય એટલો લેવો જોઈએ. જરથુસ્ત્ર સંન્યાસની વિરુદ્ધ હશે પરંતુ તેઓ ત્યાગભાવનાની વિરુદ્ધ નહોતા. નિષ્કામ કર્મો એમને પ્રિય હતાં; બિનસ્વાર્થી કાર્યોની ઉચ્ચતા તેઓ સમજતા હતા, અને નીતિનો પાયો જ સ્વાર્થરહિત હેતુઓ ઉપર રચાયેલો છે એમ તેઓ માનતા. એટલે સંન્યાસી બન્યા સિવાય સંન્યાસીની ત્યાગભાવના કેળવી સમાજમાં રહીને જ સમાજની સેવા છેવટ સુધી કરવી એવી તેઓની આજ્ઞા હતી.

અમારા ધર્મમાં કોઈ પ્રકારનો અતિરેક નથી, અને એના નૈતિક સિદ્ધાંતો પણ નિશ્ચય બળવાળો દરેક માણસ પાળી શકે એવા છે. અમુક વય પછી અમને લગ્ન કરવાનું ફરમાન છે, અને સંતાનોવાળો એક માણસ સંતાનો વિનાના માણસ કરતાં પ્રભુને વધુ પ્રિય હોય છે એવું વદીદાદ ૪, ૪૭ માં લખાણુ છે. અમારા ધર્મમાં ઉપવાસ કરવાનું ખાસ ફરમાન નથી. જો કે દરેક કાર્યમાં સંયમ અને મધ્યમપણુ જાળવવાનો ઉપદેશ અપાયો છે. સેવા અને પરોપકારનાં કાર્યો માટે સારા આરોગ્યની જરૂર રહે છે. વિના કારણે ઉપવાસ પાળવાથી અથવા દેહકષ્ટ કરવાથી સેવા અને પરોપકારનાં નિષ્કામ કર્મોમાં ફોગટનો વિક્ષેપ પડે છે, માટે પયગમ્બર સાહેબે ઉપવાસ અને દેહકષ્ટની બંધી ફરમાવી છે. કેટલાકોને અમારો ધર્મ આવા કારણોથી જડવાદી લાગશે, પણ એ માન્યતા ભૂલભરી કહેવાય. અમારા ધર્મનું મુખ્ય લક્ષણ જ પ્રભુપરાયણતા છે. એક હાથે ઈશ્વરને ઝાલી બીજે હાથે જીવનના અંત પર્યંત ભલાઈનાં કાર્યો કરવાના છે. એક સાચો જરથોસ્તી જાગતા જોધ જેવુ અંતઃકરણ ધરાવે છે, અને રખે એનું કોઈ પણ કાર્ય ઈશ્વરને અપ્રિય થઈ પડે તેની એને હરઘડી ચિંતા રહે છે. પવિત્ર મન (બેહમન) ધરાવવું એ એની પ્રથમ ફરજ છે, કેમકે જ્યાંસુધી બુદ્ધિ નિર્મળ અને મન પવિત્ર થતું નથી, જ્યાંસુધી મલિન ઇચ્છાઓ, ગુસ્સાઓ, વાસનાઓનુ જોર છે ત્યાંસુધી તે માણસથી ભલાં કાર્યો થવાં મુશ્કેલ છે.

એક જરથોસ્તીના જીવનમાં ભક્તિ (આરમઈતી) મુખ્ય ભાગ ભજવે છે. દિવસમાં પાંચ વાર તે ભક્તિ દ્વારા ઈશ્વરનું શરણું લે છે, તેની સહાય માગે છે, ભૂલચૂકોનો પશ્ચાત્તાપ કરી ફરીથી સાવચેત રહેવાનો કોલ આપે છે. જેમ શરીરને સ્નાનની જરૂર તેમ આત્માને ભક્તિની આવશ્યકતા રહે છે. કર્મ અને જ્ઞાનથી ઈશ્વરને પહોંચતાં વાર લાગે છે પણ ભક્તિથી હૃદયનાં દ્વાર ખૂલે છે અને ઈશ્વરની હાજરીનો અનુભવ થાય છે. ઈશ્વરને પહોંચવાનો ટૂંકામાં ટૂંકો માર્ગ તે ભક્તિનો ભક્તિ દ્વારા જ્યાંસુધી ઈશ્વરનો પ્રકાશ હૃદયમાં રેડાતો નથી ત્યાંસુધી ભલાં કાર્યો સતત કર્યા કરવાનું મનોબળ અને પ્રેરણા મનુષ્યને મળતાં નથી. જેમ વનસ્પતિને ઊગવા માટે વરસાદની જરૂર રહે છે તેમ નેકીનીતિમાં પ્રવૃત્ત રહેવા સારુ બંદગી મારફતે ઈશ્વરની પ્રેમપ્રસાદીની આવશ્યકતા રહે છે.

આપણે જોઈ ગયા તેમ દરેક જરથોસ્તીએ પાપનો સામનો કરવો જોઈએ. તે સામનામા તેનું મુખ્ય હથિયાર અષોઈનું છે. ગાથામાં અને સમસ્ત જરથોસ્તી ધર્મમાં 'અષ'ના જેવો સર્વમાહી અને અર્થસૂચક શબ્દ બીજો કોઈ ન હોય. 'અષ' વૈદિક શબ્દ 'ઋત' સાથે સંબંધ ધરાવે છે અને એનો ધાત્વર્થ સરલી, સીધાપણું, સત્ય છે; એનો અર્થ પવિત્રતા અને મન ને હૃદયની સફાઈ પણ થાય છે. જરથોસ્તી શાસ્ત્રો પ્રમાણે અષનો ઈશ્વરી નિયમ સમસ્ત વિશ્વ અને બ્રહ્માંડ કરતાં પણ અચલ છે, અને સ્વર્ગ અને સૃષ્ટિની ઉત્પત્તિ થઈ ત્યારનું એનું અસ્તિત્વ છે અને તે અમર રહેશે. અષમાં જ જરથોસ્તી ધર્મના તમામ સદ્‌ગુણો સમાઈ જાય છે. મનશની (સુવિચાર) ગવશની (સુવાચા) અને કુનશની (સુવર્તન) દ્વારા આ પ્રકટ થઈ શકે છે. અષોઈ જ અમારા ધર્મનો મહાન અફર નૈતિક સિદ્ધાંત છે. એ જ અમારો Moral Law છે, અને સર જહાંગીર કોયાજી[૧]ના મત પ્રમાણે એ જ અમારો Categorical Imperative છે. જે અષોઈ ખાતર અષો છે, જે ભલાઈનાં કાર્યો ધન કે કીર્તિ માટે નહિ પણ નિષ્કામ વૃત્તિથી કરે છે તેનું જીવન ધન્ય છે.

વેદમાં જે અગ્નિપૂજા હતી તે જરથુસ્ત્રે ચાલુ રાખી, પણ અવસ્તામાં આતર (અગ્નિ) તે અગ્નિનો દેવ નહિ પણ અગ્નિનો ફિરસ્તો છે. ઈશ્વરનો ખ્યાલ દરેક મહાન કે પવિત્ર વસ્તુથી આવી શકે, પણ પ્રકાશથી સ્વાભા-

---

૧ "Spirit of the Gathas" by Sir Jehangir C. Coyaji

વિક રીતે જ તે પરમાત્માનું સ્મરણ થઈ જાય છે. માટે અમારા ધર્મમાં અગ્નિને પવિત્ર ગણ્યો છે. તેને ખુદા ગણ્યો નથી પણ ખુદાના એક ચિહ્ન તરીકે ઈશ્વરની યાદ આપનાર એક પરમ પવિત્ર વસ્તુ તરીકે તેને માની લેવામાં આવ્યો છે. આપ અને અગ્નિ જુદી જુદી રીતે બન્ને મહાન હોવાથી પાછળના જમાનામાં બંનેને એક જ ફિરસ્તા (અરદી બહેસ્ત) માં મૂર્તિમંત કરી એક સમાન ગણવામાં આવ્યા છે.

જરથોસ્તી ધર્મમાં પ્રેમ પણ છે પરંતુ તે ગૌણરૂપે; મુખ્ય ભાર સત્ય અને ભલાઈ ઉપર જ મુકાયો છે. સત્ય સાથે કોઈ પણ પ્રકારની બાંધછોડ પણ જરથુસ્ત્ર સહન કરતા નહિ. જરથોસ્તી, યહૂદી અને ઇસ્લામી મઝહબોમાં ઈશ્વરનાં સત્ય, મહત્તા, ભવ્યતા અને ન્યાયપ્રિયતાનું વર્ણન છે. ઈશ્વર એક અચલ કાયદો છે અને કાયદાનું ઉલંઘન કરનારને તે એક અપક્ષપાત ન્યાયાધીશ પેઠે સજા કરે છે એવો આ ત્રણે ધર્મોનો પ્રધાન સૂર છે. શ્રીકૃષ્ણ પ્રત્યેની ગોપીઓની ભક્તિ દ્વારા ઈશ્વર પ્રેમસ્વરૂપ પણ છે એમ જગતને જણાયું. વળી ઈસુખ્રિસ્તે આની પ્રભુ એક પ્રેમાળ પિતા છે, એની મહોબ્બત અમાપ છે, એની ક્ષમાવૃત્તિ બેહદ છે એવો ઉપદેશ આપ્યો. જરથોસ્તી, યહૂદી અને ઇસ્લામી ધર્મોમાં પ્રેમ ગૌણરૂપે રહ્યો છે તે ભગવાન ઈસુના ધર્મમાં પ્રધાનપણે જોવાય છે. ખ્રિસ્તી ધર્મમાં જે કોમળતા છે (જેને ઘણા લખનારાઓ દુર્બળતા પણ કહે છે) તે જરથોસ્તી યહૂદી અને ઇસ્લામ ધર્મોમાં નથી. જરથુસ્ત્રે તો કહ્યું છે કે ભલાઈનો બદલો ભલાઈથી વાળો, પણ બૂરાઈનો બદલો આપો—ન્યાયથી. પાપની આગળ નમી જવું, પાપ માફ કરવું અને તે ચલાવી લેવું તે પાપને ઉત્તેજન આપવા બરાબર છે, જ્યારે પાપનો તો સામનો જ કરવાનું અમારા ધર્મનું ફરમાન છે. જરથુસ્ત્ર તો એટલી હદ સુધી કહે છે કે દુષ્ટ અને આક્રમણકારી મનુષ્યોને હથિયારના બળથી મારી હઠાવવા. (યશ્ન ૩૧,૧૮)

ભગવાન બુદ્ધ, ભગવાન મહાવીર અને ભગવાન ઈસુ આપણને અપાર પ્રેમ, દયા અને ક્ષમાવૃત્તિ કેળવવાનો ઉપદેશ આપી ગયા છે; તેમને મુકાબલે જરથુસ્ત્રનું કથન સખ્તાઈભર્યું લાગશે, પણ જરથુસ્ત્રના ઉપદેશ સમયે આંતરિક યુદ્ધની સ્થિતિ પ્રવર્તતી હતી તે ભૂલવું જોઈતું નથી; માટે જેમ શ્રીરામ, શ્રીકૃષ્ણ અને હઝરત મુહમ્મદને ન છૂટકે તલવાર ઉપાડવી પડી હતી, તેમ અમુક કપરા સંજોગોમાં જરથુસ્ત્રને પણ જરૂરી હિંસાનો ઉપયોગ વાસ્તવિક લાગ્યો. વળી એક વ્યક્તિ અપાર પ્રેમ કે દયા રાખી શકે, પણ એક રાજ્યથી તેમ થઈ શકતું નથી. રાજ્યને તો

ગુનેગારોને સજા ફટકારવી જ પડે અને ચડી આવતા શત્રુઓનો સામનો કરવો જ પડે. આપણી હાલની હિંદી સરકાર અહિંસાનો ધ્વજ ફરકાવે છે પણ ગુનેગારોને છોડી મૂકતી નથીઃ જો છોડે તો એ સરકારે પોતાની ફરજ બજાવેલી કહેવાય પણ નહિ. એક માણસ પણ સૌ સાથે પોતાના વ્યક્તિગત સંબંધમાં અતિ પ્રેમાળ અને દયાળુ હોઈ શકે; પણ જો તે એક ન્યાયાધીશ હોય અથવા કોઈ ખાતાનો વડો અફસર હોય તો પોતાની ગમે તેવી નામરજી છતાં તેણે અપરાધીઓને સજા કરવી જ પડે છે. વળી તે પ્રેમાળ અને દયાળુ માણસ, સઘળી રીતે સશક્ત હોવા છતાં, જો પોતાની સ્ત્રીની આબરૂની રક્ષા ન કરી શકે અથવા પોતાનાં બાળકોને કતલ થતાં ન બચાવી શકે, પણ દયા અને અહિંસાનું બહાનું કાઢી જે થતું હોય તે નિષ્ક્રિયતાથી જોયા કરે તો તે અહિંસાવાદી નથી પણ કાયર છે; તે ભક્ત નથી પણ ભીરુ છે. તે પ્રસંગ અહિંસાનો નહિ પણ ન્યાયપુરઃસર હિંસાનો છે, અને એ અણગમની ફરજ તેણે બજાવ્યા સિવાય છૂટકો નથી. ખુદ ઈશ્વર પણ પરમકૃપાળુ હોવા છતાં સજા તો કર્યા વિના રહેતો જ નથી. માટે ઝરથુસ્ત્રના શબ્દો સખ્તાઈભર્યા હશે પણ તેમાં સત્ય તો સમાયેલું છે જ. કદાચ તેમાં કડવું સત્ય હશે પણ જરૂર પડે ત્યારે તેવું સત્ય પણ ઉચ્ચારવાની તેમનામાં હિંમત તો હતી જ.

જરથોસ્તી ધર્મનું નીતિશાસ્ત્ર બહુ ઉચ્ચ પ્રકારનું છે, અને ભગવાન બુદ્ધના અષ્ટવિધિ માર્ગને બહુ મળતું આવે છે. અમારા ધર્મમાં પહેલું સ્થાન સત્યને મળે છે. કૉલકરારનું પાલન, પાકદિલી, ન્યાયબુદ્ધિ, પ્રામાણિકપણું, ડહાપણ ને મર્યાદાશીલતાને પણ વખાણવામાં આવ્યાં છે, જ્યારે અસત્ય, કામ, ક્રોધ, લોભ, ઈર્ષ્યા, અભિમાન અને આળસનો તિરસ્કાર કરવામાં આવ્યો છે. સુખના વખતમાં શાંતિ અને સંયમ, અને આપત્તિના સમયમાં ધૈર્ય અને સંપૂર્ણ ઈશ્વરપ્રણિધાન રાખવાનું ફરમાવવામાં આવ્યું છે. વડીલો પ્રત્યે માન અને ગરીબો પ્રત્યે પ્રેમ રાખવાનો બોધ આપવામાં આવ્યો છે. પશુઓ તરફ પણ દયા રાખવી જોઈએ, પણ મનુષ્યોને ત્રાસ આપનાર ખ્રફસ્તરો (હિંસક પ્રાણીઓ) નો નાશ કરવા ફરમાવ્યું છે. કિસ્મત ઉપર ભરોસો મૂકી હાથ જોડી બેસી રહેવા કરતાં ઉદ્યોગ, ખંત અને સ્વાશ્રય ખીલવી પ્રયત્નશીલ જીવન ગુજારવાનો અમને ઉપદેશ અપાયો છે, અને વંદીદાદ ૩, ૩૧માં તો કહ્યું છે કે જે અનાજ વાવે છે તે અષોઈ વાવે છે. સ્વધર્મીઓ કે વિધર્મીઓ સાથે વચનભંગ કરવું એ મહાપાપ મનાયું છે (મહેર યસ્ત ૨): સખાવતને વખાણવામાં આવી છે પણ તેમાં વિવેકબુદ્ધિ રાખવી જોઈએ એવું સૂચન છે. તનની અને મનની સફાઈની

જરૂર દેખાડવામાં આવી છે, અને સૌની સાથે પરોપકાર અને ઉદારતા-ભર્યા વર્તનની ફરજ નાખવામાં આવી છે. કંજૂસાઈ, ઉડાઉપણું અને કરજ ભરી દેવામાં જાણી જોઈને થતી ઢીલને વખોડવામાં આવ્યાં છે. છાકટપણાનો નિષેધ કર્યો છે, કેમકે તેની પાછળ હિંસા આવે છે (યશ્ન ૧૦, ૮). બદફેલી અને ઝનાકારી તો અતિ ધિક્કારને પાત્ર ગણ્યાં છે, કેમકે વંદીદાદ ૧૮, ૬૨, પ્રમાણે એક વ્યભિચારી માણસ અહુરમઝ્દનો કટ્ટો શત્રુ છે.

અમારો ધર્મ જગતની પ્રગતિ, વૃદ્ધિ અને આબાદીની આકાંક્ષા રાખે છે, અને દરેક કલ્યાણકારી પ્રવૃત્તિને ઉત્તેજન આપે છે. તે વિજ્ઞાનને પોતાનો વિરોધી નહિ પણ મિત્ર માને છે. કૂવા, તળાવ, નહેરો વગેરે ખોદાવવાં, અને મુસાફરખાનાં, આશ્રમો, ઇસ્પિતાલો વગેરે અનેક લોકોપયોગી સંસ્થાઓ ઊભી કરવી તે પ્રશંસાપાત્ર ગણાયું છે. આ ભૌતિક પ્રગતિની સાથોસાથ આધ્યાત્મિક પ્રગતિ રહેવી જોઈએ. નીતિ અને ધર્મ વિનાની સંસ્કૃતિ ઝરથુસ્ત્રને સ્વીકાર્ય નથી. ઇશ્વરપરાયણતા અને આધ્યાત્મિકતા વિનાનો વિજ્ઞાનનો વિકાસ સર્વનાશ તરફ દોરી જશે, જગકલ્યાણ તરફ નહિ. ઈશ્વરની સાથોસાથ રહી, તેની આજ્ઞાનુ અચોઈથી પાલન કરી જગતમાં ક્ષથ્રવૈર્ય (ઈશ્વરનુ બળવાન સામ્રાજ્ય) સ્થાપવાની જરથોસ્તીઓની ઉમેદ છે. અમારો ધર્મ મનુષ્યની નૈતિક સ્વતંત્રતા સ્વીકારે છે, અને નીતિના ક્ષેત્રમાં માણસ પોતાની જવાબદારી સમજી વર્તવાને છૂટો છે એમ તે જણાવે છે. કોઈ પણ વ્યક્તિએ કહ્યું અથવા અમુક ગ્રંથમાં લખાયું તે દેવવાણી સમાન સત્ય માની લેવું એવુ અમારા ધર્મમાં ફરમાન નથી તેથી જરથોસ્તી ધર્મમા વહેમ, અંધશ્રદ્ધા અને ધર્માંધતા હોવાં જોઈએ નહિ. યશ્ન ૩૦, ૨ માં ઝરથુસ્ત્ર ખુલ્લું જાહેર કરે છે કે — હું કહું છું તે સાંભળી તમારી રોશન અક્કલ વડે વિચાર કરો; પછી છેવટની પસંદગી તમારી છે. આ કહેનાર પયગમ્બર આજના બુદ્ધિપ્રધાન યુગમાં નહિ પણ છેક વેદકાળના હતા તે યાદ રાખવું જરૂરી છે.

અમારા ધર્મમાં છૂટાછવાયા ઈશારાઓ સિવાય પુનર્જન્મ હોય એમ દેખાતુ નથી. અમારામાં કાયમનું દોઝખ નથી. પણ ગાથામાં જ માત્ર "લાંબા સમયનું" દોઝખ રહેશે એવું ઝરથુસ્ત્ર કહે છે (યશ્ન ૩૦,૧૧; અને ૩૧,૨૦). મરણ પામવાને ચોથે દિવસે જ મીનોઈ દુનિયામાં ન્યાય થઈ જશે, અને મરનાર જીવ પોતાની કરણી પ્રમાણે "લાંબા સમયવાળા" બહેસ્ત અથવા દોઝખમાં જશે. આ બહેસ્ત અને દોઝખ આનંદ અથવા

અશાંતિની માનસિક સ્થિતિ છે, શારીરિક સુખ અથવા ત્રાસ ભોગવવાનાં સ્થળો નથી. જગતના અંત સમયે ત્રણ મહાપુરુષો એક પછી એક આવી અષોઈનો ફેલાવો કરશે. તેમાના સૌથી છેલ્લા મહાત્મા સોશયોસ આવશે અને તેમના રાજ્યમા બૂરાઈનો સંપૂર્ણપણે પરાજય થશે. ત્યાર બાદ "રસ્તાખીઝ" અથવા કયામત આવશે અને પૃથ્વીનો આરંભ થયો ત્યારથી જે કોઈ મરણ પામ્યા હશે તેઓ જાગ્રત થશે. તે પછી "ફ્શોકેરેતી" (જગતની પુનર્રચના) શરૂ થશે. અહુરમઝ્દ સૌને સમૂહગત ન્યાય આપશે. પાપી માણસોની સખત અગ્નિપરીક્ષા થશે, પણ છેવટે તેઓ પણ સત્વાભીઓ પેઠે નિર્મળ બની નીકળશે. હવે પાપ, મોત, દુઃખ, બદી જેવું કાંઈ રહેશે નહિ અને પુણ્યનો જ સર્વથા વિજય થશે. પહેલવી પુસ્તકો પ્રમાણે આ જ તબક્કો છેવટનો હશે; સમસ્ત માનવજાત અમર થશે અને તેને સાચું સનાતન સુખ પ્રાપ્ત થશે.

અમારો ધર્મ જેટલો નીતિપ્રધાન છે તેટલો તત્ત્વચિંતનપ્રધાન નથી. એનામાં બેશક ફિલસૂફી છે, પણ તે હિંદુ ધાર્મિક ફિલસૂફી જેટલી ઊંડી નથી. અમારો ધર્મ સહેલો, સાદો, વ્યવહારુ છે: તેણે અનુભવાતીત જ્ઞાન (transcendentalism) ઉપર ભાર ઝાઝો મૂકયો નથી. અમારા ધર્મમાં અગમ્યવાદ (mysticism) નુ પ્રમાણ પણ ઓછું છે, જો કે તે છે તો ખરું જ. ઝરથુસ્ત્ર પોતે એક મહાન અંતર્જ્ઞાની અને યોગી હતા, અને ગાથામાં તેઓ અહુરમઝ્દની સાથે કયારે એક થાય તેની ચાલુ ઝંખના આપણે જોઈએ છીએ. વળી જરથોસ્તી ધર્મે પાછલા જમાનામાં સૂફીવાદ જેવા અગમ્યવાદી ધર્મ ઉપર સારી અસર કરી હતી. તે જોતાં અમારા ધર્મમાં અગમ્યવાદનું તત્ત્વ તો રહેવું જ જોઈએ, પણ તે આગળ પડતું નથી. જરથોસ્તી ધર્મમાં યોગ, સમાધિ અને સંન્યાસ પણ નથી. અમારા ધર્મની મુખ્ય ખૂબી તેના ઉત્કૃષ્ટ નીતિશાસ્ત્રમાં સમાયેલી છે. રવીન્દ્રનાથ ટાગોર[1] લખે છે કે—'આપણે જાણીએ છીએ ત્યાંસુધી ધર્મને ચોક્કસ નૈતિક દિશાસૂચન અને ઝોક આપનાર વ્યક્તિઓમાં ઝરથુસ્ત્ર સૌથી પહેલા હતા.' આ શબ્દો કાંઈ પારસીપ્રેમી પક્ષપાતનું પરિણામ નથી, આ કોઈ મસ્ત કવિની કલ્પના પણ નથી, પરંતુ એક વિદ્વાન ચિંતકે ઉચ્ચારેલું નગ્ન સત્ય છે. જરથોસ્તી ધર્મ પછી થનારા અનેક ધર્મોએ અમારા ધર્મ ઉપરથી જ સઘળું લીધું છે એમ કહેવું વધારે પડતું ગણાય; પણ એટલું તો ખરું કે અમારા ધર્મે સૌથી પ્રથમ આપેલા નૈતિક ઝોક અને પ્રતિપાદન

1. "The Divine Songs of Zarathushtra" by Dinshah J. Irani : with Introduction by Rabindranath Tagore

કરેલા અમુક સિદ્ધાંતોની અસર પાછલા ધર્મો ઉપર અનેક રીતે પડેલી છે. ડૉ. એલ. એચ. મિલ્સ[1] કહે છે કે ખ્રિસ્તીઓએ જરથોસ્તી ધર્મનો અભ્યાસ કરવો જોઈએ, કેમકે તે ધર્મમાંથી, યહૂદી ધર્મ દ્વારા, ખ્રિસ્તી ધર્મમા અનેક ઉત્કૃષ્ટ વિચારો દાખલ થવા પામ્યા છે.

જરથોસ્તી ધર્મ તેના અનુયાયીઓમાં આશાવાદ અને આનંદ સ્ફુરાવે છે, અને તેમનામા ચેતન અને ઉત્સાહ જગાવે છે. અમારો ધર્મ વાસ્તવિકતા ઉપર રચાયેલો છે. વ્યક્તિનો આત્મિક ઉત્કર્ષ અને જગતનું કલ્યાણ એ બેવડી સિદ્ધિ જરથોસ્તી ધર્મનું પાલન કરનારને પ્રાપ્ત થાય છે. અમારા ધર્મમાં રસિક કાવ્યમયતા અથવા ગહન તત્ત્વચિંતનની જે ઊણપ છે તે તેના ઉત્કૃષ્ટ નીતિશાસ્ત્રથી સારી રીતે પુરાઈ જવા પામી છે. ડૉ. ગાઇગર[2] કહે છે તેમ આવા ધર્મમાથી કદાચ મહાન કવિઓ ન પાકે, પરંતુ તેમાંથી ઉચ્ચ ચારિત્ર્યબળવાળા વીરો તો નીકળશે જ એ જ વિદ્વાન કહે છે કે યહૂદી ધર્મના અપવાદ સિવાય બીજો એકે પૂર્વનો પ્રાચીન ધર્મ નથી કે જેના ધાર્મિક વિચારોમાં આવી શુદ્ધતા અને ભવ્યતાનાં દર્શન થતાં હોય. વળી અમારા ધર્મે પુરવાર કર્યું છે કે ઈશ્વર પ્રત્યેનો પ્રેમ મનુષ્યસેવા દ્વારા જ પ્રકટ થઈ શકે છે. કોઈ એક તાયફા અથવા પ્રજાને જ નહિ પણ સમસ્ત જગતને સ્વીકાર્ય અને સર્વમાન્ય થઈ પડે એવાં સીધાં, સારાં, વ્યવહારુ અને ઉદાર એનાં શિક્ષણો છે. ડૉ. એલ. એચ. મિલ્સ[3] કહે છે તેમ દરેક પારસી તો શું પણ દરેક ધર્મપ્રેમી માણસે ઝરથુસ્ત્રના ગાથાનું અધ્યયન કરવું જોઈએ, કેમકે ગાથામાં વિશ્વધર્મનું રહસ્ય તેના પ્રાચીન અને શુદ્ધ સ્વરૂપમાં આપણને જાણવા મળે છે. આ મહાન ધર્મ ચડતીપડતીના અનેક તબક્કાઓમાંથી પસાર થયો છે; એક વખત કરોડો માણસોને પ્રેરણા આપતો આ ધર્મ હાલમાં માત્ર એક લાખ અને અગિયાર હજાર વ્યક્તિઓનું માર્ગદર્શન કરે છે. પણ ધર્મના ઇતિહાસમાં જરથોસ્તી ધર્મનો ફાળો બહુ સંગીન અને અવિસ્મરણીય છે. દરેક મઝદયશ્ન-પરસ્ત પારસીના દિલમાં જેમ ઈરાન પ્રત્યે મહોબ્બત તેમ જરથોસ્તી ધર્મ પ્રત્યે જાનફેશાની છે, અને એ ચાલુ છે ત્યાંસુધી ઈરાનના ચેરાગનું આ શુદ્ધતમ સ્વરૂપ અમારા આત્માને સદા અજવાળતું રહેશે. હજારો વર્ષ

1. ' Zoroaster and the Bible" by Dr. L. H Mills

2. "Civilization of the Eastern Iranians in Ancient Times' by Dr. W. Geiger ; translated by Dastur Darab P. E. Sanjana

3. "The Hymns of Zoroaster for Familiar Use' by Dr. L. H, Mills

ઉપર આ ચેરાગ રોશન થયો હતો, અને તે રોશન કરનાર પયગમ્બર માટે હજુ અમે અહુરમઝ્દનું અહેસાન માની પ્રાર્થના કરીએ છીએ : — ઉસ્તાનો જાતો આથ્ર, યોસ્પિતામો ઝરથુસ્ત્રો" (ફરવરદીન યસ્ત, ફકરો ૯૪) — જયજયકાર હો! અમારા માટે સદ્દગુરુ સ્પિતમ ઝરથુસ્ત્રે જન્મ લીધો.

૩

# ઇરાનનો કીર્તિધ્વજ – શાહ દારવયુશ વિશ્તાસ્પ (દરાયસ હિતાસ્પીસ ઉર્ફે દારા પહેલો)

આપણે જોયું તેમ અશો ઝરથુસ્ત્ર કયાની શાહ કય વિશ્તાસ્પના રાજ્યમાં થઈ ગયા. વિસ્તાસ્પ પછી કયાની વંશનું શું થયું તે વિશે ફિરદૌસીના શાહનામામાં અને પહેલવી પુસ્તકોમાં ગંભીર ગોટાળો છે, જે વિશે અહીં ચર્ચા થઇ શકે એમ નથી. જાણીતા ઇતિહાસકાર મિ. પાલનજી બ. દેસાઈ[1] પ્રમાણે વિસ્તાસ્પ પછી પણ કયાની વંશ બીજી પાંચ સદીઓ સુધી ચાલ્યો અને છેવટે એસિરિયાના બાદશાહ નાર્કનમને હાથે છેલ્લો કયાની રાજા હુક્ષથ્ર હાર પામ્યો, અને શુમારે ઈ પૂ ૨૦૬૮માં ઈરાનમા પરદેશી એસિરિયન અમલ શરૂ થયો. કદાચ આ અમલ નામનો જ હોય, કેમકે પાછો હુઆક્રોદ વંશના ઈરાની શાહોનો દોર ચાલતો જણાય છે. આ લાંબી મુદ્દત દરમ્યાન વિશ્વાસપાત્ર ઇતિહાસના અભાવે અંધકાર ફેલાયેલો છે. છતા એટલું નક્કી છે કે તે સમયમાં ઈરાન અખંડ અને એક પાદશાહના કાબૂ નીચે એકત્રિત થયેલું નહોતું, પણ તે જુદા જુદા તાયફાઓમાં વહેંચાયેલું માલૂમ પડે છે. અને એ વિભાગો પડી ગયેલા હોવાથી જ ઈરાન એસિરિયા જેવા પરદેશી રાજ્ય સામે સંયુક્ત સામનો કરી શકતું નહોતું.

આ તાયફાઓમાંનું એક તે મીડ નામનું ટોળું હતું જે દિનપ્રતિદિન બળવાન બનતુ ગયુ અને ઈ. પૂ. ૭૧૦માં એસિરિયાથી સ્વતંત્ર પણ થયું. હઝારો વર્ષો પહેલાં જ્યારે મધ્ય એશિયામાંથી આપણા આર્યપૂર્વજો નીચે ઊતરી આવ્યા ત્યારે એક ટોળું, જે મીડ નામે ઓળખાતું, તે ઈરાનનાં વાયવ્ય ખૂણામાં મીડિયામાં જઈ વસ્યું. બીજું ટોળું શુદ્ધ ઈરાનીઓનું

[1] મિ. પાલનજી બ. દેસાઈ કૃત "તારીખે શાહાને ઇરાન": દફ્તર પહેલું

હતું અને તેણે ઈરાનના પૂર્વ અને દક્ષિણ ભાગોમાં વસવાટ કર્યો; જ્યારે એક ત્રીજું ટોળું છેક નીચે ઊતરી આવી સિંધુ નદીના પ્રદેશમાં ગોઠવાયું અને તે હિંદુઓ તરીકે ઓળખાયું. મીડિયાના વતનીઓ પણ આર્યો જ હતા, અગ્નિપૂજક હતા, તેમનો ધર્મ પણ જરથોસ્તી હતો, અને તેમનો પોશાક અને તેમની રીતભાત ઈરાનીઓને મળતી જ હતી. તેમની રાજધાની હમદાન (એકબટાના) હતી. મીડિયાનો પ્રાંત બે વિભાગોમાં વહેંચાયેલો હતો. મોટા વિભાગનું નામ ઈરાકે અજમી હતું, જ્યારે નાનો ભાગ આઝરબૈજાનના નામે ઓળખાતો. આઝરબૈજાનનું એક મોટું નગર 'રય' હતું જે અપો ઝરથુસ્ત્રનું જન્મસ્થળ મનાય છે. મીડ ધર્મગુરુઓ "મેજાઈ" નામે ઓળખાયા અને પોતે જરથોસ્તી હોવાથી તેઓએ અમારા ધર્મ ઉપર મોટી અસર ઉપજાવી. આ જ કારણોને લીધે પશ્ચિમના ઇતિહાસકારો મીડ અને ઈરાનીઓ વચ્ચે ઝાઝો ફેર જોઈ શક્યા નહિ, અને બાઈબલ પ્રમાણે મીડ અને ઈરાનીઓના કાયદા જાણે એક જ પ્રજાના કાયદાઓ હોય એમ મનાવા લાગ્યું. (જુઓ એસ્થર ૧,૧૯ અને ડાન્યલ ૬,૧૫) ઈરાનીઓ પણ આજ સુધી મીડોનાં પરાક્રમો ગૌરવ લઈ વર્ણવે છે.

હિરોડોટસ પ્રમાણે મીડોના ચાર રાજ્યકર્તા થઈ ગયા — ડીઓકીસ, ફ્રેઓરટીસ, સાયેક્ષારીમ અને એસ્ટાઈઝીસ. આ ચારેમાં સાયેક્ષારીસ, જે ઈરાનમાં હુવક્ષથ્રને નામે ઓળખાય છે, તે મહાપ્રતાપી હતો, અને તેણે ઈ. પૂ. ૬૩૫થી ૫૯૫ સુધી રાજ્ય કર્યું. હુવક્ષથ્ર રાજાએ બેબિલોનના રાજા નેબોપોલેસ્સારની મદદથી ઈ. પૂ. ૬૦૬માં નિનિવેહ ઉપર વિજય મેળવી એસીરિયન શહેનશાહતનો અંત આણ્યો. એસીરિયાનો બાદશાહ સાર્ડાનેપલસ પોતાની રાણીઓ અને ગંજ ખજાના સાથે સ્વેચ્છાએ બળી મરણ પામ્યો. મીડ લોકોની ફતેહમાં ઈરાનીઓ કેટલું ગૌરવ માને છે તે એટલા ઉપરથી જણાશે કે આપણા સમકાલીન ઈરાની કવિ અને વિદ્વાન આગાપૂરે દાઉદે આર્ય પ્રજાના સેમેટિક લોકો ઉપરના આ મહાન વિજય ઉપરથી ઈરાની રાષ્ટ્રિય સને શરૂ કરવાનું એકવાર સૂચન કર્યું હતું. મુસ્લિમો પોતાનો સને હઝરત મુહમ્મદની મક્કાથી મદીના તરફની ઈ. સ. ૬૨૨ સાલની હિજરત ઉપરથી ગણે છે, પણ આગા સાહેબના આ સૂચન ઉપરથી આધુનિક ઈરાનની દૃષ્ટિ કેટલી રાષ્ટ્રિય થઈ ગઈ છે તે આપોઆપ જણાઈ આવે છે.

હવે આ વખતે પરસિસ અથવા ફાર્સ નામના પ્રાંતમાં ખાલેસ (શુદ્ધ) ઈરાનીઓ વસતા હતા. એ ફાર્સ પ્રાંત ઉપરથી જ અમે ફારસી અથવા પારસી કહેવાઈએ છીએ. એ પ્રાંત બહુ અગત્યનો હતો અને

નામીંયા હખામની શાહીવંશનું તે ઉત્પત્તિસ્થાન હોવાથી આગળ જતાં આખા દેશનું નામ ફાર્સ, અથવા ગ્રીક ઇતિહાસકારો લખે છે તેમ "પરશ્યા" પડયુ, જોકે ખરું જોતાં ફાર્સ એક પ્રાંતનુ જ નામ છે.[1] એ પ્રાંતના પારસી ઈરાની રાજાઓ મીડિયાને ખંડણી આપતા એ ઇરાની રાજાઓનો વંશ તેમના એક હખામનીશ નામના પૂર્વજ ઉપરથી હખામની' કહેવાતો. એ હખામની વંશના એક કુરુશ (જેને ગ્રીક ઇતિહાસકારોએ સાઇરસના નામે અમર બનાવ્યો છે) નામના વીરે મીડોના છેલ્લા રાજા ઇસ્તુવેગુ (એસ્ટાઇજીસ)ને ઈ. પૂ. ૫૫૮માં પાર્સાગર્દની લડાઈમા હરાવી ૧૫૧ વર્ષની મીડ શહેનશાહત ખતમ કરી નાખી. કયાની વંશ પછી ખાલેસ (શુદ્ધ) ઇરાનીઓનુ જો બીજું રાજય આખા ઈરાનમાં સ્થપાયું હોય અને તેને ઇતિહાસનો પણ ટેકો હોય તો તે મહાન સાઇરસે સ્થાપેલું હખામની રાજય હતું. તે અતિ લાંબી મુદ્દત દરમ્યાન ખાલેસ ઇરાનીઓનું રાજય જો થઈ ગયુ હોય તો તે સમસ્ત ઇરાનમાં ન હોય. અથવા તે રાજયની સ્થાપનાના સમર્થનમાં ઇતિહાસનાં પ્રમાણુ રજૂ થઈ શકતાં નહોય. સાઇરસનું હખામની રાજય ફાર્સના પ્રાંતમાં શરૂ થઈ આખા દેશમાં ફેલાયું અને દેશને પણ તે પ્રાંતનું નામ મળી ગયું.

સાઇરસે ઈ. પૂ. ૫૫૮થી ૫૨૯ સુધી રાજય કર્યું. જગતના મહાન વિજેતાઓમાં એની ગણુનરી થઈ શકે, જોકે તેની સાથે આપણુને અહીં કામ નથી. એના પુત્ર કબુજીય (કેમબાઇસિસ)ના મરણુ પછી ગૌમત નામનો એક ધુતારો ખોટું નામ ધારણુ કરી ગાદી પચાવી બેઠો. સાત મહિનાના રાજ પછી સાત ઇરાની અમીરોએ મહેલમાં દાખલ થઈ તેનો જાન લીધો. એ સાતમાનો એક તે ફાર્સ પ્રાંતના હાકેમ હિસ્તાસ્પીમનો પુત્ર દારવયુશ (દરાયસ) હતો, અને હવે તે ૨૯ વર્ષની વયે ઈરાનની

---

૧. ઈસ્વી પાચમીથી નવમી સદીઓમાં ઇગ્લાંડમાં જુદી જુદી પ્રજાઓ વસતી અને તે દેશ Heptarchy (સાત રાજ્યો)મા વહેંચાઈ ગયો હતો તેમાંનું એક રાજ્ય, જે દેશની પૂર્વમાં હતું અને જર્મનીથી આવેલા આગ્લ લોકોથી વસાયેલું હતુ, તે ઇસ્ટ ઍંગ્લિયા અથવા ઍંગ્લલૅંડ (ઇગ્લાંડ)ને નામે ઓળખાતુ મેં'ગ્લ પ્રજા બીજી કોમોમાથી સૌથી આગેવાન અને બળવાન હોવાથી તે પ્રાંતનું નામ, જેમ ઈરાનમાં બન્યું હતું તેમ, આખા દેશને મળ્યું. તેમજ જર્મનીમા પણ એક સમયે નાના મોટા ૧૭ રાજ્યો હતા, જેમાનું સૌથી વિશાળ અને અગત્યનુ પ્રશિયાનું હતું, જે અરધા જર્મનીથી પણ વધુ જગ્યા રોકતુ. ૧૮૭૧થી પ્રશિયાનો રાજા તે જર્મનીનો સમ્રાટ કહેવાયો, એટલે સામાન્ય લોકોની નજરે પ્રશિયા તે જ જર્મની થઈ ગયું.

ગાદી ઉપર આવ્યો અને ઈ. પૂ. પ૨૧થી ૪૮૬ સુધી તેણે રાજ્ય કર્યું. જેમ બાબરશાહે હિંદમાં મુઘલવંશનો પાયો નાખ્યો પણ તે વંશનું કીર્તિશિખર અકબરના 'રાજ્યમાં જોવાય છે, તેમ સાઈરસે' હખામની વંશની શરૂઆત કરી પણ તે વંશની પૂરેપૂરી જાહોજલાલી દરાયસના રાજ્યમાં જોવાય છે. સાઈરસ બાબરની પેઠે એક વિજેતા હતો; દરાયસ અકબરની પેઠે વિજેતા હોવા ઉપરાંત એક કુશળ વ્યવસ્થાપક પણ હતો. દરાયસે ઈ. પૂ. પ૧૨માં સિંધ અને પંજાબ ઉપર પણ વિજય મેળવ્યો. જ્યાં એ ફર્યો ત્યાં એને વિજય જ સાંપડ્યો, પણ ગ્રીસ દેશમાં એનું લશ્કર ઈ. પૂ. ૪૯૦માં મેરેથોનની લડાઈમાં હાર્યું. દરાયસ બહુ મહત્ત્વાકાંક્ષી અને દૃઢ મનોબળવાળો હતો,' અને શક જેવા બળવાન શત્રુઓને સર કરવા ડેન્યુબ નદી ઓળંગી છેક રશિયા સુધી તે એક વખત પોતાનું લશ્કર દોરી ગયો. પણ રશિયામાં તો જેવી નેપોલિયનની અને હિટલરની વલે થઈ તેવી તેની થઈ હતી, અને પોતાનાં સૈન્યનો દસમો ભાગ ખોઈ તે પાછો ફર્યો હતો. એણે નાના મોટા ત્રીસ મુલકો ઉપર રાજ્ય કર્યું એમ તેણે કોતરાવેલી તખ્તીઓ ઉપરથી જણાય છે. જ્યોર્જ રૉલિન્સન કહે છે તેમ હખામની રાજ્ય એસીરિયન શહેનશાહત કરતાં ચાર ગણું અને બેબિલોનિયન શહેનશાહત કરતાં આઠ ગણું મોટું હતું. પૂર્વથી પશ્ચિમ સુધી હખામની રાજ્યની લંબાઈ ૩૦૦૦ માઈલ, અને ઉત્તરથી દક્ષિણ સુધી ૫૦૦થી ૧૫૦૦ માઈલ હતી. ટૂંકમાં તેના રાજ્યનો વિસ્તાર મિસરથી કોકેસસ પર્વત સુધી અને ડેન્યુબથી સિંધ નદી સુધી ફેલાયેલો હતો. આ અતિ વિશાળ એશિયાઈ રાજ્યના માલિકો એક વખત પારસીઓ હતા. જગવિજેતા સિકંદરના આગમન પહેલાં એશિયા ઉપર અભૂતપૂર્વ સ્વામિત્વ જમાવનાર દરાયસ હતો. પણ આપણને એની ફતેહો સાથે કામ નથી; માત્ર ઈરાની સંસ્કૃતિમાં એનો ફાળો શો હતો અને એણે પોતાનાં દેશ અને પ્રજાની કેવી સેવા કરી તે જ આપણે તપાસીએ.

દરાયસની પાદશાહતનાં પ્રથમ વર્ષો તો જે અનેક બળવાઓ એની સામે થયા તેને દાબી દેવામાં પસાર થયાં. આપણે કબૂલ કરવું જોઈએ કે તે વખતના કાયદાઓ અત્યંત ક્રૂર હતા. દરાયસ પોતે બેહિસ્તુનના પર્વત ઉપર કોતરાવેલા લેખોમાં જાહેર કરે છે તેમ કેટલીક વાર બળવા-ખોરોની આંખો ફોડી નાખવામાં આવતી, અથવા તેમનાં નાક, કાન, જીભ કાપી નાખવામાં આવતાં, અથવા તેમને વધસ્તંભ ઉપર ચડાવવામાં આવતા. એમ છતાં મશહૂર ઇતિહાસકાર કર્નલ પરસી એમ. સાઈકસ[1] કહે છે તેમ

૧. " A History of Persia' by Lieut. Col. P. M. Sykes.

મધ્યયુગના યુરોપના કાયદાઓ કરતાં આ મીડ અને ઈરાની કાયદાઓ વધુ ક્રૂર નહોતા. એ જ લેખક આપણને યાદ આપે છે કે મહારાણી વિક્ટોરિયાની તાજપોશી (૧૮૩૭) પછી પણ એક ઘેટું ચોરનારને ઈંગ્લાંડમાં દેહાંતદંડ-ની સજા થતી. હખામની રાજ્યસત્તા એકહથ્થુ અને વંશપર પરાગત હતી. શહેનશાહ પોતાને અહુરમઝ્દના નીમેલો માનતો, અને અહુરમઝ્દ સિવાય તે પોતાને કોઈનો જવાબદાર ગણતો નહિ. તે પોતાને પોતાની મરજીનો માલિક સમજતો; જે કોઈ તેની હાજરીમાં જતું તેને જમીન ઉપર પડી શહેનશાહને સાષ્ટાંગ નમસ્કાર કરવા પડતા. દસ્તૂર ડૉ. ધાલ્લા પોતાની "Zoroastrian Civilization"માં ખુલ્લાં દિલે કહે છે કે પરિણામમાં એ પ્રકારના ગેરલાભ થતા: એક હાથ ઉપર સત્તાના મદથી બાદશાહ તુમાખી બનતો અને મગરૂરીથી તેનું માથું ફરી જતું; જ્યારે બીજા હાથ ઉપર લોકો ખુશામતખોર અને ગુલામ મનોદશાવાળા થતા. એથી ઊલટું ગ્રીસ દેશમાં જોવામાં આવતુ, જ્યાં પ્રજાસત્તાક રાજ્ય હતું અને લોકની મરજી મુજબ રાજ્ય ચાલતું. ગ્રીકોના ચારિત્ર્યમાં ખામીઓ હતી પણ તે જુદા પ્રકારની હતી. ઈરાનીઓ ઈશ્વરની પ્રાર્થના કરતા કે તેમને એક ભલો રાજ્યકર્તા મળે, જ્યારે ગ્રીકો રાજ્યકર્તાની નહિ પણ સ્વતંત્રતાની જ ઝંખના કરતા.

દરાયસ ધીમેધીમે પોતાનું રાજ્ય ફેલાવતો ગયો અને તેનો કુશળ વહીવટ પણ કરતો ગયો. આટલા પ્રાચીન સમયમાં આવી ઉત્તમ રાજ્ય-વ્યવસ્થા આપણને ભાગ્યેજ ક્યાંય જોવાની મળે. મિ. પાલનજી બ. દેસાઈ પોતાની "તવારીખે હખા-નિશાન"માં એ રાજ્યવ્યવસ્થાનું વિસ્તારપૂર્વક વર્ણન કરે છે, તેમાંથી આ બાબતનો ખરો ચિતાર આપણને જાણવા મળે છે. તેઓના લખવા મુજબ દરાયસ દરેક પ્રાંત ઉપર પોતાના નામે રાજ્ય ચલાવવા સારુ વિશ્વાસુ શત્રપો (satraps) અથવા હાકેમો મોકલતો. પરંતુ તે હાકેમો જુલમગાર ન થઈ જાય તેટલા સારુ કોઈ પણ વખતે પહેલાંથી જાણ કર્યા વિના તે લશ્કર સાથે પોતાના કોઈ ખેશીને મોકલતો, અને રાજ્યકારભારમાં જો શિથિલતા જણાય અથવા રૈયત નારાજ હોય તો તેનો ઉપાય કરતો. દરાયસની વ્યવસ્થા એવી હતી કે દરેક પ્રાંતમાં એક હાકેમની સાથે તે એક સેનાપતિને પણ નીમતો, એવા હેતુથી કે તેઓ એકબીજા ઉપર અંકુશ રાખે અને સઘળી સત્તા કોઈપણ એક જણ પચાવી પાડી સ્વતંત્ર થઈ શકે નહિ. કેટલીક વાર જીતેલી પ્રજાનો પ્રેમ સંપાદન કરવા તેમનામાંથી જ એકને એ હાકેમ નીમતો, પરંતુ સેનાપતિની નિમણૂક તો બનતાં સુધી પોતાના નજીકના સંબંધીઓમાંથી જ તે કરતો.

વળી દરેક પ્રાંતમાં દરાયસ એક વિશ્વાસુ મંત્રી પણ મોકલતો, જે રાજ્યમાં કાંઈ જુલમ કે અન્યાય થતો જોતો તો તેની નોંધ કરી બાદશાહને મોકલતો. દરેક પ્રાંતનું ન્યાયખાતું "શકેનશાહી ન્યાયાધીશોની અદાલત"ને નામે ઓળખાતા એક મંડળના હાથમાં હતુ. જો કોઈ ન્યાયાધીશ લાંચ લેતો જણાતો તો તેને મોતની શિક્ષા મળતી.

દરાયસની દરેક યોજનામાં તેની કાર્યક્ષમના તરત દૃષ્ટિએ પડે છે. દરાયસને લાગ્યું કે જો પૂરતી ઝડપથી તેને અથવા તેના અફસરોને એકબીજા તરફથી સંદેશા ન મળી શકે તો આવા વિશાળ સામ્રાજ્યનો સફળ બંદોબસ્ત શક્ય બને નહિ. માટે એણે દર ચૌદ માઈલે ઘોડાઓ રાખવાનો પ્રબંધ કર્યો. સંદેશ લઈ જનાર સવાર ચૌદ માઈલ એક ઘોડા ઉપર પૂરા કરી નવો ઘોડો લેતો, અને એ રીતે બની શકે તેટલા થોડા સમયમાં તે આખું અંતર પૂરું કરતો. યોગ્ય ઠેકાણે મુસાફરખાનાંઓ બાંધવામાં આવતાં અને નદી ઉપર પુલો નાખવામાં આવ્યા હતા. તેના રાજ્યમા ત્રણ રાજધાનીઓ હતી—સુસા, પરસીપોલિસ અને સાર્ડિસ. પાકા રસ્તાઓની પણ ગોઠવણ હતી, અને દેશના કોઈ પણ ભાગમાં બનતા બનાવની ખબર ટૂંક સમયમાં પાયતખ્ત ઉપર પહોંચી જતી. દરાયસે પોતાના રાજ્યને ૨૦ શત્રપીઓમાં વહેંચી દીધું હતું અને દરેક શત્રપી તરફથી એને ચોક્કસ ખંડણી મળતી; માત્ર તેનો ફાર્સ પ્રાંત કરમાથી મુક્ત હતો. હિંદુસ્તાનમાથી તેને ૩૬૦ સોનાના "ટેલંટ" મળતા. ડૉ વિલિયમ સ્મિથ[૧]ના કહેવા પ્રમાણે સિક્કાઓ પડાવવામાં દરાયમ સૌથી પહેલો ઈરાની રાજા હતો, અને એના નામ ઉપરથી એના સોના ચાંદીના સિક્કાઓ "દારિક" કહેવાતા. સિક્કાઓ પાડવાનું કામ દરાયસ લીડિયાના પ્રાંત ઉપરથી શીખ્યો હતો, કેમકે લીડિયામાં જ સૌથી પ્રથમ સિક્કાઓ પડ્યા હતા. પોતાના સિક્કાઓ માટે દરાયસ સૌથી ઉચ્ચ પ્રકારનું સોનું વાપરતો અને એ સિક્કાઓ વેપાર વગેરેમાં બહુ છૂટથી વપરાતા. શમ્સ-ઉલ-ઉલમા દસ્તૂર ડૉ. ધાલા[૨] જણાવે છે તેમ તે વખતે દુનિયામાં આ સિક્કાઓ સિવાય બીજા સોનાના સિક્કાઓ હસ્તી ધરાવતા નહિ.

સર જહાંગીર કોયાજી[૩] કહે છે કે હખામની વંશની રાજ્યવ્યવસ્થાની ફતેહની ચાવી તેનાં વિકેન્દ્રીકરણ (decentralization)માં સમાયેલી

૧. "History of Greece" by Dr. William Smith

૨. "Zoroastrian Civilization" by Shams-ul Ulama Dastur Dr. Maneckji N. Dhalla

3 "Pax Achoemenica' an article by Sir Jehangir C. Coyaji in the "Jame Jamshed Centenary" Volume

રોકમાં હતાં; પરંતુ હિરોડોટસ કહે છે તેમ એક આકાશવાણી થઈ કે આ કાર્ય કોઈ પરદેશીના હાથે થવા સરજાયેલું હતું: એવું જાણી તે મિસરી રાજાએ એ કામ માંડી વાળ્યું. આખરે એ કાર્ય દરાયસે સરંજામ ઉતાર્યું અને પોતાની રીત પ્રમાણે તે વિશે એણે અનેક લેખો કોતરાવ્યા, જે એક પછી એક ૧૯મી સદીમાં દુનિયાની જાણમાં આવ્યા. તેમાંનો સૌથી પ્રસિદ્ધ લેખ, જે શાલુફ નામના ગામમાં એક સ્તંભ ઉપર દરાયસે કોતરાવ્યો હતો તે મૉ. ફર્ડિનાન્ડ ડ લેસેપ્સના પુત્ર ચાર્લ્સે શોધ્યો હતો. તેની ભાષા વગેરે પણ દરાયસના બીજા લેખો જેવાં જ માલૂમ પડ્યાં હતાં. દરાયસ પછી તેની નહેર પડતર સ્થિતિમાં આવી પડી. તે પછી પણ મિસરી, રોમન અને મુસ્લિમ રાજ્યકર્તાઓએ તેને નવેસરથી ખોદવાની તજવીજ કરી હતી. આ રીતે ઈજનેરી કળાના આ મહાન કાર્યના શોધક તરીકે તો નહિ પણ તેને પાર ઉતારનાર તરીકે દરાયસ કીર્તિ અને વખાણને પાત્ર બન્યો છે.

પરંતુ પોતે મેળવેલી મહાન જીતો વિશે દરાયસે બેહિસ્તુનના પહાડ ઉપર અનેક લેખો તે વખતની જાણીતી ભાષાઓમાં કોતરાવ્યા છે, અને એ રીતે તે પોતે પોતાનો જ ઇતિહાસકાર બન્યો છે. એ લેખો વગેરેનું વર્ણન આપણને ડૉ. માણેક બી. પીઠાવાળાના[1] લઘુ પુસ્તકમાં મળે છે. એ લેખોમાં તેણે જીતેલાં ૧૯ યુદ્ધો, શાસન કરેલી ૨૦ શત્રપીઓ અને દાબી દીધેલા અનેક બળવાઓ વગેરેનું બયાન તેણે કર્યું છે. આ લેખોમાં તેની ધાર્મિકતા અને નમ્રતા દેખાઈ આવે છે. તેની ભાષા ટેકભરી છે અને તે પોતે સ્વબળથી રાજા બન્યો છે એમ ન કહેતાં હંમેશાં ઇશ્વરકૃપાથી તેને અમુક રાજ્ય મળ્યું છે એમ તે જણાવે છે. બેહિસ્તુન પર્વત ઉપરના લેખો ઉપરથી દરાયસનો અહુરમઝ્દ પ્રત્યેનો ભક્તિભાવ, અસત્ય તરફની નફરત અને અષોઈ તરફનો પક્ષપાત ખુલ્લાં જણાઈ આવે છે. એક ઠેકાણે એ લખે છે — "રે માનવી! અહુરમઝ્દનું તને ફરમાન છે કે બૂરું વિચારવું નહિ, અષોઈનો સત્ય માર્ગ છોડવો નહિ અને પાપમાં પડવું નહિ." લેખોમાં કોતરાવ્યા ઉપરાંત પણ તેણે બીજી જીતો મેળવી હતી, પરંતુ તેનો ઉલ્લેખ એટલા માટે તેણે કર્યો નથી કે કદાચ આ સઘળું વાચકને અતિશયોક્તિભર્યું લાગે.

પર્વત ઉપર લખાયેલા લેખોની લિપિ cuneiform અથવા ખીલાશેકી હતી, અને તે ઈરાનીઓએ એસીરિયન, બેબિલોનિયન વગેરે

1. "*Rock Records of Darius the Great*" by Dr. M. B. Pithawala

સેમિટિક પ્રજાઓની નકલ કરી મેળવી હતી. ઈરાનીઓ નકલ કરવામાં હોશિયાર હતા, અને હિરોડોટસનું પ્રસિદ્ધ વાક્ય છે કે પારકા દેશોની રીત-રિવાજની નકલ કરવા જેટલા ઈરાનીઓ ઉત્સુક હોય છે તેટલી બીજી કોઈ પણ પ્રજાને તેણે ઉત્સુક જોઈ નહોતી. ખીલારોકી લિપિ ખાસ પથ્થરો ઉપર લેખો કોતરવા માટે જ વપરાતી: તે લિપિમાં દરેક અક્ષર સીધો કોતરાતો અને કોઈ પણ અક્ષર વાંકદાર નહોતો, કેમકે વાંકદાર હરફોથી પર્વત ઉપર કોતરવું લગભગ અશક્ય હતું. તે જમાનામા લોકો ચામડાં ઉપર લખતા, અને જે ઈરાની પુસ્તકાલય સિકંદરે બાળ્યું તેનાં પુસ્તકો ચર્મપત્ર ઉપર લખાયેલાં હતાં. તે ઉપરાંત શાહો પર્વતો ઉપર ખાસ ખીલારોકી લિપિમાં લેખો કોતરાવતા. એ લિપિ ડાબેથી જમણી બાજૂએ કોતરાતી હખામનીઓની ભાષા તો કોઈ જુદી જ હતી અને તે અવસ્તાનું જ એક સ્વરૂપ હતું, અને એ હખામની ભાષા ઉપરથી પહેલવી, પાઝંદ અને ફારસી નીકળી હતી. ગાથિકભાષા, અવસ્તાભાષા અને પહેલવી, પાઝંદ અને ફારસી ભાષાઓ જમણેથી ડાબી બાજૂ લખાતી, જ્યારે આપણે જોયું તેમ પર્વતો ઉપર કોતરવાની ખાસ ખીલારોકી લિપિ ડાબી બાજૂથી જમણી બાજૂ લખાતી.

કોઈ ધન્ય ઘડીએ જ દરાયસને આવા લેખો પર્વતો ઉપર કોતરાવવાની પ્રેરણા થઈ હશે. એ લેખો ઉકેલાયા પછી જ ઇરાનીઓનો એક પ્રસિદ્ધ વંશ–હખામની વંશ–ઈરાનમાં રાજ્ય કરી ગયો હતો એમ નક્કી થયું. દુનિયાની એક અજાયબી છે કે પહેલવી ગ્રંથોમાં અને ફિરદોસીના શાહનામામાં આ હખામની વંશ જેવા અતિ નામીચા વંશનો ઉલ્લેખ નથી. સાયરસ અને દરાયસ જેવા મશહૂર બાદશાહો વિશે ફિરદૌસી જેવો દેશભક્ત કવિ અને અમારા જ પહેલવી ગ્રંથો મૌન સેવે તે ખચિત આશ્ચર્યકારક કહેવાય તેનાં અનેક કારણોમાં આપણે અહીં ઊતરીશું નહિ. હખામની વંશ વિશે ગ્રીક ઇતિહાસકારોએ લખ્યું છે, જો કે શત્રુરાજ્ય વિશે નિષ્પક્ષપાતપણે લખવું તે સાવ સહેલ તો નથી જ. બાઇબલમાં પણ સાઇરસ, દરાયસ અને અહાસુએરસ જેવા હખામની શાહો વિશે ઇશારા મળે છે; ત્યારે સૌને લાગતુ કે કોઈ આવાં નામોવાળો ઈરાની વંશ રાજ્ય કરી ગયો હશે, પણ તેને ક્યાં અને ક્યારે મૂકવો તે વિશે મૂંઝવણ ઊભી થતી. આખરે દરાયસની તખ્તીઓનો છેક ૧૯મી સદીમાં ઉકેલ થયો અને એ બાબત ઉપર સંતોષ-કારક પ્રકાશ પડ્યો. એ લેખો જો ન કોતરાયા હોત તો પારસીઓ આ મહાન વંશ વિશે કેવળ બેખબર રહેત, અને ગ્રીક ઇતિહાસકારોએ જાળવેલી નોંધો ઉપર તેઓને સંતોષ પકડવો પડત.

દરાયસની તખ્તીઓ ઉકેલવાનુ પહેલું માન ગ્રોટેફેંડ નામનો એક જુવાન જર્મન અભ્યાસી ખાટી જાય છે. બન્યુ થયુ કે દરાયસે અગમચેતી રાખી ત્રણ ભાષાઓમા લેખો કોતરાવ્યા હતા એ ત્રણે ભાષાઓમા વપરાયેલા અમુક વિશેષનામોના સામ્ય ઉપરથી અનુમાનો કરી, પુષ્કળ મહેનત પછી ગ્રોટેફેંડે થોડાક અક્ષરો ઉકેલ્યા તેની પછી આવનાર યુજેન બર્નુફ નામના ફ્રેન્ચ વિદ્વાને બધાય અક્ષરો ઉકેલ્યા તેની પછી નેમન નામના નોર્વેજિયને પણ એ સબધી ઉપયોગી કાર્ય કર્યુ સર હેન્રી લેયર્ડ નામનો અગ્રેજ મુસાફર એની "Early Adventures in Persia" મા લખી ગયો છે કે એ પર્વત ઉપરના લેખોનો ઉકેલ તો અશક્ય જ મનાવો જોઈએ એમ છતા એણે થોડોક પ્રયાસ કર્યો, પણ ત્યાના અજ્ઞાન અને વહેમી લોકો એને જાદૂગર સમજ્યા, અને કોઈ ભેદી ખજાનાની શોધમા આવી ત્યાના જીનપરીઓને જગાડવાના ફાંફા મારતો હશે એમ માની લીધુ. કેટલાકોએ જાસૂસ માની લઈ એને પુષ્કળ ત્રાસ આપ્યો. અને આખરે કટાળી તે ત્યાથી નાસી છૂટ્યો તે અરસામા સર હેન્રી રૉલિન્સન[1] બ્રિટિશ એલચી તરીકે ઈરાન આવ્યો, અને બેહિસ્તુનના પર્વત ઉપર ચડી, દૂરબીન વડે લેખોની નકલ કરનાર તે પહેલો જ હતો

બેહિસ્તુનનો પર્વત ૧૭૦૦ ફીટ ઊંચો છે અને લેખો જમીનથી ૫૦૦ ફીટ ઊંચા કોતરાયા છે. પહેલા તો દરાયસના વખતમા પર્વતની તેટલી સપાટી તદ્દન સાફ કરવામા આવતી અને પછી તે ઉપર કોતરવામા આવતુ એવી સાફ કરેલી કેટલીક સપાટીઓ હજી કોતરાયા વિના પડેલી છે, તે ઉપરથી બીજા પણ લેખો કોતરાવવાનુ દરાયસનું મન હશે એમ લાગે છે. ઈરાનના સખત તાપમાં આવા પર્વતો ચડવા કોઈનાર કમરે દોરડુ બાધી મજૂરો પાસે ઊંચકાઈ જવુ, જીવ મુઠીમા લઈ કામ કરવુ અને હજારોનો ખર્ચ પોતાની ગાંઠથી બિનહાસલ કરવો એમા વીરતા, વિદ્વત્તા અને ઉદારતા બધાની જરૂર રહે છે કિન્નેર અને કેરપોર્ટર પણ લખી ગયા હતા કે બેહિસ્તુન પર્વત ઉપર ચડી લેખો ઉકેલવા તે જીવનુ જોખમ ખેડ્યા વિના થાય એમ નથી આખરે સર હેન્રી રૉલિન્સને ૧૮૩૫મા ૨૫ વર્ષની વયે આ કામ શરૂ કરી ફરી ફરીથી ઈરાન જઈ તેણે તે પાર ઉતાર્યું પરતુ અત્રે કહેવુ જોઈએ કે સમ્રાટ અશોકના ગિરનારના શિલાલેખોના ઉકેલની પ્રેરણા જેમ પંડિત ભગવાનલાલ

૧ એ જ સર હેન્રી રૉલિન્સનના ભાઈ જ્યૉર્જ રૉલિન્સને ઈરાનના ઇતિહાસ ઉપર "Ancient Monarchies" નામના અતિ પ્રસિદ્ધ અને આધારભૂત ગ્રથો લખ્યા છે.

ઇદ્રજીને પ્રિન્સેપ તરફથી મળી હતી, તેમ દરાયસના આ લેખો ઉકેલવાની પ્રેરણા રૉલિન્સનને ગ્રોટેફેંડ અને બરનુફ તરફથી મળી હતી. મશહૂર અમેરિકન પ્રોફેસર એ વી. ડબલ્યુ જેક્સને "Persia Past and Present" નામના પોતાના જાણીતા ગ્રંથમાં આ ભગીરથ કાર્યનું વર્ણન આપ્યું છે તેઓ પોતે પણ એ પર્વત ઉપર ચડ્યા અને રૉલિન્સનનું કામ અચૂક હતું એવી તેમની ખાતરી થઇ[૧] જર્મન, ફ્રેન્ચ, નોર્વિજિયન, બ્રિટિશ અને અમેરિકન વિદ્વાનોએ પૈસાનો ભોગ આપી જિંદગીના ગંભીર જોખમે એક પારકા દેશનો ઇતિહાસ સજીવન કરવા માટે વિદ્યા પ્રત્યે જે એકનિષ્ટ ભક્તિ અને જાનફેશાની બતાવી છે તેનું અહેસાન ઈરાન અને ઈરાનપરસ્તો કોઈ દિવસ ભૂલશે નહિ.

બેહિસ્તુનના પર્વત ઉપર દરાયસે પોતાની આકૃતિ પણ કોતરાવી છે. તે હાથમાં તીર કમાન લઈ ઊભો છે જ્યારે તેનો પગ એક માફી માગતા માણસની છાતી ઉપર મુકાયેલો છે. તે માણસ હગારો ગૌમત હોવો જોઈએ એમ અભ્યાસીઓનું અનુમાન છે તે માથે નવ કેદીઓને ચિત્રેલા છે જેઓની ગરદનમાં ગાળ નાખેલા છે અને જેઓના હાથ પીઠ પાછળ બંધાયેલા છે. લેખોમાં જે વિગત લખાયેલી છે તેનો ભાસ એક તડાકે આ આકૃતિઓમાંથી મળી રહે છે. વળી દરાયસ જ્યારે શક લોકો ઉપર ચડાઈ લઈ ગયો ત્યારે, હિરોડોટસના લખવા મુજબ, તેણે બૉસ્ફરસની સામુદ્રધુની આગળ બે ધોળા સંગેમરમરના સ્તંભો ઊભા કરાવ્યા હતા, અને તે ઉપર જે પ્રજાઓમાંથી તે પોતાનું લશ્કર ભેગું કરી લાવ્યો હતો તેમનાં નામો તેણે કોતરાવ્યા હતા. હખામની લેખો બેહિસ્તુન પર્વત ઉપરાંત અલવંદ પર્વત ઉપર, 'નક્શે રુસ્તમ" ઉપર અને પરસીપોલિસ, સુસા અને પારસાગર્દના મહેલો ઉપરથી પણ મળે છે. વળી તે જમાનાના

---

૧ મહાન નેપોલિયનના લશ્કરમાં મિસર જઈ ચડેલા જે. એફ. શેમ્પોલિયોન નામના અભ્યાસીએ "રોસેટા" નામના એક પથ્થરની શોધ કરી હતી, જેની ઉપર ત્રણ ભાષાઓમાં લેખો કોતરાયા હતા — ગ્રીક, મિસરી અને "હાયેરોગ્લિફિક" (એક ચિત્રપલ્લવી ભાષા). ગ્રીક ભાષા શેમ્પોલિયોન જાણતો હતો અને તેની મદદથી બાકીની બીજી બે ભાષાઓ તેણે ઉકેલી, અને એ રીતે "હાયેરોગ્લિફિક" જેવી કઠણ ભાષાનો ભેદ ખૂલવા પામ્યો. સામટી રીતે જોતાં "રોસેટા" પથ્થરના લેખના ઉકેલ કરતાં દરાયસની પર્વત ઉપરની તખ્તીઓના ઉકેલનું માહાત્મ્ય ઘણું વધારે હતું. અને એ તખ્તીઓનો ઉકેલ પણ ઘણો વધારે મુશ્કેલ હતો.

જામો, વાસણો, સિક્કાઓ અને અસ્તોદાનો[1] ઉપરથી પણ કેટલાક લેખો જડે છે. એક ગ્રીક જામ ઉપરનાં ચિત્રો જોઈને જેમ આંગ્લ કવિ કીટ્સે એક સુંદર કાવ્ય (Ode on a Grecian Urn) લખ્યું છે, તેમ આવી કોઈ જામ નિહાળી કોઈ ઈરાની શાએરને પ્રેરણા ન થઈ આની તે દિલગીરીભર્યું છે; અને કદાચ તેવું કોઈ કાવ્ય લખાયું પણ હોય તો સિકંદરે વાળેલા સત્યાનાશ પછી તે સહેલથી મળે એમ પણ નથી.

એક ઐતિહાસિક દસ્તાવેજ જાણે પર્વતનું રૂપ ધર્યું હોય તેમ બેહિસ્તુનનો પર્વત આજે ઈરાનમાં ઊભો છે અને પારસીઓના, એક વખતના મિસરથી ચીન સુધી ફેલાયેલા વિશાળ સામ્રાજ્યની સાક્ષી પૂરે છે; તેમની એકવારની મુલ્કગીરી અને જાહોજલાલીની તે જાહેરાત કરે છે. પરંતુ કાળે ચક્રવર્તી મહારાજાને પણ મૂર્ખ બનાવ્યા છે: કિસ્મતની ક્રૂર મશ્કરીથી દરાયસની ગૌરવભરી વાણી પણ આજે કેટલેક ઠેકાણે ખોટી પડેલી જણાય છે. એ લેખોના કોતરાવનારને ખ્યાલ ક્યાંથી હોય કે થોડી સદીઓ પછી ઈરાનમાંથી તેના વંશનો તો શું પણ ખુદ ઈરાની સલતનત, તેના ધર્મ અને તેના અનુયાયીઓનો પણ લગભગ ઉચ્છેદ થવાનો છે! ભલું છે કે પથ્થરને લાગણી નથી, નહિતો બેહિસ્તુનના પર્વત જેવો દુઃખી આજે બીજો કોણ હોઈ શકે? આ પર્વતે ઈરાનીઓની એકવારની કીર્તિ અને નામદારી પુરવાર કર્યાં છે, તેમ એ જ પર્વતે શાહીવાદની ક્ષણભંગુરતા, દુન્યવી આશાઉમેદોની નાશવંતતા અને મનુષ્ય-જીવનની નાપાયાદારીનું પણ દર્શન કરાવ્યું છે. જ્યાં સુખ નથી પણ સુખનું માત્ર સ્મરણ જ રહ્યું છે ત્યાં દુઃખ સિવાય બીજું શું હોઈ શકે? આજે સાપ ગયા અને લિસોટા રહ્યા છે; જ્યારે બધું જ ગયું છે ત્યારે આજે અમને એ પુરાતન પર્વતો અને ખંડેરોનાં કરુણ દૃશ્યો પણ વહાલાં થઈ પડ્યાં છે. સંપૂર્ણ બદલાયેલી પરિસ્થિતિ ઉપર આશ્ચર્ય પામી દરાયસનો આત્મા જાણે બેહિસ્તુન પર્વતનું રૂપ ધરી હજી પોતાના લેખો દ્વારા તે નિર્જન એકાંતવાસ ભજવી મગરૂરીથી જાહેર કરે છે:—"હું છું દરાયસ, મહારાજા અને શહેનશાહ; સઘળી જાતોથી વસેલા દેશોનો માલિક; આ દૂર સુધી પથરાયેલી વિશાળ ભૂમિનો બાદશાહ: હું છું હખામની વિસ્તારપનો પુત્ર: હું ઈરાની છું, હું ઈરાનીનો પુત્ર છું, હું આર્ય છું, આર્ય બુન્યાદનો છું"

૧. તે વખતના ઈરાનીઓ પણ મૃતદેહોને દોખમામાં મૂકતા, પણ ફરક એટલો હતો કે થોડાક વખત પછી હાડનાં બહાર કાઢી તે ઉપર એક "હાડકાંવાળી કબર" બનાવતા. એવી હાડકાંવાળી કબરનું નામ "અસ્તોદાન" રાખવામાં આવતું.

## ૪

# ઈરાનનો કીર્તિકળશ—શાહ નૌશીરવાન ઉર્ફે ખુસરૂ પહેલો

હખામની શાહ દરાયસ હિસ્તાસ્પીસ ઈ. પૂ. ૪૮૬માં મરણ પામ્યો, જ્યારે ઈ. સ. ૫૩૧માં સાસાની વંશનો શાહ ખુસરૂ પહેલો, જે નૌશીરવાનને નામે જગજાણીતો છે, તે ગાદીએ આવ્યો. આ એક હજારથી વધુ વર્ષો દરમ્યાન ઈરાનનું શું થયું તેનો એક અતિ ઝડપી ચિતાર અહીં દોરવાની જરૂર છે. હખામની વંશનો છેલ્લો બાદશાહ દારા ચોથો હતો જેને ગ્રીકો દરાયસ કોડોમાનસને નામે ઓળખે છે. તેના વખતમાં ઈ. પૂ. ૩૩૦માં મહાન સિકંદરને હાથે ઈરાન જિતાયું અને તેની ખાનાખરાબી થઈ; જ્યારે દરાયસ પોતે પોતાના જ બીસસ નામના એક હાકેમના હાથે કતલ થયો. સિકંદર વિજેતા હતો, વ્યવસ્થાપક નહોતો, બલ્કે જગ જીતી લેવાની ધૂનમાં તેને સુવ્યવસ્થા સ્થાપવાનો ઝાઝો અવકાશ પણ મળ્યો નહિ, અને આખરે ઈ. પૂ ૩૨૩માં તે જગવિજેતાની વિજયકૂચ ૩૩ વર્ષની યુવાન વયે બેબિલોન ખાતે ઓચિંતી ખતમ થઈ. ત્યાર બાદ ઈરાનમાં અરાજકતા વ્યાપી રહી, ગાદી માટે નાના મોટા હરીફો ઊભા થયા, અને અનેક સરદારો વચ્ચે ઈરાની શહેનશાહતના ભાગ પડી ગયા—ફરીથી ઈરાનની અખંડતા તૂટવા પામી. આખરે સિકંદરનો જ એક સેલ્યુકસ નામનો સેનાપતિ સૌથી બળવાન નીવડયો અને તે સીરિયાની બાદશાહી મેળવવા પામ્યો. તે જ સમયમા ચન્દ્રગુપ્તે નંદ વંશનો નાશ કરી મગધ અથવા બિહારમાં મૌર્ય વંશનો પાયો નાખ્યો. સેલ્યુકસે હિંદ ઉપર પણ ચડાઈ કરી, પરંતુ ચન્દ્રગુપ્તને હાથે તે હાર પામ્યો અને પોતાની પુત્રી ચંદ્રગુપ્ત સાથે પરણાવી તે પાછો ફર્યો.

સેલ્યુકસનો ગ્રીક વંશ ૫૦ વર્ષ ચાલ્યો, તે ઉપરાંત એક બીજો પારસી વંશ ઈરાનમા થઈ ગયો, અને તે પોન્ટસની પારસી પાદશાહતનો હતો. તે વંશનો મહેરદાદ ઉર્ફે મિથ્રિદાતીસ પાંચમો એક મહાપ્રતાપી પાદશાહ હતો, જેણે સલ્લા, લુકલ્લસ અને પૉમ્પી જેવા સમર્થ રોમન સરદારોનો સામનો કર્યો હતો. તે દરાયસ હિસ્તાસ્પીસની ઓલાદનો હોઈ શુદ્ધ ઈરાની લોહી ધરાવતો. તે ગુજરાતના શાહ મહમદ બેગડા જેવો જ

કદમાં રાક્ષસી, યુદ્ધકળામાં નિપુણ, અને ઘોડેસવારી તીરંદાજી અને શસ્ત્રબાજીમાં એક્કો હતો. વળી તે મહમદ બેગડા પેઠે જબરો ખાઉધરો હતો, અને બન્ને રાજાઓ ઝેર પણ પચાવી જતા. તે ગ્રીક સાહિત્ય અને કલાનો શોખીન હતો, બુદ્ધિશાળી હતો, બાવીસ ભાષાઓ છટાથી બોલી જાણતો, અને તેણે એક વૈદક ગ્રંથ પણ લખ્યો હતો. તેના નિમકહરામ બેટા ફાર્નાકે જ્યારે બળવો કર્યો ત્યારે સખત આઘાત લાગવાથી મિથ્રિદાતીસ દીવાનો બની ગયો, અને તેણે ઈ. પૂ. ૬૪માં ૬૯ વર્ષની વયે આત્મઘાત કર્યો, જે બનાવથી રોમનોમાં ભારે ખુશાલી ફેલાઈ.

ઈરાનમાં કેપેડોશિયા, આર્મીનિયા અને આઝરબૈજાનમાં પણ નાની પારસી પાદશાહતો ઊભી થઈ, જેમને વિશે જાણવાજોગ ખાસ કાંઈ નથી. પણ પાંચ સદીઓ સુધી ઈરાનને અને એશિયાને રોમનોના હાથમાં જતું બચાવવાનો જશ જો કોઈને ઘટતો હોય તો તે પાર્થિયનોને છે. પાર્થિયાનો પ્રાંત, જે આજે તબરિસ્તાનના નામે ઓળખાય છે તે, કાસ્પિયનની અગ્નિદિશાએ અને મીડિયાની પૂર્વે આવ્યો હતો. ઈ. પૂ. ૨૫૬માં પાર્થિયનોએ અશ્ક નામના પોતાના રાજાની આગેવાની નીચે ગ્રીક સેલ્યુકી વંશ સામે બળવો કર્યો અને રાજકીય સ્વતંત્રતા પ્રાપ્ત કરી. એ અશ્ક રાજાના નામ ઉપરથી પાર્થિયન વંશ અશ્કાની અથવા આરસેસાઈડ વંશ કહેવાતો, અને તે ઈ. પૂ ૨૫૬ થી ઈ. સ. ૨૨૬ સુધી ચાલ્યો. પાર્થિયનોને ઈરાની કહી શકાય, જોકે તેમની રીતભાત તુરાની હતી. તેમના ધર્મમાં જરથોસ્તી તત્ત્વ હતું, પણ તેઓ પિતૃપૂજા, મૂર્તિપૂજા અને બેબિલોનિયાનાં જાદૂ અને મંતરજંતરમાં પણ માનતા. પાર્થિયનોના એક પલાશ (વોલોગેસિસ) પહેલા નામના રાજાએ જરથોસ્તી ધર્મપુસ્તકો વેરવિખેર હાલતમાં દીઠાં અને તે ભેગાં કરવાની હિલચાલ તેણે શરૂ કરી. જેટલું કંઠસ્થ હતું તે પણ ભેગું કર્યું અને એ રીતે જરથોસ્તી ધર્મ, જે તે વખતે તદ્દન પડતીમાં આવી ગયો હતો, તેને સુવ્યવસ્થિત કરી નવજીવન આપ્યું, અને એ રીતે તેણે જરથોસ્તી ધર્મ ઉપર મોટો ઉપકાર કર્યો. પાર્થિયનો જેવી કુશળ ઘોડેસવારી બીજી થોડી જ પ્રજાઓએ બતાવી હશે. એઓ શાસ્ત્રીય રીતે લડવાના હુન્નરથી બેખબર હતા, પણ લડાઈમાંથી નાસી છૂટવાનો ઢોંગ કરી ઘોડાની પીઠ ઉપરથી શત્રુઓ ઉપર અચૂક તીરંદાજી ચલાવી તેમને પરાજિત કરતા. પાર્થિયનોએ લાંબા સમય સુધી રોમનો સામે ટક્કર ઝીલી, અને ઈ. પૂ ૫૩માં રોમન સરદાર ક્રેસસને કારહે ખાતે શિકસ્ત આપી તેને બેજાન કર્યો. ત્યાર બાદ માર્ક એન્ટની, ટ્રેજન અને હેરેક્લી જેવા જાણીતા રોમન સેનાપતિઓનો તેમણે સામનો કર્યો.

રોમનો પોતાનો કટ્ટો શત્રુઓ, — કાર્થેજિનિયનો — થી જેટલા ડરતા હતા તેટલા જ પાર્થિયનોથી પણ દહેશત પામતા હતા. આ પાર્થિયન વંશમાં પણ મહેરદાદ (મિથ્રિદાતીસ) પહેલો નામનો એક બહાદુર જોદ્ધો થઈ ગયો હતો; તે દયાળુ અને ક્ષમાવૃત્તિવાળો હતો અને તે ઈ. પૂ. ૧૩૬માં બુઝુર્ગ વયે મરણ પામ્યો. આ પાદશાહે રફતે રફતે પોતાની સત્તા વધારી અને પરસિસ (ફાર્સ)નો પ્રાંત પણ જીતી લીધો.

આપણે જોયું તેમ સિકંદર પછી ઈરાનમાં એક શહેનશાહનો દોર રહ્યો નહિ, પણ નાના મોટા પ્રાંતો સ્વતંત્ર થઈ ગયા, જેમાથી સૌથી મુખ્ય પાદશાહતો આપણે જોઈ ગયા. આ સઘળી પાદશાહતોનું સવિસ્તર બયાન ફિરદૌસી આપતો નથી, પણ તેમને મુલુક-અલ-તવાયફ (તાયફાઓના રાજાઓ)નો સામાન્ય ઇલકાબ આપી માત્ર તેઓમાંથી અશ્કાની રાજાઓનાં નામો દર્શાવી પતાવી દે છે. હવે અશ્કાની વંશ દરમ્યાન ફાર્સ (પરસિસ)ના પ્રાંતમાં ખાલેસ પારસીઓની હાકેમી ચાલતી હતી. તેઓ ગ્રીક સેલ્યુકી વંશને ખંડણી આપતા અને ત્યારબાદ પાર્થિયનોને તે ભરવી શરૂ કરી. હવે એ ફાર્સ પ્રાંતમાં બાબક નામનો હાકેમ રાજ્ય ચલાવતો હતો. તેની દીકરીનો દીકરો તે મહાન અર્દશીર હતો, જે પોતાના માતામહના નામ ઉપરથી બાબકાન કહેવાયો. હખામની વંશના છેલ્લા બાદશાહ દરાયસ ચોથાનો એક પુત્ર સાસાન નામે હતો. તે સાસાનનો એક વંશજ, જે પણ સાસાનનુ ખાનદાની નામ ધરાવતો હતો, તેની સાથે બાબકની એક પુત્રી પરણી હતી, અને તે અર્દશીરની માતા થઈ હતી. આ કારણસર અર્દશીરે પોતાના બાપ અને વડીલોના નામ ઉપરથી પોતાના પ્રસિદ્ધ વંશનું નામ 'સાસાની' રાખ્યું.

હવે પાર્થિયનોનો છેલ્લો પાદશાહ અર્દવાન (આર્ટેબેનસ) ચોથો હતો. એ પાદશાહે ફાર્સની હાકેમી બાબકના મરણ પછી તેના પૌત્ર અર્દશીરને આપવાને બદલે પોતાના પુત્ર બહેમનને આપી અર્દશીરને પહેલાંથી જ અર્દવાન તરફથી અસંતોષનું કારણ મળ્યું હતું, તેમાં હવે આગમાં તેલ હોમાયું. અર્દશીરે ખુલ્લો બળવો કર્યો અને પાર્થિયનોને ત્રણ લડાઈઓમાં હાર આપી. છેલ્લા યુદ્ધમાં અર્દવાન કેદ પકડાયો અને અર્દશીરને હાથે મોતની સજા પામ્યો. હવે ઈરાનમાં ફાર્સ પ્રાંતવાળા ખાલેસ પારસીઓનો સાસાની નામનો જગજાણીતો વંશ ઈ. સ. ૨૨૬થી શરૂ થયો. આપણે ગયા પ્રકરણમાં જોઈ ગયા હતા તેમ કયાની વંશની પડતી પછી ઈરાન નાનાં રાજ્યોમાં વહેંચાઈ ગયું હતું, અને છેવટે એક અતિ લાંબી

મુદ્દત બાદ ફાર્સ પ્રાંતના એક હાકેમ હખામનની સાઈરસે ઈ. પૂ. ૫૫૮માં મીડિયાના રાજા એસ્ટાઈજીસને હરાવી ખાવેમ પારસીઓનો નામીચો હખામની વંશ સ્થાપ્યો અને પોતાની સત્તા આખા દેશ ઉપર ફેલાવી. જ્યારે સાસાની વંશ સ્થપાયો ત્યારે પણ ઈતિહાસનું પુનરાવર્તન થયું; સિકંદર પછી સદીઓ સુધી આખા દેશમા એક મહાન રાજ્ય રહ્યું ન હતું, અને છેવટે ફાર્સના જ હાકેમ અર્દશીર બાબકાને પાર્થિયન અમલ ખતમ કરી ઈ. સ. ૨૨૬મા ખાવેસ પારસીઓનો મશહૂર સાસાની વંશ સ્થાપ્યો. તેનો દોર સમસ્ત દેશમા ફેલાયો અને ઈરાન ફરી પાછુ એક મહાન પારસી શહેનશાહના છત્ર નીચે એકત્ર થયુ.

સાસાનીવંશ જગતના મહાન ઐતિહાસિક વંશોમાંનો એક કહી શકાય. આ વંશનો સ્થાપક અર્દશીર બાબકાન (ઈ. સ ૨૨૬-૨૪૦) એક મહાન વિજેતા હતો, એટલુ જ નહિ પણ એક કાબેલ વ્યવસ્થાપક પણ હતો. એ જ્યારે ગાદીએ આવ્યો ત્યારે "કારનામેએ અર્તક્ષત્રે પાપકાન" નામની કિતાબ પ્રમાણે ઈગન ૨૪૦ નાના સ્વતંત્ર તાયફાઓમાં વહેંચાઈ ગયુ હતું. એ સઘળાઓને વશ કરી એકતા સ્થાપી અર્દશીરે ફરી પાછું ઈરાનને એક અને અખંડ બનાવ્યુ. એના કાબેલ દસ્તૂર તનસરની રાહબરી નીચે જરથોસ્તી શાસ્ત્રોને ભેગા કરવાનુ કામ શરૂ થયુ અને સદીઓથી ખોરવાઈ ગયેલા ધર્મને નવજીવન મળ્યુ. શાહપુર બીજો (૩૦૯-૩૭૯) એક મહાન તાજપતિ અને જંગી સરદાર હતો અને રોમનો એનુ નામ ભૂલી શકે એમ નથી અરબો એને ઝુઅન અક્તાફ (ખભાનો માલેક) કહેતા, કારણ કે જિતાયેલા અરબ સરદારોના ખભા સીવી લઈને એના સમક્ષ લાવવામાં આવ્યા હતા શાહપુર બીજાના વખતમા એના પ્રસિદ્ધ દસ્તૂર આદરબાદ માહરેસ્પંદે જરથોસ્તી ધર્મની યાદગાર સેવાઓ બજાવી હતી એક પાદશાહ, બહેરામ પાચમો ((૪૨૦-૪૪૦) ગુર અથવા જંગલી ગધેડાના શિકારનો શોખીન હોવાથી બહેરામગુર કહેવાતો તે શરીરે અત્યંત બળવાન હતો અને પહેલવાની જિગર અને જોશ ધરાવતો હતો. હિંદુસ્તાન એને ખંડણી ભરતું અને ફિરદોસી પ્રમાણે એને કનોજના રાજા શંગનની કુંવરી સપીનુદ સાથે શાદી કરી હતી. સાસાની વંશના તમામ પાદશાહોમા તે સૌથી વધુ રસિક અને અદ્ભૂતરસપ્રેમી હતો

સાસાનીઓમા સૌથી વિલાસી, લહેરી અને દાદમાદનો શોખીન તે ખુસરૂ બીજો ઉર્ફે ખુસરૂ પરવીઝ (૫૯૧-૬૨૮) હતો. પોતાના પિતામહ નૌશીરવાનની પેઠે રોમનો અને અન્ય શત્રુઓ ઉપર ફતેહમંદ લડાઈઓ

કરી એણે રાજ્યનો વિસ્તાર બહુ વધારી દીધો. એના મહેલો, એનું તખ્ત, એના માલખજાના, એનો કાળો ઘોડો "શબ્દીઝ," એના કુશળ સંગીતકારો, એની જગવિખ્યાત રાણી શીરીન, "તાકે બોસ્તાન"માં એણે કોતરાવેલા લેખો વગેરેથી એ બાદશાહ અત્યંત જાણીતો છે. પણ છેવટના ઐયામમાં એ રોમનોને હાથે સખત હાર પામ્યો; એના છેલ્લા દિવસો બહુ દુ:ખમાં ગયા અને પોતાના જ નાલાયક બેટા શીરૂયેહના હાથે ઈ. સ. ૬૨૮માં તેનું ખૂન થવા પામ્યું સાસાની વંશની પડતીનાં બીજ એ ખુમરૂ પરવીઝના જ અમલમાં રોપાયાં હતાં. તેના મરણ પછી માત્ર ૨૩ વર્ષમાં સાસાની શહેનશાહત જમીનદોસ્ત થઈ ગઈ, અને તેના છેલ્લા કમનસીબ પાદશાહ યઝદેજર્દ શહેરયારનું ઈ. સ. ૬૫૧માં ખૂન થયું. જે દિશાથી ઈરાને કોઈ કાળે ભયની કલ્પના પણ કરી નહોતી ત્યાંથી એકાએક ભયંકર આફત ખડી થઈ; આરબો ચડાઈ લાવ્યા અને ઈરાનની શહેનશાહત તો શું પણ તેનાં દીન અને ઈમાન પણ ફના થઈ ગયાં. જાણે અચાનક જ સૂર્ય આકાશમાંથી અલોપ થઈ ગયો અને જરથોસ્તી ઈરાનમાં સર્વત્ર અંધકાર વ્યાપી રહ્યો.

પણ અંધકાર આવે તે પહેલાં સાસાની વંશના જે શહેનશાહે ઈરાનને સૌથી વધુ પ્રકાશમાં આણ્યું હતું અને તે સમયની સંસ્કૃતિને શિખરે મૂક્યું હતું તેનું વર્ણન કરવાની જરૂર છે. એ નામીચા નરનું નામ ખુસરૂ પહેલો ઉર્ફે નૌશીરવાન.(૫૩૧–૫૭૯) હતું. હજી તે તખ્ત પર પણ આવ્યો નહોતો તેટલામાં પોતાના પિતા શાહ કોબાદના અમલ દરમ્યાન મઝદક નામના એક ક્રાંતિકારી સુધારકનો એને સામનો કરવો પડયો. ગ્રીક તત્ત્વચિંતક પ્લેટોએ પોતાના "રિપબ્લિક" નામના ગ્રંથમાં કહ્યું છે તેમ મઝદકને પણ લાગ્યું કે જગતનાં તમામ પાપનું મૂળ કનક અને કામિની — દૌલત અને સ્ત્રી — ગણાવાં જોઈએ. એ બેની માલિકી કોઈ અમુક માણસના હાથમાં રહેવી જોઈએ નહિ, પણ દરેક વસ્તુનો ખરો માલિક ખુદા હોવાથી દૌલત અને સ્ત્રી સૌની સામાન્ય મિલકત ગણાવાં જોઈએ; ત્યારે જ મનુષ્યહૃદયમાંથી લોભ ઈર્ષ્યા વગેરે દુર્ગુણોનો લોપ થશે. હવે પ્લેટોનું "રિપબ્લિક" રાજ્ય તો કલ્પિત હતું, પણ મઝદકે તો શાહ કોબાદનું દિલ જીતી લઈ આવા અંતિમ સુધારાઓ ઈરાની સમાજમાં કરવા માંડ્યા. દુકાળના વખતમાં મઝદકે શાહ કોબાદની પરવાનગી લઈ ગરીબોને હુકમ કર્યો કે શ્રીમંતોએ દાણાનો સંગ્રહ કર્યો હોવાથી તમારે લૂંટફાટ કરી જે હાથમાં આવે તે લઈ લેવું; તેથી મઝદક મુફલિસોનો માનીતો થઈ પડ્યો. વળી મઝદક એક સ્ત્રી ઉપર એક જ માણસનું સ્વામિત્વ સ્વીકારતો ન હોવાથી દેશના નીચ, લફંગા અને વ્યભિચારી માણસો એના પંથમાં જોડાયા, અને આબરૂદાર બાનુઓ

તરફ બદનજર કરવા મંડ્યા. આમ થતાં શાહ કોબાદ એટલો અપ્રિય થઈ પડ્યો કે એની વિરુદ્ધ બળવો જાગ્યો અને એને કેદ કરવામા આવ્યો. પણ ત્યાંથી છૂટી હયતાલ શહેરના લોકોની મદદથી એણે ત્રણ વર્ષમા રાજ્ય પાછુ લીધુ. જાહેરમા તેણે જણાવ્યુ કે મઝદકનો ધર્મ એને કબૂલ નથી, પણ ગુપ્તરીતે તે તેમા માનતો રહ્યો. ધર્મ અને નીતિને ફગાવી હવે શાહ કોબાદ પોતાની જ સુદર બહેન સાથે પાપમા ફર્યો. મઝદકે પણ હવે ખરડ્યા પગ ગાલીચા સુધી લઈ જઈ શાહ કોબાદની સ્વરૂપવાન રાણી એટલે નૌશીરવાનની માતાના હાથની માગણી કરી. આ હદ સુધી મામલો ગયો એટલે નૌશીરવાનનો પિત્તો ઊછળ્યો અને તેણે કડક હાથે કામ લીધું.

આપણે કબૂલ કરીશું કે મઝદક જગતનો એક પુરાણો સમાજવાદી બલકે ખરું જોતા સામ્યવાદી હતો. ૧૯મી અને ૨૦મી સદીઓમા, જ્યારે રાજકારણ અને અર્થકારણના આપણા વિચારો ઘણા પ્રગતિવાન થયા છે તે સમયે પણ સામ્યવાદ ઉથલપાથલ અને ખૂનરેજી વિના દાખલ થઈ શક્યો નથી, તો છઠ્ઠી સદીમાં જો આવા વિચારો ફેલાય તો સમાજની કેવી વલે થાય તે સમજી શકાય એવુ છે. વળી મઝદક તે કાર્લ માર્ક્સ જેવો ફિલસૂફ નહોતો અને તેની પાસે કોઈ યોજના કે કાર્યક્રમ નહોતા. સૌથી ભયકર આફત તો એ હતી કે મઝદકના સિદ્ધાત પ્રમાણે કોઈની પણ બહેન કે બેટીની આબરૂની સલામતી રહી નહિ પ્રો. બ્રાઉન[1] મઝદકને Antinomian ગણે છે, એટલે સર્વમાન્ય નૈતિક કાયદાનું બંધન તેને સ્વીકાર્ય નહોતુ એમ વર્ણવે છે. નીતિ અને ન્યાય ઉપર જ સમાજનો અમલો ઊભો થયો છે, પણ ગમે તેનુ ધન લૂટી લેવુ અગર કોઈ પણ શખસની બાનૂ ઉપર દસ્તદરાઝી કરવી એ સમાજવાદ નહિ પણ નરી ગુડાગીરી જ કહેવાય અને એવી "સસ્કૃતિ" પશુઓને જ શોભે. કદાચ ગરીબોની સ્થિતિ સુધારવાનો મઝદકનો મૂળ હેતુ (end) સારો હશે, પણ તેના સાધનો (means) તો તદ્દન નિદાપાત્ર ગણાવાં જોઈએ. વળી જરથોસ્તી ધમનો પણ એ સુધારક થઈ નીકળ્યો, અને એ ધર્મમાં બે ખુદાની પૂજા છે એવા ખોટા મતને તેણે ઉત્તેજન આપ્યુ. વળી તે એમ પણ માનતો કે જરથોસ્તી ધર્મ પ્રમાણે સંન્યાસ અને અન્નકળ શાકાહાર બન્ને માન્ય હોવા જોઈએ. અધૂરામા પૂરું તે ખ્રિસ્તી ધર્મ સાથે પણ અથડામણમાં આવ્યો. શાહ કોબાદે આર્મીનિયાના ખ્રિસ્તીઓમા મઝદકી

---

1 "A Literary History of Persia" by Prof E G Browne Vol I

માન્યતાઓનો ફેલાવો કરવાની નાદાની કરી. એટલે ત્યાં બળવો જાગ્યો, ખૂનરેજી થઈ અને કેટલાંક જરથોસ્તી અગ્નિમંદિરો ભ્રષ્ટ કરવામાં આવ્યાં. ઈરાની ધર્મ અને સમાજને મોટામાં મોટું નુકસાન જો કોઈ વિચારકે કર્યું હોય તો તે મઝદકે કર્યું હતું. હજી આજે પણ કોઈ અતિ દુષ્ટ માણસને "મઝદકી" કહેવાનું પારસીઓમાં સાધારણ છે. જો શાહઝાદા નૌશીરવાને મઝદકીઓનો નાશ ન કર્યો હોત તો તેમણે ઈરાનની પાયમાલી કરી નાખી હોત તે નક્કી હતું.

શાહઝાદા નૌશીરવાનને મામલો વકી જતો લાગ્યો, તેટલામાં એક દિવસ મઝદકે ભર દરબારમાં તેનો હાથ પકડી પોતાનો ધર્મ કબૂલ કરવા તેને કહ્યું. નૌશીરવાને જવાબ દીધો—પાંચ મહિના બાદ જરથોસ્તી ધર્મની અને તારા ધર્મની બુલંદી વિશે ચર્ચા થશે; ચર્ચામાં જો હું હારું તો હું તારો ધર્મ સ્વીકારીશ; પણ જો તું હારે તો તારે તને અને તારા અનુયાયીઓને મને સોંપી દેવા પડશે કે જેથી હું તમને કતલ કરું. એ વિશેના કોલકરાર થયા, અને નૌશીરવાનના નિમંત્રણથી શાસ્ત્રાર્થ કરવા સારુ સૌથી વિદ્વાન દસ્તૂરોએ હાજરી આપી. ચર્ચામાં મઝદક માત થયો અને લાજવાબ બની ગયો. નૌશીરવાને શરત પ્રમાણે ૩૦૦૦ મુખ્ય મઝદકીઓને પોતાના બાગમાં ઊંધે મસ્તકે જમીનમાં દાટી તેમના પગ ઉપર રાખી તેમને અત્યંત ઘાતકી મોતની મજા કરી. આ દશ્ય જોવા મઝદકને ખાસ બોલાવવામાં આવ્યો, અને આ ભયંકર દેખાવ જોઈ તે બેહોશ થઈ પડ્યો. મઝદકને પણ ઊંધે માથે શૂળીએ લટકાવવામાં આવ્યો. આ અહેવાલ ફિરદૌસીએ શાહનામામાં આપ્યો છે. પણ ખ્રિસ્તી લખનારાઓ મુજબ નૌશીરવાને પોતે મઝદકી બનવાનો ઢોંગ કર્યો અને તમામ મઝદકીઓને પોતાને ત્યાં જ્યાફત ઉપર બોલાવ્યા અને ત્યાં તેમને દગાથી કતલ કર્યા. પારસી ઇતિહાસકારો ફિરદૌસીનો અહેવાલ માને છે, કેમકે નૌશીરવાનના લાંબા રાજઅમલમાં તેણે કડક હાથે કામ લીધું હશે, પણ કોઈ દિવસ તેણે દગો કર્યો હોય એમ મનાયું નથી.

ખુદ ફિરદૌસીનો અહેવાલ લઈએ તોપણ નૌશીરવાનનું કાર્ય કબૂલાત પ્રમાણે કરવામાં આવ્યું હોવા છતાં અત્યંત ક્રૂર હતું એમ કહેવું જોઈએ. અને શાયલૉક પોતાના હરીફનું એક શેર માંસ કોલકરાર પ્રમાણે કાપવા નીકળ્યો તેના કરતાં પણ વધુ નિર્દય ગણાવું જોઈએ. વાત એટલી હદ સુધી બગડી હતી કે કાંતો મઝદકીઓ ન રહે કાંતો ઈરાન ન રહે એમ શાહઝાદાને લાગ્યું, અને એમાં પણ કાંઈક સત્ય તો હતું જ

તે આપણે જોઈ ગયા. વળી મઝદકને સજા કરતી વખતે નૌશીરવાને તેને કહ્યું[1] કે આ સજા મારી તરફથી નહિ પણ દુઃખી દિલથી મારી પ્રજા તરફથી કરી તારો અને તારા અનુયાયીઓનો નાશ કરું છું. એમ છતાં હજી તો તખ્ત પર આવ્યો નથી તેટલામાં શાહઝાદાએ પોતાના ન્યાયમાં જે ક્રૂરતા બતાવી તે ટીકાપાત્ર તો હતી જ, અને ઇન્સાફ માટે મશહૂર થયેલા બાદશાહને શોભે તેવી પણ નહોતી. મઝદકીઓનો ભય તો ટળ્યો પણ તેમના નાશકારક કૃતવાઓ છૂપાછૂપા ફેલાવા લાગ્યા, અને તે સાથે વૈરાગ્નિ તેમના દિલમાં જળવા લાગ્યો. પરિણામે થોડાં વર્ષમા દેશની કટોકટીની ઘડીએ મઝદકીઓએ દગો કર્યો. છેલ્લા સાસાની શાહ યઝદેજર્દ શહેરયારના વખતમાં અરબોને ઈરાન ઉપર ચઢાઈ લાવવાનો ગુપ્ત સંદેશો મોકલનાર અને ઈરાનની ઊતરતી દશાથી તેમને વાકેફ કરનાર એ જ બેવફા, દેશદ્રોહી મઝદકીઓ હતા. આપણે જ વાપરેલી ક્રૂરતા પાંચ પચીશ વર્ષે ઊછળીને આપણાં જ કપાળે વાગે છે તે તો ચાલુ સદીના યુરોપના ઇતિહાસ ઉપરથી જ સિદ્ધ થતું આપણે જોયું છે. મઝદકનીતિ એક નાસૂર (cancer) સમાન હતી. નૌશીરવાને કરેલા શસ્ત્રપ્રયોગ પછી ઘડીભર રાહત મળી, પણ કેન્સર તો ફેલાતુ જ ગયું, અને છેવટે ઈરાનનાં દીનધર્માન અને સલ્તનત બન્નેનો નાશ કર્યો ત્યારે જ તે રહ્યું. એટલું જ નહિ પણ અગિયારમી સદીનો વિખ્યાત મુસ્લિમ લેખક અને રાજપુરુષ નિઝામ-ઉલ્-મુલ્ક પોતાની "સિયાસતનામે" નામની ફારસી કિતાબમાં કહે છે કે "ફિદાઈ" નામનું ખૂની ટોળું, જેણે અનેક જાણીના માણસોનાં છૂપાં ખૂન કરી ઈરાનમાં ત્રાસ ફેલાવ્યો હતો તે મઝદકીઓના વંશમાંથી જ ઊતરી આવ્યુ હતું. જ્યારે મોગલોએ "ફિદાઈ" ટોળાનો સર્વથા નાશ કર્યો ત્યારે જ મઝદકી કેન્સરની અસરથી ઈરાન પૂરેપૂરું મુક્ત થયેલું કહેવાય.

શાહ કોબાદને ચાર પુત્રો હતા તેમાં નૌશીરવાન ચોથો હતો, પરંતુ તે સૌમાં શૂરવીર, હોશિયાર અને ચારિત્ર્યવાન હોવાથી કોબાદે વસિયતનામું કરી નૌશીરવાનને ગાદી આપી. આ જોઈ તે ત્રણ મોટા ભાઈઓએ કેટલાક અમીરોની મદદ સાથે બળવો કર્યો, પરંતુ તેઓ હાર્યા, કેદ પકડાયા અને નૌશીરવાનના હુકમથી તેઓને કતલ કરવામાં આવ્યા. આપણી દૃષ્ટિએ આ પગલું બહુ ક્રૂર અને નિષ્ઠુર છે એમ આપણે કબૂલીશું, અને એમાં આપણને ગળાકાપુ હરીફાઈ સિવાય બીજું દેખાશે

૧. જુઓ મિ. પાલનજી બ. દેસાઈ કૃત "તવારીખે સાસાનિયાન."

નહિ. પરંતુ એ પણ જાણવું જોઈએ કે નૌશીરવાને પોતાના જીવન દરમ્યાન એક નિયમ જ રાખ્યો હતો કે રાજ્ય સામે બંડ ઉઠાવે તેને દેહાંતદંડની જ સજા કરવી, અને તેમ કરવામાં સગપણ કે મિત્રાચારી વગેરેનો કાંઈ પણ સંબંધ જોવો નહિ. નૌશીરવાને ન્યાય તરફ જ જોયું અને ન્યાયને ખાતર ભાઈઓની કુરબાની આપી એવી એના પોતાના દૃષ્ટિબિંદુથી એની ન્યાયભાવના હતી એમ મિ. પી. કેરશાસ્પ[1] માને છે. વળી એ પણ ખુલ્લું હતું કે જો તે ભાઈઓ વિજયી થાત તો તેઓ તે સજા નૌશીરવાનને કરત. ઔરંગઝેબનું છળકપટ નૌશીરવાનમાં નહોતું એ ખરું. નૌશીરવાન પોતાના પિતાના વસિયતનામાના હકથી ગાદી ઉપર આવ્યો હતો, ઔરંગઝેબની પેઠે પિતાને કેદ કરીને નહિ. એમ છતાં કબૂલ કરવું પડશે કે નૌશીરવાનનું કાર્ય કદાચ એની દૃષ્ટિએ ન્યાયી હશે, પણ તે યંત્રવત્ છે, હૃદયશૂન્ય છે, અને તેમાં કૌટુંબિક વાત્સલ્ય કે ઔદાર્યનાં દર્શન થતાં નથી.

વળી એમ કહેવાય છે કે નૌશીરવાને પોતાના પુત્ર નુશઝાદને પણ મારી નખાવ્યો હતો, પણ વસ્તુતઃ તેમ નથી. નુશઝાદ નૌશીરવાનની ખ્રિસ્તી રાણી યુફેમીયાના પેટનો પુત્ર હતો. યુફેમીયા ખ્રિસ્તી ધર્મ પળતી અને પોતાના પુત્ર પાસે પળાવતી. યુફેમીયા ખ્રિસ્તી ધર્મ પાળે તેમાં નૌશીરવાનને વાંધો નહોતો, પરંતુ નુશઝાદ તે પાળે તેની તે વિરુદ્ધ હતો, અને તેથી તેણે નુશઝાદને નજરકેદ રખાવ્યો હતો. એકવાર નૌશીરવાનના મરણના ખોટા સમાચાર સાંભળી નુશઝાદે રાજ્યગાદીનો દાવો કર્યો, તમામ ખ્રિસ્તીઓને પોતાની મદદે બોલાવ્યા, અને કેદમાંથી છૂટી લશ્કર ભેગું કરી આગળ વધ્યો. નૌશીરવાને તેની સામે પોતાના સરદાર રામબુર્ઝીનને એવી સૂચના આપી મોકલ્યો કે બને ત્યાંસુધી નુશઝાદને જીવતો પકડવો. પરંતુ જે લડાઈ થઈ તેમાં નુશઝાદ હાર્યો અને માર્યો ગયો. માટે નુશઝાદનું મરણ નૌશીરવાનની સખ્તી કે અન્યાયી વર્તણૂકને લીધે થયું એમ કહેવું વાજબી નથી

ન્યાય અને ફરજ એ પૌરુષપ્રધાન ગુણો હોવાથી તેમાં કેટલીકવાર સખ્તી આવી જાય છે. એકવાર નૌશીરવાને એંશી જુલમગાર કર ઉઘરાવનારાઓને દેહાંતદંડની સજા કરી પ્રજાને રાહત આપી હતી. જો કોઈ શહેર તેની વિરુદ્ધ બંડ ઉઠાવી સામનો કરતું તો નૌશીરવાન તેની તરફ ક્ષમાવૃત્તિથી જોતો નહિ. એ કારણે જ એણે ઍન્ટિઑક શહેરને

1. Studies in Ancient Persian History by Mr. P. Kershasp.

આકરી સજા કરી હતી. આ કારણસર જ એણે પોતાના ભાઈઓને પણ કતલ કરાવ્યા હતા. નૌશીરવાન પોતાના ઇન્સાફમાં અમુક ધોરણ પ્રમાણે અમલ કરતો, પણ મનસ્વી રીતે વર્તતો નહિ. જો કોઈ ધર્માન્તર કરે, અથવા જનાનખાનાની પવિત્રતાનો ભંગ કરે, અથવા રાજ્ય સામે ફિતૂર કરે તે વ્યક્તિ સાથેના સગપણ તરફ જોયા વિના તેને મોતની સજા મળતી. ફિરદૌસી કહે છે કે એકવાર શાહી જનાનખાનામાંથી સ્ત્રીના વેશમાં એક પુરુષ પકડાયો. ખુલાસો પૂછતાં એક રાણીએ કહ્યું કે એ પુરુષ તેનો પોતાનો સાવકો ભાઈ હતો. નૌશીરવાનને લાગ્યું કે ભાઈબહેન તરીકે રહેવાની રીત આવી કઢંગી હોય નહિ, માટે બન્નેને મોતની સજા મળી.

નૌશીરવાનના ન્યાયમાં કેટલીક વાર દયાનું પણ મિશ્રણ જોવામાં આવતું. એકવાર કોઈ વાંકના કારણે એના એક નોકરને કાઢી મૂકવામાં આવ્યો. ઈરાનમાં તે વખતે એવો રિવાજ હતો કે વર્ષમાં અમુક દિવસે તમામ પ્રજાએ શાહ આગળ હાજર થવું. તે દિવસે તે નોકર પણ આવ્યો, પોતાના અસલ કામે વળગ્યો, અને તક જોઈ એક સોનાનો ખૂમચો ચોરી ગયો. નૌશીરવાને આ જોયું પણ તે કાંઈ બોલ્યો નહિ. બીજે વર્ષે તે ચોક્કસ દિવસે તે નોકર ફરી આવ્યો ત્યારે નૌશીરવાને તેને પાસે બોલાવી પૂછ્યું—ગયા વર્ષનું સોનું એટલી વારમાં ખપી ગયું કે બીજો સોનાનો ખૂમચો તફડાવવા આવ્યો છે? આ સાંભળી તે નોકરને પસ્તાવો થયો અને તે ક્ષમા યાચવા લાગ્યો. નૌશીરવાને તેને માફી બક્ષી પાછો પોતાની નોકરીમાં રાખ્યો.

નૌશીરવાન પોતાની ચાલથી ન્યાયી દાખલો બેસાડવા કેટલો આતુર હતો તે શેખ સાદીના "ગુલિસ્તાન"માં નોંધાયેલા એક કિસ્સા ઉપરથી દેખાય છે. અલબત્ત, એ ઇતિહાસ નથી પણ નૌશીરવાનના નામ સાથે જોડાયેલી અનેક કથાઓમાંની એક છે. એક વાર નૌશીરવાન કેટલાક અમીરો સાથે શિકારે ગયો. જ્યારે ભોજનનો સમય થયો ત્યારે જણાયું કે નિમક લાવવાનું ભૂલી જવામાં આવ્યું હતું. આજુબાજુનાં ગામડાંમાંથી એક નોકર નિમક લેવા દોડતો હતો તેને નૌશીરવાને પૈસા આપ્યા. તે જોઈ એક અમીરે કહ્યું કે આવી નજીવી વસ્તુ માટે પૈસા આપવાની જરૂર ન હોય, કેમકે શાહના નામથી કોઈ પણ ચીજ મળી શકે એમ છે. તે સાંભળી નૌશીરવાને કહ્યું—મારા નામનો ઉપયોગ કરી હું જો એક મુઠ્ઠીભર નિમક મફત મંગાવું તો આવતી કાલે મારા અમલદારો ગાડાં ભરીને નિમક મફત માગી ગામડાંઓ ખાલી કરશે; માટે જે માણસે જેટલું ખરીદવું હોય તેણે પૂરતા પૈસા આપી તે વેચાતું લેવું એ જ ધર્મ છે.

પોતાની રૈયત સુખી અને આબાદ છે તે જાણી નૌશીરવાનને હર્ષ થતો. એક દિવસ તેને કહેવામા આવ્યુ કે અમુક માતબર માણસ પાસે પુષ્કળ દોલત છે. તે સાંભળી નૌશીરવાને લગારે ઈર્ષ્યા બતાવ્યા વિના પોતાનો આનંદ વ્યક્ત કર્યો અને કહ્યું — એની દોલત અને આબાદીનો આધાર મારા ઇન્સાફથી જ હોવો જોઈએ.

નૌશીરવાનના ઇન્સાફની એક હકીકત બહુ જાણીતી છે એની રાજધાની ટેસીફોનમાં એણે "તાકે કસ્રા" નામનો વિખ્યાત મહેલ બંધાવ્યો હતો, જેનાં ખંડેરો હજી પણ મોજૂદ છે અને એના ઇન્સાફની સાક્ષી આપતાં ખડાં છે. જ્યારે તે મહેલ બંધાવવો શરૂ થયો ત્યારે એક ઘરડી સ્ત્રીની ઝૂંપડી ત્યાં નડતી જણાઈ. નૌશીરવાને તે ડોશીનું ઘર મોં માગી કીમત આપી લઈ લેવા માગ્યું, અથવા બીજું ઘર બંધાવી આપવા કહ્યું. તોપણ ડોશી એકની બે થઈ નહિ; પણ કહ્યું કે — હુ અહીં જન્મી છું અને અહીં જ મરીશ; મને બીજું ઘર કદી ફાવે નહિ; મને તારી સલ્તનતની ઈર્ષ્યા આવતી નથી અને તને મારી ગરીબ ઝૂંપડીની કેમ ઈર્ષ્યા આવે છે? બાદશાહ લાજવાબ થયો, ઝૂંપડી ત્યાં જ રહી અને મહેલનો ખૂણો વાંકો જ રહ્યો. પણ ડોશી રાંધતી તેના ધુમાડાથી મહેલની ભીંતનો તે ભાગ કાળો પડતો. આ એબ સુધારવા માટુ નૌશીરવાને પાછું ડોશીને કહ્યું કે તું માગે તેવાં પકવાનો સવાર સાંઝ મોકલાવવાનો હુ પ્રબંધ કરીશ પણ તું તારું રાંધવાનું બંધ કર. પણ ડોશી માથાની મળી હતી. તેણે કહ્યું કે મેં આખી જિંદગી દરમ્યાન મારી જ હલાલ કમાઈની રોટી ખાધી છે; હવે મરતે દહાડે મારે બીજા કોઈ તરફનું ભોજન જોઈતું નથી: વળી આવી બુઝર્ગ વયે જો પકવાન અને મિષ્ટાન્ન ખાવા જઈશ તો પાંચ દિવસ પણ જીવી શકીશ નહિ; માટે હુ જેમ છું તેમ જ મને રહેવા દે. ડોશીમાએ છેવટે શિખામણ દીધી કે — તું અને તારો મહેલ સદા રહેવાનાં નથી, પણ મારા જેવી ગરીબ ડોશીને કરેલા ન્યાયથી તારું નામ અમર રહેશે. મહાન રોમન સામ્રાજ્યને ધ્રુજાવનાર શહેનશાહ નૌશીરવાન આ નિર્બળ ડોશીના શબ્દો આગળ નમી ગયો, અને તેને અને તેની ઝૂપડીને રહેવા દીધી[1]. પરદેશથી એલચીઓ આવતા તેમને નૌશીરવાન પોતાનો મહેલ મગરૂરી સહિત ચોતરફથી બતાવતો. એક એલચી તે જોઈને બોલ્યો — આપનો મહેલ તો અતિ સુંદર છે, પણ તેમાંથી સર્વોત્તમ સુંદર

૧. આ બનાવ ઉપરથી ગુર્જર ઇતિહાસપ્રેમીઓને ધોળકાનું મલાવ તળાવ, ગણિમની જમીન અને સિદ્ધરાજ જયસિંહની માતા મીનળદેવીના ન્યાયનું અવશ્ય સ્મરણ થશે.

સ્થળ તો પેલો વાંકો ખૂણો અને કાળી પડેલી ભીંત છે. ખચિત; જ્યાંસુધી સ્થૂળ વસ્તુ કરતાં તેમાં સમાયેલો નીતિનિયમ વધુ ગૌરવવંતો અને સુંદર છે ત્યાંસુધી નૌશીરવાનના મહેલ કરતાં નૌશીરવાનનો ન્યાય વધુ ચિરસ્થાઈ અને અનુપમ કહેવાશે. "તાક કસા"નું તો ખંડેર થયું, પણ નૌશીરવાનનો ઇન્સાફ તો જગતને બોધ આપવા ઇતિહાસમાં નોંધાઈ અમર થયો છે.[૧]

નૌશીરવાન ખુદાથી ડરીને ચાલનારો શાહ હતો તે યુગના રિવાજ અનુસાર તેના હાથમાં એકહથ્થુ સત્તા હતી ખરી, પણ તેનો તે રૂડો ઉપયોગ કરી હમેશાં પ્રજાનું કલ્યાણ સાધતો. તેમાં સૌને ન્યાય મળે તે જોવા તે અત્યંત આતુર હતો. ફિરદૌસી કહે છે કે જ્યારે તે તખ્ત ઉપર આવ્યો ત્યારે રૈયત આગળ એણે બાપોકાર જાહેર કર્યું હતું કે — ' હું મજલિસમાં બેસી શરાબ પીતો હોઉં, અથવા ખાનગી મસલત કરતો હોઉં, અગર રમતમાં પડ્યો હોઉં, કે શિકારે ગયો હોઉં, સૂતો હોઉં કે જાગતો હોઉં —તો પણ ઇન્સાફ માટે કોઈ પણ શખ્સને મારી પાસે આવવા માટે દ્વાર ખુલ્લાં છે. જ્યારે જુલમ ખમતી પ્રજાનું દુઃખ દૂર થશે ત્યારે જ મારું દિલ ખુશાલ થશે, પણ મારાં રાજ્યમાં કોઈ ગમગીન દિલથી ઊંઘશે તો તેના દુઃખથી મારા પણ દિલમાં દર્દ ઊઠશે.' આવું સાંભળી દરબારમાંથી આફ્રીનના ઉદ્‌ગારો નીકળ્યા હતા. નૌશીરવાને પોતાના મહેલમાં એક લાંબી "ઇન્સાફની સાંકળ" રાખી હતી જે ખેંચવાથી ઘંટ વાગતો, અને કોઈ

૧ કુટાર બિરાદરોના ગુજરાતી શાહનામાના નવમા દફતરના દીબાચામાં નૌશીરવાનના ઇન્સાફનો એક દાખલો નોંધાયો છે, અને તે ઇસ્લામના બીજા ખલીફ હજરત ઉમરનો છે, જેઓને નૌશીરવાનના ઇન્સાફનો અંગત અનુભવ થયેલો કહેવાય છે. પણ નૌશીરવાન ૫૭૯મા મૃત્યુ પામ્યો જ્યારે હજરત ઉમર ૫૮૨મા જન્મ્યા હતા. તારીખો બંધબેસતી ન હોવાથી એ દાખલો અત્રે નોંધવાનું દુરસ્ત ધાર્યું નથી. વળી નુરુલ્લાહખાન બિન મુહમ્મદહુસેનખાનની ફારસી ચોપડીનું "The Glory of the Shiah World" નામે ભાષાન્તર કરનાર કર્નલ પી. એમ. સાઈક્સ એ પુસ્તકમા જણાવે છે કે એકવાર એ જ હઝરત ઉમર અને મુઆવિયેહ બન્નેએ નૌશીરવાનના ઇન્સાફનો જાતિઅનુભવ કર્યો હતો. પરંતુ એ તો કુટાર ભાઈઓએ ટાંકેલા દાખલા કરતા પણ વધુ અશક્ય છે, કેમકે મુઆવિયેહ તો હઝરત ઉમરથી પણ નાનો હતો, અને છેક ૬૬૧માં પાયમો ખલીફ બન્યો હતો. તારીખો બંધબેસતી ન હોવાથી કર્નલ સાઇક્સનો આપેલો દાખલો પણ અત્રે નોંધવાની જરૂર દેખાતી નથી. પણ એ દાખલાઓ ઉપરથી ઇસ્લામી દુનિયા ઉપર નૌશીરવાનના ઇનસાફની જે જમ્બર છાપ પડી હતી તે ખુલ્લી દેખાય છે

પણ ઘડીએ કોઈ પણ શખસ તે ખેંચી શાહ પાસેથી દાદ મેળવી શકતો. મુઘલ શહેનશાહ જહાંગીરે આની જ નકલ કરી પોતાના મહેલમાં પણ આવી "ઇન્સાફની સાંકળ" રાખી હતી. સૌને ન્યાય મળે તેની રાતદિવસની નૌશીરવાનની ચિંતા જોઈ તેની આભારી પ્રજાએ તેને "શાહે આદિલ" અથવા ઇન્સાફી બાદશાહનું બિરુદ આપ્યું હતું.

હવે ધર્મની બાબતમાં સાસાની શાહો સહિષ્ણુતા રાખતા કે નહિ તે વિષય ઉપર આવીએ. સૌથી પ્રથમ કહી દેવું જોઈએ કે હખામનીઓની સરખામણીમાં સાસાની શાહોમાં કંઈક અસહિષ્ણુતા દેખાતી, જો કે તેને માટે પૂરતાં કારણો પણ હતાં. અર્દશીર બાબકાનના પુત્ર શાહપૂર પહેલા (૨૪૦–૨૭૧)ના વખતમાં માની નામનો એક ચિત્રકાર થઈ ગયો. સત્યની શોધમાં નીકળનાર આ કળાકારે પ્રથમ તો ખ્રિસ્તી ધર્મ અંગીકાર કર્યો, પણ પછી તે ધર્મનો ત્યાગ કરી ખ્રિસ્તી, જરથોસ્તી અને બૌદ્ધ ધર્મોમાંથી કેટલાંક તત્ત્વો ગ્રહણ કરી તેણે એક નવો ધર્મ ઊભો કર્યો. એ નવા ધર્મમાં જરથોસ્તી મઝહબથી તદ્દન વિરુદ્ધ જતા સિદ્ધાન્તો એણે ફેલાવવા માંડ્યા—જેવા કે સંન્યાસ, દેહકષ્ટ, ઇચ્છાઓ અને લાગણીઓનો ઉચ્છેદ, આજીવન બ્રહ્મચર્ય, ઉપવાસ, સ્વેચ્છાએ સ્વીકારેલી નિર્ધનતા વગેરે. હજી તો જરથોસ્તી ધર્મ થોડાક વખત ઉપર જ એની અસ્તવ્યસ્ત સ્થિતિમાંથી સજીવન થયો હતો, હજી તો અનેક ધર્મમતો પ્રવર્તતા હતા, પૂરતું ઐક્ય જરથોસ્તીઓમા જામ્યું ન હતું ત્યાં વળી આ નવી આફતનો ભય ઊભો થયો. જરથોસ્તી અને ખ્રિસ્તી અને મઝહબોના ધર્મગુરુઓ માનીની વિરુદ્ધ પડ્યા. રખે દેશનુ ધાર્મિક અને રાજકીય ઐક્ય તૂટે એવા ભયથી જરથોસ્તીઓએ માનીને એક પાખંડમતવાદી (heretic) જાહેર કરી દેશનિકાલ કર્યો, પણ થોડીવારમાં તે ઈરાન પાછો ફર્યો અને પોતાનો ધર્મ ફેલાવવા લાગ્યો. આખરે શહપૂર પહેલાના પૌત્ર બહેરામ પહેલાએ ઈરાન ઉપર ઝઝૂમી રહેલો ભય પારખી માનીને અને તેના તમામ શાગિર્દોને કતલ કરાવ્યા. બીજાઓને દાખલો બેસે એવી મતલબથી બહેરામના હુકમથી માનીનું જીવતાંજીવત ચામડું ઉખેડી કાઢવામાં આવ્યું. એક બીજા અહેવાલ પ્રમાણે માનીને ફાંસી દેવામાં આવી, અને પછી તેના ચામડામાં ખુશબો ભરી શહેરના દરવાજા ઉપર તે લટકાવવામાં આવ્યું. માનીનો ધર્મ ઈરાનમાંથી તો નાશ પામ્યો પણ તે મધ્યએશિયા, આફ્રિકા, ચીન અને કેટલેક દરજ્જે યુરોપમાં પણ ફેલાયો, અને ખ્રિસ્તી ધર્મ સાથે તેણે હરીફાઈ પણ માંડી. સેંટ ઑગસ્ટાઈન નામના પ્રસિદ્ધ ખ્રિસ્તી ધર્માચાર્ય એક વખત માની ધર્મમાં માનતા હતા. માનીના ધર્મથી જરથોસ્તી ધર્મ અને ઈરાની રાજ્યની

અખંડતા જોખમમાં હતાં એ કબૂલ કરવા છતાં જે સજા માનીને અને તેના અનુયાયીઓને થઈ તેમાં સહિષ્ણુતાનાં તો દર્શન થતાં જ નહોતાં એ આપણે સ્વીકારવું પડશે.

હખામની શાહોએ યહૂદીઓ ઉપર અનેક ઉપકારો કર્યા હતા અને યહૂદીઓએ આભાર સાથે તેની નોંધ પોતાનાં શાસ્ત્રોમાં પણ કરી છે. પણ સાસાની વખતમાં તેઓ વચ્ચે ધાર્મિક બાબતો ઉપર ગંભીર મતભેદ ઊભા થતા. પહેલવી પુસ્તકોમાં, ખાસ કરી દીનકર્દમાં, યહૂદી ધર્મ ઉપર સખત ટીકા કરવામાં આવી છે, અને યહૂદી સ્ત્રીઓ સાથેનાં લગ્નો વખોડી કાઢવામાં આવ્યાં છે. ખ્રિસ્તી ધર્મ સાથે પહેલા સાસાનીઓને સારો સંબંધ હતો. દસ્તૂર ડૉ. ધાલા[1] લખે છે તેમ ખ્રિસ્તીઓને ઊંચા હોદ્દાઓ આપવામાં આવતા, તેઓને રાજ્યહકીમ તરીકે નીમવામાં આવતા, અને પરદેશ જતાં એલચીમંડળમાં પણ તેમની નિમણૂક થતી. પણ ખ્રિસ્તીઓને પોતાના મઝહબમાં બીજા ધર્મના અનુયાયીઓને વટલાવવાનું ફરમાન હોવાથી તેઓએ કેટલાક ઉચ્ચ કુળના અને દરજ્જાવાળા જરથોસ્તીઓને વટલાવ્યા. વળી એમ પણ જણાયું છે કે કેટલાક ખ્રિસ્તી સંતો તો પહેલાં જરથોસ્તીઓ હતા. કર્નલ સાઈક્સ[2] પ્રમાણે ઈસ્વી છઠ્ઠી સદીમાં ઇર્વૉન નામનો એક ઈરાની ખ્રિસ્તી બિશપ ઈંગ્લાંડ આવ્યો હતો; તેની યાદમાં એક દેવળ અર્પણ કરવામાં આવ્યું હતું એને તેને સેંટ આર્ઈવ્ઝના નામે ઓળખવામાં આવ્યો હતો. ઈરાન અને ઈંગ્લાંડનો સંબંધ દર્શાવનારો આ કદાચ જૂનામાં જૂનો દાખલો હશે. લગભગ તે જ સમયમાં હોરમિઝદાસ નામના એક બીજા ઈરાની ખ્રિસ્તીની પોપ તરીકે નિમણૂક થઈ. આખરે જરથોસ્તીઓની ધીરજ ખૂટી અને સાસાની રાજ્યમાં એવો ધારો કરવામાં આવ્યો કે જે જરથોસ્તી ધર્માન્તર કરી ખ્રિસ્તી થશે તેને મોતની સજા થશે,. અને નૌશીરવાનના રાજ્યમાં પણ એ જ ધારો ચાલુ હતો. તે છતાં ખ્રિસ્તીઓની વટાળપ્રવૃત્તિ ચાલુ જ રહી; એટલુ જ નહિ પણ જે જરથોસ્તીઓ ખ્રિસ્તી બની સપૂર્ણ શાંતિથી પોતાને કરવામાં આવેલી શિક્ષાઓ સહન કરતા હતા તેઓ સામી ખ્રિસ્તી ધર્મ વિશે ઈરાનીઓ ઉપર સારી છાપ પાડી શકતા.

કોઈ રાજીખુશીથી બીજો ધર્મ સ્વીકારે તેને કતલ કરવો એ ગેરવાજબી અને અતિ ક્રૂર ગણાવું જોઈએ. પણ એટલું જાણવું જરૂરી છે

---

૧. "Zoroastrian Civilization" by Shams ul-ulema Dastur Dr. Maneckji N. Dhalla

૨. "History of Persia," by Lieut Col. P. M. Sykes

કે ખ્રિસ્તીઓએ પણ જરથોસ્તી સમાજને અપમાન લાગે એવા મતો પ્રતિપાદન કરવામાં બાકી રાખી નહોતી. દસ્તૂર ડૉ. ધાલ્લા[1] બે અવતરણો ટાંકે છે, જેમાં એકમા એક ખ્રિસ્તી પાદરી બોલ્યો હતો કે ઈરાનનો શાહ ખ્રિસ્તી ન હોવાથી જહન્નમના અગ્નિમાં જળશે, જ્યારે ખ્રિસ્તીઓ સ્વર્ગે જશે. એક બિશપે તો રોમના પાદરીમંડળને લખી વાળ્યુ કે ઈરાની ખ્રિસ્તીઓનો ઈરાનના દુષ્ટ રાજ્યમાથી છુટકારો કરવો. આ તો ખુલ્લું ફિતૂર જ કહેવાય અને કોઈ પણ રાજ્ય આ તબક્કે જો વચમા નહિ પડે તો પોતાની રાજકીય ફરજમા તે ચૂકેલું કહેવાય. એટલું જ નહિ પણ જ્યારે ઈરાન અને રોમ વચ્ચે યુદ્ધ ચાલતું ત્યારે ઈરાની ખ્રિસ્તીઓ પોતાના રોમન સહધર્મીઓ તરફ જ હમદર્દી બતાવતા અને દેશ તરફ તેમને લાગણી રહેતી જ નહિ, તેથી ઈરાની ખ્રિસ્તીઓ દેશમાં વધુ અળખામણા થઈ પડ્યા અને તેઓ ફિતૂરીઓ હોય તેમ તેઓ તરફ રાજ્યની કરડી નજર થતી. ધર્માન્તર કરનારને સાસાની કાયદા પ્રમાણે મોતની સજા થવી જોઈ એ, પણ દરેક વખત તેમ થતુ નહિ. ખુદ બે સાસાની શાહો, યઝદેજર્દ પહેલો અને હોરમઝ્દ ચોથો, ખ્રિસ્તી ધર્મ પ્રત્યે ખુલ્લો પક્ષપાત ધરાવતા, જ્યારે નૌશીરવાન અને ખુસરૂ પરવીઝને ખ્રિસ્તી રાણીઓ હતી. ખ્રિસ્તીઓની આટલી પેશકદમી જોતાં સાસાની રાજ્યે જો તેઓ સાથે અસહિષ્ણુતાભર્યો વર્તાવ કર્યો હોય તો તે સમજી શકાય એમ છે.

સાસાનીઓએ પહેલાં ખ્રિસ્તીઓને પોતાનો ધર્મ ફેલાવવા માટે પૂરતી છૂટછાટ આપી હતી; પરિણામે આખો આર્મિનિયાનો પ્રાંત ખ્રિસ્તી બની ગયો, એટલુ જ નહિ પણ ખ્રિસ્તી બન્યો તે કારણે રોમનો તરફ સહાનુભૂતિ ધરાવવા લાગ્યો; અને રોમનો પણ આર્મિનિયામાં બળવો કરાવીને જ ઈરાન સાથે છેડતી શોધતા. આખરે સાસાનીઓની આંખ ખૂલી અને તેઓને ખ્રિસ્તીઓ સાથે સખ્ત હાથે કામ લેવાની ફરજ પડી. આગા પૂરે દાઉદ[2] તદ્દન સાચું કહે છે કે સાસાની ઈરાનમાં ખ્રિસ્તીઓ ઉપર જે જુલમ થયો તેનું મુખ્ય કારણ રાજકીય હતું, ધાર્મિક નહિ. પારકા ધર્મો તરફ સાસાનીઓ સહનશીલતાથી જોતા, પણ રાજ્ય અને સમાજનાં બંધનો તૂટે ત્યારે તેમને સખ્ત થવાની ફરજ પડતી. આગા સાહેબે એ જ લેખમાં

---

૧. "Zoroastrian Theology" by Shams ul-ulema Dastur Dr. Maneckji N. Dhalla

૨. "A Brief Review of Iranian History" an article by Prof. Pour-i-Daood in the K. R. Cama Institute Journal, No. 28

જસ્ટી નામે એક જર્મન વિદ્વાનનું અવતરણ આપ્યું છે, જેના કહેવા પ્રમાણે આર્મિનિયાના ખ્રિસ્તીઓએ જરથોસ્તી ધર્મમંદિર બાળ્યાં અને ધર્મગુરુઓનું અપમાન કર્યું, તે છતાં જો ઈરાની રાજ્યે કાંઈ સખ્તીનાં પગલાં ન લીધાં હોત તો ઈરાનીઓ મનુષ્ય નહિ પણ ફિરસ્તાઓ જ કહેવાત.

નૌશીરવાને ખ્રિસ્તીઓ ઉપર ઉપકાર પણ કર્યો હતો, પરંતુ સમાજના સંરક્ષણ સારુ તેમની ઉપર તેણે સખ્તાઈ પણ વાપરી હતી. મિ. ફીરોઝ કેરશાસ્પે[1] વાજબી કહ્યું છે તેમ રોમન બાદશાહ માર્કસ ઓરેલિયસ સંત હતો, તે છતાં રાજના કાયદા અને વ્યવસ્થાની જાળવણીને ખાતર તે ખ્રિસ્તીઓ પ્રત્યે સખ્તાઈથી વર્ત્યો હતો; તેમ નૌશીરવાન પણ "આદિલ" હોવા છતાં એ જ કારણસર એ જ ધર્મના અનુયાયીઓ તરફ કરડો પણ થતો. તેની ખ્રિસ્તી રાણી સુફેમિયા પોતાનો ધર્મ પાળી શકતી, પણ તેનો બેટો નુશઝાદ, આપણે જોયું તેમ, તે ધર્મ પાળી શકતો નહિ, અને પિતાની આજ્ઞા વિરુદ્ધ તે પાળવા ગયો તો તેને નજરકેદ કરવામાં આવ્યો નોશીરવાન જ્યારે યુદ્ધમાં રોમનોને કેદ પકડતો ત્યારે તેમને પોતાના પાયતખ્તની પાસે "રૂમીયે" અથવા "ઝીબે ખુસરો" નામનું એક શહેર વસાવી ત્યાં રાખતો. એક વાર જ્યારે ટ્રાઈબ્યુનસ નામનો ગ્રીક હકીમ ઈરાનથી પોતાને દેશ જવા નીકળ્યો ત્યારે નૌશીરવાને તેને કોઈ પણ બક્ષિસ માગવા કહ્યું. ટ્રાઈબ્યુનસે બીતાં બીતાં થોડાક રોમન કેદીઓનો છુટકારો માગ્યો, પણ નૌશીરવાને ઉદારતાથી ૩૦૦૦ રોમન કેદીઓને છૂટા કર્યા, અને તે સૌ પોતાને સ્વદેશ રવાના થયા. નૌશીરવાન પોતાના રાજ્યમાં ખ્રિસ્તીઓને દેવળો બાંધવા દેતો અને તેઓને પોતાના ધર્મગુરુઓ નીમવા દેતો. એના દરબારમાં જ સાત ગ્રીક વિદ્વાનો હતા જેઓને પોતાનો ધર્મ પાળવાની પૂરેપૂરી છૂટ હતી. નૌશીરવાન જો ખ્રિસ્તી ધર્મની જ વિરુદ્ધ હોત તો તે ખ્રિસ્તીઓને આવી છૂટ આપત નહિ, પણ એણે જે અસહિષ્ણુતા બતાવી તે ઘણે મોટે ભાગે રાજકીય કારણોને લીધે જ હતી એ ખુલ્લું છે.

હવે નૌશીરવાનની રાજવ્યવસ્થા તરફ નજર કરીએ. એના ઘણા સુધારાવધારા હખામની શાહ દરાયસ હિસ્તાસ્પીસની પદ્ધતિ ઉપર જ રચાયા હતા. એણે બાંધેલા રસ્તાઓ, પુલો, કારવાનસરાઈઓ, મુસાફરખાનાં અને એનું ટપાલખાતું એ સૌ દરાયસની જ વ્યવસ્થાનું સ્મરણ કરાવે છે. નૌશીરવાનને માથે ભારે જોખમદારી હતી. મઝદકે ફેલાવેલા

૧. "Studies in Ancient Persian History" by Mr. P. Kershasp

કુતવાઓથી પૂરેપૂરી અધાધૂધી વ્યાપી રહી હતી, ઇન્સાફની પદ્ધતિ ખામી ભરી હતી, ખેતીવાડીના કામમાં સુસ્તી આવી ગઈ હતી. ધર્મમાં મતભેદ ઊભા થયા હતા, લશ્કરમાં બેદાદી ચાલી રહી હતી, અને મિ. પાલનજી દેસાઈ[1] લખે છે તેમ અર્દશીર બાબકાન ગાદીએ આવ્યો ત્યારે ઈરાનની સ્થિતિ હતી તેવી હાલમાં પણ થઈ પડી હતી. નૌશીરવાનની રાજ્યવ્યવસ્થાનો ચિતાર આપણે મિ. દેસાઈના એ જ પુસ્તકમાંથી ઘણે ભાગે મેળવીશુ. નૌશીરવાને પોતાની શહેનશાહતને ચાર ભાગોમાં વહેંચી દરેક ઠેકાણે એકેક વિશ્વાસુ સુબાની નિમણૂક કરી હતી. તે ઉપરાંત તે એક જાસૂસખાતું પણ નિભાવતો અને તે જાસૂસો સામ્રાજ્યમાં ફરી તેને છૂપી ખબરો મોકલતા. નૌશીરવાન પોતે દરાયમની માફક અવારનવાર કોઈ પણ ભાગમાં ઓચિંતો પહોંચી જઈ જાતે અનુભવ લેતો. કોઈ પણ અમલદાર જો લાંચ રુશવત લેતો પકડાય તો કરવતથી તેને કાપી બે ટુકડા કરવાની શાહે ક્રૂર જાહેરાત કરી હતી, એમ ફિરદૌસી કહે છે. ખેડવા લાયક જમીન ઉપર ખેડૂતોને પાલવે એવો જ કર તે લેતો, ઉજ્જડ જમીન ઉપર તે કર લેતો નહિ. દુકાળને કારણે અથવા તીડના ઉપદ્રવ વગેરે કારણોથી પાક નાશ પામે તો તે પ્રમાણમાં કર પણ માફ કરતો. ઉજ્જડ જમીનોને ફળદ્રુપ કરવાના તેણે હુકમો કાઢ્યા, પાણીની નહેરો વધારી, વરસાદનુ પાણી એકઠુ કરી તેનો ઉપયોગ લેવાની યોજના ઘડી; તેથી ખેડૂતોને લાભ થયો અને રાજ્યની પણ ઊપજ વધી. જે ખેડૂતો પૈસા ન ભરી શકે તેઓ પાકના રૂપમાં કર ભરી જતા નૌશીરવાનના પિતા કોબાદના વખત સુધી સ્ત્રીઓ પણ કર ભરતી, પણ નૌશીરવાને તેમને કરમાંથી મુક્ત કરી; તેમજ ૨૦ વર્ષની અંદરના અને ૫૦ વર્ષથી ઉપરના પુરુષોને પણ કર ભરવામાંથી માફી મળી. ખ્રિસ્તીઓ અને યહૂદીઓ રક્ષિત પ્રજા ગણાતા; તેઓને રાજ્ય તરફથી લડવાની ફરજ હતી નહિ, પરંતુ તેઓને માથાવેરો ભરવો પડતો. નૌશીરવાનને લાગ્યુ કે રાજ્યની આબાદી સાથે વસ્તીના વધારાની પણ જરૂર હતી, માટે જે ઉંમર લાયક કન્યા પરણી ન હોય તેને પરણાવી આપવાનું કાર્ય પણ નૌશીરવાનની સરકારે માથે લીધુ અનાથ અને નિર્ધન બાળકોને કેળવણી આપવાનું કાર્ય પણ સરકારે ઉપાડી લીધુ.

લશ્કર સંબંધી નૌશીરવાનના સુધારા બહુ આવકારદાયક હતા. અવાપિપર્યંત દરેક સિપાહીને વર્ષમાં માત્ર એક જ વાર પગાર મળતો.

---

૧. મિ પાલનજી બ. દેસાઈ કૃત "તવારીખે સાસાનીયાન"

અધેર તો એવુ ચાલતું કે નાનો અમલદાર મોટાનું નામ ધારણ કરી મોટો પગાર લઈ જતો. કોઈ પોતાને તીરંદાજમાં ખપાવી તીરંદાજનો પગાર લેતો, જોકે તીર મારતા તેને આવડતું નહિ. આ સઘળુ ખોટાકુ નૌશીરવાને અટકાવ્યુ, અને તેના હુકમ પ્રમાણે પગાર માગનારની બારીક તપાસ થતી અને તેની લશ્કરી કવાયત લેવાતી પગારને દિવસે દરેક લશ્કરીને હથિયારબધ થઈ હાજરી આપવી પડતી અને પોતાની યુદ્ધકળા બતાવવી પડતી, જેથી છેતરપીંડીને સ્થાન રહે નહિ નૌશીરવાન પોતે પોતાને એક સામાન્ય સૈનિકની પંક્તિ ઉપર મૂકવા જેટલી ન્યાયબુદ્ધિ ધરાવતો તે નીચે આપેલી જાણીતી હકીકત ઉપરથી સ્પષ્ટ થાય છે. શાહ પોતે ઈરાનમા લશ્કરનો વડો સેનાપતિ ગણાતો. પગાર આપવાના દિવસે સૌ કોઈ નાના મોટા સિપાહીઓ અને અફસરો હાજર થતા, પણ બાદશાહ પોતે આવતો નહિ. નૌશીરવાનના સમયમા લશ્કરને પગાર આપનાર બક્ષી બાબક નામનો હતો. તેણે બે વાર ભેગી થયેલી ફોજને પગાર આપ્યા વિના પાછી કાઢી અને જાહેર કર્યું કે સૌથી મોટો લશ્કરી અફસર જ્યાંસુધી હાજર ન રહે ત્યાંસુધી પગાર ચૂકવાશે નહિ. નૌશીરવાન આ શબ્દોનો ભાવાર્થ પામી ગયો, અને ત્રીજી વખતે લશ્કર ભેગું થયું ત્યારે સૈનિકોના ખુશાલીના પોકારો વચ્ચે તે ઘોડો દોડાવતો પોતાનો પણ પગાર લેવા આવ્યો. પણ બાબક તો માથાનો હતો. બાદશાહ કાયદા પ્રમાણે પોતાના ધનુષ સારુ બે વધારાની દોરીઓ લાવવાનું ભૂલી ગયો હતો તે કારણે તે નજીવી ખામી દુરસ્ત કરવા તેને પાછો કાઢવામાં આવ્યો. તે જોઈતી વસ્તુઓ લાવ્યો ત્યાર બાદ જેમ દરેક સૈનિકની કવાયત લેવાતી અને યુદ્ધકળા તપાસવામા આવતી તેમ શાહની પણ તપાસવામાં આવી, અને પછી જ તેને પગાર આપવામાં આવ્યો. નૌશીરવાનને માઠું ન લાગ્યું: ઊલટું પોતાના બક્ષીની કારસાઝીથી તે ખુશ થયો અને તેને ચડતી પદવી આપી.

નૌશીરવાનના ન્યાયમા સખ્તાઈ અને દયા બન્ને જોવામાં આવતાં. તેના ખાસ હુકમ પ્રમાણે દુશ્મન પ્રજા ઉપર જીત મેળવતા તેઓને ઈરાની લશ્કર તરફથી બિનજરૂરી દુઃખ અને ત્રાસ ન પડે તેની કાળજી લેવાતી, અને જે સિપાહીઓ આ હુકમનો ભંગ કરે તેમને સખ્ત સજા થતી. પણ જિતાયેલા શત્રુઓ સાથે કેવો વર્તાવ રાખવો તે રાજાઓએ કરેલા સામના ઉપર આધાર રાખતો. જો માનવજીવહાનિ ઈરાનીઓ તરફ પુષ્કળ થઈ હોય તો વેર તરીકે જિતાયેલું ગામ બાળવામાં આવતુ અને લોકોની કતલે આમ થતી. સાસાનીઓનું સામ્રાજ્ય બહુ વિશાળ હતું, પણ આશ્ચર્યકારક

તો એ છે કે સાસાનીઓ પાસે નૌકાદળ પૂરતું હતું નહિ હખામનીઓ પણ યોગ્ય પ્રમાણમાં દરિયાઈ કાફલો રાખતા નહિ જ્યારે સાસાનીઓને સમુદ્ર પાર જવાની જરૂર પડે ત્યારે તેઓને બીજી પ્રજાઓનાં વહાણોની મદદ લેવી પડતી. આ ખામીને કારણે જ નૌશીરવાનનો પૌત્ર ખુસરૂ પરવીઝ કોન્સ્ટેન્ટિનોપલ જીતી શક્યો નહિ; જો એ મહાન બારું તે સમયે ઈરાનને હાથ આવ્યુ હોત તો ઇતિહાસની શિકલ જ ફરી જાત.

પણ કવિ મિલ્ટને કહ્યું છે તેમ સુલેહમાં પ્રાપ્ત થયેલી જીતો યુદ્ધોમાં મેળવેલી જીતો કરતાં વધુ ગૌરવ ભરી હોય છે, અને નૌશીરવાનની ખરી જાહોજલાલી તો એણે વિદ્યા, ઈલમ, હુન્નરને આપેલા ઉત્તેજનમાં સમાયેલી છે. નૌશીરવાનનો પુષ્કળ સમય યુદ્ધનાં કાર્યોમાં જતો તે છતાં તે વિદ્યાવ્યાસંગી હતો, પુસ્તકો ભેગાં કરવાનો શોખ ધરાવતો, અને વિદ્વાનોની પૂરેપૂરી કદર કરી જાણતો. તેણે પોતે પ્લેટો અને એરિસ્ટોટલના ગ્રંથો વાંચ્યા હતા અને સ્વભાષામા તેના તરજુમા પણ કરવ્યા હતા. જ્યારે રોમન સમ્રાટ જસ્ટીનિયને ઈ. સ. ૫૩૯માં એથેન્સ અને એલેકઝાન્ડ્રિયાનાં ફિલસૂફીનાં વિદ્યાલયો બંધ કરાવ્યાં, અને તત્ત્વજ્ઞોને પોતપોતાનો ધર્મ પાળવાનુ કઠણ થઈ પડયું ત્યારે સહનશીલ શાહ નૌશીરવાને સાત યુનાની (ગ્રીક) આલમાને પોતાના રાજ્યમાં ૨૦ વર્ષ સુધી આશરો આપ્યો અને અવારનવાર તેમની જોડે તે ચર્ચામાં ઊતરતો. પ્રસિદ્ધ વિદ્વાન સર ઈ. ડેનિસન રૉસના[૧] મત પ્રમાણે આ સાત યુનાની ફિલસૂફો નીઓ—પ્લેટોનિસ્ટ હતા અને ૨૦ વર્ષ સુધી તેમણે ઈરાની ફિલસૂફી ઉપર સારી અસર કરી હશે, જે અસર આગળ જતા ઈરાનના સૂફીવાદમાં નજરે પડે છે. પ્રો ઈ. જી બ્રાઉનમાં પણ આપણને આ જ વિચાર જાણવા મળે છે. નૌશીરવાને એક મજલિસ પણ સ્થાપી હતી જેમાં જુદા જુદા ધર્મોના આચાર્યો આવીને ચર્ચા ચલાવતા હતા. શહેનશાહ અકબર પણ સર્વ ધર્મોના આચાર્યોને ભેગા કરી દર શુક્રવારે તેઓ સાથે ધાર્મિક ચર્ચા કરતો, પણ નૌશીરવાન જ્યારે ચુસ્ત જરથોસ્તી રહ્યો ત્યારે અકબર સ્વેચ્છાચારી હતો અને કાંઈક વધુ પડતી વિચારની સ્વતંત્રતામાં માનતો. બંને શહેનશાહો જુદા ધર્મોવાળી સ્ત્રીઓને પરણ્યા હતા, અને તેઓને પોતપોતાનો ધર્મ પાળવાની છૂટ આપતા. પણ અકબરે જેમ "દીને ઈલાહી" નામે નવો ધર્મ શરૂ કરી પોતે તેનો પરગમ્બર બનવાનો લોભ કર્યો તેમ નૌશીરવાને કર્યું હતુ નહિ.

૧ "The Persians" by Sir E Denison Ross

વળી નૌશીરવાનના દરબારમાં યુરેનસ અને ટ્રાઈબ્યુનસ નામના પણ યુનાની હકીમો હતા. યુરેનસ તો બાદશાહની પ્રસન્નતાથી માનઅર બની ગયો, અને ટ્રાઈબ્યુનસ ઉપર પણ નૌશીરવાનની કેવી કૃપા હતી એ આપણે આગળ જોઈ ગયા છીએ. નૌશીરવાને સાહિત્ય, તત્ત્વજ્ઞાન, ઇતિહાસ, વૈદકવિદ્યા વગેરેના અભ્યાસ માટે શાપુરગર્દ ખાતે "જન્દે શાહ-પૂર" નામે એક વિશ્વવિદ્યાલય સ્થાપ્યુ હતું, અને ગામે ગામના વિદ્વાનો તેનો લાભ લેતા હતા. રોમન સમ્રાટ ઑગસ્ટસ, ફ્રેન્ચ બાદશાહ લુઈ ચૌદમો અને હિંદનો મુઘલ શહેનશાહ અકબર વિદ્વાનોના આશ્રયદાતા તરીકે સુપ્રસિદ્ધ છે, તેમ ઈરાનમાં નૌશીરવાનનું નામ પણ મશહૂર છે. એ સૌના દરબારમા વિદ્વાનો અને દાનેશમંદોની ખોટ ન હતી. નૌશીરવાનનું નામ જગઆશકાર કરનાર એનો બાહોશ વઝીર બુઝુરજમહેર હતો, જેની બરાબરી એના દરબારમાં બીજા કોઈથી થઈ શકતી નહિ. એણે "ગંજે શાયગાન" નામની એક નાની પહેલવી કિતાબ પણ લખી હતી.

નૌશીરવાનના અમલમાં હિંદમાંથી શેત્રંજની રમત ઈરાનમાં દાખલ થઈ. ફિરદૌસી પ્રમાણે એક હિંદી રાજાએ નૌશીરવાનને ખંડણી મોકલતાં સાથે આ રમત પણ મોકલી અને એના ભેદનો ઉકેલ માગ્યો. ઈરાની આલમા મથી મથીને થાકયા ત્યારે બુઝુરજમહેર આખરે તે ઉકેલવા પામ્યો, અને સૌની અજાયબી વચ્ચે દરેક મહોરાનું સ્થાન અને તેની ચાલ વગેરે કહી આપ્યાં. વળી બુઝુરજમહેરે પોતાના તરફથી "નર્દ" (back-gammon) નામની એક જુદી જ રમત શોધી હિંદ ઉપર મોકલાવી. પણ કોઈપણ હિંદીવાન તેનો ખુલાસો કરી શક્યો નહિ, અને છેવટે બુઝુરજમહેર જાતે હિંદ જઈ તેનો ખુલાસો કરી આવ્યો. બનવાજોગ છે કે આ "નર્દ" તેજ "દામ" (draughts)ની રમત હશે.

પણ નૌશીરવાનને હિંદ સાથે બીજો પણ સંબંધ છે. નૌશીરવાનને કાને વાત આવી કે હિંદમાં એક એવી ચમત્કારિક જડીબુટ્ટી ઊગે છે કે જેથી મૂએલાં પણ જીવતાં થાય. બાદશાહે એ વાત પોતાના ઈરાની હકીમ બરઝુને કહી અને તેને તે વસ્તુ હિંદમાંથી લાવવા ફરમાવ્યું. બરઝુએ અનેક પાલાઓ મેળવી મૃતદેહો સાથે ઘસ્યા પણ કોઈ સજીવન થયુ નહિ. આખરે એક વયોવૃદ્ધ પંડિતે કહ્યું કે આ શોધ ફોગટ છે: મૂએલાને સજીવન કરનાર જડીબુટ્ટી તે કેળવણી છે અને તે અજ્ઞાન અથવા મરેલાને સજીવન કરે છે, કેમકે જ્ઞાનદાન તે જ જીવતદાન છે. તે પંડિતે કહ્યું કે અમુક હિંદી રાજાના પુસ્તકાલયમાં અજ્ઞાનોને અક્કલમંદ કરે એવી ડહાપણથી

ભરપૂર "કલીલે વ દમને" નામની એક કિતાબ છે, તે જ તમારે સજીવન કરનારી જડીબુટ્ટી સમજવી. બરઝુ તે કિતાબ હિંદી રાજા પાસેથી ઈરાન લાવ્યો અને નૌશીરવાને તેનો પહેલવીમાં તરજુમો કરાવ્યો. આ જ ચોપડી "પીલપે" અથવા "બિદપાઈ"ની કથાઓ તરીકે મશહૂર છે: પરંતુ એ સૌ "પંચતંત્ર"[૧] નામના ડહાપણના અદ્ભુત મહાગ્રંથ ઉપરથી ઉત્પન્ન થયેલા વાર્તાસંગ્રહો છે. એ મહાન સંસ્કૃત ગ્રંથમાં ઇસપનીતિ કથાઓમાં જોઈએ છીએ તેમ, જાનવરો જાણે મનુષ્યોની ભાષા સમજતાં હોય તેમ વાતો કરે છે, અને તે કથાઓમાંથી આપણને ઉત્તમ બોધ અને ડહાપણ મળે છે. નૌશીરવાને આ ગ્રંથનું કરાવેલું પહેલવી ભાષાન્તર તો ગૂમ થયું છે, પણ અરબોના રાજઅમલમાં તે ભાષાન્તર ઉપરથી ઇબ્ને મુકફ્ફાએ અરબીમાં તરજુમો કર્યો હતો. જગતની ૬૦ ભાષાઓમાં "પચતંત્ર" નો તરજુમો થયો છે, અને એનાથી પ્રેરાઈને લખાયેલ પુસ્તકોનો તો શુમાર રાખવો મુશ્કેલ છે. પ્રસિદ્ધ ફારસી કવિ રૂદકીએ એ ચોપડીને પદ્યમાં ઉતારી છે. પણ ફારસી સાહિત્યમાં એનો સૌથી જાણીતો તરજુમો મૌલાના હુસેન વાએઝ કાશેફીએ ૧૫મી સદીમાં કર્યો છે, અને તે "કલીલે ઓ દમને" વાળા પુસ્તકને પોતાના આશ્રયદાતા અમીર શેખ એહમદ અસ-સોહયલીનાં નામ ઉપરથી "અનવારે સોહયલી" નામ આપી તેણે અમર બનાવ્યું છે.

નૌશીરવાનના અમલમાં ધર્મ નીતિ ઇતિહાસ વગેરે ઉપર અનેક પુસ્તકો રચાવાં હતાં અથવા તેના તરજુમા થયા હતા, પરંતુ એ સઘળાં પહેલવી પુસ્તકો આજે ગૂમ થઈ ગયાં છે. પરંતુ સાહિત્ય અને તત્ત્વજ્ઞાનના એ જ ગૂમ થયેલા પહેલવી અનુવાદો ઉપર અરબોએ પોતાના વિજ્ઞાન અને ફિલસૂફીના ગ્રંથો રચ્યા હતા. "વામિક વ ઉઝરા"ની જાણીતી પ્રણયકથા પણ એ જ બાદશાહના હુકમથી પહેલવીમાં લખાઈ હતી ઈરાનના ઇતિહાસ વિશેનો સૌથી મહાન અને આધારભૂત ગ્રથ તે "ખુદાઈ નામે" નામનો પહેલવી ગ્રંથ હતો. રાષ્ટ્રિય દૃષ્ટિબિંદુથી એવો મહાન ગ્રથ રચાવવાની પ્રેરણા સૌથી પહેલી નૌશીરવાનને થઈ હતી, જોકે તેના અમલમાં તે ગ્રંથ પૂરો થયો નહોતો. છેલ્લા સાસાની બાદશાહ યઝદેજર્દ શહેરયારના રાજ્યમાં આ પુસ્તક દેહકાન દાનેશ્વરે પૂરું કર્યું. અરબ ચડાઈ અને તે પછીનાં વર્ષો દરમ્યાન તે પુસ્તક અનેક વિપત્તિઓમાંથી પસાર થયું, અને છેવટે તે, અથવા તેનો તરજુમો, અથવા તે પુસ્તક ઉપરથી જ

૧. જુઓ "પંચતંત્ર:" તેના સંપાદક અને અનુવાદક પ્રો. ભોગીલાલ જ. સાંડેસરાનો વિસ્તૃત ઉપોદ્ઘાત (૧૯૪૯).

રચાયેલું એક સ્વતંત્ર પુસ્તક, ફિરદૌસીના હાથમાં આવ્યું અને "શાહનામા"-ની રચનામાં તેણે અમૂલ્ય ભાગ ભજવ્યો. આજે "ખુદાઈનામા"ની હસ્તી બિલકુલ બેમાલૂમ થઈ છે. જો નૌશીરવાનને "ખુદાઈનામા" રચાવવાની સૌથી પ્રથમ પ્રેરણા ન થઈ હોત તો તે મહાન પુસ્તક અથવા તેનો અનુવાદ ફિરદૌસીના હાથમાં આવત નહિ, કદાચ શાહનામુ લખાત નહિ, અગર લખાત તો પ્રાચીન ઈરાનનું ગૌરવ દર્શાવતો એ મહાગ્રંથ ઘણે દરજ્જે અધૂરો અને અપંગ રહી જાત માટે "શાહનામા"ની ઉત્પત્તિનો પણ ઘણોક જશ નૌશીરવાનને ઘટે છે.

નૌશીરવાને પોતાને લગતા ચિતારો પર્વતોમાં અનેક ઠેકાણે કઢાવ્યા હશે, જો કે આપણને તેવું એક જ કોતરકામ શાહપૂર ખાતે મળ્યુ છે, જેમાં રોમનો તખ્તનશીન થયેલા નૌશીરવાનને ખંડણી આપતા દર્શાવવામાં આવ્યા છે. નૌશીરવાને પોતાની રાજધાની મદાઈન ખાતે જે "તાકે કસ્રા" નામે સુંદર મહેલ બંધાવ્યો હતો તે વિશે આગળ જતા "ઈરાનની કળા" નામના પ્રકરણમાં આપણને વધુ જાણવાનો પ્રસંગ સાંપડશે.

નૌશીરવાન એક મહાન વિજેતા હતો, પણ આ પુસ્તકમાં એણે મેળવેલી મહાન જીતો વિશે કાંઈ પણ કહેવામાં આવ્યું નથી. કેમકે આ પુસ્તકનો પ્રધાનહેતુ ઈરાનનો ઇતિહાસ નહિ પણ એની સંસ્કૃતિ રજૂ કરવાનો છે. રોમનો ઉપર નૌશીરવાને અનેક વાર જીતો મેળવી હતી અને તેઓ એનાથી ડરતા, એટલું જ નહિ પણ એને માન પણ આપતા: તુર્કો ઉપર પણ નૌશીરવાનનો સખ્ત દાબ હતો: હિંદી રાજા એને ખંડણી આપતો. પણ આ સૌમાં અમુક કારણસર આપણે ઈરાનની એક જ જીત વિશે કાંઈક લંબાણથી બોલીશું, અને તે ઈરાનીઓએ જીતી લીધેલા અરબસ્તાનની દક્ષિણે આવેલા યમન પ્રાંત વિશે છે. એ પ્રાંત ઉપર એક વેળા હીમેરાઈટ લોકોનું રાજ્ય ચાલતું, પણ એબિસીનિયાના ખ્રિસ્તી ધર્મમાં વટલી ગયેલા લોકોએ રોમન સમ્રાટની ઉશ્કેરણીથી યમન પ્રાંત જીતી લીધો હતો, અને અબ્રહા નામનો ખ્રિસ્તી હબશી યમનનો રાજા થયો. તેના મરણ પછી સૈફ નામે એક હીમેરાઈટ અરબ. શાહજાદો નૌશીરવાન પાસે આવ્યો અને તેની મદદ માગી કે હબશીઓને મારી કાઢી મારે મારી પોતાની બાપીકી ગાદી પાછી મેળવવી છે તે સમયે નૌશીરવાનનું લશ્કર ચોતરફ યુદ્ધમા રોકાઈ ગયું હતુ. અરબસ્તાનની મદદે અને હબશીઓની વિરુદ્ધ લશ્કર મોકલવું એને મનથી નજીવી વાત હતી. પ્રો. બ્રાઉન[1] કહે

1. A Literary History of Persia by Prof. E. G. Browne Vol. I

છે કે નૌશીરવાનના હુકમથી કેદખાનામાંથી મોતની સજા પામી ચૂકેલા કેદીઓમાંથી માત્ર ૮૦૦નું સૈન્ય ભેગું થયું, અને તેની આગેવાની વાહરીઝ નામના સરદારને આપવામાં આવી, જે એટલો તો વૃદ્ધ અને અશક્ત હતો કે તેની પાંપણો આંખો ઉપર પડી ગયેલી હતી, અને જ્યારે તે તીર છોડવા માગતો ત્યારે તે પાપણો ઊંચી કરવી પડતી! પ્રો બ્રાઉન પ્રમાણે તે વખતના ઈરાનીઓને અરબો તરફ એટલો તિરસ્કાર હતો કે તેમની મદદે જવા મારુ કેદખાનાનો કચરો અને તેના સરદાર તરીકે મરણના અભાવે જીવતો એક ખડખડપાંચમ ડોસો મોકલાવવામાં આવ્યા. કોણે વકી રાખી હતી કે માત્ર એંશી વર્ષની અંદર એ જ પછાત અરબ દેશ ઈરાન ઉપર સંપૂર્ણ વિજય મેળવવાનો હતો! પરંતુ આવાં ફરમાસુ લશ્કર અને સરદારથી યમનના અરબો બહુ ખુશ થયા, કેમકે ગમે તેવું પણ તે નૌશીરવાનનું સૈન્ય હતું. બે લડાઈઓ થઈ; બંનેમાં હબસીઓ હાર્યા અને વાહરીઝ ડોસાએ ભારે પરાક્રમ કરી અબ્રહાના બેટા હબસી બાદશાહ મસરૂકને પોતાના તીરથી બેજાન કર્યો. યમન હબસીઓના બંધનમાંથી મુક્ત થયું, અને સઈદ યમનનો રાજા નિમાયો. પણ તેનું ખૂન થતાં બીજો કોઈ શાહજાદો ન મળવાથી નૌશીરવાને યમનને ઈરાન સાથે જોડી દીધું. અને મર્ઝબાન નામના એક ઇરાનીને ત્યાંના સૂબા તરીકે નીમ્યો.[૧]

યમન જો નૌશીરવાને ન જીત્યુ હોત, અને જો તે ખ્રિસ્તી હબસીઓના કબજામાં જ રહેવા પામ્યું હોત તો ત્યાં ઘણા વધુ પ્રમાણમાં ખ્રિસ્તી ધર્મ ફેલાયો હોત રોમન શહેનશાહ હબસીઓને ઉશ્કેરી રહ્યો હતો કે યમન જીતી ત્યાં ખ્રિસ્તી ધર્મનો ફેલાવો કરવો. ઈરાનીઓએ જો યમન ન જીત્યુ હોત તો હબસીઓ મક્કા કે કાબાને રહેવા દેત કે નહિ તે કેમ કહી શકાય? ખ્રિસ્તી ધર્મનુ પ્રાધાન્ય હોવાથી હઝરત મુહમ્મદ, જેઓ ત્યાં થોડા જ સમયમાં ૫૭૦માં જન્મ પામ્યા, તેઓ ઉપર એ ધર્મની શી અસર થાત? તેઓ એ ધર્મ સ્વીકારત કે પોતાનો નવો ધર્મ ફેલાવત એ કોણ કહી શકે? ઈરાનીઓ પોતાનો ધર્મ કોઈ ઉપર જોર-જબરીથી લાદવે એમ તો હતું જ નહિ એટલે એ ભય તો અરબોને રહ્યો જ નહિ. હઝરત મુહમ્મદ પોતે કહેતા કે ઈરાનીઓના અમલમાં અને નૌશીરવાન આદિલના રાજ્યમાં મારો જન્મ થયો તે મારી પોતાની

૧. ઇરાનીઓએ યમન ક્યા વર્ષમા સર કર્યું તે વિશે મતભેદ છે અને આ લઘુગ્રંથમા એ વિષે ચર્ચામા ઉતરી શકાય નથી. એટલુ નક્કી છે કે નૌશીરવાનના રાજ્યઅમલમાં યમન જીતાયું હતુ, અને એ વિગત એ શાહના જીવન ચરિત્રો-માંથી મળી રહે છે

ખુશનસીબી છે. ખ્રિસ્તી હુમલાઓને અને તે દ્વારા ખ્રિસ્તી ધર્મને યમનથી દૂર કરી જાણે ઇસ્લામની ઉત્પત્તિ માટે નૌશીરવાને મગનડ કરી આપી હોય એમ આપણને લાગ્યા વિના રહેતું નથી ઇસ્લામની ઉત્પત્તિ માટે અનુકૂળતા કરી આપવામા નૌશીરવાનનો અજાણપણે આડકતરો હાથ હતો એમ સૌ કબૂલશે

નૌશીરવાનના છેલ્લા વર્ષોની એક હકીકત ફિરદૌસીના શાહનામામાથી અત્રે નોધીશુ એક રાત્રે નૌશીરવાને સ્વપ્ન જોયુ કે અરબસ્તાનના હિજાઝ પ્રાન્તમા ચાળીસ પગથિયાની એક સીડી ઉપર રાત્રિના વખતે અચાનક સૂર્ય ઊગ્યો, જેથી તમામ દુનિયામા પ્રકાશ ફેલાયો પણ આ શાહનો મહેલ જ અધારો રહ્યો સવારે નૌશીરવાને બુઝરજમહેર પાસે આનો ખુલાસો પૂછતા તેણે કહ્યુ કે અરબસ્તાનમાથી ચાળીસ વર્ષ મા૰ એક મહાન પયગમ્બર પોતાનો ધર્મ ફેલાવતા નીકળશે તેના આગમનથી યહૂદી અને ખ્રિસ્તી ધર્મોને ધોકો પહોચશે પણ જરથોસ્તી ધર્મ તો ઝીરોઝમર થશે, તેની રાહરસમો પલટાઈ જશે, તેના જશ્નો અને ક્રિયાઓ પરાગન્ત થઈ જશે, તેના અગ્નિમંદિરો ખાકમા મળશે બાદશાહ આ સાભળી બેહદ ગમગીન થયો, પણ બીજે જ રાત્રે સ્વપ્નમા શાહે એક ભયાનક અવાજ સાભળ્યો — 'તારો મહેલ તૂટ્યો છે' ખબર કાઢતા જણાયુ કે શાહી મહેલની છતમા ફાટ પડી હતી તેટલામા એક સવારે આવી ખબર આપી કે ઈરાનના મુખ્ય મંદિરના મહાપવિત્ર 'આઝર ગુશસ્પ' નામના અગ્નિ અચાનક હોલવાઈ ગયા છે બુઝુર્ગજમહેર પણ રાતોરાત હાજર થયો અને વિગત સાભળી તેણે જણાવ્યુ કે તે જ રાત્રે તે મહાન પયગમ્બરનો અરબસ્તાનમા જન્મ થઈ ચૂક્યો હોવો જોઈએ આ બનાવ બન્યા પછી નૌશીરવાને બીજા નવ વર્ષ કાઢ્યા બુઝુર્જમહેરની વાણી કોઈ દિવસ ખોટી ન પડે તે એ જાણતો હતો યમન તો ઈરાને જીતેલું જ હતું હઝરત મુહમ્મદનો જન્મ તો નૌશીરવાનના વિશાળ સામ્રાજ્યના એક ખૂણામા જ થયેલો કહેવાય તે મહાન તાજપતિની જો ઇચ્છા હોત તો તે નિર્દોષ અને અનાથ[1] બાળક મુહમ્મદ ઉપર તે હાથ ઉચકી શકત અને તેમ કરતા કોઈ તેને રોકી શકત નહિ આપણે જોઈ ગયા તેમ નૌશીરવાન પ્રસગ આવે ત્યાર સખ્તાઈ પણ વાપરી શકતો તોપણ તે બાળકથી ઈરાનનો

---

૧ હઝરત મુહમ્મદ જન્મ પામ્યા તે પહેલા તેમના પિતા અબદુલ્લાહ વફાત પામ્યા હતા બાળક જન્મી પાચ વર્ષનો થયો ત્યારે તેના માતા બીબી અમીના પણ પતિવિયોગના દુ ખે અવસાન પામ્યા

દેશ અને ધર્મ ફના થશે તે જાણવા છતાં નૌશીરવાનની ન્યાયબુદ્ધિએ અને પ્રેમાળ હૃદયે એ બાળકને બચાવી લીધો.

આપણે જાણીએ છીએ કે મથુરાના રાજા કંસને આગાહી થઈ હતી કે એની પિત્રાઈ બહેન દેવકીનું આઠમું બાળક એને મારશે. તેથી તે ક્રૂર માણસે દેવકીના ૭ પુત્રોને માર્યા, પરંતુ સાતમા અને આઠમા પુત્રો, બળરામ અને કૃષ્ણ, શી રીતે બચી ગયા અને આગળ જતાં તેમને હાથે કેમ કંસવધ થવા પામ્યો એ સૌને વિદિત છે. મિસરના રાજા ફિરઔન (ફેરેઓ) ને લાગ્યું કે એના શત્રુઓ—ઈસરાએલીઓ—ની વસ્તી બહુ વધે છે માટે એણે હુકમ કર્યો કે દરેક ઈસરાએલ નરબાળકને ડુબાડી દેવું પણ છોકરીઓને બચાવી લેવી. તે છતાં ફિરઔનનો ગર્વ તોડનાર મુસા (મોઝિસ) પયગમ્બર તો બચવા પામ્યા, એટલું જ નહિ પણ ફિરઔનની એક પુત્રીએ જ અજાણપણે એ બાળકને પાળી પોષી મોટું કર્યું. (જુઓ અક્ષોડસઃ પ્રકરણ ૧ અને ૨). જ્યારે યહૂદીઓના રાજા હેરોડને આગાહી થઈ કે બેથલેહેમમાં જે બાળકે જન્મ લીધો છે તે યહૂદીઓનો ભવિષ્યનો (આધ્યાત્મિક) રાજા થશે, ત્યારે ગભરાટમાં પડી તે રાક્ષસે હુકમ કર્યો કે બેથલેહેમનાં બે વર્ષ સુધીનાં તમામ બાળકને મારી નાખવામાં આવે. તેમ છતાં જોસફ અને મેરીને સ્વપ્નમાં એક ફિરસ્તાએ ચેતાવ્યાં અને તેઓ બાળ ઈસુને લઈ મિસર તરફ સહીસલામત નાસી છૂટ્યાં. (સેંટ મૅથ્યુ: પ્રકરણ ૨)

નૌશીરવાનને બાળ મુહમ્મદનો જાન લેવાની એવી દુર્બુદ્ધિ ન સૂઝી તે ઠીક જ થયું. સૂઝી હોત તો જેમ કંસ, ફિરઔન અને હેરોડ નિષ્ફળ ગયા તેમ નૌશીરવાનનું પણ થાત. ઇસ્લામનો ઉદય અને ઈરાનનો અસ્ત જો વિધિના લેખમાં લખાયા જ હતા તો એક હજાર નૌશીરવાનો તે લેખને ભૂંસી શકત નહિ. એમ છતાં જે શહેનશાહે હાથમાં આવેલી બાજી ઇન્સાફને ખાતર ખોઈ, જેણે એક બાળકનો જાન લઈ પોતાના પ્યારા દેશ અને ધર્મનું રક્ષણ કરવાને બદલે અશોઈ, ન્યાય અને નીતિનું પાલન કરવું જ વધુ ઉચિત ધાર્યું તેવા મહાપુરુષને ખચિત ધન્યવાદ ઘટે છે. પ્રતિકૂળ પરિણામ નક્કી છે એમ જાણવા છતાં તે પરિણામની પરવા કર્યા વિના જે નિષ્કામ નીતિને વળગી રહે છે, જે "અશોઈને ખાતર જ અશો છે," તે જ સાચો જરથોસ્તી છે. આ સ્વાર્થી જગતમાં પોતાને અલ્પ લાભ થતો હોય તો બીજાઓને મોટામાં મોટું નુકસાન કરવું તે તો વ્યક્તિઓ અને રાજ્યો માટે આજે સાવ સાધારણ થઈ પડ્યું છે: તેવી આ મતલબી દુનિયામાં નૌશીરવાને દાખવેલી ન્યાયબુદ્ધિ અને ઉદારતાથી તેનું નામ અમર બન્યું છે.

સામટી રીતે જોતાં ઐતિહાસિક સમયમાં ઇરાનમા નૌશીરવાન જેવો મહાન બાદશાહ બીજો કોઈ થયો નથી. જેમ હિંદુઓમાં અશોક, હિંદના મુસ્લિમોમા અકબર તેમ ઈરાનમા નોશીરવાન થઈ ગયો. અકબર સાથે એની સરખામણી સહેજે થઈ શકે. બન્ને બહાદુર વીર પુરુષો હતા, મહાન વિજેતા હતા અને પોતાના રાજ્યનો વિસ્તાર તેમણે બહુ વધારી દીધો હતો. નોશીરવાનના પૌત્ર ખુસરૂ પરવીઝે તે વિસ્તારમા પણ વધારો કર્યો અને છેવટે જીતેલુ ખોયુ, અને પડતીના બીજ પણ તે બાદશાહના અમલમા વવાયા તેમ અકબરના પ્રપૌત્ર ઔરંગઝેબે મુઘલ રાજ્ય સૌથી વધુ વિકસાવ્યુ, પણ તે રાજ્યના વિઘટન અને પડતીના નાશકારક કારણોનુ મૂળ તેની રાજનીતિમા જ હતું. નોશીરવાન અને અકબર બન્ને કુશળ વ્યવસ્થાપકો હતા, સમાજસુધારકો હતા, વિદ્યાવ્યાસંગી હતા, વિદ્વાનોના આશ્રયદાતા હતા, તત્ત્વજ્ઞાન અને ધર્મચર્ચાના શોખીન હતા. બન્ને ઇન્સાફી, ઉદાર અને સહનશીલ હતા. નૌશીરવાન પોતાની ખ્રિસ્તી રૈયત તરફ સહિષ્ણુતાથી જોતો; જો તે ખ્રિસ્તીઓ તરફ સખત બનતો તો તેના કારણો રાજકીય હતાં, ધાર્મિક નહિ. અકબરે હિંદુઓને ઊંચા હોદ્દાઓ આપ્યા અકબર નોશીરવાનની એક હજાર વર્ષ પછી થઈ ગયો હતો. તેથી છઠ્ઠી સદીમાં જે સંકુચિતતા હતી તે સોળમી સદીના શહેનશાહમાં રહી નહિ અકબરમા દીર્ઘદૃષ્ટિ હતી, તે સ્વપ્નદ્રષ્ટા હતો, એક અને અખંડ હિંદુસ્તાન રચવાની તેની મહેચ્છા હતી. પણ ઔરંગઝેબે પોતાની ધર્મ-નીતિથી એ મહેચ્છાનો પાયો જ ખણી નાખ્યો. જો છઠ્ઠી સદીમાં અકબર અને સોળમી સદીમાં નૌશીરવાન થઈ ગયા હોત તોપણ તેઓના ગુણોમાં એટલું સામ્ય હતું કે તેમનાં કાર્યો પણ લગભગ સરખા ઊતર્યાં હોત

રોમનો અને મુસ્લિમો હમેશ નોશીરવાન માટે માનથી બોલતા. ગિબ્બન જેવા મહાન ઇતિહાસકાર અને રૉલિન્સન જેવા સમર્થ લેખક નૌશીરવાનના નામ ઉપર ફિદા છે. નૌશીરવાન વૃદ્ધ થયો ત્યાંસુધી લડાઈમાં પોતે પોતાના સૈન્યને દોરતો. વીશ કરતાં વધુ લડાઈઓમા તેણે પોતે ભાગ લીધો હતો, પણ મસ્રિયા ખાતેના એક નજીવા યુદ્ધ સિવાય તેને હમેશાં જીત મળી હતી રૉલિન્સન તો લખી ગયો છે કે[1] નૌશીરવાનના જેવું બુદ્ધિબળ અને એના જેવા ઉદાર વિચારો એશિયાવાસી રાજ્યકર્તાઓમાં ભાગ્યેજ મળી આવશે. એનુ ખાનગી જીવન પણ સ્વચ્છ હતુ પ્રજાનું

૧. આ અવતરણ મિ. પાલનજી બ. દેસાઈ કૃત "તવારીખે સાસાનિયાન" માથી લીધું છે

કલ્યાણ કેમ થાય, ગરીબોની પીડા કેમ ટળે, રૈયત કેમ આબાદ થાય, સૌને ન્યાય કેમ મળે તે જોવા તે અત્યંત ઉત્સુક હતો પ્રસંગ આવ્યે એ સખત પણ થઈ શકતો: પોતાની પાદશાહતની શરૂઆતમાં એવી સખ્તી એણે વાપરી હતી, પણ ઉમર વધતાં એ દયાળુ થયો અને ખરેખરો 'આદિલ' અને ઇન્સાફી બન્યો. એનું ખરું નામ ખુસરૂ હતું, પણ જે નામથી તે જાણીતો થયો છે તેમાં બહુ ઔચિત્ય હતું. "નૌશીરવાન" એટલે જ મધુર આત્મા અથવા દિવ્ય આત્મા, અને ખચીત એ મહાન આત્મા ન ભુલાય એવી વિખ્યાતિ અને મધુર યાદો છોડી ગયો છે. હજી પણ કોઈક વાર મુસ્લિમ ફકીરો અમારી પાસે પૈસો માગતાં અમે "નૌશીરવાનની ઓલાદ" છીએ તેનું અમને સ્મરણ કરાવે છે. નૌશીરવાન તેનાં વૈભવ અને જાહોજલાલીથી નહિ, તેની જીતો અને તેના રાજમહેલોથી નહિ, તેટલો તેના નૈતિક ગુણોથી, તેનાં ઇન્સાફ અને ઉદારતાથી અવિસ્મરણીય કીર્તિ પ્રાપ્ત કરી ગયો છે. ફારસી સાહિત્ય તો એની પ્રશંસાથી ભરપૂર છે. શેખ સાદી એને માટે લખી ગયો છે કે:—

"કારૂન હલાક શુદ વ ચહેલ ખાને ગંજ દાસ્ત;
નૌશીરવાન નમુર્દ કે નામે નીકુ ગુઝાશ્ત."

યાને, "કારૂન[1] મરી ગયો અને ચાળીસ ગંજ ખજાના છોડી ગયો, પણ નૌશીરવાન પોતાનુ નેક નામ જ મૂકી ગયો છે તેથી તે મરણ પામેલો ગણી શકાય નહિ." ફિરદૌસી સુલતાન મહમૂદ ગઝનવીને સંબોધી કહે છે કે:—

"અગર દાદગર બાશી અય શહેરયાર,
નીકુ માનદ અઝ તુ હમીન યાદગાર,
ચુનાન હમ કે અઝ શાહ નૌશીરવાન
કે ઉ ખાક શુદ, નામ દારદ જવાન.
શુદ અંદર નેહાન નામે ઉ આશકાર,
અઝુ માન્દેહ ગોફ્તારે ઉ યાદગાર:
બાકર્દારે નીકુ બુવદ બીગુમાન
ચુનીન નામે ઉ ઝિન્દે દર હર ઝમાન
બુવદ તા બજાયસ્ત ચર્ખો ઝમીન
અગર જાનશ અઝ બેઝદાન આફરીન."

૧. કારૂન નામનો એક કંજૂસ પ્રાચીન કાળમા થઈ ગયો હતો; તેની ધનસંપત્તિ એટલી હતી કે તેના ખજાનાની ચાવીઓ જ ઉપાડવા સારુ ચાળીસ ઊંટોની જરૂર પડતી એમ કહેવાય છે.

"યાને અય સુલતાન (મહમૂદ)' જો તું ઇન્સાફી થશે તો તારું પણ નેક નામ શાહ નોશીરવાન પેઠે યાદગાર રહી જશે. નૌશીરવાન તો ખાકમાં સૂતો છે પણ એનું નામ સનાતન યૌવન પામ્યુ છે નોશીરવાન તો ભૂમિ ભેગો થયો છે પણ એનું નામ જગઆશકાર બન્યુ છે, અને એને લગતી વાતો અને વિગતો યાદગાર રહી ગઈ છે. અલબત્ત, નેકીના કાર્યો કરવાથી જ તેનુ નામ હરેક જમાનામાં જીવતું રહેવા પામશે. જ્યાસુધી આસમાન અને જમીન કાયમ છે ત્યાસુધી દાનેશમંદો નોશીરવાનના જાન ઉપર આફ્રીન પોકારશે."

## ૫

## ઈરાન અને અરબ

પ્રાચીન સમયના ઈરાનીઓ માટે એમ કહેવાય છે કે તેઓએ સાહિત્યને ખીલવ્યુ નહોતું: હખામનીઓના કોઈ સાહિત્યના ગ્રથો જડતા જ નથી. થોડા જ સાસાની ગ્રથો બચ્યા છે, પણ દસ્તૂર ડૅા ધાલા[૧] પોતાની રીત મુજબ ખુલ્લા દિલથી કહે છે કે બચેલા પહેલવી સાહિત્યમા કવિતાનુ નામનિશાન નથી; અને ગદ્ય પહેલવી લખાણોમાં કલ્પનાના ચમકાર મૌલિકતા, સ્વતત્ર વિચાર કરવાની શક્તિ, કે જીવનના પ્રશ્નોનો ઉકેલ કરવાની વૃત્તિ દેખાતાં નથી, અને તે લખાણોની શૈલી પણ ચિત્તાકર્ષક નથી. સિકંદરના હુમલાથી સાહિત્યનો નાશ થયો, અને અરબોના આગમનથી સાસાની ગ્રંથો વેરવિખેર થઈ ગયા, અને પ્રાચીન ઈરાનીઓ પાસે સાહિત્ય જેવું કશુ રહ્યુ નહિ, પરતુ આ કારણે તેઓને સાહિત્ય સસ્કારશૂન્ય કહેવા એ મોટી ભૂલ છે. ડૅા. દાઉદપોતા[૨] કહે છે કે પ્રાચીન ઈરાનીઓમાં કાવ્યસાહિત્ય હશે, પણ તેઓની પોતાની જ બેપરવાઈથી અને ચારણોની ગેરહાજરીથી તેઓ એ સઘળુ ખોઈ બેઠા હતા. આ મત આપણે સ્વીકારી શકતા નથી અમારા સાહિત્યના નાશનું મૂળ કારણ સિકંદરે લગાડેલી આગનો સિતમ અને અરબોના આગમનની આફ્ત છે.

---

૧ "Zoroastrian Civilization" by Shams ul ulama Dastur, Dr. Maneckji N Dhalla

૨ Influence of Arabic Poetry on the Development of Persian Poetry" by Shams-ul ulama Dr U. M Daudpota

અમારું હખામની કાળનું સાહિત્ય બચ્યું ન હોય, પણ તે હતું અને સારા પ્રમાણમાં હતું તેની પ્રબળ શકયતા છે અને તે પુરવાર કરવાને આપણે હવે પ્રયત્ન કરીશું.

અમારા ધર્મશાસ્ત્રોનાં સઘળાં ફરમાનો ૨૧ "નુસ્ક" નામની કિતાબો-માં સમાવેલાં હતાં: એ ૨૧ નુસ્કોમાંથી માત્ર એક જ — વંદીદાદ બચવા પામ્યું છે; બાકીના બધાંય ફના થઈ ગયાં છે, જો કે સારે નસીબે તેનું સાંકળિયું રહી ગયું છે, જે ઉપરથી કયા કયા વિષયો એમાં ચર્ચવામાં આવ્યા હતા તે જાણી શકાય છે. એક આખું નુસ્ક નીતિશાસ્ત્ર ઉપર હતું, એકમાં સૃષ્ટિની ઉત્પત્તિ વિશેનું જ્ઞાન, અને તે વખતની વૈજ્ઞાનિક સમજ પ્રમાણે પ્રાણીવિદ્યા અને વનસ્પતિવિદ્યાનું જ્ઞાન સમાયેલું હતું. કોઈમાં ખગોળ, કોઈમાં ભૂગોળ અને કોઈમાં જ્યોતિષનું વર્ણન હતું. એકમાં ખેતીવાડી અને એકમાં બાગબાની કેમ કરવી તે વિશે જ્ઞાન હતું, જ્યારે એકમાં રાજ્યશાસન કેમ ચલાવવું તે વિશે ચર્ચા હતી. વળી પ્રાચીન ઈરાનીઓ વર્ષના ૩૬૫ દિવસો છે એમ જાણતા અને દર ચાર વર્ષે ૩૬૬ દિવસોનું વર્ષ ગણી "કબીસો" (leap year) કરતા. વર્ષમાં બે વાર રાત્રિ અને દિવસ સરખાં થાય છે એમ તેઓ જાણતા. સૂર્ય બાર રાશિઓમાં ફરે છે તે તેઓ સમજતા. વળી ખગોળ અને જ્યોતિષનું તેઓ જ્ઞાન ધરાવતા, એટલે ગણિતનું પણ તેમનું જ્ઞાન સારું હોવું જોઈએ. આ ૨૧ નુસ્કોને લગતુ સાંકળિયું અરબોના વખતમાં ઈસ્વી ૯મી સદીમાં લખાયેલા "દીનકર્દ" નામના મહાગ્રંથનાં ૮ મા અને ૯ મા દફતરમાં આપવામાં આવ્યું છે. ડૉ. ફરામરોઝ સો. ચીનીવાલા[1] પ્રમાણે અરબોએ ઈરાન જીત્યા પછી પણ તેઓ તરફથી ઈરાની ગ્રંથોનો બે વાર નાશ કરવામાં આવ્યો હતો, તેથી ત્રાસ પામી કેટલાક વિદ્વાન દસ્તૂરોએ જે કાંઈ થોડું ધર્મસાહિત્ય બાકી રહ્યું હતું તે ભેગું કરી "દીનકર્દ" નામના એક સર્વજ્ઞાનસંગ્રહ જેવા ગ્રંથમાં સંગ્રહી રાખ્યું અને અમારે સદ્ભાગ્યે "દીનકર્દ" આજે મોજૂદ છે.

સિકંદરે જ્યારે પર્સીપોલિસ ઉપર જીત મેળવી ત્યારે શરાબની મસ્તીમાં થેઈસ નામની એક હલકી સ્ત્રીની ઉશ્કેરણીથી તેણે એ પાયતખ્ત તારાજ કર્યું અને તેનાં કિતાબખાનાંઓને પણ આગ લગાડી. મહેલો અને મંદિરો તો પાછાં ઊભાં થઈ શકે, પણ જે ધર્મશાસ્ત્રોનો સિકંદરે

૧. ડૉ. ફરામરોઝ સો. ચીનીવાલા કૃત "ઈરાનની પડતીનાં ખરાં કારણો"— "ફરોગર્દ" રૌપ્ય મહોત્સવ ગ્રંથમાં લખેલો લેખ

નાશ કર્યો તેની ખોટ પુરાઈ નહિ. છેલ્લા હખામની બાદશાહના વખતમાં અમારાં ધર્મશાસ્ત્રોની બે ખાસ નકલો હતી — એક કે જે પર્સીપોલિસ ખાતે આવેલા "દઝેર્તપિસ્ત" (દસ્તાવેજોનો કિલ્લો) નામના કિતાબખાનામાં મૂકવામાં આવી હતી તેનો આગથી નાશ થયો: બીજી નકલ જે 'ગન્જે શપીગાન" (શાહી ગંજખાનું)ના ગ્રંથ ભંડારમાં હતી તે બચવા પામી. સિકંદરે તે નકલને ગ્રીસ મોકલી અને તેનો ગ્રીક ભાષામાં તરજુમો થયો. તબરી (૮૩૮-૯૨૨) નામના મશહૂર તવારીખનવીસ પ્રમાણે જરથુસ્ત્રના લખાણો ૧૨૦૦૦ ગાયોના ચામડાં ઉપર સુવર્ણાક્ષરે લખીને જાળવી રાખવામાં આવ્યા હતા. જો હખામનીઓ પાસે આવા ગ્રંથો અને આવાં પુસ્તકાલયો હોય તો શું એમને સાહિત્યશૂન્ય ગણવા વાજબી કહેવાય?

ઈરાનીઓને ઇતિહાસનો ભારે શોખ હતો જે અરબોમાં પણ સારા પ્રમાણમાં જોવામાં આવતો. પોતાના પરાક્રમો નોંધી રાખવાની અભિલાષાને લીધે જ દરાયસ હિસ્તાસ્પીસે, આપણે જોયું તેમ, બેહિસ્તુનના પર્વત ઉપર પોતાની જીતો વિશે ખીલાકોણી ભાષામાં લેખો કોતરાવ્યા હતા. બધા મળી તેમાં લગભગ ૭૫૦૦૦ ખીલાનો ઉપયોગ થયો છે પ્રાચીન પારસીઓમાં સાહિત્ય નહોતું એમ કહેનારને બેહિસ્તુન પર્વત તેના લેખો સાથે હજી જવાબ આપવા ઊભો રહ્યો છે હખામની પારસીઓને પોતાનો ઇતિહાસ જાળવી રાખવાનો શોખ હતો તે હકીકતને બાઈબલની "એસ્થર" નામની કિતાબમાંથી અનુમોદન મળે છે. એ કિતાબના ૬, ૧; ૧૦, ૨; અને ૨, ૨૩ ઉપરથી ખુલ્લું જાણી શકાય છે કે હખામની વખતમાં ઇતિહાસના ગ્રંથો હતા અને તે શાહ આગળ વાંચવામાં પણ આવતા. હખામનીઓ તવારીખનાં પુસ્તકો લખતા તેના પુરાવામાં પ્રો. જેક્સન[1] નીચલાં પ્રમાણો ટાંકે છે — હિરોડોટસ ૧: ૧–૫ ૯૫. ૨૧૪; ડાયોડોરસ સિક્યુલસ; એગેથિયાસ ૨ ૨૭; ૪ ૩૦; અને ખોરેનનો મુસા (Moses of Chorene) ૨, ૬૭. હખામની શાહ અર્દશીર બીજાના દરબારમાં લગભગ ઈ. પૂ. ૪૦૦માં ટેસિયાસ (Ctesias) નામનો એક ગ્રીક હકીમ થઈ ગયો હતો જે ઈરાની દફતરનો આધાર લઈને ઈરાનનો ઇતિહાસ લખી ગયો હતો. આ સાક્ષી અમૂલ્ય કહેવાય, પરંતુ તેનો ગ્રંથ હાલ મોજૂદ નથી: માત્ર થોડાક ભાગો પ્લુટાર્ક અને પ્લીનીનાં લખાણોમાં અવતરણો તરીકે મળે છે, પણ તેમાંથી જોઈ શકાય છે કે ટેસિયાસ પ્રમાણે પણ હખામનીઓ તવારીખના ગ્રંથો લખતા અને જાળવતા. ડૉ. હોગના[2] કહેવા પ્રમાણે

---

૧. "Early Persian Poetry" by Prof. A. V. W. Jackson

૨ "Essays on the Parsis" by Dr Martin Haug

રમનોના ફિલસૂફ હરમિપ્પસ (લગભગ ઈ. પૂ ૨૫૦) ના ગ્રંથો હાલ પ્રાપ્ય નથી, પણ તેમાથી પ્લીનીના ગ્રંથોમાં કેટલાક ઉતારા આપ્યા છે તે લેખક મુજબ જરથોસ્તી શાસ્ત્રોના લાખો શ્લોકો હતા અને હરમિપ્પસે દરેક શાસ્ત્રની અનુક્રમણિકા જુદી જુદી વર્ણવી હતી.

ડૉ રઝાઝાદેહ શફક[1] પોતાની ફારસી કિતાબ "તારીખે અદબીયાતે ઈરાન"માં આ બાબતનો સંક્ષિપ્ત સાર આપી પુરવાર કરે છે કે હખામની પારસીઓમાં સાહિત્ય હતું, જોકે સમયના વહેવાથી અને અનેક હુમલાઓના પરિણામે તે ઘણે ભાગે નષ્ટ પામ્યુ છે. થોડીક પુનરુક્તિ થવાનો ભય હોવા છતાં ડૉ. શફકના પુરાવાઓ નીચે પ્રમાણે ટૂંકામા નોંધીશું: —(૧) પર્વત ઉપર હખામની શાહોએ કાતરાવેલા લેખો. (૨) ગ્રીક લેખકો — જેવા કે હિરોડોટસ, ટેસિયાસ, હરમિપ્પસ, ઝેનોફોન (એ ટેસિયાસનો સમકાલિન હતો: એણે ઈરાનનો અંગત અનુભવ લઈ મહાન સાઈરસના સમયની કેળવણીની પદ્ધતિ અને તે વખતના વિદ્યાલયોનું પણ અતિશયોક્તિ ભરી ભાષામાં વર્ણન કર્યું છે; ઝેનોફોન માટે આપણે સૌથી છેલ્લાં પ્રકરણમાં કાંઈક વિસ્તારથી ચર્ચા કરીશુ) પ્લેટો અને પ્લુટાર્ક (આ બે પ્રસિદ્ધ લેખકોમાંથી પણ ઈરાન વિશે છૂટાછવાયા લેખો મળે છે). (૩) યહૂદીઓએ હખામનીઓની ઇતિહાસ જાળવવાની કાળજી વિશે તેમના "નવા કરાર" (Old Testament) માં ઇશારા કર્યા છે. (૪) પ્રાચીન મુસ્લિમ લેખકો જેવા કે તબરી, મસઉદી, હમઝા ઈસ્ફહાની; તેઓએ કેટલાક પ્રાચીન ઈરાની ગ્રંથોનાં નામો પણ આપ્યા છે. વળી દસમી સદીમાં થઈ ગયેલા મુહમ્મદ બિન ઈસહાક અન-નદીમની "ફિહરિસ્ત" નામની એક અમૂલ્ય કિતાબ હાથ લાગી છે જે વિશે આગળ જતા આ જ પ્રકરણમાં ચર્ચા થઈ છે· તે ઉપરથી પણ પ્રાચીન ઈરાનીઓના વિદ્યાપ્રેમ વિશે જાણવા મળે છે. તે ઉપરાન્ત એક ગાયનોનું પુસ્તક પ્રાપ્ત થયુ છે જે ઉપરથી પણ પ્રાચીન ઈરાનીઓનો સંગીત અને કવિતાનો શોખ જણાઈ આવે છે (૫) ઈરાનીઓની "અવસ્તા" ઉપરથી પણ તેઓ જ્ઞાનપિપાસુ હતા તે વિશે ઇશારાઓ મળે છે. ડૉ. રઝાઝાદેહ શફકે એ જ ફારસી પુસ્તકમાં એક દાખલો નોંધ્યો છે કે એક વાર દરાયસ હિસ્તાસ્પિસે એક મિસરી વિદ્વાનને કેદમાંથી મુક્ત કરી પોતાના દેશ પાછા ફરવાની રજા આપી હતી, અને ત્યાં એક વૈદક વિદ્યાલય સ્થાપવાની તેને સૂચના કરી હતી. ઈરાન જો સંસ્કારસંપન્ન હોત તો બાદશાહ આવાં વિદ્યાલય

---

૧ ડૉ. રઝાઝાદેહ શફક કૃત "તારીખે અદબીયાતે ઈરાન" (ફારસી કિતાબ)

માટે સૂચના કરી શકત જ નહિ આ મનના પુરાવાઓ ઉપરાત ડો શદક કહે છે કે સાવારણ સમજ પ્રમાણે પણ ઈરાન જેવો સાધનસપન્ન દેશ, જેનું એક વિશાળ સામ્રાજ્ય હતું અને જેના સાઈરસ અને દરાયસ જેવા મહાન રાજવીઓ હતા, તે વિદ્યા, ઇલ્મ, હુન્નરમા પછાત હોય તે અશક્ય ગણાતુ જોઇએ આ રીતે જરથોસ્તી, યહૂદી, ગ્રીક, રોમન, સુરિનમ વગેરે સાધનોથી આપણે જાણી શકીએ છીએ કે પ્રાચીન વખતની પારસીઓનુ ધાર્મિક અને લૌકિક સાહિત્ય હતું સાસાનીઓમા તો સાહિત્ય હતુ જ અને તે વિશે પુરાવા આપવા તે બિનજરૂરી કહેવાય

આપણે જોઈ ગયા કે સાસાનીઓના પહેલવી સાહિત્યમાથી જે બચ્યુ છે તેમા કવિતા બિલકુલ નથી. તે છતા ડો દાઉદપોતા[૧] કહે છે કે પારસીઓએ કવિતા રચી તો હશે જ, માત્ર એટલુ કે એઓની કાવ્ય-રચના પદ્ધતિ અરબોથી જુદી હોવાને લીધે અરબોએ તેને કવિતા તરીકે સ્વીકારી નહિ. ડૉ. દાઉદપોતા પોતાના ઉપલા જ લેખમા અબુ હિલાલ અલ અસકરી (લગભગ ઈ સ ૧૦૧૦) નામના લેખકનો મત ટાકે છે કે પ્રાચીન પારસીઓએ કવિતા રચી તો હતી પણ તેનું પ્રમાણ એટલુ વિશાળ હતું કે તે પુસ્તકોમા ભેગી કરી શકાઈ નહિ પહેલવી સાહિત્યમા કવિતા હાથ લાગી નથી, પણ સાસાની જમાનામા એ ભાષામા કાવ્ય સાહિત્ય હોવુ જ જોઈએ તેનો મોટો સબળ પુરાવો ફિરદૌસીએ શાહનામામા કરેલા અનેક ઇશારાઓમાથી મળી રહે છે શાહ ખુસરૂ પરવીઝનુ તેના જ પુત્ર શીરૂયેહને હાથે ખૂન થયુ તે ઉપર તે વખતના મશહૂર ગવૈયા બારબુદે એક શોકદર્શક કાવ્ય રચ્યુ હતું એમ ફિરદૌસી જણાવે છે દંતકથા પ્રમાણે કયાની શાહ કયખુસરૂએ પોતાના પિતા સયાવશનું વેર અફરાસિયાબ ઉપર લીધુ તે કિસ્સો પણ બારબુદે કવિતામા ઉતાર્યો હતો ફિરદૌસી અવારનવાર શાહનામામા સાસાની યુગના "મહાન સગીતકારો" વિશે ઇશારા કરે છે તે ઉપરથી તે સમયમા પહેલવી કાવ્યસાહિત્ય હોવુ જોઈએ એમ માની શકાય "વામિક વ ઉઝરા" અને "વૈસ વ રામીન" ના જાણીતા કિસ્સાઓ પ્રથમ પહેલવીમા જ લખાયા હતા

મિ રહીમ ઝાદેહ સફવી[૨] નામના આધુનિક ઈરાની લેખક ઇબ્ની

---

૧ 'Early Persian Poetry and its Relation to Arabic Poetry' an article by Shams ul ulama Dr U M Daudpota in the Dr Sir J. J Modi Memorial Volume

૨ મિ રહીમઝાદેહ સફવીકૃત "શાએરે ઇરાની કબ્લ અઝ ઇસ્લામ" નામનો ફારસી લેખ (દીનશાહ જે ઇરાની સ્મારક ગ્રથ)

૧૧મી સદીમાં થઈ ગયેલા ફખ્રઉદ્દીન અસઅદ ગુરગાની નામના શાએરના મત તરફ આપણું ધ્યાન ખેંચે છે. ફખ્ર ગુરગાનીએ ફારસીમાં "વૈસ વ રામીન" નામનું કાવ્ય લખ્યું, પણ તેના દીબાચામાં તે ખુલ્લું કહે છે કે અસલ એ કાવ્ય પહેલવીમાં લખાયેલું હતું, જો કે એના કહેવા પ્રમાણે પહેલવી કવિઓમાં કાવ્યકળા એક ધંધો બની નહોતી. મિ. રહીમ ઝદેહ સફવી પણ એ જ લેખમાં જણાવે છે કે ઇસ્લામ પહેલાં ઈરાનમાં પહેલવી કાવ્યસાહિત્ય તો હતું જ, પણ તે પહેલવી કાવ્યો છંદ, પ્રાસ અને કાવ્યરચનામાં અરબ કાવ્યોથી જુદાં પડતાં હોવાથી અરબોએ એવો ભ્રમ સેવ્યો કે પહેલવી કવિતા જેવું કશું હતું જ નહિ. સાસાની શાહ બહેરામગુર સાહસ કર્મોનો શોખીન હતો અને પરાક્રમો કરવાની ધૂનમાં તે પોતાના રાજ્યમાં ભમવા નીકળી પડતો: ત્યારે, ફિરદૌસી કહે છે તેમ, તે અનેકવાર એવા માણસોને મળ્યો કે જેઓ વિના તૈયારીએ શીઘ્રકાવ્યો રચી શકતા. હવે દેશમાં કવિતાની પૂરતી ખિલવણી ન થઈ હોય ત્યાં સુધી શીઘ્રકવિતા રચવાની શક્તિ પ્રાપ્ત થઈ શકે નહિ. વળી ફિરદૌસી પ્રમાણે બરઝુ નામનો જે હકીમ નૌશીરવાને હિંદ મોકલ્યો હતો તે કવિ પણ હતો.

પ્રો. જેક્સન[૧] પણ માને છે કે પહેલવી કાવ્યસાહિત્ય આપણને હાથ લાગ્યું નથી તે છતાં સાસાની યુગમાં કવિતા રચાતી હશે તો ખરી. તેઓ પોતાના મતના સમર્થનમાં એક મુસ્લિમ લેખક અલમેહફીની "કિતાબ અલ મહાસન"માંથી ત્રણ સાસાની કવિઓનાં નામ ટાંકે છે— આફ્રીન, ખુસરવાની અને મધરસ્તાની. તે ઉપરાંત સાસાની યુગમાં બારબુદ અને સકીસા જેવા નામીચા સંગીતકારો પણ થઈ ગયા હતા. શાહ બહેરામગુર રંગીલો અને રસિયો હતો, અને ઘણા લેખકોના મત પ્રમાણે ફારસી કાવ્યસાહિત્યની સૌથી પ્રથમ પ્રાસબદ્ધ લીટીઓ એ શાહે પોતાની પ્રિયતમા દિલારામની મદદ સાથે જોડી હતી. જ્યારે ઈરાની શાહો ખાણું લેવા બેસતા ત્યારે તેમને રીઝવવા સંગીતની મદદ લેવાતી. પ્રો. જેક્સન નોંધે છે કે શાહ ખુસરૂ પરવીઝે પોતાની રાણી શીરીનના મહેલ ઉપર એક પ્રાસબદ્ધ કડી કોતરાવી હતી અને તે ૧૦મી સદી સુધી વાંચી શકાતી હતી. ફિરદૌસી પ્રમાણે બારબુદ ગવૈયાને ઈર્ષ્યાને કારણે કોઈ શાહ ખુસરૂ પરવીઝની દરબારમાં જવા દેતું નહોતું; તેથી એક ચંદની રાતે તે ગવૈયો લીલો પોશાક પહેરી ઝાડોમાં છુપાઈ રહ્યો, અને જ્યારે

૧. "Early Persian Poetry" by Prof. A. V. W. Jackson.

હ બગીચામાં આવી ખુશાલીની મજલિસમાં બેઠો ત્યારે એક પછી એક
ા અતિ સુંદર ગાયનો ગાઈ તેણે સૌના મન હરી લીધાં. ત્યાર બાદ
જાહેર થયો અને દરબારમા વડો સંગીતકાર નિમાયો શાહનો એક
પદીઝ નામનો અતિ માનીતો કાળો ઘોડો હતો, અને શાહે કહ્યુ હતું
જે કોઈ તેના મરણની ખબર લાવશે તેને પહેલો કતલ કરવામાં
ાવશે જ્યારે ઘોડો મરણ પામ્યો ત્યારે સૌની વિનંતિથી બારબુદ પોતે
હ આગળ ગયો અને મૃત્યુની ફિલસૂફી ઉપર એક એવુ હૃદયદ્રાવક
યન ગાયું કે શાહ શબદીઝ ઘોડાનું મરણ થયાનુ સમજી ગયો, પણ તેણે
રબુદને કશી ઈજા કરી નહિ.

જ્યારે ઈરાની કાવ્યસાહિત્યના આટલા બધા ઇશારાઓ આપણને
ા છે ત્યારે તે આજે મોજૂદ કેમ નથી? એનો જવાબ સિકંદરના ચીંડો
ને ખલીફ ઉમરના અરબો આપી શકે; પણ તે ઉપરાંત એક બીજું
ણ પણ છે. સર જહાંગીર કોયાજી[1] કહે છે કે સાસાની જમાનામા
ીતકારો તો ગાઈ જાણતા, પણ તે લખવાનું કામ લહિયાઓનું અને ખાસ
ને ધર્મગુરુવર્ગનું હતું, અને તેથી કેટલાક કાવ્યો લખી શકાયા નહિ. બીજુ
ણ પણ એ જ બાહોશ લેખક આપે છે કે પહેલવી લિપિ એટલી મુશ્કેલ
ા અટપટી હતી કે બહોળા પ્રમાણમાં સાહિત્ય એ લિપિમા ઉતારવું
ુ થઈ પડતું. આ બે કારણોનો સ્વીકાર કરવા છતાં પણ ઈરાની
હત્ય આજે મોટે ભાગે નષ્ટ પામ્યુ છે તેનો ખરો સબબ તો સિકંદરનો
ાભ અને અરબોનું આક્રમણ જ છે, છેવટે જે કાંઈ રહ્યું હશે તે
ાલોની અમાનુષી અને આફતકારક ચડાઈમાં નાશ પામ્યું હશે. પારસીઓ
ર એવુ દોષારોપણ કરવામાં આવે છે કે તેઓ એક સાહિત્યહીન કોમ
આ આરોપ કેટલો પાયા વિનાનો છે અને ખરો દોષ કયાં અને કોના
ર મુકાવો જોઈએ તે ઉપર દર્શાવેલી વિગતોથી સ્પષ્ટ થશે એવી આશા છે.

અરબોએ ઈરાન ઉપર વિજય મેળવ્યો અને થોડાં જ વર્ષોમાં અરબી
ામા ઉત્તમ ગ્રંથો લખાવા પામ્યા, અને અરબો જેમ વિજય પ્રાપ્ત
ામાં એક્કા નીકળ્યા તેમ જ્ઞાન અને ઇલમ હાંસલ કરવામાં પણ તેઓ
ા શ્રેષ્ટ હોય એમ લાગ્યુ જાણે એક જ્ઞાનયુગ જ બેઠો હોય એમ
થયુ અને એ જમાનો "અરબ સંસ્કૃતિ" નો યુગ હતો એમ આજ

---

1 "Persian Poetry before the Arab Conquest" — an article
Sir Jehangir C Coyaji in the "Times of India" of 29th
: 1935

સુધી મનાય છે. આ પ્રકરણની મૂળ નેમ આ મતનું ખંડન કરવાની છે, અને તે વાંચવાથી જણાશે કે હજરત મુહમ્મદના આગમન પહેલાંના અરબો ઘણે મોટે ભાગે નિરક્ષર હતા, અને તેઓના આગમન પછીના અરબોમાં પણ જ્ઞાન માટે કાંઈ ખાસ અભિરુચિ નહોતી, અને જે કાંઈ "અરબ સંસ્કૃતિ" કહેવાય છે તેમાના ગ્રથો ગ્રીકો, યહૂદીઓ અને ઘણે મોટે ભાગે ઈરાનીઓએ અરબીમાં લખેલા હતા. આ સૌ ઈરાનીઓ ઇસ્લામમાં તાજેતરમા વટલી ગયા હતા, યા તેઓને વટલાવવામા આવ્યા હતા, યા દુન્યવી લાલચને વશ થઈ આર્થિક લાભો મેળવવા તેઓ વટલ્યા હતા. વળી બે સદીઓ સુધી જો તેઓ ઈરાની ભાષામાં લખે તો તેઓને કતલ કરવાનુ ફરમાન હોવાથી ઈરાનીઓ ફરજિયાત અરબીમાં લખતા. ત્યારે તે લખનાર ઈરાનીઓનાં નામ, ધર્મ અને પુસ્તકોની ભાષા સૌ અરબી હોવાથી આ આખો યુગ "અરબ સંસ્કૃતિ" કહેવાય તેમાં શી નવાઈ? ખરુ જોતાં લખનારાઓ ઘણે મોટે ભાગે ઈરાનના રહેવાશી અને ઈરાનીઓ હતા, જ્યારે અરબોને તો યુદ્ધ સિવાય બીજી કોઈ પ્રવૃત્તિનો શોખ કે તે માટે ફુરસદ પણ હતી નહિ, જે આપણે હમણાં જોઈશું.

ક્લેમેન્ટ હુઆર્ટ[૧] લખે છે કે અરબોને તો પોતાની સ્વાભાવિક અજ્ઞાનના જ વહાલી હતી અને તેઓ તે છોડવા નારાજ હતા. લોભ વહેમ અને ક્રૂરતા તેઓના દુર્ગુણો હતા, જ્યારે મર્દાનગી અને મહેમાનદારી તેઓના સારા ગુણોમાં વર્ણવી શકાય. એક વાર સાસાની શાહ યઝદેજર્દ પહેલાએ પોતાના બાળપુત્ર બહેરામગુરને તાલીમ આપવા જુદી જુદી કોમોના અનેક વિદ્વાનોને ભેગા કર્યા. સૌ કોઈ પોતાના પાંડિત્યની તારીફ કરવા લાગ્યું ત્યારે અરબસ્તાનથી આવેલો યમનનો હાકેમ મનઝર ખુલ્લા દિલથી પોતે કેવો હતો અને અરબો કેવા હોઈ શકે તે વિશે બોલી ઊઠ્યો. ફિરદૌસી શાહનામામાં અરબો વિશે નીચે પ્રમાણે મનઝર પાસે બોલાવે છે —

"સવારીમ વ ગુર્દીમ વ અસ્પ અફગનીમ,
કમીરા કે દાના બુવદ બેશકિનીમઃ
સિતારેહશુમુર નીસ્ત અઝ મા કસી,
કે અઝ હિન્દસેહ બહેરે દારદ બસી."

યાને "અમો અરબો તો સવારો છીએ, પહેલવાનો છીએ અને (જંગમાં) ઘોડા ઝુકાવનારા છીએ, અને જે પંડિત હોય તેનો તો

૧. 'History of Arabic Literature" by Clement Huart

ખુરદો જ કરીએ છીએ. અમારામાંથી કોઈ ખગોળવિદ્યા જાણતું નથી કે જેથી ભૂમિતિનું પણ કાંઈક જ્ઞાન ધરાવી શકીએ." ગુરુપદ માટેની આ "યોગ્યતા" જાણવા છતાં શાહ યઝદેજર્દે બાળક બહેરામગુરને મનઝરને સોંપ્યો, પરંતુ સદ્‌ભાગ્યે તેણે યોગ્ય ઉસ્તાદો રોકી શાહજાદાને તાલીમ અપાવી.

મિ. સઈદ નફીસીના[1] મત પ્રમાણે અરબોએ જ્યારે ઈરાન સર કર્યું ત્યારે તેઓ ઘર બાંધવાના હુન્નર અને વસ્ત્રપરિધાનની કળાથી પણ અપરિચિત હતા. ડૉ. આર્થર યુ. પોપ[2] ખુલ્લું કહે છે કે આક્રમણકારી અરબો તંબુ અને માટીનાં ઝૂંપડાં ઉપરાંત વધુ કાંઈ બાંધકામ જાણતા નહોતા. અલબત્ત ઈરાન જિતાયા બાદ મુસ્લિમ સ્થાપત્યમાં પુષ્કળ પ્રગતિ થઈ અને તેણે અનેક દેશોનાં સ્થાપત્ય ઉપર અસર કરી, પણ તેનો જશ અરબોને નહિ પણ ઈરાનીઓમાં સદીઓથી રૂઢ થયેલી રસવૃત્તિ અને કળાદૃષ્ટિને મળવો જોઈએ. આવાં કારણોને લીધે અરબોને ઈરાનીઓનું અનુકરણ કર્યા સિવાય બીજો વિકલ્પ જ નહોતો. મિ. સઈદ નફીસી ઉપર્યુક્ત લેખમાં જ કહે છે કે હિજરી સને ૭૬ (ઈસવી ૬૯૮) સુધી અરબોએ સાસાની સિક્કા ચાલુ રાખ્યા, અને જ્યારે એ જ સમયમાં થઈ ગયેલા ખલીફ અબ્દુલ મલેક મેરવાનના વખતમાં અરબોએ સિક્કા પાડ્યા ત્યારે તે ઉપરનો લેખ તો પહેલવીમાં જ હતો. લગભગ ઈસવી સન ૭૦૦ સુધી સરકારી દફતરો પહેલવીમાં લખાતાં; અને ઈરાનીઓએ જ તેમનો અરબીમાં તરજુમો કર્યો હતો. પ્રો. બ્રાઉન[3] પ્રમાણે અબ્દુલ મલેક અને તેના ક્રૂર સુબા હજ્જાજ બિન યુસફે સરકારી નોકરીમાંથી બિન અરબોને દૂર કરવા માટે બનતી તજવીજ કરી, પરંતુ તેઓના પ્રયાસને ઝાઝી સફળતા મળી નહિ.

પ્રો. બ્રાઉન એ જ પુસ્તકમાં લખે છે કે અરબો અભ્યાસ તરફ તિરસ્કારથી જોતા અને અભ્યાસ કરવો તે પોતાના ખાનદાનથી ઊતરતું સમજતા. જ્ઞાન સંપાદન કરવું તે તો કુરેશ કુટુંબના સભ્યો માટે તદ્દન

૧. મિ. સઈદ નફીસી કૃત "જુમ્બિશહાએ મિલ્લીએ ઇરાનીયાન બર ઝિદ્દે તાઝીયાન" નામનો ફારસી લેખ (દીનશાહ જે. ઇરાની સ્મારક ગ્રંથ)

૨. An Introduction to Persian Art Since the 7th Century A. D. by Dr. Arthur Upham Pope

૩. A Literary History of Persia. by Prof. E. G. Browne; Vol. I.

નાલાયક કાર્ય ગણાતું. પ્રો. બ્રાઉન અલ વાકેદી નામનો જાણીતો લેખક ટાંકે છે જેના કહેવા પ્રમાણે ઇસ્લામના આરંભના દિવસોમાં કુરેશ તાયફા (જે અરબોમાં બહુ ઊંચો ગણાતો અને જેમાં હજરત મુહમ્મદ પોતે જન્મ્યા હતા તે)માંથી માત્ર ૧૭ માણસો લખી વાંચી શકતા, અને એ ૧૭માં ત્રણ ખલીફો સમાઈ જાય છે. ખુદ હજરત મુહમ્મદ જ્ઞાનપિપાસુ હતા અને બીજાઓ જ્ઞાન સંપાદન કરે તે જોવા આતુર હતા, છતાં પોતે નિરક્ષર હતા એ જાણીતી હકીકત છે. જ્યારે અરબોએ ઈરાન સર કર્યું અને પાયતખ્તમાં આવી કિતાબખાનાં વગેરે બાળવા લાગ્યા ત્યારે એક અરબ સરદાર જ વચ્ચે પડી બોલ્યો કે—કિતાબખાનાં રહેવા દો; આ ઈરાનીઓ વાંચી લખી નબળા રહેશે ત્યારે જ આપણે લડાયક અરબો એ ઉપર લાંબા સમય સુધી રાજ્ય કરીશું! છેક ઈસ્વી સન ૭૩૦માં પણ ઝુઅલ રુમ્મે નામના એક બેદુઈન શાએરને પોતે લખી વાંચી શકતો હતો તે હકીકત છુપાવવી પડી હતી, કેમકે તે વર્ષમાં પણ અરબો વાંચી લખી શકે તે નામોશીભર્યું ગણાતું. મિ. જી. કે. નરીમાન પ્રમાણે અબ્બાસી ખિલાફતની શરૂઆતમાં, એટલે ઈસ્વી ૮મી સદીની અધવચમાં ઈસ્ફહાન જેવા મોટા શહેરમાં ભાગ્યે જ કોઈ કુરાન વાંચી જાણનારા મળતા. પ્રો. સલાહુદ્દીન ખુદાબક્ષ[૧] નામના મશહૂર લેખક જણાવે છે કે અરબોનો જીવનઆદર્શ શરાબ સુંદરી અને યુદ્ધ સિવાય બીજો નહોતો. તેઓનું જીવન મોજીલું નિરંકુશ અને સ્વતંત્ર હતું, અને આજના દિવસ સુધી બીદુઈનો તો તેવા જ રહ્યા છે. અરબો વ્યવહારુ બુદ્ધિના, વાસ્તવિકતામાં માનનારા અને જડવાદી હતા, અને તેમની કવિતામાં પણ આ લક્ષણો દેખાતાં. તેઓ કલ્પનાથી નહિ પણ સાદી સમજથી દોરવાતા. લખવાની કળા તો હજરત મુહમ્મદના જન્મની બહુ થોડો વખત પહેલાં જ અરબસ્તાનમાં આવી. અરબ સાહિત્યના જૂનામાં જૂના નમૂના હજરત મુહમ્મદના જન્મની આગલી સદીમાં જ જોવાને મળે છે. જ્યારે હજરત મુહમ્મદ ઈસ્વી સન ૬૨૪માં બદ્રનું યુદ્ધ જીત્યા ત્યારે જે કેદીઓ પોતાના લશ્કરને લખતાં વાંચતાં શીખવી શકે તેઓને તેમણે તુરત મુક્ત કર્યા: તે જ બતાવે છે કે તે સમયમાં લખવું વાંચવું ક્વચિત્ જોવામાં આવતું. હજરત મુહમ્મદ નિરક્ષરતાનિવારણમાં માનતા અને લોકોમાં જ્ઞાનનો ફેલાવો થાય તે જોવા આતુર હતા, છતાં તેઓ કવિતા સંગીત કળા અને કથાવાર્તાઓ તરફ નાપસંદગીથી જોતા.

---

૧. "Islamic Civilization" by Prof. S. Khudabaksh

આપણે કબૂલ કરવું જોઈએ કે ઇસ્લામ જાહેર થયો તે પહેલાંના અરબોને કાંઈક ઇતિહાસનો શોખ હતો એમ કહેવાય, કેમકે તેઓ પોતાની વંશાવળી જાળવવા આતુર હતા. તેઓ સ્વપ્નના ઉકેલમાં અને તારાઓની ગતિમાં માનતા. તેમને કથાઓ સાંભળવાનો પણ શોખ હતો, અને કવિતા અને લોકગીતો પણ તેમનામાં હોશથી ગવાતાં. ઇસ્લામ પહેલાનું જો કોઈ અરબ કાવ્યસાહિત્ય હોય તો તે "સબ્અ મુઅલ્લિકાત" (સાત લટકાવેલી વસ્તુઓ) નામે ઓળખાતી સાત અરબ શાએરોની કવિતાઓ હતી. એમ મનાય છે કે સોનેરી શાહીથી લખી આ કાવ્યો કઆબાના ધર્મસ્થળમાં લટકાવવામા આવ્યાં હતાં, જો કે એ વિદ્વાન ક્લેમેન્ટ હુઆર્ટ[1] માનતા નથી અને 'લટકાવવા'નો જુદો અર્થ કરે છે. ડૉ. ડી. એસ. માર્ગોલિઅથ[2] લખે છે કે એક વખત એવો હતો કે જ્યારે અરબો ફિલસૂફોને જાહેરમાં નિંદતા, અને ધર્મચુસ્ત મુસ્લિમ બાદશાહો તત્ત્વજ્ઞાનના ગ્રંથોની હોળી કરતા. તે વખતમાં ફિલસૂફીના ગ્રંથો ધરાવવા તેના લેખકો માટે સલામતી-ભર્યું ગણાતું નહોતું. એક સમયે એમ પણ મનાતું કે કુરાન સિવાય બીજા કશાનો અભ્યાસ થઈ શકે નહિ. પણ જ્યારે ઉમૈયા ખલીફોનું પાયતખ્ત દમસ્કસ છોડી અબ્બાસી ખલીફોએ બગદાદને પોતાની રાજધાની બનાવી અને જ્યારે ઈરાનીઓનું પૂરેપૂરું જોર જામ્યું ત્યારે એ માન્યતામાં ફેર પડવા લાગ્યો, અને કુરાન ઉપરાંત બીજા વિષયોનો પણ અભ્યાસ શરૂ થયો. આ ઉપરથી જણાય છે કે અરબોમાં તે વખતે ખાસ સંસ્કૃતિ જેવું કશું હતું નહિ, અને તેઓ સંસ્કૃતિના તદ્દન નીચા તબક્કા ઉપર ઊભા હતા. ત્યારે ઈરાન જિતાયા બાદ "અરબ સંસ્કૃતિ" ઓચિંતી ક્યાંથી નીકળી આવી? શું ઈરાનનો પાકેલો પાક એકદમ સુકાઈ ગયો અને અરબસ્તાનના વેરાન રણમાં એકાએક સંસ્કૃતિના અંકુરો ફૂટી નીકળ્યા? અલબત્ત, "અરબ સંસ્કૃતિ" નામે ઓળખાતા યુગમાં મહાન વિદ્વાનો અને સાહિત્યકારો થઈ ગયા તેની કોઈ ના પાડી શકે નહિ, પણ તેનો જશ આરબોને નહિ પણ ઘણે મોટે ભાગે વટલી ગયેલા ઈરાનીઓને મળવો જોઈએ તે બતાવવાની આ પ્રકરણની મતલબ છે.

ઈરાન જિતાયું ત્યારે અરબોનો કેટલો જુલમ હતો તે લખવા બેસીએ તો એક લાંબું પ્રકરણ જ થાય, અને વિષયાન્તર પણ કહેવાય. એટલું તો

---

૧. "History of Arabic Literature" by Clement Huart

૨. "Early Development of Mahomedanism" by Dr. D. S. Margoliouth

નક્કી છે કે લાખોની સંખ્યામાં જરથોસ્તી ઈરાનીઓ વટલી મુસ્લિમ બન્યા. એ સઘળા ઇસ્લામની ખૂબી દેખી વટલી ગયા હોય એમ મનાતું નથી; ઇસ્લામી થવામાં આર્થિક લાભ જણાશે માટે ઘણાએ તે સ્વીકાર્યો; પરંતુ ઘણી મોટી સંખ્યા તો જુલમ અપમાન અને હીનપસ્તી સહન ન થઈ શકવાથી ધીમે ધીમે વટલી ગઈ. ઘણાખરા ઈરાનીઓએ ધર્માન્તર કર્યું તે છતાં દિલથી તો તેઓ જરથોસ્તી જ રહ્યા. ઇસ્લામ તો માત્ર બાહ્ય સપાટી ઉપર જ રહ્યા: ઇસ્લામનો તો માત્ર અંચળો જ ઓઢી લેવામાં આવ્યો, જ્યારે વિચારો આદર્શો રીતરિવાજો વગેરે તો ઈરાની જ રહ્યા. પ્રસિદ્ધ હિંદી શાએર અને ફિલસૂફ ડૉ. સર મુહમ્મદ ઈકબાલ[૧] લખે છે તેમ જ્યારે ખ્રિસ્તી ધર્મ ગ્રીમ જઈ પહોંચ્યો ત્યારે ગ્રીકોએ તે સ્વીકાર્યો, પરંતુ ગ્રીક વિચારો અને દૃષ્ટિ પ્રમાણે તેઓ તેને સમજવા લાગ્યા: તેમ ઈરાનીઓએ પણ ઇસ્લામ કબૂલ તો કર્યો પણ જરથોસ્તી દૃષ્ટિ અને આદર્શો પ્રમાણે તેઓ તેનો અર્થ કરવા લાગ્યા. ઈરાનીઓમાં કુદરતી સમયાનુકૂળતા તો હતી જ, પણ મિ. ઑટો રૉથફિલ્ડ[૨] લખે છે તેમ અરબોના જુલમથી ઈરાનીઓ હવે "કિતમાન" કરવા લાગ્યા. "કિતમાન" એટલે ઢોંગ; યાને ઈરાનીઓ બહારથી ચુસ્ત મુસ્લિમ હોવાનો ઢોંગ કરતા, પણ અંદરથી પોતાનો ધર્મ પાળતા. વળી સુન્નીઓની સંગતમાં સુન્ની અને શિયાઓની સોબતમાં શિયા પણ બની જતા. આ રીતે હમેશ બને છે તેમ દમનનીતિનું પરિણામ દંભમાં આવ્યું

તે સમયનાં અરબસ્તાન અને ઈરાનનો વિચાર કરીએ છીએ ત્યારે પ્રાચીન ગ્રીસનાં બે મુખ્ય નગરો—સ્પાર્ટા અને ઍથેન્સનું સહેજે સ્મરણ થાય છે. સ્પાર્ટાનો કેળવણીનો ઉદ્દેશ લડાયક ગુણો પ્રાપ્ત કરવાનો હતો; ઍથેન્સની કેળવણીનો હેતુ વિદ્યાર્થીને એક સંપૂર્ણ નાગરિક બનાવવાનો હતો. સ્પાર્ટાના યુવકોને અક્ષરજ્ઞાન પણ પૂરું મળતું નહિ, અને સાહિત્ય કળા કે તત્ત્વજ્ઞાનથી તેઓ વંચિત જ રહેતાં; પરંતુ યાતનાઓ કેમ વેઠવી, ટાઢતડકો કેમ સહન કરવાં, અને યુદ્ધને પ્રસંગે કામ આવે એવું શરીર કેમ ઘડવું, તે જ તેઓને શિખવાડવામાં આવતું. તેથી ઊલટું ઍથેન્સમાં સ્થાપત્ય સાહિત્ય તત્ત્વજ્ઞાન વક્તૃત્વ વગેરેની કેળવણી આપવામાં આવતી, અને આ સઘળી દિશાઓમાં ઍથેન્સે ભારે કીર્તિ પ્રાપ્ત કરી. અરબો પણ

---

૧. "Development of Metaphysics in Persia" by Dr. Sir Muhammad Iqbal

૨. "Omar Khayyam and his Age" by Mr. Otto Rothfield

સ્પાર્ટનો માફક જન્મજાત સૈનિકો હતા; લડાઈને વખતે જે કળા કે ગુણો ઉપયોગી થઈ પડે તે તેમને શીખવવામાં આવતા, અને કાયરતા અને નિર્બળતા પ્રત્યે તેમના સમાજમાં તિરસ્કાર દર્શાવવામાં આવતો. પણ તે સમયના અરબોમાં સાહિત્ય કે સંસ્કાર પ્રત્યે કાંઈ પણ અભિરુચિ હતી નહિ, અને આપણે જોયું તેમ ભણેલાઓ પ્રત્યે તેઓ નફરતથી જોતા. ઈરાનીઓની કેળવણી અને સમાજનો આદર્શ ઉચ્ચ પ્રકારના ગુણો અને સંસ્કારો પ્રાપ્ત કરવાનો હતો, અને એથેન્સના લોકો માફક ઈરાનીઓ સાહિત્ય તત્ત્વજ્ઞાન ઇતિહાસ વગેરે તરફ કુદરતી શોખ ધરાવતા. જો કે જમાનાની ઊથલપાથલ અને શત્રુઓના કેરથી એ સાહિત્ય થોડું જ બચ્યું છે, તોપણ પ્રાચીન ઈરાનીઓ સંસ્કારસંપન્ન હતા તે આપણે આગળ જોઈ ગયા છીએ. અરબો અને ઈરાનીઓ વચ્ચેનો આ ભારે તફાવત જોતાં અરબ અમલના આરંભમાં ઈરાનને કેટલું વેઠવું પડયું હશે તે આપણાથી સહજે સમજી શકાશે.

અરબસ્તાનમાં કોઈક વેળાએ "સિમુમ" નામનો ઝેરી ગરમ રેતીનો વંટોળિયો ઊડે છે, જે થોડીક વારમાં જાનમાલ અને પાકનો નાશ કરે છે. ઈરાન ઉપરનો અરબ હુમલો આ સિમુમ જેવો જ પુરવાર થયો અને વર્ષોના અરસામાં તેણે ઈરાની શહેનશાહત, દીન, સાહિત્ય, સંસ્કાર વગેરેનું સત્યાનાશ વાળ્યું. આગળ જોઈ ગયા તેમ જો કોઈ ઈરાની પોતાની માતૃભાષામાં બોલતો કે લખતો જણાય તો તેને દેહાંત દંડની સજા થતી; અને બે સદીઓથી વધુ સમય સુધી ઈરાની સાહિત્યનો ઉચ્છેદ કરનારો આ ધારો અમલમાં રહ્યો. એકવાર ઈસ્વીસન ૮૧૪માં જાણીતો અબ્બાસી ખલીફ મામુન મર્વ શહેરમાં ઈદની ઉજવણી કરતો હતો, તે પ્રસંગે તેણે ખબર કાઢી કે ભેગા મળેલામાંથી કોઈ ઈરાની ભાષામાં બોલી શકે છે કે નહિ ! તે સાંભળી અબ્બાસ મરવીઝી નામનો એક ઈરાની જવાન ઊભો થયો અને ત્યાં ને ત્યાં મામુનની પ્રશંસામાં તેણે ફારસી ભાષામાં એક કસીદો (કાવ્ય) ગાયો.[1] ઈનામની વકી રાખતા તે ભોળા ઈરાની યુવકને મામુને તત્કાળ મોતનું ઈનામ આપ્યું, કેમકે મામુને કહ્યું કે જિતાયેલી પ્રજામાંથી સ્વભાષામાં બોલવું તે જ પ્રથમ તો ભયકારક કહેવાય, અને તે પણ વળી જો બોલનાર કવિ હોય તો તે પૂરેપૂરું ખતરનાક સમજવું, કેમકે સ્વભાષામાં કાવ્યો જોડતો શાએર તો જરૂર આખા દેશને અરબ વિરુદ્ધ સામનો કરવા ઉશ્કેરી શકે, માટે એવાને તો મારી નાખેલો જ સારો. ખૂબી તો એ છે

૧. "બીસ્ત મકાલે" નામની ફારસી કિતાબના લેખક મિ. મીરઝા મુહમ્મદ કઝવીની આ કાવ્યને આધારભૂત માનતા નથી.

કે ખલીફ મામુન બુદ્ધિવાદી હતો, ઉદાર મત ધરાવતો અને ઈરાનની સંસ્કૃતિ તરફ ઢળેલો હતો. વળી એનાં મા અને પત્ની ઈરાની બાનુઓ હતાં; એના વખતમાં ઈરાની ભાષા અને સાહિત્યની ખીલવણી પણ થઈ હતી[1]; અને એવા ખલીફના જો આવા વિચારો અને કૃત્યો હોય તો સાધારણ ખલીફોના તો કેવા હશે તે વિચારવું મુશ્કેલ નથી.

મિ. દીનશાહ જે. ઈરાની[2] પ્રખ્યાત ઇતિહાસકાર અબ્દુર્રહેમાન ઇબ્ન ખલ્દુન (ઇસ્વી ૧૪મી સદી)ના પુસ્તકમાંથી નીચેલો ઉતારો આપે છે:— જ્યારે અરબોએ ઈરાન ઉપર વિજય મેળવ્યો ત્યારે પુષ્કળ કિતાબો તેમના હાથમાં આવી. આ જોઈ અરબ સરદાર સઅદ ઇબ્ન અબુ વક્કાસે ખલીફ ઉમર ઉપર પત્ર લખ્યો કે એ પુસ્તકોનો અરબી ભાષામાં તરજુમો કર્યો હોય તો અરબોને લાભ થાય. હજરત ઉમરે એવો જવાબ પાઠવ્યો કે જો એ પુસ્તકો ખોટે માર્ગે દોરવતાં હોય તો જરૂર એમનો નાશ કરવો જોઈએ, અને સન્માર્ગે પ્રેરતાં હોય તો પણ એ કિતાબો નકામી જ સમજવી, કેમકે હવે અલ્લાહની રહેમતથી કુરાન જેવું સર્વોત્કૃષ્ટ પુસ્તક અરબોને હાથ લાગ્યું છે: માટે એ સૌ ઈરાની ગ્રંથોને આગમાં જલાવવાં અથવા સમુદ્રમાં ફેંકી દેવાં.[3] આ જ દાખલા ઉપરથી સાસાની સાહિત્યની વિપુલતા અને અરબોની સાહિત્ય પ્રત્યેની નફરત કેવી હતી તે સ્પષ્ટ થાય છે.

મિ. દીનશાહ ઈરાની એ જ પુસ્તકમાં એક બીજો દિલ કંપાવનારો કિસ્સો મશહૂર લેખક અબુરીહાન અલબીરૂની, જે ફિરદોસીનો સમકાલીન હતો, તેની "આથાર ઉલ બકીયેહ"માંથી નોંધે છે:— જ્યારે કુતયબા બિન મુસ્લિમે ઈરાનના ખારઝમ પ્રાંત ઉપર વિજય મેળવ્યો ત્યારે તે પ્રાંતનાં તવારીખ, સાહિત્ય, વિજ્ઞાન અને સંસ્કૃતિના જાણકાર જે કોઈ હાથ આવ્યા તેમને તેણે કતલ કરાવ્યા, સાહિત્યનો જેટલો નાશ થાય તેટલો કર્યો, અને લોકો એકત્ર ન થાય અને તેમના વચ્ચે વ્યવહાર ન ચાલે તે

---

૧. કેટલાક અભ્યાસીઓ અબ્બાસના આ કાવ્યથી ફારસી ભાષાનો આરંભ થયેલો માને છે. એ વિશે ૧૪માં પ્રકરણમાં વધુ ચર્ચા કરવામાં આવી છે

૨. "Sakhunwaran-i-Dauran-i-Pahlavi" by Mr. Dinshah J. Irani

૩. આને મળતું જ ફરમાન ખુરાસાનના અમીર અબ્દુલ્લાહ બિન તાહેરે કાઢયું હતું એમ દોલતશાહ સમરકંદી પોતાની "તઝકરતુશ્શોઅરા"માં નોંધે છે; પરંતુ વિદ્વાનો એ બનાવ પ્રત્યે શંકાથી જોતા હોવાથી એ કિસ્સો અહીં નોંધ્યો નથી.

सारु तेमने जुदी जुदी जग्याए वहेंची दीधा. परिणामे खारझमना लोको निरक्षर रह्या, अने जे कांई शास्त्रो एमने याद रही गया हतां ते उपर एमने संतोष मानवो पड्यो

अब्बासी खलीफ अबुजाफर अलमनसुर (७५४–७७५)ना राज्यमां अब्दुल्लाह ईब्न मुकफ्फा[1] नामनो एक अति मशहूर लेखक थई गयो, जेणे अनेक पुस्तकोनो अरबीमां तरजुमो कर्यो हतो. "कलीले व दमने," जे नौशीरवानना वखतमां हिंदमांथी आणेलुं पुस्तक हतु अने जेनो पहेलवीमां तरजुमो थयो हतो, तेनो अरबीमां अनुवाद करनार ईब्न मुकफ्फा हतो. ग्रीकमांथी ॲरिस्टोटलना तर्कशास्त्रनो तरजुमो करीने ते उपर टीका लखनार ते सौथी प्रथम लेखक हतो. प्रसिद्ध पहेलवी ग्रंथ "खुदाईनामे"नुं पण एणे अरबीमां "सयर उल मुलुक उल अजम" नामे भाषान्तर कर्युं अने ए रीते ए महाग्रंथने फिरदोसी माटे सुलभ बनाव्यो. एनी ए सेवा सहजे भुलाय एम नथी. वळी सासानीओनी राजकीय अने सामाजिक स्थिति उपर प्रकाश पाडता "आईननामा"नो पण एणे अरबीमां तरजुमो कर्यो. परंतु ईब्न उल मुकफ्फा पूरेपूरो ईरानपरस्त हतो; बहारथी ते इस्लामी हतो पण एना देहमां ईरानी हृदय धबकतुं हतुं, अने हरेक रीते स्वदेशनी सेवा करवा ते उत्सुक हतो आ "गुनाह" माटे तेने मोतनी सजा मळी अने ७५७नी ईस्वी सालमां खलीफ अल मनसुरना काका ईसा बिन अलीना हुकमथी एने रिबावी रिबावी मारी नाखवामां आव्यो. एना शरीरना अवयवो एक पछी

१. ईब्न मुकफ्फा एटले "चीमळायेला (हाथवाळा माणस)नो पुत्र." आरबो हमेश नाम पाडी देवामां होशियार हता, अने आ नामनी पाछळ पण एक ओफनाक तवारीख समायेली छे. ईब्न मुकफ्फानो पिता पण एक ग्रंथकार हतो, पण कुराननी शैलीनुं ते पोतानां अरबी पुस्तकोमां अनुकरण करतो एवुं तहोमत हज्जाज बिन युसुफ नामना ईराकना एक निर्दय हाकेमे तेना उपर मूक्युं. आ हज्जाजे क्रूरता माटे पुष्कळ अपकीर्ति प्राप्त करी हती अने तेणे दोढ लाख माणसो मार्यां कहेवाय छे, जेमानां घणांने तो खोटुं तहोमत मूकी कतल करवामां आव्या हता. ईब्न मुकफ्फानो पिता हवे आ राक्षसना हाथमां सपडायो, अने हज्जाजना हुकमथी तेना हाथने एवी रीते रिबाववामां आव्यो के ते कायमनो चीमळाई गयो. बाईबलना सुंदर, सहेल अने दिलकश अंग्रेजी तरजुमानी नकल करवा अंग्रेजना अध्यापको पोताना विद्यार्थीओने उत्तेजन आपे छे, ज्यारे ईब्न मुकफ्फानो पिता कुराननी ईबारतनी नकल पोतानी शैलीमां करवा गयो तो हाथ खोई बेठो. ए उपरथी एक ज विषय परत्वे बे जुदी कोमोनी दृष्टि केटली भिन्न होई शके छे तेनो आपणने खयाल थशे.

એક કાપી બળતી ભઠ્ઠીમાં ફેંકવામાં આવ્યા.[૧] આ દર્દનાક બાબત હવે વધુ લંબાવવામાં સાર નથી. અરબોએ ઈરાની સાહિત્ય અને સાહિત્યકારોની કેવી વલે કરી તેનો કાંઈક ચિતાર આપણે મેળવ્યો, અને ઈરાન ઉપરના અરબ હુમલાને "સિમુમ"ના નાશકારક તોફાન સાથે સરખાવવામાં જે વાસ્તવિકતા છે તે પણ આપણે તપાસી.

મિ. હાસ[૨] અરબોનાં આક્રમણને ૧૬૧૮થી ૧૬૪૮ દરમ્યાન યુરોપમાં ચાલેલા "ત્રીસ વર્ષના જંગ" સાથે સરખાવી કહે છે કે એ જંગ એટલો નાશકારક હતો કે તેની અસરમાંથી હજી જર્મની મુક્ત થયું નથી; પણ મિ. હાસ મુજબ અરબોનો ઈરાન ઉપરનો વિજય એથી પણ વધુ આફતકારક હતો. એનાથી જે સાર્વત્રિક વિનાશ પથરાયો તેનું વર્ણન થઈ શકે એમ નથી. ઈરાનીઓના કેટલાક ખાસ ગુણો તો એના એ રહ્યા, તેમ છતાં ઓચિંતા પારકા ધર્મમાં જઈ પડવાથી તેમની મનોદશામાં, જીવનધ્યેયમાં અને ચારિત્ર્યમાં એક પ્રકારની વિકૃતિ આવી ગઈ હતી. ચારિત્ર્યની આ શિથિલતાથી થતું નુકસાન રાજકીય કે આર્થિક નુકસાન કરતાં વધુ ભયંકર હોય છે અને તેનો યોગ્ય તોલ પણ નીકળી શકતો નથી.

હવે આરબોનું જોર કેમ ઘટ્યું અને ઈરાનમાં ઈરાનીઓ કેમ વધુ સત્તા ઉપર આવ્યા તે જોઈએ. હજરત મુહમ્મદ ૬૩૨માં વફાત પામ્યા તે બાદ લોકશાસનપદ્ધતિમાં થાય છે તેમ એક પછી એક ચાર ખલીફો પ્રજા તરફથી ચૂંટાઈને આવ્યા. તેઓમાંથી છેલ્લા હજરત અલી હતા જેઓ ૬૬૧માં શહીદ થયા. પરંતુ તે પછી મુઆવિયા ખલીફ થયો અને ઓમૈયાવંશના ખલીફોનો આરંભ થયો. હજરત મુહમ્મદના હાશમ નામના એક દૂરના વડીલનો ઓમૈયા નામનો એક પિત્રાઈ હતો, તે ઉપરથી આ વંશનું નામ ઓમૈયા પડ્યું હતું. મુઆવિયા પછી ખિલાફતની ગાદી વંશપરંપરાગત બની ગઈ. ઓમૈયા ખલીફો અત્યંત ક્રૂર હતા અને ઈરાનથી દૂર દમાસ્કસમાં તેઓનું પાયતખ્ત હતું. એ ખલીફોના વખતમાં ઈરાન અને ઈરાનીઓને બહુ સહન કરવું પડ્યું હતું. લોકો હવે ઓમૈયા ખલીફોથી ત્રાસી ગયા હતા, તેથી બની અબ્બાસના કુટુંબના સભ્યોએ તેમની સામે બળવો કર્યો. (એ કુટુંબના મૂળ પુરુષ અબ્બાસ હજરત

૧. "A Brief Review of Iranian History:" an article by Prof. Pour-i Daood in the K. R. Cama Institute Journal No. 28.
૨. "Iran" by William S. Haas (1945)

મુહમ્મદના કાકા થતા હતા). જાણવા જેવી બિના એ છે કે ઈરાનીઓએ એ બળવાને મદદ આપી હતી. છેલ્લો ઓમૈયા ખલીફ મેરવાન બીજો ૭૫૦માં ઝાબની લડાઈમાં હાર્યો અને હવે અબ્બાસી ખલીફોનો દોર શરૂ થયો. ગાદી ઉપર આવતાં જ ઓમૈયાઓને ભુલાવે એવું નિર્દય વેર અબ્બાસી ખલીફોએ શત્રુઓ ઉપર લીધું. જે સેનાપતિએ અબ્બાસીઓને જીત અપાવી તેનું નામ અબુ મુસ્લિમ હતું અને અરબો પ્રત્યે એને એટલો ધિક્કાર હતો કે એણે ફરમાન કાઢ્યું કે ખુરાસાનમાં જે અરબી બોલે તેની કતલ કરવી. અબ્બાસી કુટુંબ (જે હજરત મુહમ્મદના જ કુળનું હતું તે)ના મુખ્ય સરદારને આવો હુકમ કાઢતો જોઈ સૌને સખેદાશ્ચર્ય થયું; પણ સત્તામાં આવતાં જ વેરની લાગણી પહેલાં તૃપ્ત થવી જોઈએ એવી કમનસીબે સામાન્ય મનુષ્યસ્વભાવની પડેલી પ્રેરણા હોય છે.

અબ્બાસી ખલીફોમાંના કેટલાક, હારૂન અલ્ રશીદ અને તેના પુત્ર મામુન જેવા, મહાન નામ મૂકી ગયા છે. અબ્બાસી ખલીફો ઈરાનીઓની મદદથી ગાદી ઉપર આવ્યા હતા તે યાદ કરી તેમણે ઈરાનીઓને વધુ સત્તા આપવા માંડી. અરબોએ જ્યારે ઈરાન જીત્યું ત્યારે, ખાસ કરીને કુદુસિયા (૬૩૬) અને નેહાવન્દ (૬૪૧)ની બે મહાન લડાઈઓમાં, તેમણે ઈરાનનું બળ તોડી નાખ્યું હતું. હવે જે ઝાબની લડાઈ ૭૫૦માં થઈ તે એક રીતે કુદુસિયા અને નેહાવન્દનું વેર ઈરાનીઓ તરફથી વાળનારી ગણાઈ છે. આ અબ્બાસી ખલીફોનો દોર ઈરાનીઓ માટે (અલબત્ત, વટલીને મુસ્લિમ થયેલા ઈરાનીઓ માટે) સુવર્ણયુગ હતો. હવે ખલીફોએ રાજસત્તા ઈરાનીઓના હાથમાં રફતે રફતે છોડવા માંડી, અને સાસાની યુગમાં જેવી રાજ્યવ્યવસ્થા હતી તેવી હવે રચાવા માંડી. હવે ઈરાનીઓનાં પર્વો, જેવાં કે નવરૂઝ, મહેરગાનનું જશ્ન વગેરે પળાવા લાગ્યાં. સાસાની વખતનો પોશાક, ખાસ કરીને ઊંચી ઈરાની ટોપી, સૌ કોઈ પહેરવા લાગ્યા, જો કે એક વખતે કોઈની એ પહેરવાની મગદૂર હતી નહિ. હવે ૭૬૨માં ખલીફ અબુ જાફર અલ્ મનસુરે બગદાદ બાંધી તેને પોતાનું પાયતખ્ત બનાવ્યું. ઈરાની પાયતખ્ત મદાઈનનો અરબોએ સાતમી સદીની અધવચમાં નાશ કર્યો હતો; હવે તે જ ખરાબ થયેલી રાજધાનીના અવશેષોમાંથી બગદાદ બંધાયું. કુરાનના અભ્યાસના અંગે પણ જ્ઞાનની વિવિધ શાખાઓનું હવે સંશોધન થવા લાગ્યું. જેમ જેમ જુદી જુદી કોમના લોક ઇસ્લામ સ્વીકારતા ગયા, તેમ શબ્દકોશોની, વ્યાકરણની, ભૂગોળની વગેરેની જરૂર પડી. પછી તો દીવો દીવાને પ્રગટાવે તેમ જ્ઞાનની એક શાખા ઉપરથી અનેક

શાખાઓ ઉપર વિદ્વાનોનું ધ્યાન ગયું, અને ખગોળ સાહિત્ય તત્ત્વજ્ઞાન વૈદ્યકવિદ્યા વગેરે અનેક વિષયોનો અભ્યાસ થવા માંડ્યો. લોકોનો દૃષ્ટિકોણ હવે બદલાવા લાગ્યો, અને તેમના વિચારો કાંઈક વધુ ઉદાર થવા લાગ્યા. હવે જ્ઞાન અને સંસ્કાર પ્રત્યે લોકોની અભિરુચિ વધવા લાગી અને ચોતરફથી વિદ્વાનોને રાજ્યદ્વારા આશરો મળવા લાગ્યો. સ્વદેશમાં હવે "ઈરિતેઅજમ" અથવા ઈરાનીકરણ થવા માંડયું. સૌને લાગ્યું કે હવે ઈરાન ઈરાનીઓનું અને ઈરાનીઓ માટે છે. ઈરાનનો ચેરાગ જે બૂઝતી સ્થિતિમાં આવી પડયો હતો તે ફરી રોશન થયો.

અરબો આ ફેરફાર આંખો ફાડી જોવા લાગ્યા; તેમનો દોર અબ્બાસી ખિલાફતમાં તેમને ઘટી જતો લાગ્યો; દરબારમાં, સમાજમાં અને ખુદ લશ્કરમાંથી તેમનો વગવસીલો ઓછો થઈ ગયો. વળી જ્યાં વિદ્વત્તાનો ફેલાવો અને જ્ઞાનપ્રાપ્તિ થતાં હોય ત્યાં આ શમશેર ફેરવી જાણનારી કોમને કશું સ્થાન રહ્યું નહિ. એટલે ઈરાનના બાગબગીચાઓને પૂરતા વેરાન કરી હવે આ રણનાં સંતાનો અરબસ્તાનના રણમાં જ પાછાં ફર્યાં, અને Quit Iran — ઈરાન છોડી જાઓ — નો પોકાર કરવાની પણ કોઈને જરૂર રહી નહિ. ઈરાન રફતે રફતે ઈરાનીઓના જ વગવસીલા નીચે આવ્યું, અને સર વિલ્યમ મ્યુર[1] કહે છે તેમ હવે ઈરાનમાં સંસ્કાર, સહિષ્ણુતા અને વૈજ્ઞાનિક સંશોધનનો યુગ બેઠો, અને સાહિત્ય આધ્યાત્મિકતા અને તત્ત્વચિંતન ઉપર લોકોનું મન દોડયું. વસ્તુતઃ આ ઈરાનીઓ જાણે મુસ્લિમ બનેલા સાસાનીઓ જ હતા. પ્રજાનું માનસ, આચારવિચાર, રીતરિવાજ અને ખાસિયત તો ઇસ્લામના બાહ્ય દેખાવ સિવાય જરથોસ્તી જ રહ્યાં. મિ. ઑટો રોથફિલ્ડ[2] કહે છે તેમ "અરબસંસ્કૃતિ"માં મોટે ભાગે બુદ્ધિ અને કલમ તો ઈરાનીઓનાં જ હતાં, જો કે ભાષા અરબી હતી. મિ. રોથફિલ્ડ એક અવતરણ ટાંકે છે તે પ્રમાણે ૭૨૫ની સાલમા ઓમૈયાવંશના અરબ ખલીફ સુલેમાને એક વખત કહ્યું હતું — આ ઈરાનીઓથી મને આશ્ચર્ય થાય છેઃ તેઓએ ૧૦૦૦ વર્ષ સુધી રાજ્ય કર્યું પણ તેમને એક ઘડીભર અરબોની જરૂર પડી નહિ; પણ આપણે તો હજી સો વર્ષ પણ પૂરું રાજ્ય કર્યું નથી અને તે છતાં આપણને એ ઈરાનીઓ વિના એક ઘડી પણ ચાલતું નથી! કયાંથી ચાલે? તલવારથી

---

૧. "Caliphate: Its Rise, Decline and Fall" by Sir William Muir

૨. "Omar Khayyam and his Age" by Otto Rothfield

જગે જિતાતા હશે, પણ રાજ્યશાસન માટે બુદ્ધિબળની અને સંસ્કાર સિંચન માટે સાહિત્યસ્વામીઓની જરૂર તો રહેવાની જ છેવટે ઈરાનીઓએ પોતાના વિજેતા અરબોને જીતી લીધા ઈરાન જંગમાં હાર્યું, પણ સાહિત્ય અને સંસ્કારિતામાં તો અરબને નમવું પડ્યું, બલ્કે રણ છોડી ભાગવું પડ્યું જેમ રોમનોએ ઈ. પૂ ૧૪૬માં ગ્રીસ જીત્યું પણ ગ્રીસના સાહિત્ય અને સંસ્કારે રોમનોને વશ કર્યા, તેમ અરબે ઈરાન પર ફતેહ મેળવી પણ ઈરાને અરબ ઉપર સાહિત્ય અને સંસ્કાર દ્વારા જે વિજય મેળવ્યો તે વધુ ચિરસ્થાયી છે મિ જી કે. નરીમાન[1] પ્રો. ડાર્મસ્ટેટરના એક લેખમાંથી તરજુમો કરી એક વાક્ય ટાંકે છે કે — Alexander Persianised Greece but could not Hellenise Persia," યાને સિકંદર ઈરાનને ગ્રીસની સાંસ્કૃતિક અસર નીચે લાવી શક્યો નહિ, પણ તેથી ઊલટું ગ્રીસ ઈરાનની સાંસ્કૃતિક અસર નીચે આવી ગયું તેમ અરબો ઈરાન ઉપર અસર કરતા તો રહ્યા પણ પોતે જ ઈરાનની સાંસ્કૃતિક અસર નીચે આવી ગયા, અને જે ન આવ્યા તેમને અરબસ્તાન પાછા જવું પડ્યું

અબ્બાસી ખલીફોમાં હારૂન અલ રશીદ અને એના પુત્ર મામુનનું થોડુંક વર્ણન અત્રે અસ્થાને ગણાશે નહિ હારૂન અબ્બાસી વંશનો એક મહાન ખલીફ અને વિજેતા ગણી શકાય. એનું નામ "અરેબિયન નાઈટ્સ" દ્વારા નાના બાળકને પણ મોએ ચડી ગયું હશે એના સદગ રાજકાર ભારનો મુખ્ય જશ એના બે વઝીરો યાહયા અને તેના પુત્ર જાફરને ઘટે છે બન્ને યાહયા અને જાફર ઈરાની બરમકી ખાનદાનના હતા, અને જાફરના પિતામહના પિતા બરમક બલ્ખના અગ્નિમંદિરના મોબેદ હતા પાછળથી એ બાહોશ કુટુંબના સભ્યોએ ઇસ્લામનો સ્વીકાર કર્યો હતો "અરેબિયન નાઈટ્સ" પ્રમાણે હારૂન, જાફર અને તેઓનો સેવક મસરૂર રાતે ગુપ્તવેશે ફરી બગદાદની ખબર રાખતા હારૂને પોતે જાફરને પોતાની બહેન અબ્બાસા સાથે પરણાવ્યો હતો પાછળથી એક તદ્દન વાહિયાત કારણસર જાફર ઉપર હારૂનની ખફગી ઊતરી, જેને પરિણામે જાફર, તેનો બુઝુર્ગ પિતા યાહયા અને કુટુંબના તમામ સભ્યોને હારૂને કતલ કરાવ્યા "રશીદ" (શાણો) ના વિશેષણથી ઓળખાતા હારૂને બરમકીઓના આ અતિ બાહોશ ઈરાની કુટુંબનું નિકંદન કાઢી પોતાના જ પગમાં કોદાળી મારી હતી, અને પોતાના નામ ઉપર આ ન ભૂંસાય એવું કાળું કલંક લગાડ્યું હતું

1 Persia and Parsis edited by Mr G K Nariman

હારૂનનો પુત્ર મામુન ઈરાની સાહિત્ય, રીતરિવાજ, સંસ્કાર વગેરેનો શોખીન હતો. તેણે પોતાના ઈરાની વઝીરની બેટી બુરન સાથે શાદી કરી હતી. એના રાજ્યમાં વિદ્યાહુન્નરનો બહુ ફેલાવો થયો, અને સૈયદ અમીર-અલી[૧] મામુનના રાજ્ય માટે વાજબી રીતે "The Augustan age of Islam" કહે છે, યાને રોમન સમ્રાટ ઑગસ્ટસ જેમ વિદ્વાનો અને સાહિત્યકારોનો મુરબ્બી હતો તેમ મામુન પણ લેખકો અને ફિલસૂફોને આશ્રય આપતો. તે ઈન્સાફી, શાણો અને માયાળુ હતો, પણ કોઈક વખત પોતાના પિતા હારૂનની પેઠે તરંગી અને ક્રૂર બનતો. આ જ પ્રકરણમાં આપણે જોઈ ગયા કે એકવાર મામુનની આજ્ઞાથી જ એક ઈરાની જવાને ફારસી ભાષામાં કવિતા રચી તે સારુ તેને બેજાન કરવામાં આવ્યો હતો. આ દીવાનું કાર્ય ૮૧૪માં બન્યું હતું, જ્યારે મામુનને ગાદી ઉપર આવ્યાને ત્રણ જ વર્ષ થયાં હતાં. મામુને કુરાનનો પણ સારો અભ્યાસ કર્યો હતો; એના જ રાજમાં હજરત મુહમ્મદની "હદીસ" (traditions) બુખારીએ ભેગી કરી હતી; એના જ રાજ્યઅમલમાં વાકેદીએ હજરત મુહમ્મદનું જીવનવૃત્તાંત લખ્યું હતું, મામુનના જ વખતમાં ઇસ્લામી શરીયતના મહાન વિદ્વાનો ઈબ્ન હમબલ અને શાફેઈ થઈ ગયા

મામુનમાં કોઈક અપવાદો સિવાય ધર્મઝનૂન નહોતું. એ બુદ્ધિવાદી હતો અને બુદ્ધિવિષયક બાબતોમાં એ નાતજાત જોતો નહિ. એ કારણે જ એના રાજ્યમાં વિદ્યાનો ભારે ફેલાવો થઈ શક્યો. ધર્મ સંબંધી એના વિચારો ઉદાર હતા અને ઇસ્લામી સંસ્કારિતાને મૌલવીઓના ધર્મઝનૂનમાંથી છોડાવવા એણે બનતું કર્યું હતું. કોઈ પણ ધાર્મિક કે સામાજિક પૂર્વગ્રહો વિના જ્ઞાનના પ્રેમ ખાતર જ જ્ઞાન સંપાદન કરવું જોઈએ એમ તે માનતો. મિ. ગિલમેન[૨] મામુનને વાજબી રીતે ઇટાલીના પ્રબોધયુગ (Renaissance) ના પ્રણેતાઓ — ડ મેડિચી કુટુંબના સભ્યો સાથે, અને સાહિત્યકારોના આશ્રયદાતા ફ્રાન્સના બાદશાહ લુઈ ૧૪મા સાથે સરખાવે છે. મામુનના રાજ્યમાં વઝીર સુધ્ધાં મુખ્ય અફસરો ઈરાનીઓ જ હતા. એના અમલ દરમ્યાન અનેક મદ્રેસાઓ સ્થપાઈ, પ્લેટો ઍરિસ્ટોટલ ટોલેમી હિપ્પોક્રેટીસ અને ગેલનના ગ્રંથોનો અરબીમાં તરજુમો કરવામાં આવ્યો અને તેનો અભ્યાસ થયો. મામુને તો જાણે શાહ નોશીરવાનનો જ જમાનો પાછો સજીવન કર્યો હતો, અને નોશીરવાને

૧. "Short History of the Saracens" by Saiyyad Amir Ali
૨. "The Saracens" by Arthur Gilman

જદે શાહપૂર ખાતે જે મહાવિદ્યાલય સ્થાપ્યું હતું તેનું અનુકરણ કરી મામુને પણ બગદાદમાં "બયત ઉલ્ હિકમત" (વિદ્વત્તાનું ધામ) નામની એક જાણીતી સંસ્થા શરૂ કરી હતી. અને તે વિદ્વાનો અને ગ્રંથકારોનું માનીતું જ્ઞાનકેન્દ્ર હતું. એક વાર મામુને દમસ્કસની એક મદ્રેસાનું વડપણ એક ખ્રિસ્તી વિદ્વાનને આપ્યું: આ જોઈ લોકો નારાજ થયા ત્યારે તેણે કહ્યું કે—મેં આ ખ્રિસ્તીને ધર્મમાં મારો ગુરૂ બનાવ્યો નથી, પણ વિદ્યામાં અને વિજ્ઞાનમાં જ બનાવ્યો છે. આ ઉપરથી મામુનના વિચારો કેટલા ઉદાર હતા તે જણાશે.

હવે જે જ્ઞાનયુગ બેઠો તેમાં ઈરાનીઓને ગ્રીકો અને તુર્કોએ તરફથી પણ સારો સહકાર મળેલો કહેવાય. ફ્રેન્ચ વિદ્વાન મોં. રેનાં તો આ યુગને ગ્રીકો-આસાની યુગને નામે ઓળખે છે, અને લખે છે કે માત્ર ભાષા જ અરબી હતી, જ્યારે વિચારકો ઈરાની હતા, અને ગ્રીક તત્ત્વજ્ઞાન અને સંસ્કૃતિમાંથી એઓને વધુ પોષણ મળતું. હવે જેમ જેમ ખિલાફતનું જોર ઘટતું ગયું તેમ તેમ ઈરાનીવંશો (અલબત્ત, મુસ્લિમ બનેલા) પોતપોતાના પ્રાંતોમાં સ્વતંત્ર બનતા ગયા, અને એ રીતે તાહેરી, સફ્ફારી, સામાની અને બુવાઈ વંશો, જે અસલ જરથોસ્તી હતા, પણ જેઓએ સંજોગો અનુસાર ઇસ્લામ અંગીકાર કર્યો હતો, તે હસ્તીમાં આવ્યા, અને એ વંશોમાં "ફારસી" ભાષાની ઉત્પત્તિ થઈ, જે વિશે કાંઈક વિસ્તારથી આપણે ૧૪મા પ્રકરણમાં ચર્ચા કરીશું. બે સદીથી વધુ સમયનાં ગજબનાક ઘાતકીપણાં અને ફરજિયાત મૌન પછી માધુર્ય અને કર્ણપ્રિયતામાં અદ્વિતીય એવી આ ફારસી ભાષાનો હવે જન્મ—બલ્કે પુનર્જન્મ થયો, જો કે પૂરેપૂરી ખીલી નીકળતાં એને એક સદી વધુ લાગી. ઈરાની પાઝંદ ભાષા અને અરબીના મિશ્રણથી આ દિલકશ ભાષા અસ્તિત્વમાં આવી વર્ષોના લંબાણ ગાળા પછી ઈરાની જ ભાષા ફરી ઈરાનમાં બોલાતી થઈ, અને ઈરાની ગુલશનમાં બંધ પડેલાં બુલબુલનાં ગાયનોનું ગુંજન ફરી શરૂ થયું. ખિલાફતે આ ઊગતી ભાષા ઉપર પ્રતિબંધ મૂકવા માટે કાંઈક નબળા પ્રયત્નો કર્યાં, પણ સ્વતંત્ર ઈરાની પ્રાંતોમાં એ ભાષાનો ફેલાવો થવા પામ્યો. એ ઝરણું સુકાયું નહિ, પણ લોકોએ ઉત્સાહપૂર્વક સ્વભાષામાં વિચારોનો ધોધ વહાવ્યો અને ફારસી સાહિત્યની જ્ઞાનગંગા જોશભર વહેવા માંડી.

ઈરાની ભાષાની ખિલવણીમાં બે તુર્ક વંશોએ સારો ભાગ લીધો. સોમનાથ ઉપર ચડાઈ લાવનાર સુલતાન મહમૂદ ગઝનવી પોતે તુર્ક હતો

પણ અંગત કારણોસર ઈરાની રાષ્ટ્રવાદને એ ઉત્તેજન આપતો, કેમકે બગદાદ ખાતે આવેલી ખિલાફત સાથે એને ચાલુ અણબનાવ રહેતો. એના જ દરબારમાં ફિરદોસી, અલબીરૂની વગેરે અનેક જાણીના ફારસી સાહિત્યકારો થઈ ગયા. ગઝનવી વંશ ૯૯૭થી ૧૦૬૦ સુધી ચાલ્યો. સલજુકી વંશ પણ તુર્કી હતો અને તેણે ૧૦૩૭થી ૧૧૯૭ સુધી રાજ્ય કર્યું. તેણે પણ રાષ્ટ્રવાદ પોષ્યો અને ઈરાની સાહિત્યને બનતું પ્રોત્સાહન આપ્યું. સલજુકી અમલમાં જ ઓમર ખૈયામ, નિઝામ ઉલ્ મુલ્ક અને ગઝ્ઝાલી જેવા નામીચા લખનારાઓએ ફારસીસાહિત્યનું ગૌરવ વધાર્યું. સ્વદેશમાં સ્વરાજ્ય સ્થપાય, સ્વભાષા બોલાતી થાય, અને વિદેશી રાજ્ય કરતી પ્રજા સ્વેચ્છાથી વિદાયગીરી લે, એમાં કયા અભાગિયાને આનંદ ન થાય? ઈરાને આખરે અનેક દિશામાં અરબો ઉપર પોતાની શ્રેષ્ટતા પુરવાર કરી, સંજોગો પણ અનુકૂળ આવ્યા, અને અરબોએ મામલો ચેતી જઈને જ્યાં તેમનુ હવે સ્થાન કે કીમત રહ્યાં નહોતાં ત્યાં વધુ વાર રહેવામાં સાર જોયો નહિ. કર્નલ સાઈક્સે[૧] લખેલા શબ્દો આ પ્રસંગે એમના એમ અંગ્રેજીમાં જ ઉતારી લેવાની લાલચ થોભાવી શકાતી નથી. તેઓ કહે છે કેઃ—

"Nothing is more interesting to one deeply interested in the welfare of Persia than to watch how in the Abbaside period Persian superiority in everything but the bravery born of fanaticism reasserted itself, how when the arts of peace flourished Persian ascendancy was re-established, and how later on Persian dynasties once more began to reign in Iran."

અરબોએ જરથોસ્તી ઈરાન ફના કર્યું, પણ તેમના આક્રમણથી, તેમના નવા ધર્મ રીતરિવાજ વગેરેથી ઈરાનમાં જાગૃતિ આવી, અને ઈરાનીઓમાં જે કાબેલિયત ગૌણ હતી તે પ્રકાશમાં આવવા પામી. અરબ ન આવ્યા હોત તો ઈરાન માંહોમાહે લડી લડી નિર્બળ બની કદાચ રોમનોને હાથ જિતાવા પણ પામત, અથવા કદાચ કોઈ મહાન ઈરાની રાજા નીકળી આવી ઈરાનને એકત્ર અને બળવાન બનાવત. બ્રિટને હિંદ ઉપર જીત મેળવી પોતાનાં સાહિત્ય ભાષા વગેરેનો લાભ આપી તેનામાં સાંસ્કૃતિક જાગૃતિ આણી તેઆપણે જાણીએ છીએ. અરબોમાં સંસ્કૃતિ જેવું તો ખાસ હતું જ નહિ, છતાં ઘણીવાર

૧. "A History of Persia" by Lieut. Col. P. M. Sykes

બને છે તેમ સુલેહશાંતિ અને આબાદીને બદલે આફત અને બરબાદીને કારણે પણ જાગૃતિ આવે છે. તેમ અરબ આક્રમણથી ઈરાનમાં જાગૃતિકાળ બેઠો એની ના પડાય એમ નથી. પારકી અને અસંસ્કારી પ્રજાએ ઉતારેલી આફતના વિષમાં પણ પ્રભુએ કાંઈક અમૃત ભર્યું હતું એમ સૌને લાગ્યું, જો કે અમૃતના આવા અસંખ્ય પ્યાલાઓ ખાતર પણ કોઈ વતનપરસ્ત ઈરાની પોતાના પ્રિય ધર્મ અને દેશની આઝાદીને ભોગે આવી આફત કોઈ કાળે પણ રાજીખુશીથી સ્વીકારવા તૈયાર તો નહિ જ થાય.

જ્યારે અમુક મુદ્દત માટે બે પ્રજાઓનો સમાગમ થાય છે ત્યારે બન્ને પ્રજા મને કે કમને, સ્વેચ્છાથી કે સંજોગોને અધીન થઈને એક-બીજા પાસેથી વિચારો કે સંસ્કારોની આપ લે કરે છે. અસંસ્કૃત પ્રજા વધુ લેતી હશે, પણ સંસ્કૃત પ્રજા કાંઈ લેતી નથી એમ તો બનતું જ નથી. ઈરાન અને અરબના સમાગમમાંથી ઈરાને પ્રથમ મેળવ્યો અરબનો ધર્મ, જેની એને લગારે જરૂર હતી નહિ, કેમકે ઈરાનનો પોતાનો ધર્મ હતો જ. ઈરાને મેળવી અરબ ભાષા જેની પણ એને આવશ્યકતા નહોતી, કેમકે ઈરાનની પાઝંદ ભાષા તો હતી જ. બે સદી સુધી ઈરાનીઓને અરબી ફરજિયાત બોલવી પડી હતી, કેમકે સ્વભાષાનો ઉપયોગ કરનારને મોતની સજા થતી. ચબરાક ઈરાનીઓને અરબી શીખતાં વાર લાગી નહિ. અરબી શીખ્યા વિના છૂટકો હતો નહિ; તે વિના સરકારી નોકરી મળતી નહિ અને સમાજમાં પ્રતિષ્ઠા મેળવાતી નહિ. આપણે આગળ જોઈ ગયા તેમ ઈરાનીઓએ અરબી ભાષામાં એવી કુશળતા મેળવી કે તેમાં તેઓ અરબો ઉપર પણ સરસાઈ ભોગવવા લાગ્યા. પણ આ સૌ સ્વભાષાને ભોગે હતું, અને તેથી જ્યારે પાઝંદ પાછળથી બોલાતી થઈ ત્યારે ઈરાનીઓને અરબી એટલી મોંએ ચડી ગઈ હતી કે તેઓ એક નવીન પ્રકારની પાઝંદ બોલવા લાગ્યા કે જેમાં ૭૦ ટકા શબ્દો અરબી હતા. આ નવી ભાષા તે ફારસી ભાષા હતી. વીસમી સદીના રઝાશાહ પહેલાની યુગના રાષ્ટ્રવાદી ઈરાનીઓ હવે એ ભાષામાંથી અરબી શબ્દો દૂર કરી અસલની શુદ્ધતા પાછી આણવાનો પ્રયાસ કરે છે. આપણે ઉપકાર સાથે કબૂલ કરીશું કે ઈરાને અરબ પાસેથી તેનું અલંકારશાસ્ત્ર (rhetorics) લીધું, અરબ પિંગળ પણ લીધું; કસીદા (અમુક પ્રકારની બાંધણીવાળું પ્રશંસાત્મક કાવ્ય) પણ ઈરાનીઓ અરબ પાસે શીખ્યા, જો કે ગઝલ અને મસનવી (અમુક પ્રકારની બાંધણીવાળું કાવ્ય) તો ઈરાનીઓનાં જ હતાં. ડૉ. દાઉદ પોતા[૧]

૧. "Influence of Arabic Poetry on the Development of Persian Poetry" by Dr. U. M. Daudpota

પ્રમાણે મુનાઝિરા (કાવ્યયુદ્ધ, જેમાં બે વસ્તુઓ જેવાં કે રાત્રિ અને દિવસ, કલમ અને તલવાર, બુઝર્ગી અને જવાની વગેરે વચ્ચે કવિતામાં યુદ્ધ ચાલે છે) નામે ઓળખાતાં કાવ્યો પણ ઈરાનીઓએ અરબો પાસેથી લીધાં. ડૉ. દાઉદપોતા કહે છે કે અતિશયોક્તિમાં રાચતી ઈરાની કવિતાએ અરબી કાવ્યો ઉપર સારી અસર કરી નહિ, પણ અરબ કાવ્યની સાદાઈ અને સચોટતા બગાડી નાખ્યાં. બે ત્રણ સદીઓ રહેવાથી જો ઈરાનીઓ અરબો પાસેથી આટલું શીખ્યા હોય તો નવાઈ પામવા જેવું નથી.

પણ એક દિશામાં તો અરબોએ ઈરાન ઉપર ખરો ઉપકાર કર્યો છે અને તે ઈરાનીઓને અરબી લિપિ આપીને. ઈરાનીઓની પહેલવી લિપિ ગૂંચવાડાભરી, ખામીભરી અને અપૂર્ણ હતી, અને એટલી અટપટી હતી કે તેમાં સાહિત્ય ઉતારવું બહુ મુશ્કેલ થઈ પડતું. પહેલવી બારાખડીમાં અક્ષરો જ માત્ર ૧૪ હતા, અને શબ્દોની વિભક્તિ કરવી બહુ જ કઠણ કાર્ય હતું. વળી એક અક્ષરના એકથી વધુ ઉચ્ચારો થતા; પરિણામે એક પહેલવી વાક્ય બે ત્રણ જુદી જુદી રીતે વંચાતું. એમ થવાથી સમજફેર અને ગૂંચવાડો ઊભાં થતાં. અરબી લિપિ સીધી અને સરળ હોવાથી તે અપનાવી લેતાં ઈરાનીઓ પોતાની લિપિનાં ત્રાસમાંથી મુક્ત થયા, અને જે નવી ફારસી ભાષા પાઝંદમાંથી જન્મી તે પણ અરબી લિપિમાં લખવામાં આવી, અને પહેલવી લિપિને સંપૂર્ણ તિલાંજલિ મળી. અરબી લિપિ આપણને એક આશીર્વાદ સમાન લાગી, પણ આધુનિક ઈરાનના રાષ્ટ્રવાદી કવિ અને વિદ્વાન આગાપૂરે દાઉદ તો અરબી લિપિને એક શાપ સમાન માને છે. તેઓના કહેવા પ્રમાણે ભોળા ઈરાનીઓએ તો આ પારકી લિપિ અપનાવી, પણ તેમ કરતાં પોતાનાં જ બાકીનાં બચેલાં અવસ્તા અને પહેલવી સાહિત્ય તરફ તેઓ બેદરકાર બની ગયા, અને એ સાહિત્ય કુદરતી મરણને શરણ થયું. માટે આગા સાહેબના કહેવા મુજબ કોઈ પણ પારકા દેશની લિપિ લેવાથી આપણે આપણી લિપિ અને તે દ્વારા આપણા સાહિત્ય તરફ બેકદર બનીએ છીએ. આજે કેટલાક હિંદીઓ પ્રામાણિકપણે માને છે કે જો આપણું હિંદી અને ઉર્દૂ સાહિત્ય રોમન લિપિમાં લખાય તો દેવનાગરી અને ઉર્દૂ લિપિઓનો ઝગડો આપોઆપ શમી જાય. પણ બકરું કાઢતાં ઊંટ ન પેસે તે માટે આગા સાહેબે ધરેલી લાલબત્તી જરૂર ગંભીર વિચારણા માગી લેશે.

ઈરાનીઓએ ઇસ્લામ નછૂટકે સ્વીકાર્યો યા તેમને તે સ્વીકારવો પડ્યો, છતાં તેઓ કેમ ઈરાનીઓ જ રહી શક્યા અને તેઓએ ઇસ્લામને

રી રીતે પોતાના જ વિચારો, આદર્શો અને રીતરિવાજ મુજબ ઘટાવ્યો તે હવે આપણે જોઈએ. ઇસ્લામ ધર્મ અરબી ખાસિયતો ધરાવતો, પણ ઈરાનીઓએ એને ઈરાની બનાવી દીધો, તે એટલે સુધી કે ગોલ્ડઝિહરના કહેવા પ્રમાણે ઇસ્લામમાં વટલેલા ઈરાનીઓનો આ નવો ધર્મ ઇસ્લામી સ્વાંગ નીચે જરથોસ્તી જ ધર્મ રહ્યો. સુન્ની ઇસ્લામીઓ હજરત મુહમ્મદની હદીસ અથવા સુન્નત (traditions)માં માનતા હોવાથી સુન્નીઓ કહેવાયા, જ્યારે ઈરાનીઓએ ઇસ્લામને પોતાના મન અનુસાર ઘટાવ્યો હોવાથી તેઓ "જુદા પડનારા" અથવા 'શિયા' કહેવાયા. શિયાઓ પહેલા ત્રણ ખલીફો—અબુબક્ર, ઉમર અને ઉસમાન—માં માનતા નથી, પરંતુ તેઓને ખિલાફતની ગાદી પચાવી પાડનારા ગણે છે. શિયાઓના મત પ્રમાણે હજરત મુહમ્મદ પછી તેઓના પિત્રાઈ અને જમાઈ હજરત અલી ખલીફ થવા જોઈતા હતા, કેમકે શિયાઓ માને છે કે પયગમ્બર સાહેબે હજરત અલીને ખુમ નામની જગ્યા આગળના એક પુલ પાસે પોતાના ગાદીવારસ નીમ્યા હતા. માટે શિયાઓ ઉમૈયા ખલીફોને, અબ્બાસી ખલીફોને અને આગળ જતાં જ્યારે તુર્કીના સુલતાનો ખિલાફત ઉપર આવ્યા ત્યારે તેમને પણ ધર્મના વડા તરીકે માન આપતા નથી. શિયાઓ ઇસ્લામના કલમામાં ત્રણ શબ્દો વધારીને બોલે છે કે: "લા ઈલાહા ઈલ્ અલ્લાહ, મુહમ્મદ અર્ રસુલિલ્લાહ, અલી અલ વલીઅલ્લાહ" યાને અલ્લાહ સિવાય બીજો અલ્લાહ નથી, મુહમ્મદ અલ્લાહના પયગમ્બર છે, અને અલી અલ્લાહના માનીતા મિત્ર છે.

શિયાઓ પ્રમાણે હજરત અલી પછી એઓના પુત્ર ઈમામહુસેન અને તેઓ પછી તેઓના વંશજો ખિલાફતની ગાદી ઉપર આવવા જોઈતા હતા. ઈમામહુસેને શાહ યઝદેજર્દ શહેરયારની બેટી શહેરબાનુ સાથે શાદી કરી હતી, માટે તેઓના વંશજોમાં શિયાઓએ ઈરાની શાહી કુટુંબની બુનયાદ પણ જોઈ. પરિણામે અરબો ખલીફોમાં માનતા થયા, જ્યારે શિયાઓ ઈમામહુસેનના સીધા વંશજો—ઈમામો—માં માનવા લાગ્યા. અરબો લોકશાસન (democracy)માં માનતા હોઈ પ્રથમ પોતાના ખલીફો ચૂંટી કાઢતા: શિયાઓ—ઈરાનીઓ—અમીરી પદ્ધતિવાળા (aristocratic) હતા અને ઈમામની ગાદીને વંશપરંપરાગત માનતા. અરબો સૌથી પહેલાં ખલીફો ચૂંટતી વખતે તેમની યોગ્યતા જોતા: શિયાઓ ઈરાની કાયદા અનુસાર ઈમામને ખિલાફતની ગાદી ઉપર આવવાનો ખુદાઈ હક છે એમ ગણતા. અરબો ખલીફોને સામાન્ય મનુષ્ય સમાન ગણતા, જ્યારે

શિયાઓ ઈમામોને અસ્ખલનશીલ (infallible) માનતા અને તેઓ અવતારી પુરુષો હોય તેમ તેમને માન આપતા. શિયાઓ માને છે કે ઈમામ-હુસેન પછી એક પછી એક બાર ઈમામો થયા, પણ બારમા ઈમામ મહેદી જાબુલકા ખાતે ઈસ્વી સન ૯૪૧ની સાલમાં એક ગુફામાં અદૃશ્ય થઈ ગયા. જેમ જરથોસ્તીઓ ભવિષ્યમાં આવનાર જગદ્‌ગુરુ સોશયોસની રાહ જુએ છે તેમ શિયાઓ માને છે કે આગળ જતાં ઈમામ મહેદીનુ પુનરાગમન થશે. જ્યારે સુન્નીઓ હજ કરવા મક્કા (હજરત મુહમ્મદની જન્મભૂમિ) અને મદીના (હજરત મુહમ્મદના અંતિમ આરામનું સ્થાન) જાય છે, ત્યારે શિયાઓનાં તીર્થસ્થાનો ચાર છે — નજફ (જ્યાં હજરત અલી દફન થયા છે), કરબલા (જ્યાં ઈમામહુસેને તાજે શહાદત સ્વીકારી ત્યાં જ પોતાનો આખરી મુકામ કર્યો છે), મશહદ (જ્યાં આઠમા ઈમામ ઈમામ રઝાનો મકબરો આવ્યો છે), અને કુમ (જે ઈમામ રઝાનાં ભક્તિપરાયણ બહેન ફાતેમા અલ્ મઆસુમાનું છેવટનું વિરામસ્થાન છે). શિયા અને સુન્ની બન્ને કુરાનને સ્વીકારે છે, તોપણ ડૉ. ડી. એસ. મારગોલિયથના[1] મત પ્રમાણે પહેલા ત્રણ ખલીફોના વખતમાં કુરાન સંપાદિત થયેલું હોવાથી અને શિયાઓ તે ખલીફોને સ્વીકારતા ન હોવાથી, તેઓ આખા કુરાનની શુદ્ધતા અને તેનું ખરાપણું સ્વીકારતા હશે કે કેમ તે શંકાસ્પદ છે.

ઇસ્લામ પ્રમાણે ધર્મગુરુવર્ગ હોઈ શકે નહિ, પરંતુ જરથોસ્તીઓમાં ધર્મગુરુવર્ગ હતો અને તેથી વટલેલા ઈરાનીઓએ ઇસ્લામમાં પણ તે વર્ગ ચાલુ રાખ્યો. ઇસ્લામમાં ક્રિયાકાંડ થોડું જ હતું અને તે વિશેની શુદ્ધિ-અશુદ્ધિની ભાંજગડ પણ ઓછી હતી. જરથોસ્તીઓમા ક્રિયાકાંડ વધી ગયું હતું અને તે વિશેની શુદ્ધિ-અશુદ્ધિનું ધોરણ વટલેલા ઈરાનીઓએ ઇસ્લામમાં પેસાડયું. ઇસ્લામીઓનાં રાજ્યશાસન ઉપર પણ ઈરાનીઓની અસર થઈ, અને ઇસ્લામી રાજ્યવ્યવસ્થા દરાયસ અને નૌશીરવાનની રાજ્યપદ્ધતિ ઉપર રચાઈ. ઈરાની બુદ્ધિ તીક્ષ્ણ અને સૂક્ષ્મ હતી, અને બીજા દેશોના તત્ત્વજ્ઞાન-માંથી સત્ય ગ્રહણ કરવા સદા આતુર હતી. એ સત્યોની વળતી અસર ઈરાનીઓ દ્વારા ઇસ્લામ ઉપર થઈ. નીઓપ્લેટોનિસ્ટો પ્રમાણે ઈશ્વરમાંથી દરેક મહાન વસ્તુ વહે છે (emanate કરે છે); તે મહાન વસ્તુમાંથી તેથી ઊતરતી વસ્તુ ઉત્પન્ન થાય છે, અને એ રીતે સમસ્ત વિશ્વ ઈશ્વરમાંથી

---

૧. "Early Development of Mahomedanism" by Dr. D. S. Margoliouth

જ ઉત્પન્ન થયું છે. મિ. રોથફિલ્ડ[1] પ્રમાણે નીઓપ્લેટોનિસ્ટોના આ Emanationના સિદ્ધાંતે શિયાઓના ઇમામોના સિદ્ધાંત ઉપર બહુ અસર કરી, અને ઈમામો પણ ઈશ્વરમાંથી જ emanate (ઉત્પન્ન) થયેલા લગભગ અવતારી પુરુષો ગણાયા, જે અલબત્ત કુરાનના શિક્ષણથી તદ્દન જુદું છે. નીઓપ્લેટોનિસ્ટ અને હિંદુ તત્ત્વજ્ઞાનની અસર નીચે શિયાઓએ હજરત અલીને લગભગ દૈવી પદ અર્પ્યું, જે તરફ ચુસ્ત મુસ્લિમો નફરતથી જુએ છે. ઇસ્લામનો ખલીફ એક ધાર્મિક અને દુન્યવી નેતા હતો, જ્યારે શિયાઓએ પોતાના ઈમામને ધાર્મિક બાબતોમાં એક અચૂક અને એકહથ્થુ સત્તા ધરાવનાર સરમુખત્યાર બનાવી દીધો

ઈરાની ચારિત્ર્યમાં એકેકથી ઊલટી ખાસિયતો ભરી હોય છે: ઈરાનીઓ આંખો મીંચી પોતાના ઈમામોનું કહ્યું કરવા આતુર રહેશે, જ્યારે બીજા હાથ ઉપર તેઓ બુદ્ધિવાદ તરફ પણ ઢળેલા હોય છે, અને શાસ્ત્રોમાં જે લખાયું તે બુદ્ધિની કસોટીએ ચડાવ્યા વિના સ્વીકારી લેવાની ઉતાવળ કરતા નથી. હવે જ્યારે છૂટાપણાનું વાતાવરણ ફેલાયું ત્યારે ઈરાનીઓ બુદ્ધિવાદ તરફ વધુ પ્રમાણમાં વળવા લાગ્યા, અને તેમાં ગ્રીક તત્ત્વજ્ઞાનના અભ્યાસથી તેઓને વધુ ઉત્તેજન મળ્યું. કેટલાકો આધ્યાત્મવાદી બન્યા, જ્યારે કેટલાકો તેથી ઊલટું સંશયવાદી (sceptic) અને પાખંડમતવાદી (heretic) થયા, અને આ રીતે ઇસ્લામમાં તડાં પડવા લાગ્યાં. આ બધામાં સૌથી અગત્યના એક પક્ષનું નામ "મુઅતઝલી" અથવા 'જુદા પડનારા' હતું. મુઅતઝલીઓમાં જુદા ધર્મ પાળનારાઓ પણ ભળ્યા; જોકે ઘણાખરા તો શિયા ઈરાનીઓ હતા, અને તેમનો સ્થાપક વાસેલ બિન અતા પોતે એક ઈરાની હતો. તેઓ સ્થાપિત મત ઉપર બુદ્ધિને અગ્રતા આપતા. તેઓ પ્રારબ્ધમાં નહિ પણ પુરુષાર્થમાં માનતા, અને કિસ્મતમાં માન્યતા ધરાવવાને બદલે તેઓ ખુદાના ઇન્સાફમાં શ્રદ્ધા રાખતા. તેઓ પોતાને "અહેલ ઉલ્ અદલ વ અલ્ તૌહીદ" યાને એક ખુદામાં અને તેના ઇન્સાફમાં માનનારા કહેવડાવતા. ધર્મચુસ્ત મુસ્લિમોની પેઠે તેઓ કુરાનને અજ (uncreated) માનતા નહિ. આ મુઅતઝલી ફિરકાનું મૂળ ઈરાની હતું. તેના ઘણાખરા સભ્યો ઈરાની હતા, અને અબ્બાસી ખલીફો અલ્ મનસુર અને ખાસ કરી અલ્ મામુનનો તેઓને ટેકો હતો, જ્યારે ધર્મચુસ્ત મુસ્લિમો તેઓ તરફ નફરતથી જોતા. ઘણીવાર બુદ્ધિવાદ સંશયવાદ તરફ દોરી જાય છે તેમ થોડાક મુઅતઝલીઓના બાબતમાં પણ બન્યું. છેવટે ઈસ્વી ૧૦મી સદીની શરૂઆતમાં અલ્

૧. "Omar Khayyam and his Age" by Mr Otto Rothfield

અશરી નામનો એક વિદ્વાન, જેણે બુદ્ધિવાદી ગુરુઓના હાથ નીચે તાલીમ લીધી હતી અને જે પોતે મુઅતઝલી હતો, તેણે મુઅતઝલ સિદ્ધાંતોનું ખંડન કરવા માંડ્યું અને જાહેરમા તે પક્ષનો ત્યાગ કર્યો. તે પહેલાં મુઅતઝલીઓ દ્વારા ઇસ્લામમા ગેરમુસ્લિમ તત્ત્વ બહુ પેસી ગયું હતું અને તેણે ઇસ્લામના ઐક્યને ધોકો પહોચાડ્યો હતો, પરતુ અલ અશરીએ એ તમામ તત્ત્વને દૂર કરી ધર્મચુસ્ત ઇસ્લામીઓની ભારે સેવા બજાવી હતી.

દસમી સદીમાં મુઅતઝલીઓની એક શાખા ઊભી થઈ, અને તે "અખવાન ઉસ સફા" (પવિત્રતાના બધુઓ)ના નામથી પ્રસિદ્ધિ પામી. આ બધુઓમાંના ઘણાખરા ઈરાનીઓ જ હતા. તેઓએ મુઅતઝલીઓનું કાર્ય આગળ ધપાવ્યું; વિજ્ઞાન-તત્ત્વજ્ઞાન અને ધર્મ વચ્ચે મેળ સાધવાનો પ્રયાસ કર્યો, અને ઇસ્લામ અને ગ્રીક તત્ત્વજ્ઞાન—ખાસ કરીને નીઓપ્લેટોનિસ્ટ ફિલસૂફી સાથે સમન્વય સાધવાનો પ્રયત્ન કર્યો. તેઓ જડવાદી હતા અને સઘળા પ્રશ્નોનો બુદ્ધિથી ઉકેલ કરતા. તેઓએ તે વખતની વિદ્યાને એક સર્વવિદ્યાચક્ર (encyclopœdia[1]) જેવા પુસ્તકમા સમાવવાનો પ્રયાસ કર્યો. આ પ્રયાસ સ્તુત્ય હતો, પરતુ આ લેખકો તે સમયનો યુગધર્મ જોતાં ઘણા પ્રગતિશીલ અને આગળ વધી ગયેલા કહેવાય. એઓએ જ્ઞાનની જે સમીક્ષા પોતાનાં દફતરોમા કરી તે બુદ્ધિવાદની દૃષ્ટિએ કરી હતી, અને તેથી ધર્મચુસ્તવર્ગ તેઓ ઉપર બરખેલાફ થયો. છેવટે બારમી સદીમા ખલીફ મુસ્તનજીદના હુકમથી તેઓની encyclopœdiaનાં દફતરો જાહેરમાં બાળી નાખવામાં આવ્યાં.

ઈરાની અને ઇસ્લામી સંસ્કૃતિનાં સંમિશ્રણની સર્વોત્તમ પેદાશ તે સૂફીવાદ હતો, જે વિશે આખુ ૧૩મુ પ્રકરણ રોકવામા આવ્યુ છે. આમાં પણ ઈરાનીઓનો ફાળો બહુ સંગીન છે, અને મિ. હાસના[2] મત પ્રમાણે ઘણાખરા નહિ, તોપણ ઘણા સૂફીઓ ઈરાનના જ વતનીઓ હતા. મહાન સૂફી મનસુર હલ્લાજ, જેનું નામ અત્યંત જાણીતુ છે, તે ઈરાની હતો. ઘણા લખનારાઓ માને છે કે સૂફીવાદનું મૂળ જરથોસ્તી ધર્મમાં છે, અથવા તો ઈરાનીઓએ આ વાદ ગ્રીક નીઓપ્લેટોનિક ફિલસૂફીમાંથી

૧. આ "અખવાન ઉસ સફા"ની સરખામણી ફ્રાન્સની ૧૮મી સદીની "એન્સાઈક્લોપીડિયા"ના બુદ્ધિવાદી સંપાદકો દિદરો અને ડઅલેમબર્ટ સાથે સહેલાઈથી થઈ શકે વૉલટેર અને રૂસો જેવા સમર્થ સાહિત્યકારો પણ એ ફ્રેન્ચ એન્સાઈક્લોપીડિયામા લખતા.

૨. "Iran" by Mr. William S Haas (1945)

અથવા હિંદુ વેદાન્તમાંથી કાઢ્યો છે. બીજા હાથ ઉપર બ્રાઉન અને રેનોલ્ડ્ઝ જેવા અરબી ભાષાના વિદ્વાનો પ્રમાણે સુફીવાદનું મૂળ કુરાનમાંથી જ છે. અલબત્ત, અધ્યાત્મવાદ કોઈ પણ એક પ્રજાનો ઈજારો હોઈ શકે નહિ; તે છતાં કહેવું પડે છે કે છૂટાછવાયા ફકરાઓ બાદ કરતાં કુરાનનો ભાવ સુફીવાદ સાથે બંધબેસતો નથી. અરબ બુદ્ધિવ્યવહારુ છે, ચિંતનશીલ નથી. ડૉ. સર મુહમ્મદ ઈકબાલ[૧] કહે છે તેમ ઈરાનીઓ સ્વાભાવિક રીતે પ્લેટો જેવા આધ્યાત્મિક ફિલસૂફ તરફ ઢળશે, જ્યારે અરબોનો માનીતો ગ્રીક લેખક તે વ્યવહારુ બુદ્ધિ ધરાવનાર એરિસ્ટોટલ છે. એટલું જ નહિ પણ અરબો જો પ્લોટીનસ જેવા અધ્યાત્મવાદી નીઓપ્લેટૅાનિસ્ટનો અભ્યાસ કરશે, તોપણ છેવટે તો તેઓ એરિસ્ટોટલ તરફ જ ફરશે. ત્યારે ...ફીવાદ, જે વેદાન્તને બહુ મળતો આવે છે, તેની ખિલવણીમાં અરબો ...રતા ઈરાનીઓએ વધુ હિસ્સો આપ્યો હોય એ ઘણું સંભવિત છે. પણ ...ે વિશે વધુ ચર્ચા સુફીવાદના પ્રકરણમાં થઈ શકે.

ખુદ ઇસ્લામ ધર્મની ઉત્પત્તિમાં પણ એક ઈરાનીનો હાથ હતો તે જાણવા જેવું છે. ઈસ્વી સાતમા સૈકાની શરૂઆતમાં સલમાન નામનો એક ...ાણીતો જરથોસ્તી પોતાનું વતન છોડી અરબસ્તાન નાઠો અને ત્યાં તેણે ...સ્લામ સ્વીકાર્યો. તેને જુદા જુદા ધર્મોનું સારું જ્ઞાન હતું અને તેની ...ાહોશી જોઈ હજરત મુહમ્મદ તેની ઉપર એટલા ખુશ થઈ ગયા કે તેને ...ોતાનાં "અહેલે બેત" (કુટુંબીજનો)માંના એક સમાન ગણી લીધો. ...જરત નબીના એ ચાલુ સંપર્કમાં રહેતો હોવાથી ઇસ્લામની ઉત્પત્તિમાં ...લમાન પારસીનો ફાળો હોય એ તદ્દન બનવાજોગ છે. મુસ્લિમ ગ્રંથકારો ...લમાન પારસી માટે ઝાઝું લખતા નથી, પરંતુ સલમાને આ દિશામાં ...ે સેવા કરી હશે તેનો પ્રો. તાહેર રઝવી[૨] સ્વીકાર કરે છે ઈરાનીઓ ...રબો સાથે જંગમાં તો હાર્યા, પણ તેઓએ અરબ આચારવિચારોને ...ને ત્યાંસુધી તિલાંજલિ આપી પોતાની જ પ્રાચીન સંસ્કૃતિ ચાલુ રાખી. ...ાચીન ઈરાની રાહરસમ પાળે એવા અબ્બાસી ખલીફોને તેઓ તખ્ત ...પર લાવ્યા. વળી અરબોના ધર્મમાં પણ પોતાને રુચે એવા ફેરફાર કરી ...ઓએ શિયા પંથ સ્થાપ્યો. ત્યારે ઇસ્લામના પ્રારંભમાં, ફારસી ભાષાની

---

૧. "Development of Metaphysics in Persia" by Dr. Sir ...uhammad Iqbal

૨. "Source of Muslim Thought" an article by Prof. Taher ...azavi in the 'Iran League Quarterly' October 1933

ઉત્પત્તિમાં, શિયા સંપ્રદાયમાં, સુફીવાદમાં, મુઅતઝલીઓના બુદ્ધિવાદમાં, અખવાન ઉસ્ સફાના વિદ્વત્તાભર્યાં લેખોમાં ઈરાન કેવી ભારે અસર ઉપજાવી શક્યુ હતું તે આપણે જોયું

હવે "અરબ સંસ્કૃતિ"ને નામે જે સાહિત્ય અરબી ભાષામાં સર્જાયું તેના લેખકો ઘણે મોટે ભાગે અરબો નહિ પણ ઈરાનીઓ જ હતા, તે બાબતનાં પ્રમાણો તપાસીએ. અરબોએ ઈરાની સાહિત્યનો નાશ કર્યો તે છતાં કેટલુંક સાહિત્ય બચ્યું અને તે મુસ્લિમ બની ગયેલા ઈરાનીઓએ અરબીમાં ઉતાર્યું અને તે "અરબી સાહિત્ય"ને નામે પ્રસિદ્ધિ પામ્યું. એવાં ઘણાં પુસ્તકો છે કે જેમાંનાં આખાં પ્રકરણો કોઈ પહેલવી પુસ્તકોમાંથી તરજુમો કરી લીધાં હોય એમ જણાઈ આવે છે. આપણા સારે નસીબે ઈસ્વી ૯૮૮માં લખાયેલું એક એવું અમૂલ્ય પુસ્તક હાથ લાગ્યુ છે કે જે ઉપરથી કહેવાતી "અરબ સંસ્કૃતિ"માંના સાહિત્યના સર્જકો કોણ હતા તે સત્તાવાર રીતે જાણી શકાય છે. તે પુસ્તકનુ નામ "ફિહરિસ્ત" (અનુક્રમણિકા) છે, કેમકે તે ગ્રંથો અને લેખકોની એક અગત્યની સૂચિ પૂરી પાડે છે, અને તેના લખનારનું નામ મુહમ્મદ બિન ઈસહાક અનનદીમ છે. સ્થળસંકોચને કારણે એમાંનાં લેખકો અને ગ્રંથોનાં નામ આપી શકાતાં નથી, પણ તે માં. ઈનોસટ્રાન્ઝેવના એક રશિયન ગ્રંથ ઉપરથી મિ. જી. કે. નરીમાને[1] કરેલા અંગ્રેજી તરજુમામાં આપેલાં છે. પહેલવી સાહિત્યમાં શિખામણના ગ્રંથો બહુ જોવામાં આવતા, જેવા કે અર્દશીર બાબકાન, દસ્તૂર આદરબાદ માહરેસ્પંદ, નોશીરવાન, બુઝુરજમહેરના ગ્રંથો વગેરે. આવા ગ્રંથોના તરજુમા અરબીમાં બહુ થયા અને એ કિતાબો ઉપરથી એવા જ પ્રકારની સ્વતંત્ર ચોપડીઓ પણ લખાઈ. પહેલવી સાહિત્યમાં પ્રશ્નોત્તરના રૂપમાં પણ ચોપડીઓ છે, દાખલા તરીકે "દાદસ્તાને દીની", અને એનું અનુકરણ કરી સવાલ જવાબના રૂપમાં અરબી ચોપડીઓ પણ લખાઈ છે.

મુસ્લિમ બની ગયેલા ઈરાનીઓએ "અરબ સંસ્કૃતિ"માં કેટલો સંગીન ભાગ ભજવ્યો છે તે ઉપલી "ફિહરિસ્ત" કિતાબની મિ. ક્લેમેન્ટ હુઆર્ટે[2] લીધેલી તપાસ ઉપરથી જણાય છે. તેઓ જણાવે છે કે "ફિહરિસ્ત"માં ઇસ્લામ પૂર્વેની અરબ કવિતા ઉપર ૨૩ પાનાનું એક જ પ્રકરણ છે; એક ૧૩ પાનાનું પ્રકરણ કુરાન વિશે છે; એક ૧૭ પાનાનું

૧. "Iranian Influence on Muslim Literature" by M Inostranzev; translated from the Russian by Mr. G. K Nariman

૨ "History of Arabic Literature" by Mr. Clement Huart

પ્રકરણ ઉમૈયા ખલીફોના રાજ્ય વિશે છે, જ્યારે ૬૧૦ પાનાનાં પાંચ પ્રકરણો અબ્બાસી ખલીફોના વખતના સાહિત્ય ઉપર રોકવામાં આવ્યાં છે, અને આપણે જોઈ ગયા તેમ તે સમયમાં જ વટલેલા ઈરાનીઓ આગળ પડી શક્યા અને એક જ્ઞાનયુગ રચી શક્યા "ફિહરિસ્ત"માં ૪૪ અરબ કિતાબોના નામ અપાયા છે કે જેના મૂળ ઈરાની સાહિત્યમાં હતા અને જે પુસ્તકોનું પહેલવીમાંથી અરબીમાં ભાષાન્તર થયું હતું જેમ "દીનકર્દ" નામના પહેલવી મહાગ્રંથમાં આપેલી છ્રીછવાર્ઝ સાંકળિયા રૂપી નોંધ ઉપરથી પ્રાચીન ઈરાનીઓના ૨૧ "નુસ્કો" અને તેમાં ચર્ચાયેલા અનેક વિષયો આપણને જાણવા મળે છે, તેમ અરબ હુમલા બાદ અને બે સદીના "અંધકાર યુગ" પછી વટલેના ઈરાનીઓએ અરબ ભાષામાં જે સાહિત્ય સેવા કરી તે વિશે આ અન-નદીમના "ફિહરિસ્ત" ઉપરથી આપણે માહિતી મેળવી શકીએ છીએ.

ઇસ્લામ પૂર્વેના સમયથી અરબો કવિતાના શોખીન તો હતા જ, પણ ડૉ યુ એમ. દાઉદપોતા[1] ખુલ્લું કહે છે તેમ અરબોના આ માનીના વિષયમાં — યાને અરબ કવિતામાં — પણ ઈરાનીઓ તેમના કરતા ચડી ગયા એ જ વિદ્વાન મુસ્લિમ લેખક કહે છે કે "અરબ સંસ્કૃતિ"માં સૌથી સંગીન ફાળો ઈરાનીઓનો જ છે, અને તે અરબી વ્યાકરણ શબ્દકોશ-રચના, તત્ત્વજ્ઞાન, વૈદ્યકવિદ્યા, ઇતિહાસ, ભૂગોળ અને જીવનચરિત્રોના લખાણોમાં જણાય છે એટલું જ નહિ પણ મુસ્લિમ બ્રહ્મજ્ઞાન (theology), કુરાન ઉપરની ટીકા, હજરત મુહમ્મદની હદીસો (traditions)નો સંગ્રહ વગેરે ખાસ ઇસ્લામી બાબતોમાં પણ ઈરાનીઓએ પોતાની અટના બતાવી છે. ઈરાની સંગીતની પણ બહુ બહોળી અસર અરબી સંગીત ઉપર પડી. પ્રો. એસ ખુદાબક્ષ[2] પ્રમાણે અરબ આક્રમણ વખતે જે ઈરાનીઓ કેદ પકડાઈ મક્કા ગયા હતા તેઓએ ડફ (ઢોલક), તંબુર, નય (વાસળી) અને ઉદ (સારંગી) જેવા વાદ્યો અરબસ્તાનમાં દાખલ કર્યાં હતા પહેલવી સાહિત્યમાં કહેવતો, નીતિવચનો, સૂત્રો અને વ્યંગ્યાર્થ મિતાક્ષરી વાક્યો બહુ મળી આવે છે, અરબી ભાષા જ એવી છે કે જેમાં આવા ટૂંકા સૂત્રાત્મક વાક્યોનું બહુ સફળતાથી અનુકરણ થઈ શકે, અને તે પ્રમાણે તે કરવામાં પણ આવ્યું હતું

---

૧ "Influence of Arabic Poetry on the Development of Persian Poetry" by Dr U M. Daudpota

૨ "Islamic Civilization' by S. Khudabaksh

ડૉ. દાઉદપોતા ગ્રૉ. ગોલ્ડઝીહરનો મત ટાંકે છે કે ઇતિહાસલેખનની પહેલી પ્રેરણા જો અરબોને ઈરાનીઓ તરફથી ન મળી હોત તો અરબ ઇતિહાસલેખન કદાચ આજે અસ્તિત્વમાં પણ નહોત. આ મતમાં કાંઈક અતિશયોક્તિ હશે, પણ તે ઈરાનીઓની અરબ ઇતિહાસ ઉપરની પ્રબળ અસર બતાવે છે. મિ. જી. કે. નરીમાન કહે છે કે અરબો તો તવારીખનવીસો તરીકે મશહૂર બન્યા છે, અને તેઓમા સેકડો ઇતિહાસકારો થઈ ગયા છે, પણ વોન ક્રેમર, ગોલ્ડઝીહર, બ્રાઉન, હુઆર્ટ, બ્રોકલમેન વગેરેની શોધખોળો ઉપરથી આપણને ખાત્રીપૂર્વક જણાયું છે કે આમાના ઘણાખરા લેખકો અરબી ભાષામાં લખતા ઈરાનીઓ હતા, અને એ સૌનું મૂળ હખામની અને સાસાની સમયના ઈરાનીઓની ઇતિહાસ લખી જાળવી રાખવાની પ્રણાલિકામાંથી મળે છે. માની નામનો ચિત્રકાર અને ધર્મસુધારક સાસાની શાહ શાહપૂર પહેલાના વખતમાં થઈ ગયો હતો એવું આપણે આગળ વાંચી ગયા છીએ. માનીએ શીખવેલી સુંદર અને મરોડદાર લેખનકળા (calligraphy) અને પુસ્તકોને સોનારૂપાના રંગો આપી શણગારવાની રૂઢિ ઈરાનીઓમા પ્રચલિત હતી અને અરબો તે ઈરાનીઓ પાસેથી શીખ્યા હતા

મિ. ઑટો રોથફિલ્ડ[૧] તો એટલી હદ સુધી કહે છે કે ઇસ્લામ પૂર્વેના "સબ્અ મુઅલ્લિકાત" નામે ઓળખાતાં સાત અરબી કાવ્યો સિવાય, અરબી સાહિત્યનો મોટો ભાગ ઈરાની લેખકોને હાથે રચાયો છે ઘણીવાર અરબી સાહિત્યમાં ભાષા અરબી હતી, પણ વિચારો ઈરાની હતા. યુરોપનો મધ્યકાલીન યુગ એ અંધકાર યુગને નામે ઓળખાય છે, કેમકે ખ્રિસ્તી ધર્મગુરુઓના દોરને પરિણામે ત્યા સાહિત્યસર્જન ઉપર અનેક અંતરાયો નાખવામાં આવ્યા હતા. તે વખતે યુરોપમા જો કોઈએ પણ જ્ઞાન અને અને ઇલ્મનો ચેરાગ પ્રકાશિત રાખ્યો હોય તો તે આ કહેવાતા "અરબ" સાહિત્યકારો હતા. ગ્રીસના એરિસ્ટોટલની ખુદ યુરોપમાં અવગણના થવા માંડી હતી, પણ તેની કદર યુરોપમાં ફરીથી આ "અરબો" મારફતે થઈ હતી. યુરોપમાં પ્રબોધકાળ (Renaissance) શુમારે ૧૫૦૦માં દાખલ થયો ત્યાંસુધી તે વખતની ઝૂકતી યુરોપી સસ્કૃતિને સતેજ રાખનાર આ 'અરબો' જ હતા. પણ જાણવાની ખાસ જરૂર છે કે આ 'અરબો' મોટે ભાગે કોઈ નહિ પણ અરબી ભાષામા લખતા અને ઇસ્લામમાં વટલી ગયેલા ઈરાનીઓ હતા. માટે યુરોપના મધ્યકાલીન યુગનું તિમિર

૧. "The Value of Persian Literature", an article by Mr. Otto Rothfield in the Dr. Sir J J. Modi Memorial Volume

તોડનાર અરબ નહિ પણ ઈરાનનો ચેરાગ હતો. અબ્બાસી ખલીફોના રાજ્યમાં આ ઈરાનીઓએ મોટી સખ્યામાં સાહિત્યના ગ્રથો રચ્યા, જેમાના ઘણા તો મોગોલોના ૧૩મી સદીના નાશકારક હુમલામાં તારાજ થયા હોવા જોઈએ, પણ બાકી રહેલાં પુસ્તકોએ પણ મધ્યકાલીન યુરોપમા જ્ઞાનપ્રકાશ ફેલાવ્યો.

અરબો ઈરાન ઉપર ચડાઈ લાવ્યા તે પહેલા તેમણે જાહેરાત કરી હતી કે ઈરાન યા તો ઇસ્લામ સ્વીકારે અથવા તેઓને ખંડણી ભરે અથવા લડવાને તૈયાર થાય સ્પષ્ટ રીતે બોલના આનો અર્થ "કુરાન અથવા તલવાર" સિવાય બીજો શો થતો હશે તે સમજી શકાતું નથી. પછી જે યુદ્ધ થયુ તેમાં ઈરાન હાર્યું અરબોએ લૂટાય એટલુ લૂટયુ, નાશ થાય એટલો કર્યો, પણ પછીથી એમને જણાયુ કે જીતના માટે તલવાર તો ઠીક હતી, પરંતુ કાયમને માટે એના જેવુ નકામુ શસ્ત્ર બીજું કોઈ નહોતુ જ્યારે શાત અને વ્યવસ્થિત જીવન ગુજારવાનો સમય આવ્યો; જ્યારે મુત્સદ્દીગીરીથી રાજ્ય ચલાવવાની જરૂર પડી, જ્યારે વિદ્યા સાહિત્ય કળા વગેરેમાં લોકોને રસ ઉત્પન્ન થયો ત્યારે કુદરતી રીતે ઈરાનીઓ આગળ આવ્યા અને અરબો સ્વાભાવિક રીતે પાછળ હઠ્યા. રાજ્યવ્યવસ્થા અરબ ધોરણ ઉપર નહિ, પણ ઈરાની અને બાઈઝેન્ટાઈનના રોમનોની અમલદારશાહીના ધોરણ ઉપર રચાઈ હતી. તત્ત્વજ્ઞાનઅરબી નહિ, પણ ગ્રીક અને ઈરાની ફિલસૂફીના સંમિશ્રણથી બન્યુ હતુ ઇતિહાસલેખન તો આપણે જોઈ ગયા તેમ ઈરાનીઓની બળવાન અસરના પ્રતાપે અરબોમાં ખીલી નીકળ્યુ હતુ. અરબ સ્થાપત્યકળા ઈરાનીઓ અને બાઈઝેન્ટાઈનના રોમનો ઉપરથી લેવામાં આવી હતી, જે વિશેની વિસ્તૃત ચર્ચા ૧૭ મા પ્રકરણમાં થશે. અરબ વિજ્ઞાન ઉપર ગ્રીકોની મોટી અસર પડી હતી. પ્રો ખુદાબખ્શ "અરબ સસ્કૃતિ"ને એક કાલ્પનિક કિસ્સા સમાન ગણે છે અને પુછે છે કે "અરબ સંસ્કૃતિ"મા અરબ જેવુ હતુ જ શુ? પ્રો બ્રાઉન પણ કહે છે કે અરબ સાહિત્યમાંથી જો ઈરાની લેખકોનો ફાળો સમૂળગો દૂર કરવામાં આવે તો બહુ જ થોડુ બાકી રહે.

ઓમૈયા ખલીફોએ દમસ્કસના પાયતખ્ત ઉપરથી ૬૬૧ થી ૭૫૦ સુધી રાજ્ય કર્યું, પણ તેઓ લડાઈ અને રાજ્યખટપટમા એવા પડ્યા હતા કે સાહિત્ય સાથે તેઓને કાંઈ પણ સંબધ રહ્યો નહિ, જો કે તે વખતના અરબોને કવિતા પ્રત્યે પક્ષપાત તો હતો જ. ડૉ ઈ. સી સેશો[1]

---

1. Introduction to Albiruni's " India " translated by Dr. E. C Sachau

કહે છે કે અરબી સાહિત્યનો પાયો ૭૫૦ થી ૮૫૦ વચ્ચે નંખાયો હતો, અને આપણે જાણીએ છીએ કે ૭૫૦ માં અબ્બાસી ખલીફ઼ ઈરાનીઓની મદદથી ગાદીએ આવ્યા પહેલાં તો હજરત મુહમ્મદની હદીસ, કુરાન અને અરબ કવિતા જ અરબો તરફથી લખાતી, જો કે થોડા વખતમાં ખુદ આ ખાસ અરબ વિષયોમાં પણ ઈરાનીઓએ, પોતાની શ્રેષ્ઠતા પુરવાર કરી; પણ આ સિવાયના વિષયો સાથે તો અરબોને ભાગ્યેજ કાંઈ લેવાદેવા હતી. તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાન તો યુરોપમાંથી આવ્યાં, અને પ્લેટો એરિસ્ટૉટલ ટૉલેમી હિપ્પોક્રેટિસ વગેરેનો તરજુમો કરી લાવનાર યા તો ગ્રીકો અથવા ઈરાનીઓ હતા. અરબસાહિત્યમાં જે કહાણી કિસ્સા પ્રેમકથાઓ વગેરે વાંચીએ છીએ તે ઘણે મોટે ભાગે મૂળ ઈરાની જ છે. "વામિક વ ઉઝરા" "વૈસ વ રામીન," "કલીલે વ દમને" તો આપણે જોઈ ગયા તેમ અસલ ઈરાની જ વાર્તાઓ હતી, પણ દુનિયાના તમામ યુવકવર્ગનો માનીતો ગ્રંથ "અરેબિયન નાઈટ્સ" પણ એના નામ પ્રમાણે અરબી નથી, પણ મોટે ભાગે ઈરાની છે. એ પુસ્તકની સામાન્ય રચના પહેલવી ગ્રંથ "હઝાર અફ્સાને" (એક હજાર કથાઓ) પરથી લેવામાં આવી છે એમ "અરેબિયન નાઈટ્સ"ના ભાષાન્તરકાર મિ. ઈ. ડબ્લ્યુ લેન જણાવે છે. "ફિહરિસ્ત"ના લેખક અન્-નદીમ પ્રમાણે છેક પ્રાગૈતિહાસિક કાળના કયાની વંશના ઈરાની બાદશાહોને કથાઓ રચવાનો અને સાંભળવાનો શોખ હતો, અને સાસાની વંશ સુધીમાં આવી કથાઓમાં પુષ્કળ ઉમેરો થતો આવ્યો હતો. આવી કથાઓનું એક જાણીતું પુસ્તક તે ઈરાની "હઝાર અફ્સાને" હતું, જે અરબોના હાથમાં આવ્યુ. અને તેની ઉપરથી "અરેબિયન નાઈટ્સ" ઉર્ફે એક હજાર ને એક રાત્રિઓની વાર્તાવાળી કિતાબ રચાઈ. બન્ને પુસ્તકોનાં નામો (હજાર વાર્તાઓ)માં પણ સામ્ય ખુલ્લું જણાય છે. "અરેબિયન નાઈટ્સ"ની શરૂઆતમા તમામ ઈરાની નામો વપરાયાં છે, જોકે પુસ્તકને સારી પેઠે અરબી સ્વાંગ ધરાવવામાં આવ્યો છે, અને ખલીફ઼ હારૂનની જાહોજલાલી, બગદાદના બગીચા અને મહેલો, બસરાનાં બજારો અને દમસ્કસનાં મિનારા અને મસ્જિદો એ સૌ અરબી વાતાવરણ છે. એ પુસ્તકની કેટલીક વાતો હિંદી, યહૂદી, અરબી અને મોટે ભાગે ઈરાની મૂળની છે, અને પુસ્તક પોતે "હઝાર અફ્સાના" નામના ઈરાની ગ્રંથ ઉપર રચાયું છે.

ડૉ. સેરી પોતાના ઉપયુક્ત ગ્રંથમાં કહે છે કે યુદ્ધકળા, શસ્ત્રવિદ્યા, શિકારનુ શિક્ષણ, બાજપક્ષી મારફત થતી શિકારની વિદ્યા, વૈદક વિદ્યા, પ્રાણીઓના રોગો પારખવાની વિદ્યા, શુકનો ઉપરથી ભવિષ્ય ભાખવાની

વિદ્યા અને કામશાસ્ત્ર પણ અરબોએ ઈરાનીઓ ઉપરથી લીધાં હતાં. મિ. ફીરોઝ કેરશાસ્પ[1] લખે છે કે સાસાનીઓ ગણિતશાસ્ત્રમાં કુશળ હતા, અને અરબોએ આગળ જતાં એ વિદ્યામાં જે કૌશલ્ય બતાવ્યું તે ઈરાનીઓને જ આભારી છે એ જ લેખકના મત પ્રમાણે ઈરાની રાજકારણ અર્થકારણ ખગોળ, ભૂગોળ અને સ્થાપત્યની અસર અરબો ઉપર પડી હતી. મિ. જી. કે. નરીમાન[2] હાજી ખલફા નામના એક લેખકના આધારે કહે છે કે અરબ સાહિત્યમાં Jurisprudence (કાયદાના તત્ત્વજ્ઞાન)ની ખિલવણી કરનારા પણ મોટે ભાગે ઈરાનીઓ જ હતા; એટલું જ નહિ પણ "ફિકહ" (Islamic Jurisprudence)ને ઉત્પન્ન કરનારા પણ ઈરાનીઓ જ હતા. અરબોએ તો માત્ર જીતી જાણ્યુ હતું, તેઓના આગમનથી તેઓનો ધર્મ અને તેઓની ભાષા ઈરાનમા દાખલ થયા; બાકી કેળવણી વિદ્યા હુન્નર સાહિત્ય સંસ્કાર વગેરે તો ઈરાનીઓનો જ વારસો હતા અને તે વારસો મોટે ભાગે ઈરાનીઓના હાથમાં જ ચાલુ રહ્યો

મિ જી. કે. નરીમાન[3] કેટલાક મુસ્લિમ થઈ ગયેલા અને અરબીમાં લખના જાણીતા ઈરાની ગ્રંથકારોની લાંબી યાદી આપી કહે છે કે એમાંના કેટલાકો તો હિમ્મતથી પોતાનો આગલો જરથોસ્તી ધર્મ પણ પાળતા હતા. એ બધાંળાં નામો અહીં ઉતારવાની જરૂર નથી, પણ કેટલાંક અતિ મહત્ત્વનાં નામો આપણે જોઈ જઈશું:— બેહમન ઇબ્ન ફીરૂઝ, જેનું અરબી નામ અલ કિસાઈ હતું અને જે કુરાનનો પ્રસિદ્ધ અભ્યાસી હતો, તે ઈરાની બુન્યાદ ધરાવતો: એનો શિષ્ય ઝકરયા પણ એક વખત જરથોસ્તી હતો. ઈબ્ન કુતૈયમા જેવો બાઈબલનો પંડિત, ઝમકશરી અને અલ બયધાવી જેવા કુરાનના ટીકાકાર, બુખારી જેવો નામીચો હદીસોનો સંપાદક, બકેરામ મધરેમી જેવો હદીસોનો વિદ્વાન એ સૌ ઈરાનીઓ હતા. તબરી જેવા પ્રસિદ્ધ તત્ત્વદર્શી ઇતિહાસકારો દુનિયામાં થોડા હશે, અને તે પણ ઈરાની હતો: બીજા ઈતિહાસકારો જેવાકે દીનવરી અને હમઝા ઈસ્ફહાની પણ ઈરાની હતા. અલબીરૂની નામનો મહા વિદ્વાન જે સુલતાન મહમૂદ ગઝનવીના વખતમા હિંદ આવી સંસ્કૃત શીખી હિંદ ઉપર એક જાણીતુ પુસ્તક લખી ગયો હતો તે પણ ઈરાની જ હતો. અબદુલ્લાહ ઈબ્ન મુકફ્ફા

1. "Studies in Ancient Persian History" by Mr. P. Kershasp

2. "Writings of G K. Nariman" edited by Mr. Rustam B. Paymaster

3. "Persia and Parsis" edited by Mr G K Nariman

જેવો બહુશ્રુત વતનપરસ્ત ભાવાન્તરકાર, જેના વિશે આપણે આગળ બોલી ગયા છીએ, તે પણ ઈરાની તોખમ ધરાવતો. અલ્મજ્ઝુસી જેવો હકીમ, ખુરદાદબેહ જેવો ભૂગોળવિદ્યામાં નિષ્ણાત, અને અલફારસી અને ઝજ્જાજ જેવા વ્યાકરણશાસ્ત્રીઓ પણ ઈરાની ભુનિયાદના હતા.

અલ ગઝઝાલી (૧૦૫૮–૧૧૧૧) જેવો તત્ત્વચિંતક અને અગમ્યવાદી ઈરાનમાં બીજો એકે ન હોય. ફિલસૂફીના અભ્યાસથી તે કાંઈક બુદ્ધિવાદ તરફ ઢળી ગયો હતો, પરંતુ જે શાંતિ એને તે દ્વારા ન મળી તે સુફી થવાથી એ મેળવી શક્યો. એણે ૯૯ પુસ્તકો લખ્યાં છે. એના મહાગ્રંથ "અહેયાએ ઉલુમ વદ્દીન" (ઈલ્મ અને દીનની જાગૃતિ)માં એણે સનાતન ઇસ્લામી મઝહબ અને સુફીવાદનો સમન્વય કર્યો છે. એ ગ્રંથને માટે કહેવાય છે કે આના સિવાય જો ઇસ્લામની બધીય ચોપડીઓ નષ્ટ પામેલા તોપણ આપણને ખાસ ખોટ પડે નહિ. ઇસ્લામની એણે જે મહાન સેવાઓ બજાવી છે તે માટે એ "હુજ્જત ઉલ ઇસ્લામ", (ઇસ્લામનો પુરાવો) ના ઇલ્કાબથી ઓળખાય છે. પણ યાદ રાખવું જરૂરનું છે કે એ મહાપુરુષ ઈરાની હતો અને ખોરાસાનનું તુસ શહેર જેમ ફિરદૌસીનુ તેમ એનું પણ જન્મસ્થાન હતું. માત્ર એક જ નામ વધારે લઈશું પણ તે એક એવી અસામાન્ય પ્રતિભાશાળી વ્યક્તિનું છે કે જેવા મહાન વિદ્વાનો જગતમાં આંગળીને વેઢે ગણી શકાય. જેમ ઇટલીનો લીયોનાર્ડો ડ વિન્ચી અને જર્મનીનો ગથ તેમ ઈરાનનો અબુ અલી સીના (૯૮૦–૧૦૩૭) હતો. જેની અસાધારણ બુદ્ધિની અસર તે વખતનાં યુરોપના વિદ્યાલયો ઉપર પણ પડી હતી. તે બુદ્ધિવાદી ફિલસૂફ, નામાંકિત તબીબ, ગણિત શાસ્ત્રી અને શાએર પણ હતો, અને મોજમજાહનો પણ તે શોખીન હતો. એની સ્મરણશક્તિ એટલી તીવ્ર હતી કે એણે એક આખું કિતાબખાનું મોએ કરેલું કહેવાય છે, વૈદક વિદ્યામાં તો એ ચમત્કારો જ કરતો, અને એના સમયમાં એના જેવો કુશળ કોઈ બીજો તબીબ હતો નહિ. હજી પણ હમદાન ખાતે આવેલી એની કબર આગળ બીમાર માણસો માનતાસુનના લે છે. એ વિદ્વાન પણ તોખમે ઈરાની હતો. આપણે સઘળા નામો તો દર્શાવી શકીએ, નહિ, પણ જે નામો અપાયાં છે તે ઉપરથી વાચકવર્ગ જોઈ શકશે કે અનેક વિદ્યાઓનો વિસ્તાર કરવામાં મુખ્ય કાર્ય ઈરાનીઓનું જ હતું.

મિ. જી એચ. લુઈસ[1] નામનો જાણીતો વિચારક કહે છે કે ખરુ જોતાં

૧. "Biographical History of Philosophy" by Mr. G. H Lewes

અરબ વિજ્ઞાન જેવું તો કોઈ દિવસ કશું હતું જ નહિ. જે કાંઈ તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાન ઇસ્લામીઓમાં આવ્યાં તેનુ મૂળ તો ગ્રીક, યહૂદી અને ઈરાની હતું: એ તત્ત્વજ્ઞાન અરબી ભાષામા લખાયું હોવા છતાં તેમના વિચારો, તેનું રહસ્ય અને સત્ત્વ તો અરબી હતા જ નહિ. વિખ્યાત ફ્રેન્ચ ગ્રંથકાર મોં. અર્નેસ્ટ રેનાં એટલી હદ સુધી લખે છે કે કહેવાતા "અરબ" ફિલસૂફીમા માત્ર એક જ અપવાદ—અલ કિંદી નામના તત્ત્વચિંતક—સિવાય ખરેખરા અરબ તોખમનો બીજો કોઈ પણ વિચારક દેખાતો નથી. સૈયદ અમીર અલી[૧] આ મતનુ ખંડન કરે છે અને કહે છે કે જેમ લોંગફેલો અને એમર્સન અમેરિકન હોવા છતાં એંગ્લોસેક્સન કહી શકાય તેમ જ મુસ્લિમ ધર્મ પાળનારા અને અરબીમાં લખનારા સૌને અરબ ગણી શકાય. વિદ્વાન સૈયદ સાહેબના આ મત સાથે આપણે સંમત થઈ શકતા નથી, જો કે એ મત પૂરેપૂરો ખોટો પણ નથી. અરબીમાં લખનારા સૌને જો અરબોમાં ગણાવી દઈએ તો ટાગોર અને રાધાકૃષ્ણન જેવા સમર્થ હિંદી કવિ અને તત્ત્વચિંતકને, તેઓએ અંગ્રેજીમાં લખ્યું હોવાના કારણે, અંગ્રેજોમાં ગણાવી દેવા પડે; એટલું જ નહિ પણ માની લો કે ટાગોર અને રાધાકૃષ્ણનનો ધર્મ હિંદુ નહિ પણ ખ્રિસ્તી હોય તોપણ તેઓ હિંદી તો છે જ, હિંદી માનસ, રીતરિવાજ, આદર્શો, અભિલાષાઓ અને સાંસ્કૃતિક વારસો ધરાવે છે, માટે એઓને કોઈ કાળે પણ અંગ્રેજો કહી શકાય નહિ એમનો અંગ્રેજી ઉપરનો કાબૂ અંગ્રેજો કરતાં પણ શ્રેષ્ઠ હોય, છતાં પણ એઓ હિંદીપણામાંથી ચટી જતા નથી અને અંગ્રેજો બની શકતા નથી. આ બન્ને હિંદીઓનાં કુટુંબો કેટલીક પેઢીઓથી જો ઇંગ્લાંડમાં જ તે દેશના વતનીઓ તરીકે વસ્યા હોત, અને આ બન્ને મહાપુરુષો જો ઇંગ્લાંડમાંજ જન્મી, ઊછરી, કેળવાઈ ખ્રિસ્તી ધર્મ સ્વીકારી, અંગ્રેજ વાતાવરણમાં જ મોટા થઈ ત્યાંનો જ સાંસ્કૃતિક વારસો પામ્યા હોત તો કદાચ મામલો પલટાયો હોત.

લોંગફેલો અને એમર્સનના પૂર્વજોએ સદીઓથી અંગ્રેજોથી છૂટા પડી ઇગ્લાંડથી હજારો માઈલ દૂર આવી વસવાટ કર્યો, માટે તેમના વંશજોનું સાહિત્ય અંગ્રેજી ભાષામાં લખાયુ હોવા છતાં અંગ્રેજી નથી કહેવાતું અને અંગ્રેજી સાહિત્યનો ઇતિહાસ આપતી કોઈ પણ ચોપડીમાં તેમને વિશે ઉલ્લેખ નથી. પરંતુ તેમનું સાહિત્ય અમેરિકન કહેવાય છે, અને અંગ્રેજી સાહિત્યની તે એક શાખા સમાન છે. તે જ પ્રમાણે તોરુદત્ત, મિસિસ

૧. "The Spirit of Islam" by Sayyad Amir Ali

સરોજિની નાયડુ, ટાગોર વગેરે હિંદી કવિઓનું સાહિત્ય અંગ્રેજી નહિ પણ "ઇંડો — એંગ્લિયન" નામની અંગ્રેજી સાહિત્યની એક શાખા તરીકે ગણાય છે. અંગ્રેજી સાહિત્ય તો અંગ્રેજી સામ્રાજ્ય જેવું વિશાળ છે અને તે "વિડસિથ" નામના કાવ્યથી છેક ઈસ્વી ચોથી સદી (?) થી શરૂ થાય છે, જ્યારે તેને મુકાબલે અમેરિકન અને "ઇંડો-એંગ્લિયન" સાહિત્યો તો ગર્ભકાલનાં જ કહેવાય, અને દળમાં પણ બહુ ઓછાં ગણાય. અંગ્રેજ અને અમેરિકન સાહિત્યો વચ્ચે જે સંબંધ છે તે અરબ ઈરાની સાહિત્યો વચ્ચે નથી. અરબ સાહિત્ય તો આરંભમાં તદ્દન ઓછું હતું, પણ અરબ ભાષામાં લખી લખી વટલેલા ઈરાનીઓએ તેનામાં વિપુલતા અને વિવિધતા આણી હતી, અને તેમ છતા એ બધાંનો જશ અરબોને મળે અને ઈરાનીઓ સાહિત્યવિહોણા અને સંસ્કારશૂન્ય ગણાય તે સહન કરી શકાય એમ નથી. જેમ અમેરિકન સાહિત્યને અંગ્રેજી સાહિત્યથી જુદું પાડવામાં આવે છે તેમ ખાલેસ અરબી સાહિત્ય અને "ઈરાનો-અરબી" (ઈરાનીઓએ અરબીમાં લખેલું) સાહિત્ય બન્ને જુદાં પાડો, એટલે આપોઆપ જણાશે કે વિપુલતામાં અને ગુણવત્તામાં કોણ ચડિયાતું છે. બાકી ઈરાનીઓએ સાહિત્યમાં મેળવેલી કીર્તિ "અરબ સંસ્કૃતિ"નું નામ આપી અરબોએ લઈ લીધી છે તે ઈરાનીઓને બારે અન્યાય કરનારું છે તેની પ્રતીતિ હવે અભ્યાસીઓને થઈ છે.

આ ઝગડાનો ઉકેલ એક રીતે આવી શકે. સૌથી બહેતર અને ઇન્સાફી રસ્તો રેવરંડ ડૉ. સેલ[1] નામના લેખકે સૂચવ્યો છે, અને તે એ કે "અરબ સંસ્કૃતિ"ને "ઇસ્લામી સંસ્કૃતિ"નું નામ આપવું. લેખકો ઇરાની હોય કે અરબ હોય પણ સૌ ઇસ્લામી તો હતા જ એટલે કોઈ પણ પક્ષને ઓછાપણું રહેતું નથી. મુંબઈ યુનિવર્સિટીના સ્નાતક અને અનુસ્નાતક વર્ગો માટે "અરબી સંસ્કૃતિ" નહિ પણ "ઇસ્લામી સંસ્કૃતિ"ના અભ્યાસ માટે પુસ્તકો નિયત થાય છે, અને શબ્દોમાં થયેલો આ ફેરફાર આવકારદાયક છે. ઇસ્લામી સંસ્કૃતિની અમે બિલકુલ વિરુદ્ધ નથી; એણે જગતની મહાન સેવાઓ બજાવી છે અને તેની મુક્ત કંઠે પ્રશંસા કરવા અમે તૈયાર છીએ. પરંતુ એ ઇસ્લામી સંસ્કૃતિમાં ઈરાનીઓનો અંજનર ફાળો હતો, ઈરાનીઓ સંસ્કારશૂન્ય નહોતા, બલકે ઈરાની ચેરાગે જ અરબ જેવી અજ્ઞાન પ્રજાને તમસમાંથી જ્યોતિમાં આણી હતી એ જ બતાવવાનો આ પ્રકરણનો મુખ્ય હેતુ છે.

1. "The Faith of Islam" by the Rev. Dr. Edward Sell

## ૬

# ફિરદૌસી અને જરથોશ્તી ઈરાનનું નવજીવન

દેહનું દમન થઈ શકે છે, આત્માનું દમન થતું નથી. અરબોએ ઈરાનના શરીર ઉપર વિજય મેળવ્યો પણ દેશનું દિલ હજુ જાગ્રત હતું. ઈરાનીઓ હજુ પોતાની પ્રણાલિકાઓ અને પુરાણી સંસ્કૃતિમાં છૂપી રીતે ગૌરવ લેતા, અને અખરે ફેરવાયેલા સંજોગોને કારણે એક મહાન શાએરે ઈરાનની આ પ્રાણપ્યારી સસ્કૃતિ અને લગભગ ભુલાવા આવેલી એની પુરાતન દંતકથાઓ અને પુરાણોક્ત ઇતિહાસ એક જગજાણીતાં પુસ્તકમા ગ્રથસ્થ કર્યાં.

ફિરદૌસી (૯૩૪–૧૦૨૦)એ ઈરાન અને ઈરાનીઓ ઉપર કેવો ઉપકાર કર્યો અને મૃતપ્રાય થઈ પડેલા દેશને કેમ સજીવન કર્યો તેનો સાચો ચિતાર મેળવવો હોય તો ફિરદૌસી પહેલાં ઈરાનની કેવી કંગાલ સ્થિતિ હતી તે જાણવું જરૂરનું છે. જ્યારે એક પ્રજા બીજા પ્રજા ઉપર આક્રમણ કરે છે ત્યારે માત્ર તે દેશ ઉપર જ જીત મેળવતી નથી પરંતુ ઘણી વખત તેના ધર્મનો પણ લગભગ ઉચ્છેદ કરે છે; તેનાં સાહિત્યનો સંસ્કૃતિનો અને આદર્શનો પણ નાશ કરે છે, અને પોતાની ભાષા ધર્મ રાહરસમ વગેરે તે જિતાયેલા દેશમાં દાખલ કરાવવાનો અથવા તેની મરજી વિરુદ્ધ તેની ઉપર લાદવાનો પ્રયાસ કરે છે. ઈસ્વી ૬૫૧માં અરબોએ ઈરાન ઉપર વિજય મેળવ્યો ત્યારે ઈરાનની પણ એવી જ અવદશા થઈ પડી. જરથોસ્તી તરીકે રહેવા ઇચ્છનાર ઉપર પુષ્કળ પ્રતિબધો મૂકવામાં આવ્યા, જ્યારે ઇસ્લામ સ્વીકારવા માટે અનેક પ્રકારની સવડતા કરી આપવામાં આવી. સાહિત્યનો બની શકે ત્યાંસુધી નાશ કરવામાં આવ્યો; અને આપણે જોઈ ગયા તેમ ૨૦૦ વર્ષ સુધી ઈરાન દેશમાં ઈરાની ભાષા બોલવાની બંધી કરવામાં આવી. "ઓરંગઝેબનું જીવનચરિત્ર" નામના મશહૂર અંગ્રેજી પુસ્તકમાં પ્રો. સર જદુનાથ સરકાર દાખલાદલીલો સાથે સાબિત કરે છે કે સનાતની ઇસ્લામી ધર્મશાસ્ત્ર પ્રમાણે જ રચાયેલા એક church-state મા બિનમુસ્લિમ પ્રજાઓને ધાર્મિક છૂટાપણું મેળવવું અશક્ય છે, કેમકે એક બિનમુસ્લિમને એક રાજદ્રોહી સમાન જ લેખવામાં આવે છે. અલબત્ત, દરેક મુસ્લિમ રાજ્ય એવું હોતું નથી, અથવા હોઈ શકતું

ફિરદૌસી શિયા મુસ્લિમ હતો, પરતુ શાહનામામા તરી આવતી ગ તરફની એની અખડ ફિદાગીરી જોતા એની બુનિયાદ મડ઼ થોડી જ એ પડેના જરથોસ્તી હોવી જોઈએ એમા શકા રહેતી નથી. ામી જ્યારે સમજતો થયો ત્યારે દેશની દુર્દશા જોઈને તે અત્યત ત થયો એને ઈરાન મડદા સમાન નિચેતન લાગ્યુ પોતાના દેશનો ીન અને અર્વાચીન ઇતિહાસ દેશના જ ભાવનો ઉપર રચાયેનો ન ાથી તેન મગરાઈ મચકાઈ ગરેનો દેખાયો પોતાની સ્વભાષામા પારકા ની શબ્દોનુ મિશ્રણ એને ત્રાસદાયક થઈ પડ્યુ પોતાના દેનની ાથાઓ પ્રણાલિકાઓ, સસ્કૃતિનો નગભગ નાશ થયેનો તેણે જોયો ામીનુ હૃદય સ્વદેશભાવનાથી તરબોળ થયેનુ હતુ અને બાળપણથી જ ાની ઈરાની દતકથાઓ તે શોધતો, કવિતામા રચતો, ગાતો અને ાસમા આનદ લતો હવે ફિરદૌસીએ પ્રતિજ્ઞા લીધી કે એક એવુ ાન અને અમર પુસ્તક રચવુ કે જેથી ઈરાની ભાષા, ઈરાની ઇતિહાસ, ની દતકથા અને તમામ ઈરાની સસ્કૃતિનો પુનરુદ્ધાર થાય

સૌથી પ્રથમ સેવા એણે ભાષાની બજાવી અને શાહનામામા એણે ફારસી ભાષાનો ઉપયોગ કર્યો, અને બની શકે ત્યાસુધી અરબી દોને તિલાજલિ આપી જ્યારે આપણે સ્વભાષાને આપણી યુનિવર્સિટીમા ાનવાહન બનાવીશુ અને આપણી ભાષામા પ્રચલિત થઈ ગયેના ાકા શબ્દો દૂર કરવાનો પ્રયત્ન કરીશુ ત્યારે ફિરદૌસીનુ કાર્ય કેટનુ કણ તેની આપણને ખાત્રી થશે વળી એમ કરતા શાનરે મુસ્લિમોની ખફગી વહોરી લીધી હતી મહમૂદ ગઝનવી જેવા ધર્માંધ સુલતાનના ારમા રહીને પણ ફિરદૌસીએ અજબ હિમ્મત બતાવી એણે પુષ્કળ ાદ અને પહેનવી શબ્દો સજીવન કર્યા અને ન છૂટકે જ અરબી દોનો જૂજ પ્રમાણમા ઉપયોગ કર્યો જર્મન વિદ્વાન રૂકર્ટના લખવા ાણે શાહનામાના દીબાચામા, સુલતાન મહમૂદ ઉપર લખેના કટાક્ષમય ામા, અને ખુદ શાહનામામા પણ જ્યા ઈરાનીઓના નાશવિક ગુણે નુ

ઊભા થતા ગયા અનમત્તાાત મઘગા મુસ્લિમ હતા પરતુ ઈરાની હોવાથી તેઓ સ્વદેશભક્તિથી પ્રેરાયેના હતા હવે જ હાનમા ઓનાતી ફારસી ભાષાનો જન્મ થયો એમ મનાય છે કે યાકુબ લેથ સફ્ફારીના દરબારમા લગભગ ૮૭૦ની સાલમા ફારસી ભાષા ઓનાના લાગી — એટલે અરબોએ ઈરાન સર કર્યું તેના ૨૭૦ વર્ષ પછી ઈરાન ફરીથી સ્વભાના ઓનતુ થયુ પણ એ ઈરાની ભાષામા પુષ્કળ અરબી શબ્દો દાખલ થઈ ગયા હતા, અને અર્ધી અરબી હોય એવુ એ ભાષાનુ સ્વરૂપ ફરી ગયુ હતુ

હવે શાહનામાની રચના શા રીતે થઈ તેની એક ટુ ટૂક તપાસ લઈશુ છેક સાસાની શાહ નૌશીરવાનના દરબારમા દેહકન દાનિશ્વર નામના જરથોસ્તીએ એક "ખુદાઈનામે" અથવા "બારતાનનામે" નામનુ ઈરાનના શાહોનો અહેવાલ આપતુ ઐતિહાસિક પુસ્તક રચ્યુ હતુ. કાઈક અજબ સજોગોમા એ પુસ્તક અરબોના હાથથી બચવા પામ્યુ કેટનાક લેખકો પ્રમાણે યાકુબ લેથ સફ્ફારી, જે એક ખરો દેશભક્ત ઈરાની હતો, તેણે ચાર જરથોસ્તી વિદ્વાનોને મેળવી એ 'ખુદાઈ નામે" ઉપરથી એક 'ગદ્ય શાહનામે' ૮૭૭મા રચાવ્યુ (બીજા મત પ્રમાણે આ "ગદ્ય શાહનામે" તે ચાર જરથોસ્તીઓએ ૯૫૮ની સાનમા તુસના હાકેમ અબુ મનસુર બિન અબદુર રઝઝાકના આશ્રય નીચે લખ્યુ હતુ ) થોડીક વારમા સફ્ફારી વશની પડતી આવી અને સામાનીઓની હકૂમત શરૂ થઈ નૂહ બિન મનસુર સામાની નામના રાજાના હાથમા ' ખુદાઈ નામે "ની નકલ આવી, અને દકીકી નામના જરથોસ્તી કવિને પદ્યમા ' શાહનામે " રચવાનો તેણે હુકમ કર્યો હજી તો માત્ર ૧૦૦૦ પક્તિઓ દકીકી પૂરી કરી શક્યો હતો તેટનામા એક ગુનામને હાથે તેનુ ખૂન થયુ તે બાદ સામાનીઓનો પરાજય અને ગઝનવી વશનો ઉદય થયો ફિરદોસીના અને ઈરાનના સદ્ભાગ્યે તેના એક મુહમ્મદ લશ્કરી નામના મિત્ર પાસે "ખુદાઈનામે" અથવા તેની ઉપરથી રચાયેના "ગદ્ય શાહનામા" ની એક નકલ હતી તે નકલ ફિરદોસીને મળી, જે માટે તે પોતાના ગ્રથમા તે મિત્ર પ્રત્યે પોતાનુ અહેશાન જાહેર કરે છે હવે ફિરદોસીએ એ ગ્રથની મુખ્ય મદદ અને બીજાં અને સાધનોની સહાય વડે "શાહનામા ' ની શરૂઆત કરી. ત્યારબાદ સુલતાન મહમૂદે તેને ગઝની બોનાવ્યો અને બીજી જરૂરી મદદ પૂરી પાડી, અને તેના જ દરબારમા ફિરદોસીએ પદ્યમા ત્રીસ વર્ષની મહેનત પછી ૧૦૧૦ની સાનમા 'શાહનામુ" રચવાનુ મહાન કાર્ય પાર ઉતાર્યુ .

ફિરદૌસી શિયા મુસ્લિમ હતો, પરંતુ શાહનામામાં તરી આવતી સ્વદેશ તરફની એની અખંડ વફાદારી જોતાં એની બુનિયાદ બહુ થોડી જ પેઢીઓ પહેલાં જરથોસ્તી હોવી જોઈએ એમાં શક રહેતો નથી. ફિરદૌસી જ્યારે સમજતો થયો ત્યારે દેશની દુર્દશા જોઈને તે અત્યંત ખિન્ન થયો. એને ઈરાન મડદા સમાન નિશ્ચેતન લાગ્યું. પોતાના દેશનો પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસ દેશના જ સાધનો ઉપર રચાયેલો ન હોવાથી તેને મરડાઈ મચડાઈ ગયેલો દેખાયો. પોતાની સ્વભાષામાં પારકા અરબી શબ્દોનું મિશ્રણ એને ત્રાસદાયક થઈ પડ્યું. પોતાના દેશની દંતકથાઓ, પ્રણાલિકાઓ, સંસ્કૃતિનો સદંતર નાશ થયેલો તેણે જોયો. ફિરદૌસીનું હૃદય સ્વદેશાભિમાનથી તરબોળ થયેલું હતું અને બાળપણથી જ અસલી ઈરાની દંતકથાઓ તે સાંભળતો, કવિતામાં રચતો, ગાતો અને ગવડાવવામાં આનંદ લેતો. હવે ફિરદૌસીએ પ્રતિજ્ઞા લીધી કે એક એવું મહાન અને અમર પુસ્તક રચવું કે જેથી ઈરાની ભાષા, ઈરાની ઇતિહાસ, ઈરાની દંતકથા અને તમામ ઈરાની સંસ્કૃતિનો પુનરુદ્ધાર થાય.

સૌથી પ્રથમ સેવા એણે ભાષાની બજાવી અને શાહનામામાં એણે શુદ્ધ ફારસી ભાષાનો ઉપયોગ કર્યો, અને બની શકે ત્યાંસુધી અરબી શબ્દોને તિલાંજલિ આપી. જ્યારે આપણે સ્વભાષાને આપણી યુનિવર્સિટીમાં શિક્ષણવાહન બનાવીશું અને આપણી ભાષામાં પ્રચલિત થઈ ગયેલા અંગ્રેજી શબ્દો દૂર કરવાનો પ્રયત્ન કરીશું ત્યારે ફિરદૌસીનું કાર્ય કેટલું કઠણ હતું તેની આપણને ખબર થશે. વળી એમ કરતાં શાયરે મુસ્લિમોની ખફગી પણ વહોરી લીધી હતી. મહમૂદ ગઝનવી જેવા ધર્માંધ સુલતાનના દરબારમાં રહીને પણ ફિરદૌસીએ અજબ હિમ્મત બતાવી. એણે પુષ્કળ પાઝંદ અને પહેલવી શબ્દો સર્જન કર્યાં અને ન છૂટકે જ અરબી શબ્દોનો જૂજ પ્રમાણમાં ઉપયોગ કર્યો. જર્મન વિદ્વાન કર્ટના લખવા પ્રમાણે શાહનામાના દીબાચામાં, સુલતાન મહમૂદ ઉપર લખેલા કટાક્ષમય કાવ્યમાં, અને ખુદ શાહનામામાં પણ જ્યાં ઈરાનીઓના વાક્પ્રિય ગુણોનું વર્ણન ન થતું હોય ત્યાં શાયરે નહિંક અરબી શબ્દો વાપર્યા છે. ચિંતનાત્મક વિષયોમાં અને જ્યારે ભાષાને અલંકૃત કરવાની જરૂર પડે ત્યારે પણ ફિરદૌસી અરબી શબ્દોની મદદ લે છે. પરંતુ સાધારણ રીતે તે સ્વભાષાના શબ્દોને જ પસંદગી આપતો. પ્રો. બ્રાઉનના કહેવા મુજબ ફિરદૌસીએ શાહનામામાં ફક્ત ૫ ટકા જ અરબી શબ્દો વાપર્યા. હવે બે સદી સુધી ઈરાનીઓને સ્વભાષાનો ઉપયોગ કરવાની મનાઈ હતી, અને તે લાંબી મુદત દરમ્યાન અરબી જબાન દરજ્જિયાન લખતા કે

ઓનામા આવતી પરિણામે ઈરાની ભાષામા પુષ્કળ અરબી શબ્દો પ્રચલિત થઈ ગયા હતા, અને ફિરદૌસીએ આ સમયે જો ફારસી ભાષાને શુદ્ધ ન કરી હોત તો અત્યાર સુધીમા તો તે તદ્દન અરબીમય થઈ જઈ અરબીની બીજી આવૃત્તિ બની જાત પ્રેમાનંદે પ્રતિજ્ઞા લીધી કહેવાય છે કે જ્યાસુધી હુ ગુજરાતી ભાષાને સમૃદ્ધ ન કરુ ત્યાસુધી પાઘડીનુ પરિધાન કરીશ નહિ પણ સજોગો તરફ જોતા ફિરદોસીની પ્રતિજ્ઞા વધુ ક ણ હતી અને ફારસી ભ ા પ્રત્યેની એની સેવાઓ પ્રથમ પક્તિમા મુકાવી જોઈએ

શાહનામુ એક ઐતિહાસિક મહાકાવ્ય છે અને ઈરાનના આદ્યપુરુષ કયોમર્સથી તે છેલ્લા ઈરાની જરથોસ્તી બાદશાહ યઝદેજર્દ શહેરયાર સુધીના શાહોનુ એમા કાવ્યમય વર્ણન છે એ ગ્રથમા જે ઇતિહાસ જોવામા આવે છે તે ત્રણ પ્રકારનો છે પહેલો ભાગ પુરાણોક્ત (mythical) છે બીજો ભાગ અર્ધ ઐતિહાસિક હોઈ ‘તકથા ઉપર રચાયેલો છે, જ્યારે ત્રીજો ભાગ શુદ્ધ ઐતિહાસિક આ ત્રીજો ભાગ જેમા સાસાની વંશનો ઈસ્વી ૨૨૬ થી ૬૫૧ સુધીનો અહેવાલ છે, તે જો ફિરદોસીએ ન લખ્યો હોત તો પણ કદાપિ ચાલત, કારણ કે પૂર્વ અને પશ્ચિમના અન્ય ગ્રથોમા તે જોવામા આવે છે પરતુ પહેલા બે ભાગોમાનો ઇતિહાસ જો ફિરદોસીની કલમથી ન રચાયો હોત તો તે હમેશનો નાશ પામત અને પારસીઓનુ અમન ગારત અને જાહોજલાલી કેવા હતા તે પારસીઓ પોતે પણ જાણી શક્ત નહિ એ પહેલા બે ભાગમા જે ઈરાની પાદશાહો અને પહેલવાનોના નામો આવે છે તે નામો અવસ્તાની કેટલીક બદગીઓમા જળવાઈ રહ્યા છે પણ તે માત્ર નામો જ છે, તે શૂરવીરોના કાર્યો અને પરાક્રમો તો ફિરદોસીએ વર્ણવ્યા ત્યારે જ સૌના જાણવામા આવ્યા અને એ મહાકવિ સિવાય પારસીઓનુ દેશાભિમાન ઉત્તેજિત કરે એવો એ યુગ કોઈ પણ રચી શકત નહિ અને થોડા જ વખતમા એને લગતા સાધનો પણ નાશ પામત

ફિરદૌસી પહેલા ઈરાનના ઇતિહાસકારો થઈ ગયા હતા, દાખલા તરીકે તબરી, દીનવરી અને મસઉદી પરતુ એ સૌએ અરબીમા લખ્યુ હતુ જ્યારે ફિરદૌસીએ શુદ્ધ ફારસીમા લખી એ ભાષાને સમૃદ્ધ કરી હતી પહેલાના ઇતિહાસકારો પારકા સાધનો ઉપર પણ આધાર રાખતા, જ્યારે ફિરદૌસીએ મુખ્યત્વે શુદ્ધ ઈરાની સાધનો ઉપર જ મદાર બાધ્યો હતો એમાના ઘણા સાધનો હાલ અસ્તિત્વમા પણ નથી, અને જો ફિરદૌસીએ તે ઉપયોગમા ન લીધા હોત તો તેમા જળવાયેલી હકીકતથી પારસીઓ

હમેશના એનસીબ રહી જાત. કેટલાંક નાનાં સાધનો જે ફિરદૌસીએ ઉપયોગમાં લીધાં હતાં તે હાલ હસ્તીમાં છે, પણ તે નાની પુસ્તિકાઓ પ્રાચીન ઈરાની ગૌરવનું પૂરું સ્મરણ કરાવવાને શક્તિમાન નથી. છેવટે આગલા ઇતિહાસકારો ગદ્યમાં લખી ગયા હતા જ્યારે ફિરદૌસી સુષુપ્તિમાં પડેલા ઈરાનના આત્માને જાગ્રત કરે એવી જોશીલી શાયરીમાં દેશની સંસ્કૃતિ રજૂ કરી ગયો છે. ત્યારે દેશની પ્રાચીન ગૌરવકથાનું યથાયોગ્ય સ્મરણ કરાવનાર કોઈ પણ સાધન ન રહ્યું હોવાથી પારસીઓ માત્ર શાહનામાને જ પોતાની અસલ સંસ્કૃતિના મહાન ખજાના તરીકે ગણે છે, અને તેના લેખક ફિરદૌસી પ્રત્યે પોતાનું ઋણ જાહેર કરે છે.

વળી ફિરદૌસીએ વર્ણવેલો ઇતિહાસ વિશ્વાસપાત્ર પણ છે. શાયર પોતે જે સાધન ઉપરથી અમુક દાસ્તાન લેવાયું હોય તે કાળજીથી વર્ણવે છે, અથવા જે ચારણ પાસેથી અમુક કિસ્સો તેણે સાંભળ્યો હોય તેનું નામ તે નોંધે છે. એક દાસ્તાન આપતાં તો એ લખે છે કે:

"અર અઝ દાસ્તાન યક સખુન કમ બુદી,
રવાને મરા જાએ માતમ બુદી:"

યાને મારા ઇતિહાસમાંથી જો એક શબ્દ પણ કમતી થાય તો મારો જાન માતમમાં પડી જાય. આ ઉપરથી સત્ય પ્રત્યેની તેની કાળજી કેટલી હશે તે જણાઈ આવે છે. જે પુરાણોક્ત ઇતિહાસના કિસ્સા એણે વર્ણવ્યા છે તે ઈસ્વી પાંચમી સદીમાં થઈ ગયેલા ખોરેનના મુસા (Moses of Chorene) નામના ઇતિહાસકારે પોતાના ગ્રંથમાં વર્ણવેલાં તે જ દાસ્તાનોને બહુ મળતા આવે છે. વળી શાહનામાના કેટલાક ભાગોમાં અને જે પહેલવી પુસ્તકોમાંથી તે લેવામાં આવ્યા હતા તેમાં પુષ્કળ મળતાપણું જોવામાં આવે છે, જે ઉપરથી જણાય છે કે શાયર ઇતિહાસ રચવાની જવાબદારી બરાબર સમજતો હતો. અને શાયરીની ધૂનમાં માત્ર કલ્પનાથી દોરવાઈ જવા તૈયાર નહોતો. અજાયબ જેવું તો એ છે કે શાહનામામાં હખામની શાહો વિશે – ખુદ સાઈરસ અને દરાયસ વિશે — એક શબ્દ પણ નથી, અને પાર્થિયન રાજાઓનાં માત્ર નામો જ નોંધી શાયર આગળ વધે છે. પરંતુ એમાં ફિરદૌસીનો દોષ નથી. આપણે હખામનીઓના વર્ણનમાં જોઈ ગયા તેમ જ્યાંસુધી દરાયસના પર્વત ઉપરના શિલાલેખો યુરોપી વિદ્વાનોએ ઉકેલાવ્યા ન હતા ત્યાંસુધી ખુદ ઈરાનીઓ પણ હખામની વંશની હસ્તી વિશે બેખબર હતા. ફિરદૌસીએ જે સાધનોનો ઉપયોગ કર્યો હશે તેમાં હખામનીઓ અને પાર્થિયનો વિશે કાંઈ જ માહિતી ન હોય:

શા માટે ન હોય તેના કારણોમા અત્યારે આપણે ઊતરી શકીએ એમ નથી અસલ સાધનોમા જ જે માહિતી ન હોય તે ફિરદૌસીમા ક્યાથી મળી શકે? ફિરદૌસી જો કલ્પિત કથાઓ લખવા બેઠો હોત તો મનમાની જે ફાવે તે આ પ્રસગોએ તે ઉપજાવી શકત, પણ તેમ ન કરતા જ્યા અસલ સાધનોમા વિગત ન હોય ત્યા તેણે પ્રામાણિકપણે મૌન જ જાળવવાનુ યોગ્ય વિચાર્યું છે

ફિરદૌસી એક શાયર હોવાથી અમુક પ્રકારની અતિશયોક્તિ અને કલ્પનાનુ ઉડ્ડયન તેની કવિતામા અનિવાર્ય બને છે તે યાદ રાખવુ જોઈએ પણ તેથી ઐતિહાસિક વાસ્તવિકતામા તે ઝાઝો ફેર પડવા દેતો નથી ફિરદૌસીએ કેટલેક ઠેકાણે ગભીર ભૂલો પણ કરી છે, દાખલા તરીકે એણે પયગમ્બર જરથુસ્ત્રને બાઈબલ અને કુરાનમા વર્ણવેલા અબ્રાહામ જોડે મેળવી નાખ્યા છે, મહાન સિકદરને ખ્રિસ્તી બનાવી દીધા છે, અને ઝદ અવસ્તા બાદશાહ કયખુશરૂના રાજ્યમા પ્રચલિત હતી એમ તે જણાવી ગયો છે, જ્યારે તે બાદશાહ તો જરથુસ્ત્ર પહેલા થઈ ગયો હતો[1] ફિરદૌસીના સાધનો મોટે ભાગે નષ્ટ પામ્યા હોવાથી તેમા શી ભૂલચૂક હતી તે આપણે જાણી શકતા નથી, શાયરે તો માત્ર તેના સાધનો પ્રમાણે ઇતિહાસ વર્ણવ્યો છે. શાહનામાનો જાણીતો ફ્રેન્ચ અભ્યાસી મોહલ[1] ઐતિહાસિક સત્યને વળગી રહેવાના ફિરદૌસીના ગુણના પુષ્કળ વખાણ કરે છે, અને મૌલાના શિબલી[2] તો લખે છે કે સામગ્રી રીતે જોતા પ્રાચીન ઈરાનની કોઈ વિગતવાર તવારીખ શાહનામા જેટલી સત્યપ્રિયતા બનાવી શકતી નથી

શાહનામુ પારસીઓનુ સસ્કૃતિ ધન છે, એટલુ જ નહિ પણ તેમા પારસીઓની આશા, અભિલાષા અને આદર્શો છે તેમા તેઓની ધાર્મિક, રાજકીય અને સામાજિક સ્થિતિનુ બયાન છે, તેઓની નીતિરીતિ, રાહરસમ કાયદાશાસ્ત્ર રાજ્યપદ્ધતિ લશ્કરી બદોબસ્ત ફિલસૂફી વિદ્યા હુનર ઉદ્યોગ વગેરેનુ વર્ણન છે દેશનો વિસ્તાર કેમ વધ્યો, કેવા યુદ્ધો થયા શૂરવીરોએ કેવા પરાક્રમો કર્યાં, દુષ્ટ પુરુષોએ કેવા છળકપટો રચ્યા, સાધુચરિત પુણ્યાત્માઓએ કેવુ ચારિત્ર્યબળ બતાવ્યુ અને પયગમ્બર જરથુસ્ત્ર કેવી રીતે પોતાનો ધર્મ લાવ્યા વગેરે અનેક જાણવાજોગ બાબતોનો શાહનામામા

1 Introduction to the Shahnamah by G Mohl translated into English by Mr Jamshedji D Khandalawala

૨ શમ્સ ઉલ ઉલમા મૌલાના શિબલીકૃત ‘ શએર ઉલ અજમ ’ (ઉર્દૂ કિતાબ)

સમાવેશ થયેલો છે. ટૂંકમાં એ મહાકાવ્ય નહિ પણ વિરાટકાવ્ય બની જાય છે. આ એક જ કિતાબ પ્રાચીન ઈરાનનાં પુસ્તકાલય અને સંગ્રહસ્થાનની ગરજ સારે છે. પ્રાચીન ઈરાનનું સંપૂર્ણ પ્રતિનિધિત્વ ધરાવતું જો કોઈ પણ પુસ્તક હોય તો તે શાહનામું જ છે. દેશના પ્રાચીન ગૌરવનું પ્રતિબિંબ બરાબર ઝીલી જગતનાં રાષ્ટ્રોમાં ફિરદૌસીએ ઈરાનનું શિર બુલંદ કર્યું છે. જગતનાં મહાકાવ્યોમાં એનું સ્થાન પ્રતિષ્ઠાપાત્ર છે. અને ઐતિહાસિક મહાકાવ્ય તરીકે તો એ બેનમૂન ગણાવું જોઈએ. સામટી રીતે ઈરાની દૃષ્ટિબિંદુથી જોતાં ફારસી સાહિત્યમાં એનાથી ઉત્કૃષ્ટ બીજું પુસ્તક લખાયું નથી. અંગ્રેજ કવિ અને ટીકાકાર ડ્રાયડન પ્રમાણે મનુષ્યાત્માથી સૌથી મહાન કાર્ય જો થઈ શકતું હોય તો તે એક મહાકાવ્યનું સર્જન છે; એવું એક મહાકાવ્ય ફિરદૌસી ઈરાન માટે લખી સ્વદેશને અને પોતાને અમર બનાવી ગયો છે. પોતાનું જીવન નિચોવી કાઢી કરેલી આ મહાન સેવા માટે પારસીઓ હંમેશના ફિરદૌસીના આભારી રહેશે.

શાહનામાની અસર યુરોપ ઉપર પણ પડી હોય એ બનવાજોગ છે. પરાક્રમની શોધમાં ભમતા શૂરવીરોની યુરોપી સંસ્થા (institution of knight-errantry) ગ્રીક મહાકવિ હોમરે વર્ણવેલા એવા વીરો ઉપરથી નીકળી હોય એમ માની શકાય. તે છતાં યુદ્ધમાં બતાવવામાં આવતાં ખેલદિલી અને ઔદાર્યનાં જે લક્ષણો ફિરદૌસી દર્શાવે છે તેમાં અને યુરોપના મધ્યયુગમાં જે ક્ષત્રિયસુજનતા (chivalry) જણાતી તેમાં મોટું સામ્ય છે, એવું મિ. ફીરોઝ કેરશાસ્પે[1] બતાવી આપ્યું છે. તેઓ લખે છે કે "મુર" નામે ઓળખાતા અરબોએ સ્પેન ઉપર વિજય મેળવી ત્યાં ક્ષત્રિયસુજનતા દાખલ કરી અને એ રીતે યુરોપના વીરોમાં એ ગુણ ફેલાવા પામ્યો: પરંતુ મુરો ઈરાનીઓ અને ઈરાની વીરરસ કથાઓ ઉપરથી એ સદ્‌ગુણ શીખ્યા હતા, કેમકે ફિરદૌસીની પણ પહેલાં એવી કથાઓ ઈરાનમાં સારા પ્રમાણમાં ફેલાયેલી હતી. એ જ લેખક બતાવી આપે છે કે ઈરાની વીરો યુરોપી વીરો પેઠે શરાબ અને સંગીતના શોખીન હતા પરંતુ છળકપટથી શત્રુ ઉપર વિજય મેળવવાનો કદી વિચાર કરતા નહિ. શાહનામા પ્રમાણે ઝાલ જ્યારે રોદાબે સાથે પ્રેમમાં પડયો ત્યારે તે લગ્ન કરે તે પહેલાં તેના બાદશાહ મીનોચહેરે તેનાં શૌર્ય અને અક્કલમંદીની બરાબર કસોટી કરી હતી. જે ખેલદિલીથી યુરોપમાં દ્વંદ્વયુદ્ધો થતાં તેવાં જ શાહનામામાં વર્ણવાયાં છે. પરાક્રમભૂખ્યા વીરો જેમ યુરોપમાં ભમતા હતા તેવ જ

1 "Studies in Ancient Persian History" by Mr. P. Kershasp

વીરો શાહનામામાં રુસ્તમ અને બેઝન પણ છે જે શ્રીદાક્ષિણ્ય (gallantry) ના દર્શન આપણને યુરોપના યોદ્ધાઓમાં થાય છે તે આપણને ઝાન રેદાબે રુસ્તમ–તહેમીના અને બેઝન–મનીઝેહમાં પણ નજરે પડે છે. યુરોપના મધ્યયુગની અદ્ભુત રસકથાઓમાં જે પારલૌકિક તત્ત્વ છે તે ગ્રીક કે રોમન સાહિત્યમાંથી ઊતરી આવ્યું નથી, કેમકે તે અંધકાર યુગમાં તે સાહિત્ય સુલભ હતું પણ નહિ, પણ તે તત્ત્વ અરબો મારફતે એશિયામાંથી ગયું હતું, એમ મિ. પી કેરશાસ્પ માને છે ફ્રાન્સના ઊર્મિગીત રચનારા ટ્રુબેડોર નામના જાણીતા કવિઓના કાવ્યો ઉપર પણ અરબો દ્વારા ઈરાનીઓની અસર પડી હોય એ બનવાજોગ છે પેલેસ્ટાઈનની પવિત્ર ભૂમિના દર્શન કરવા જે ખ્રિસ્તી જાત્રાળુઓ આવતા તેઓ મારફતે આ બીને યુરોપમાં વેરાયા હતા. શાહનામાના ભાષાન્તરકાર મિ જેમ્સ એટકિન્સન પોતાના દિબાચામાં આપણને યાદ આપે છે કે ફિરદૌસી ઈસ્વી ૧૧મી સદીની શરૂઆતમાં લખી ગયો હતો, જ્યારે યુરોપમાં ક્ષત્રિયસુજનતા વિષયક અદ્ભુત રસકથાઓ બારમી સદીમાં રચાવા માંડી એ રીતે એ કથાઓ ઉપર ફિરદૌસીની અસર હોવી જોઈએ એવું આડકતરું સૂચન એ લેખક કરે છે

ફિરદૌસીનો જન્મ જરથોસ્તી સંસ્કૃતિના કેન્દ્ર સમાન ખોરાસાન પ્રાંતના તૂસ શહેરમાં થયો હતો. અને એમાં પણ જાણે ઈશ્વરની યોજના હોય એવું જણાય છે. ખોરાસાનમાં અરબોએ હજુ પૂરતો પગપેસારો કર્યો ન હતો, તેથી બીજા પ્રાંતોની સરખામણીમાં ખોરાસાનમાં ઈરાની પ્રણાલિકાઓના અવશેષો વધુ પ્રમાણમાં જળવાઈ રહેલા હતા એ અવશેષોનો ફિરદૌસીએ પૂરેપૂરો લાભ લીધો જો એ ના લેત અથવા જો એ બીજા પ્રાંતમાં જન્મ્યો હોત તો એ હકીકતો પુસ્તકમાં જળવાઈ રહે તે પહેલાં કદાચ નાશ પામી હોત ફિરદૌસીને તો બચપણથી જ ઈરાની દંતકથાઓ ભેગી કરવાની અતિ ઉત્કટ ઇચ્છા બલ્કે ઘેનછા લાગી હતી તે અનેક "દેહકાનો" (જરથોસ્તી સરદારો) પાસેથી મૌખિક અને લિખિત હકીકતો ફરીફરીને ભેગી કરતો, તે અનેક "મોબેદો" (જરથોસ્તી ધર્મગુરુઓ) અને "મર્ઝબાનો" (ઈરાની જમીનદારો) ને પહોંચી વળ્યો અને જેટલી વિગત એકઠી કરી શકાય તેટલી કરી હતી આપણે જોઈ ગયા તેમ સદ્ભાગ્યે ફિરદૌસીને 'ખુદાઈ નામા' અથવા તે ઉપરથી રચાયેલા "ગદ્ય શાહનામા'ની એક નકલ એક મિત્ર તરફથી મળવા પામી હતી વળી "કારનામક ઇ અરતક્ષત્ર ઇ પાપકાન", 'ઐયાદગાર ઇ ઝરીરાન", "ગંજે શયાગાન" વગેરે પહેલવી પુસ્તકો ઉપરથી પણ કવિને પુષ્કળ માહિતી મળી

હતી. શાહનામું લખવામાં ફિરદૌસી પહેલવી પુસ્તકોનો કેટલો આભારી થયો હતો તે મરહૂમ સર જહાંગીર કોયાજીએ[1] સારી રીતે બતાવી આપ્યું છે.

મરહૂમ પ્રો. શેરાનીના એક ઉર્દૂ લેખ ઉપરથી જણાય છે કે ૨૪ વર્ષની ઉમરે કવિએ ૯૫૮ માં શાહનામાનાં દાસ્તાનો લખવાં શરૂ કર્યાં હતાં. સુલતાન મહમૂદ ગઝનવી તો ૯૭૧ માં જન્મ્યો હતો, એટલે સાધારણ રીતે ધારવામાં આવે છે તેમ શાહનામા લખવાની પ્રથમ પ્રેરણા કવિને સુલતાન તરફથી મળી હતી તે માન્યતા તદ્દન ખોટી છે. આપણે જોયુ તેમ ફિરદૌસીને પહેલાથી જ ઈરાની દંતકથાઓ પ્રત્યે પ્રીતિ હતી અને સુલતાનના જન્મનાં ૧૩ વર્ષ પહેલાંથી જ કવિએ છૂટક છૂટક દાસ્તાનો લખવાં શરૂ કર્યાં હતાં. ફિરદૌસીની કીર્તિ સાંભળી સુલતાને ૯૯૯ અથવા ૧૦૦૦ ની સાલમાં તેને ખાસ નિમંત્રણ મોકલી ગિઝની બોલાવ્યો અને યોગ્ય સન્માન કરી શાહનામાનું કાર્ય જે શરૂ થઈ ચૂક્યું હતું તે પૂરું કરવાની જોગવાઈ કરી આપી. સુલતાનની મદદથી કવિને બીજા કેટલાક "દેહકાનો" અને બીજી જરૂરી સામગ્રી દશ વર્ષ સુધી મળી હતી, જેથી તેના આ મહાન કાર્યમાં સારી મદદ થઈ હતી. એ મદદ માટે પારસીઓ સુલતાન મહમૂદના ખાસ આભારી છે. માત્ર એટલું જ યાદ રાખવાની જરૂર છે કે શાહનામુ લખવાની પ્રેરણા કવિને સ્વયં થઈ હતી અને તે સુલતાન તરફથી મળી નહોતી. મનુષ્ય કર્મ કરી છૂટે છે પરંતુ તેની ફળપ્રાપ્તિ તેના અખત્યારમાં નથી. ફિરદૌસી પોતે એક શિયા મુસ્લિમ હતો, પણ પૂરેપૂરો દેશભક્ત હતો. પરંતુ કેટલીકવાર તેની રાષ્ટ્રભક્તિ હદ કુદાવી જતી. ઈરાન પ્રત્યેની એની જાનફેશાનીને કારણે ઈરાનના જૂના શત્રુ તુરાન તરફની એની નફરત એ છુપાવી શક્યો નથી, અને અરબો માટેનો એનો ખુલ્લો ધિક્કાર શાહનામામા એકદમ તરી આવે છે. કમનસીબે સુલતાન પોતે એક તુરની હતો, અને ઇસ્લામના આરંભસ્થાન અરબસ્તાન પ્રત્યે એ ધર્મચુસ્ત મૂર્તિભંજક તાજપતિને માન હોય તે સહેજે સમજી શકાય. આ સ્થિતિનો લાભ લઈ ફિરદૌસીના શત્રુઓએ સુલતાનના કાન ભંભેર્યા, અને કવિને સુલતાન તરફથી કેવું ઇનામ મળ્યું, અને એના ઉપર વૃદ્ધાવસ્થામાં દુઃખોની કેવી પરંપરા શરૂ થઈ તે તો એના જીવનચરિત્ર ઉપરથી આપણે જાણી શકીએ છીએ.

શાહનામાની શૈલી તેના વિષયને છાજતી ભવ્યતા ધરાવે છે. સામાન્ય રીતે ફારસી લેખકોની શૈલી કાંઈક આડંબરી, કલ્પનાતરંગોથી ચકચૂર

1. "Studies in the Shahnamah" by Sir Jehangir C. Coyaji Journal of the K. R. Cama Oriental Institute, No 33 (1939)

અને શબ્દોની ભભકથી ભરેલી હોય છે. પરંતુ ફિરદૌસીની ઇમારત સાદી અને તેની ભાષા પાણીના ઝરા સમાન વહેતી હોવા છતાં શુદ્ધ ફારસી શબ્દોને તેણે પસંદગી આપી હોવાથી તે સાદી અને સુગમ બને છે. એની ભાષાનું જોર અદ્‌ભુત છે અને દિલ ઉશ્કેરવામાં, દેશાભિમાન જાગ્રત કરવામાં કે ભાવનાપ્રધાન કવિતાથી હૃદયને ડોલાવવામાં તે સમર્થ છે. શબ્દમાધુર્યમાં તેની સાથે સ્પર્ધા કરનારા કદાચ બીજા શાયરો પણ મળે, પરંતુ સચોટ અસર ઉપજાવવામાં તે બિનહરીફ છે. જેમ જંગના મેદાનમાં પહેલવાન રુસ્તમનો કોઈ હરીફ નહોતો તેમ જંગનું બયાન કરવામાં આજ સુધી ફિરદૌસીની બરાબરી કરે એવો કોઈ ફારસી લેખક જન્મ્યો નથી. ચિત્રિત રંગ જ કદર કરી શકે એવા ગહન કે ગૂંચવણભર્યા રૂપકો કે ઉપમાઓ તેણે વાપર્યાં નથી. છતાં જરૂર પડે ત્યારે બંધબેસતા અલંકારો એનામાંથી જડે છે. એની શૈલી જેમ બળ ચેતનભરી છે, અને પોતાના બયાનોને વધુ અસરકારક બનાવવા તે અતિશયોક્તિ વાપરે છે. એક યુદ્ધનું વર્ણન કરતાં તે લખે છે :

'ઝ સમ ગર્દે મયદાન કે બર શુદ ઝ દસ્ત
ઝમીન શશ શુદો આસમાન ગશ્ત હસ્ત"

યાને (લડાઈના) મેદાનમાંથી એટલી ધૂળ ઊંચે ઊડી કે જમીનના (સાત) પડો ઘસાઈને છ થઈ ગયા, અને (સાત) આસમાનો આઠ બની ગયા — એટલે એક નવું ધૂળનું આસમાન ઉત્પન્ન થયું.' રાજકીય કે સામાજિક બાબતોની ફિરદૌસીએ અવગણના કરી નથી, પણ જંગનું બયાન આપવા તે વધુ ઉત્સુક જણાય છે, અને તેમાં પણ અમુક સેનાપતિએ કેવી કુશળતાથી પોતાની સેના ગોઠવી તે દર્શાવવાને બદલે તીરો કેમ ઊડયા, શમશેરો ચમકી, નેજા ઉછળ્યા અને શત્રુઓ નાઠા તેનું બયાન કરવા તે આતુર દીસે છે.

ફિરદૌસીનો પ્રધાન ગુણ એની આબેહૂબ વર્ણન કરવાની અને કાર્ય થતું દર્શાવવાની શક્તિમાં સમાયેલો છે. એક ચિત્રકારની પેઠે એ બહુ ઝીણવટથી તફસીલમાં ઊતરી દરેક બનાવ વર્ણવે છે. તે બનાવ ઉપર તે મનન કરે છે પણ તે થોડું, વર્ણન કરવામાં જ ફિરદૌસીની ખરી મહત્તા જોવાય છે. એ આત્મલક્ષી નથી, પરલક્ષી છે, અને બનાવોનું બયાન કરવામાં સરળતા ગણાય છે. એનામાં પુનરુક્તિદોષ જોવાય છે. ખરો જંગના બયાનો અને વિલાપના વર્ણનોમાં ઘણીવાર એકસરખાપણું દેખાય છે. મિ. હાદી હસન[1] કહે છે તેમ એના વિલાપના બયાનો પણ ચિંતના

1 'Studies in Persian Literature' by Mr Hadi Hasan

ત્મક નથી, વર્ણનાત્મક જ છે; અને દુઃખ ઉપર મનન કરવાને બદલે રુસ્તમે સોરાબના મરણ પછી કેમ પોતાના વાળ અને વસ્ત્ર પીંખ્યાં અને તેહ-મીનાએ કેમ પોતાની આંખો ફોડી તેનો કરુણ ચિતાર આપવામાં જ શાયર પોતાની સઘળી શક્તિ વાપરે છે.

એક મહાકવિ અનેક રસ ઉપરનું પોતાનું પ્રભુત્વ સિદ્ધ કરે છે. શાહનામામાં પ્રધાન રસ તે શૌર્યરસ છે. જેમ હિંદનાં રણક્ષેત્રોમાં મહાભારત વંચાતું તેમ ઈરાનના જંગમેદાનોમાં શાહનામું ગવાતું. બખ્તયારી લોકો ઈરાનના શૂરા લડવૈયા છે અને હજુ પણ જ્યારે યુદ્ધમાં જાય છે ત્યારે શાહનામાની કડીઓ ગાતા ગાતા ઘોડા દોડાવે છે. ખાસ કરીને શાહનામામાં પહેલવાન રુસ્તમ પોતાના શત્રુ અશ્કબૂસને તીર મારે છે તે મશહૂર લીટીઓ તો બખ્તયારીઓનું રણગીત છે. સંધ્યાકાળે જ્યારે શાહનામું ગવાતું હોય ત્યારે બખ્તયારીઓને તેમની છાડીઓ બહાર મૂકી આવવાની વિનંતિ કરવામાં આવે છે, કેમકે હથિયારબંધ ઝનૂની સિપાઈઓ આગળ ફિરદૌસીનો શૌર્યરસ રેડવાથી ગંભીર પરિણામ આવવાનો ભય રહે છે. શાહનામામાં શૌર્યરસની અસર એટલી ઊંડી અને વ્યાપક છે કે મૌલાના શિબ્લીના[1] લખવા મુજબ, ઈરાનમા ઘણા લાંબા સમય સુધી ગઝલ કે બીજી શૃંગારી કવિતાઓ લખાતી નહિ. પછી જ્યારે શાહનામાનું જાદૂ ઓછું થયું અને જ્યારે ઈશ્કી ગાયનો અને ગઝલો લખાવા માંડ્યાં ત્યારે મુસ્લિમો તે કારણે એટલા નિર્બળ બની ગયા કે મોંગોલોના ભયંકર હુમલા સામે તેમનાથી યોગ્ય સામનો પણ થઈ શક્યો નહિ. ત્યારે મૌલાના સાહેબના મત મુજબ શાહનામાએ પારસીઓમાં પ્રાણ પૂર્યો, એટલું જ નહિ પણ મુસ્લિમોમાં પણ જવાંમર્દી આણી હતી.

પણ આ શૌર્યરસ સાથે કવિનો શૃંગારરસ કાંઈ કમતી નથી. ઝાલ અને રોદાબે, સ્યાવશ અને ફરંગીઝ, બેઝન અને મનીઝેહના પ્રેમકિસ્સાઓથી કોણ અજાણ છે? યોદ્ધાઓના મુખમાં તેમને બંધબેસતા ઉદ્ગારો અને સ્ત્રીઓના મુખમાં તેમને લાયક શબ્દો મૂકવામાં ફિરદૌસી કમાલ કરે છે. એવા સ્ત્રીને મુખે બોલાયેલા કોમળતાભર્યા શબ્દો શોધી કાઢી કવિના વિરોધીઓ એવું સાબિત કરવા માગતા કે ફિરદૌસીમાં શૌર્યરસની ઊણપ

---

૧. શેઅ્સ ઉલ ઉલમા મૌલાના શિબલી કૃત "શએર ઉલ અજમ" ( ઉર્દૂ કિતાબ )

છે. પણ એ અન્યાયી પ્રયાસો સર્વથા નિષ્ફળ ગયા છે અને કવિને માટે કહેવામાં આવ્યું છે કેઃ—

ગર ઈન નામે રા કસ બખાની કુનદ,
અગર ઝન બુવદ પહેલવાની કુનદ:

યાને જો આ શાહનામુ કોઈ સ્ત્રી પણ વાંચે તો તે પહેલવાન બની જાય.

કરુણરસ જમાવવામાં ફિરદોસી લગભગ બિનહરીફ ગણી શકાય. રુસ્તમને હાથે પોતાનો જ પુત્ર સોરાબ ભૂલથી કતલ થાય છે તે પ્રસંગ, અને રુસ્તમ નછુટકે અસફન્દયારને એજાન કરે છે તેનો અહેવાલ કોઈ પાષાણહૃદયી પુરુષને પણ આસુ પડાવે એવા છે. "રઘુવંશ"માં ઇંદુમતી ઉપર અજનો વિલાપ, "કુમાર સંભવ"માં કામદેવ ઉપર રતિનો વિલાપ, રામાયણમાં ઇન્દ્રજિત ઉપર સુલોચનાનો વિલાપ, મહાભારતમાં અભિમન્યુ ઉપર સુભદ્રા અને ઉત્તરાનો વિલાપ, "ઈલિયડ"મા હેકટરથી જુદી પડતી વખતે તેની પત્ની એન્ડ્રોમેકીનો વિલાપ — એ સઘળા વિલાપોને ટપી જાય એવું પોતાના એકના એક પુત્ર સોરાબના અકાળ મૃત્યુ ઉપર આસુ સારતી તેહમીનાનું છાતીફાટ રુદન છે. રુસ્તમ અને અસફન્દયારનાં જુદાં જુદાં "હફ્તખાન" (સાત મુસીબતો) ના વર્ણનમાં ભયાનક રસની જમાવટ બહુ ઉત્તમ રીતે થઈ છે. મહાન સિકંદરની કારકિર્દીના બ્યાનમાં અદ્‌ભુત રસ આપણુ ધ્યાન ખેંચે છે. ફિરદોસીમાં wisdom literature (ડહાપણનું સાહિત્ય) પણ બહુ અગત્યની જગ્યા લે છે. જ્યારે એક રાજા મરણપથારીએ પડે છે ત્યારે, જેમ રામાયણ અને મહાભારતમાં અવારનવાર જોઈએ છીએ તેમ, પોતાના પાટવી કુંવરને બોલાવી તે તેને ઉપદેશ આપે છે, અને તેમાં ફિરદોસીનુ પોતાનુ દુન્યવી ડહાપણ કેટલું ઊંડું છે તે આપણે જોઈ શકીએ છીએ. પણ સૌથી વધુ જો કાંઈ હૃદયને સ્પર્શી શકતુ હોય તો તે ફિરદોસીનો ભક્તિરસ છે. શાહનામાનું એવું એક પણ પાનું નહિ હોય કે જેમાં કવિ કાંઈક ફિલસૂફીમાં ઊતર્યો ન હોય. જ્યારે જ્યારે પ્રસંગ મળે ત્યારે મૃત્યુ ઉપર, જગતની ચડતીપડતી ઉપર, નસીબના રંગઢંગ ઉપર, મનુષ્યના મિથ્યાભિમાન ઉપર, અને ઈશ્વરની મહાન અને ગુપ્ત યોજના ઉપર કવિ બહુ ચિત્તાકર્ષક રીતે કલમ ચલાવે છે. આપણે ફિરદોસીના જીવનચરિત્ર ઉપરથી જાણીએ છીએ કે તેણે જોડેલી થોડીક ભક્તિમય પંક્તિઓથી જ પ્રસન્ન થઈ પ્રભુએ તેને સ્વર્ગની પરમશાંતિ આપી હતી .એવું સ્વપ્ન કવિના એક કટ્ટર વિરોધીના જોવામાં આવ્યું હતું.

નવાઈ જેવું છે કે ફારસી સાહિત્યના સૌથી સમર્થ અને નામીચા ટીકાકાર પ્રો. ઈ. જી. બ્રાઉન[૧] શાહનામા માટે ઊંચો અભિપ્રાય ધરાવતા નથી; પરંતુ સૌન્દર્ય, લાવણ્ય અને હૃદયોર્મિના ભાવદર્શનમાં ફિરદોસી અન્ય ફારસી કવિઓની સરખામણીમાં ફીકો પડી જતો હોય એમ તેઓ ધારે છે. પ્રો. બ્રાઉન કબૂલ કરે છે કે સામાન્ય રીતે મહાકાવ્યો એમને પસંદ પડતાં ન હોવાને કારણે જ એઓ શાહનામાની ખૂબીઓ કદાચ જોઈ શકયા ન હોય. પ્રો. બ્રાઉન પ્રમાણે શાહનામામાં ત્રણ ખામીઓ નજરે પડે છે—એની કંટાળો ઉપજાવનારી લંબાઈ, એના છંદમાં વિવિધતાની ઊણપ, અને એણે આપેલી ઉપમાઓનું એકસરખાપણું (દાખલા તરીકે દરેક શૂરવીરને ભૂખ્યા સિંહ કે મદોન્મત્ત હાથી સાથે સરખાવવામાં આવે છે, વગેરે). પરંતુ જગતમાં અનેક મહાકાવ્યો લાંબાં હોય છે અને તે કારણે જ તેમાં વર્ણવેલા પ્રસંગોમાં એકસરખાપણું (monotony) આવી જાય છે. તે બાજૂ મૂકતાં શાહનામાની અનેક ખૂબીઓ પ્રો. બ્રાઉનની નજરે ન ચઢી શકી એ ખચીત ખેદકારક છે. પ્રો. બ્રાઉન પ્રમાણે શાહનામાની અખંડ લોકપ્રિયતાનું ખરું કારણ તો એ છે કે તે પ્રાચીન ઈરાનનો સંસ્કૃતિ-ગ્રંથ હોવાથી અને શુદ્ધ ફારસીમાં રચાયેલો હોવાથી તે ઈરાનીઓનું સ્વદેશાભિમાન બીજાં કોઈ પણ પુસ્તક કરતાં વધુ જાગ્રત કરે છેઃ એટલે સાહિત્યકીય યોગ્યતાને કારણે નહિ પરંતુ રાજકીય કારણોને લીધે શાહનામું લોકપ્રિય બની જવા પામ્યું છે. શાહનામાની અનેક ખૂબીઓ આપણે તપાસી ગયા છીએઃ એ ગ્રંથ વિશે અન્ય વિદ્વાનોનો શો મત હતો અને ભવિષ્યના સાહિત્ય ઉપર તેની અસર કેટલી પડી તે આપણે હવે પછી જોઈશું. પ્રો. બ્રાઉનના ખુલ્લા દિલના મત માટે આપણે તેમના આભારી છીએ અને ફિરદૌસીની કદરશનાસી કરવામાં એ બેનસીબ રહ્યા તેથી દિલગીર છીએ. શાયર જામીએ સુલમાન મહમૂદ ગઝનવી માટે જે લખ્યું હતું તે આપણે બહુ ખેદ સાથે પ્રો. બ્રાઉનને લાગુ પાડી શકીએ. જામીએ કહ્યું છે કેઃ—

"ગુઝસ્ત શૌકતે મહમૂદ વ દર ઝમાને નમાન્દ
જુઝ ઈન ફસાને કે નદાનિસ્ત કદ્રે ફિરદૌસી."

યાને સુલતાન મહમૂદ ગઝનવીનો દોરદમામ તો ખતમ થઈ ગયો, મગર એને માટે એટલું જ યાદ રહી ગયું છે કે એ ફિરદૌસીની કદર કરી

---

૧. "A Literary History of Persia" by Prof. E. G. Browne Vol. II.

શક્યો નહિ પ્રો બ્રાઉનની અદ્વિતીય સાહિત્યસેવા માટે ફારસીનો દરેક અભ્યાસી અહેશાનમા પોતાનુ શિર નમાવશે પરતુ એ વિદ્વાન માટે પણ એટલુ તો યાદ જ રહી જશે કે એમનાથી ફિરદૌસીની યોગ્ય તુલના થઈ શકી નહિ

ફિરદૌસીના મહાગ્રથની અસર ફારસી સાહિત્ય ઉપર કેટને દરજ્જે પડી તે આપણે હવે જોઈએ પ્રો એથે[1] નામના પ્રસિદ્ધ વિદ્વાન તો કહે છે કે ફિરદૌસીને લીધે જ ફારસી સાહિત્ય આટના વિશાળ પ્રમાણમા ફૂનવા ફાલવા પામ્યુ હતુ ફિરદૌસીએ પોતાના મહાકાવ્યમા અનેક પ્રકારના સાહિત્યના બીજ વાવ્યા હતા એવા શાહનામાથી ઈરાન એટનુ આકર્ષાઈ ગયુ હતુ કે મૌલાના શિબલીના[2] કહેવા પ્રમાણે સો વર્ષ સુધી શાહનામાનુ અનુકરણ કર્યા સિવાય અન્ય સાહિત્યપ્રવૃત્તિ દેશભરમા ચાલી શકી જ નહોતી જો કવિતા લખાતી તો ફિરદૌસી જેવી જ, બીજી કોઈ નહિ અને આ રીતે વીરરસવાળી કવિતાથી ઈરાની સાહિત્ય છનોછન ભરાઈ ગયુ આ સમયમા ગેરશાસ્પ નામે, ફરામર્ઝનામે, જહાંગીરનામે, બરઝુ નામે, દારાબનામે, બેહમનનામે, બાનુ ગોશસ્પનામે, વગેરે પુષ્કળ નામાઓ લખાયા. એ નામાઓના લેખકોમા ગેરશાસ્પનામેનો કર્તા અસદી તુસી અને બરઝુ નામાનો રચનાર મસુતાહેર તગ્સુની મુખ્ય હતા ફિરદૌસીએ પ્રાચીન ઈરાની દતકથાઓનો પૂરેપૂરો કસ કાઢી લીધેલો હોવાથી આ સૌ નામાઓના લેખકોને છૂટથી કલ્પના દોડાવવાની ફરજ પડી હતી, અને ફિરદૌસી ઉપર સરસાઈ ભોગવવા તેઓ અતિશયોક્તિનો છૂટથી ઉપયોગ કરતા. ત્યાર બાદ અદ્ભુત વીરરસ કાવ્યો (romantic epics) લખાયા અને એ લખનારા કવિઓ પૈકી નિઝામી ગજવી અને તેનુ સિકદરનામે સૌથી વધુ જાણીતા છે ફિરદૌસી આપણને અનેરો નૈસર્ગિક આનદ આપે છે, જ્યારે નિઝામી પોતાના સૂક્ષ્મ વિચારો અને ગહન રૂપકોથી એક જુદા જ પ્રકારની કૃત્રિમ ખુશાલી ઉપજાવે છે નિઝામીને ફિરદૌસીમાથી જ પ્રેરણા મળી હતી, છતા અમુક રીતે તે બાહોશ કવિ ફિરદૌસી કરતા પણ ચડી જતો

ફિરદૌસીના શૃગાર રસમાથી શૃગારી કાવ્યો (erotic poetry )નો ઉદ્ભવ થયો હતો, જેવા કે "ખુસરો વ શીરીન," "લયલા વ મજનૂન"

---

૧ From the Encyclopædia Brittanica article on 'Persian Literature by Prof Karl H Ethe

૨ શમ્સ ઉલ ઉલમા મૌલાના શિબલી કૃત "શેઅર ઉલ અજમ (૧ લી કિતાબ)

વગેરે, અને એ ક્ષેત્રમાં બે શાયરો મુખ્ય છે — નિઝામી ગંજવી અને હિંદી કવિ અમીર ખુસરૂ દેહલવી. ફિરદૌસીના મહાકાવ્યમાં બોધ લેવા લાયક શિક્ષણો બહુ છે તે આપણે જોઈ ગયા. તેમાંથી ઉપદેશાત્મક કવિતા (didactic poetry)નો જન્મ થયો — જેવી કે પ્રસિદ્ધ શેખ સાદી-કૃત "બુસ્તાન." પ્રો. એથે માને છે કે શાહનામામાં આલંકારિક બાબતોનો પણ સમાવેશ થયો છે; તેનાથી ઈરાની સાહિત્યમાં આગળ જતાં અનુભૂતિદર્શક કવિતા (mystic poetry) ઉત્પન્ન થવા પામી હતી, જેના મુખ્ય કવિઓ સાદી રૂમી અને હાફિઝ હતા, પરંતુ એ કવિઓને મુખ્ય પ્રેરણા સુફીવાદમાંથી મળી હતી, માટે એનો સઘળો જશ ફિરદૌસીને પ્રો. એથે આપે છે તે કાંઈક વધુ પડતું લાગે છે.

જ્યારે સુલતાન મહમૂદે ફિરદૌસીને કબૂલેલું ઇનામ આપ્યું નહિ ત્યારે કવિએ નારાજ થઈ સુલતાનની નિંદા કરનારું એક અતિ જાણીતું કાવ્ય લખ્યું હતું. એ કાવ્ય ઉપરથી આગળ જતાં નિંદાત્મક કવિતા (satiric poetry)ની ઈરાની સાહિત્યમાં ઉત્પત્તિ થઈ હતી. એ ક્ષેત્રમાં સુઝની અને ઉબેદ ઝાકાની જેવા મશ્કરા કવિઓ આપણું મુખ્ય ધ્યાન ખેંચે છે. શાહનામામાં પાદશાહોનાં વર્ણનો હોવાથી તેમાં શાહી વિનયવિધિ, રાજ્યવૈભવ અને દરબારી ઠાઠમાઠના અહેવાલો અનેક ઠેકાણે આવે છે; તેમાંથી દરબારી કવિતા (court poetry) અને પ્રશંસાત્મક કવિતા (panegyric poetry)નો આગળ જતાં જન્મ થયો, દાખલા તરીકે અનવરી અને ખાકાનીનાં કાવ્યો.

આ રીતે ફિરદૌસીની સેવા દેશ અને દેશની મૃતપ્રાય થયેલી પ્રાચીન સંસ્કૃતિ માટે છે, એટલું જ નહિ પરંતુ દેશના સાહિત્ય પ્રત્યે પણ તે કાંઈ ઓછી કહેવાય નહિ, કેમકે પ્રો. એથેએ બતાવ્યું છે તેમ તેના પછીના સાહિત્ય ઉપર તેની અનેક દિશામાં પ્રબળ અસર પડી હતી. ઈસકિલસ નામનો પ્રાચીન ગ્રીક નાટકકાર કહેતો કે તેનાં નાટકો તો મહાકવિ હોમરના ભોજનમાંથી વધેલા ટુકડા સમાન છે; તેમ ફિરદૌસી પછીનું ઈરાની સાહિત્ય તે મહાન શાયરના ભોજનના ટુકડાઓ ઉપરથી અને તેણે વેરેલાં બીજો ઉપરથી રચાયું છે. ગ્રીસમાં જેમ હોમરને પ્રજા સન્માને છે તેમ ઈરાનીઓ ફિરદૌસી પ્રત્યે ભક્તિભાવ ધરાવે છે. બન્નેના મહાગ્રંથોમાં તેઓના દેશોની પ્રાચીન સંસ્કૃતિનો ચિતાર છે. ગ્રીસના અને ઈરાનના આદર્શો અને અભિલાષાઓનું ઘડતર હોમર અને ફિરદૌસીનાં પુસ્તકો ઉપરથી થયું છે; બન્ને દેશોનાં વતનીઓનું ચારિત્ર્ય એ મહાકાવ્યોમાં વર્ણવેલા વીરોનાં લક્ષણો

ઉપરથી ઘડાયેલું છે. દિલ ગરમ કરે એવું શૌર્ય, નમ્ર કરે એવી મોહકતા, અને ઉન્નત કરે એવી ભવ્યતા બન્ને કવિઓને વરેલા છે. જો હોમર ન હોત તો ગ્રીક સાહિત્ય અનિશ્ચિત સમય સુધી ઊગી શક્યું નહોત, અને વાજબી રીતે હોમરને ગ્રીક, બલ્કે યુરોપી, સાહિત્યનો પિતા કહેવામાં આવે છે. આવું બિરુદ ફિરદૌસીને અપાયુ નથી, પણ થોડા જ વર્ષ ઉપર થઇ ગયેલા તેના લગભગ સમકાલીન કવિ રૂદકીને તે લાગુ પાડવામા આવ્યુ છે, કેમકે ઈરાની સાહિત્યના કેટલાક મુખ્ય પ્રકારો ઉપર હીકીક પ્રભુત્વ મેળવવામાં સવ ફારસી કવિઓમાં રૂદકી પ્રથમ હતો. રૂદકીએ ૧૩ લાખ કાવ્યપંક્તિઓ રચેલી કહેવાય છે, જોકે તેમાથી આજે નહિ જેવુ જ બચવા પામ્યું છે. આગ્લ સાહિત્યમાં જેમ ચોસર છે તેમ ફારસી સાહિત્યમાં રૂદકી કહી શકાય, પરંતુ અમુક દષ્ટિબિંદુથી ફિરદૌસી ફારસી સાહિત્યના શેક્સપિયર સમાન છે. શેક્સપિયરની વેધક દષ્ટિ કે મનુષ્યહૃદય પારખવાની અદ્ભુત શક્તિ ફિરદૌસીમા છે એવો દાવો થઈ શકતો નથી, પણ જેમ શેક્સપિયર પછીના લેખકો ઉપર એનાં વિચારો અને શૈલીની સચોટ અસર થવા પામી, તેમ જ ફિરદૌસી પછીનુ ઈરાની સાહિત્ય એનુ પુષ્કળ ઋણી બની લગભગ ફિરદૌસીમય બની ગયું છે.

અમેરિકાના પ્રસિદ્ધ પ્રો. જેક્સન[1] શાહનામાને ૧૨૦૫માં પ્રાચીન અંગ્રેજીમાં લખાયેલાં ' બ્રુટ" નામના ૧૬૦૦૦ ટૂંકી પંક્તિઓવાળા કાવ્ય સાથે સરખાવે છે. તેનો લેખક લેયેમોન નામનો અગ્રેજ હતો. અને એ કાવ્યમાં પણ તેણે ઇગ્લાંડના પ્રાચીન બાદશાહોનુ, ખાસ કરી આર્થરનું વર્ણન આપ્યું છે. જેમ ફિરદૌસીએ બની શક્યું ત્યાસુધી ચૂંટીવીણી અરબી શબ્દો દૂર કરી શુદ્ધ ફારસીનો જ ઉપયોગ કર્યો છે, તેમ લેયેમાને તે વખતની અંગ્રેજીમાં પુષ્કળ પ્રચલિત થઈ ગયેલા અનેક ફ્રેન્ચ શબ્દોનો બનતો બાહષ્કાર કરી પોતાની માતૃભાષાની અમૂલ્ય સેવા બજાવી હતી. પરંતુ લેયેમાનની ટૂંકી આનુપ્રાસિક પણ સ્વરશૂન્ય પંક્તિઓનો મુકાબલો ફિરદૌસીની ૬૦૦૦૦ સુમધુર કડીઓવાળા શાહનામાની સાથે વિપુલતા કે ગુણવત્તાની દષ્ટિએ થઈ શકે એમ નથી એમ પ્રો. જેક્સન પોતે કબૂલે છે.

રોમન સમ્રાટ ઑગસ્ટસ માટે કહેવાય છે કે તેને રોમ ઈંટોથી બંધાયેલું મળ્યું હતું. પરંતુ તે આરસપહાણથી શણગારેલું મૂકી ગયો. આ શબ્દો પ્રો. કોવેલ ફિરદૌસીને લાગુ પાડી લખે છે કે ફિરદૌસીએ જ્યારે લખવા માંડ્યું ત્યારે ફારસી સાહિત્ય જેવું ખાસ કાંઈ હતું નહિ, પરંતુ તે એક

૧. "Early Persian Poetry" by Prof. A. V. W. Jackson

એવું કાવ્ય લખી ગયો કે જેનું બીજા લેખકો અનુકરણ કરી શકે, પણ જેની ઉપર તેઓ શ્રેષ્ઠતા ભોગવી શકે નહિ: તે એક એવું ઉત્કૃષ્ટ મહાકાવ્ય મૂકી ગયો છે કે જે બીજા કવિઓ સાથે તેઓના જ વિશિષ્ટ અને ખાસ ગુણોમાં પણ હરીફાઈ કરી શકે, અને જેમ હોમરનાં બે મહાકાવ્યો યુરોપમાં છે તેમ એશિયાના સાહિત્યમાં આ વિરલ સ્થાન ભોગવે છે. ઈરાનીઓ પણ ફિરદૌસીની મુક્ત કંઠે પ્રશંસા કરે છે. ઈબ્ન ઉલ અથીર તો શાહનામાને "કુરાન ઉલ અજમ, (ઈરાનનું કુરાન) કહે છે. નિઝામી ફિરદૌસી માટે લખે છે કે :—

"સખુનગૂએ પીશીને દાનાએ તૂસ,
કે આરાસ્ત ઝુલ્ફે સખુન સુન અરૂસ:"

યાને, તૂસ શહેરનો તે પ્રાચીન વિદ્વાન શાયર (ફિરદૌસી) જે કાવ્યસુંદરીનાં ઝુલ્ફાં પોતાના શબ્દો વડે શણગારી ગયો હતો.

અનવરી નામનો નામીચો શાયર લખે છે કે :—

"આફરીન બર રવાને ફિરદૌસી – આન હુમાયુન નિઝાદે ફરખુન્દે:
આન ન ઉસ્તાદ બૂદ વ મા શાગિર્દ – આન ખુનવંદ બૂદ વ મા બન્દે."

યાને, ભાગ્યશાળી બુન્યાદ ધરાવનાર તે નેકબખ્ત ફિરદૌસીના આત્મા ઉપર આફરીન હો! તે માત્ર ગુરુ અને અમે શિષ્ય હતા એમ નહિ, પરંતુ તે અમારો સ્વામી હતો અને અમે એના સેવકો છીએ.

ઉન્સરી નામનો ગઝનીનો કવિ જે એક વખત ફિરદૌસીનો હરીફ હતો તે આગળ જતાં નમ્રતાપૂર્વક ફિરદૌસી માટે લખે છે કે :—

"તૂ શાહેનશહે મુલ્કે નઝ્મે દરી;
બબંદદ બ પીશત કમર ઉન્સરી:"

યાને, ફારસી કાવ્યપ્રદેશનો તું શહેનશાહ છે; તારી સામે ઉન્સરી પોતાની કમર બાંધી (ગુલામ માફક) ઊભો છે.

આ અવતરણો ઉપરથી ફિરદૌસીની કદર પૂર્વ અને પશ્ચિમમાં કેટલી થઈ હતી તેનો વાંચકને ખ્યાલ થશે.

શાહનામામાં ઈરાનીઓના પવિત્ર પયગમ્બર પાદશાહો પહેલવાનો વગેરેની પ્રશંસા કરવામાં આવેલી હોવાથી તે મુસ્લિમોને પસંદ આવતું નહોતું; પણ લોકહૃદય ઉપર એ મહાકાવ્યે એવી જબ્બર પકડ જમાવી હતી કે જ્યાં જુઓ ત્યાં તેમાથી પંક્તિઓ ગવાતી માલુમ પડતી. રાજદરબારમાં, જંગમેદાનમાં, શાહી પત્રવ્યવહારમાં, મિત્રમંડળના વાર્તાલાપમાં,

ઉલેમાની મજલિસમાં કે શરાબીઓની મેહફિલમાં, ઘેરેઘેર, ચકલે ને ચૌટે, શાહનામું સૌના મુખ ઉપર રમી રહ્યું. રખે ઇસ્લામ અને અરબસ્તાન તરફ લોકો શિથિલ થઈ જાય એવો ભય સત્તાવાળાઓને લાગવા માંડ્યો; તેથી શાહનામાની સર્વવ્યાપી અસર તોડવાના હેતુથી પ્રતાપી ખલીફ ઉમરનુ "ઉમરનામા" નામનું જીવનચરિત્ર લખાવી તે લોકોમા ફેલાવવામાં આવ્યુ. પણ સૂર્યની આગળ ચંદ્ર જેમ ઝાંખો થઈ જાય તેમ "ઉમરનામા" વીસરાઈ જવા લાગ્યુ, જ્યારે હજી સુધી શાહનામાની નામના જેવીને તેવી કાયમ રહી છે. તરવાનો પટ્ટો પહેરવાથી માણસ સમુદ્રમાં તરી શકે છે, તેમ દુઃખ અને સંકટના સમુદ્રમાં ડૂબી રહેલા ઈરાની જરથોસ્તીઓ સદીઓ સુધી માત્ર આ શાહનામારૂપી પટ્ટો ધારણ કરવાથી સલામત રહી શક્યા છે, અને હજી સુધી તરી રહ્યા છે મહાત્રાસ જે ૬૫૧ થી તે ૧૯ મી સદીના અંત સુધી ઈરાનના જરથોસ્તીઓ ઉપર વર્તી રહ્યો હતો તે દરમ્યાન જો કોઈપણ વસ્તુઓએ તેઓને સર્વનાશમાથી બચાવ્યા હોય તો તે તેમનો બુલંદ ધર્મ અને ફિરદૌસીનો મહાગ્રંથ હતાં. શાહનામાના અમૃતનું પાન કરીને અને પોતાના પૂર્વજોની પ્રાચીન કીર્તિ યાદ કરીને હજુ થોડાંક ઈરાની કુટુંબો ઈરાનના યઝ્દ અને કિરમાન નામનાં શહેરોમાં જરથોસ્તી ધર્મ ઉપર ઉસ્તવાર થઈ બેઠાં છે. એ જીવનશક્તિ અને રાષ્ટ્રભાવનાનો વારસો ઈરાન અને હિંદના જરથોસ્તીઓએ ફિરદૌસીના અમર ગ્રંથમાંથી મેળવ્યો છે.

ત્યારે ફિરદૌસીએ ઈરાનની જે મહાન સેવાઓ કરી તે ટૂંકમા નીચે પ્રમાણે છે :—તેણે અમારો વીસરાઈ ગયેલો પ્રાચીન ઇતિહાસ તાજો કર્યો અને અમારી પુરાણી પ્રણાલિકાઓને નવજીવન આપ્યુ; અમારી શિથિલ થયેલી સ્વદેશભક્તિને તેણે જાગ્રત કરી; અમારી ભુલાઈ ગયેલી સંસ્કૃતિ તેણે સજીવન કરી, અમારા કચડાઈ ગયેલા દેશનો તેણે પુનરુદ્ધાર કર્યો; તેણે ઈરાની સાહિત્યના આરંભકાળમાં જ અરબી શબ્દોનો બની શકતો બહિષ્કાર કરી અમારી ભાષાશુદ્ધિનો પ્રયાસ કર્યો; તેણે ફારસી સાહિત્યને એક અદ્વિતીય ઐતિહાસિક મહાકાવ્ય અર્પણ કર્યું, અને ભવિષ્યના સાહિત્યને માર્ગદર્શક થઇ પડે એવાં અનેક સૂચનોની રસવૃષ્ટિ કરી, જે કાર્ય એક સંસ્થા કરી શકે તે એણે એકલે હાથે સફળતાથી પાર ઉતાર્યું. પોતાના દેશની અને દેશબંધુઓની આવી અનુપમ સેવાઓ કરનાર યાતો કોઈ ઝરથુસ્ત્ર જેવો પ્રભુપાકવેલો પયગમ્બર હોય, કોઈ રઝાશાહ જેવો દેશોદ્ધારક શૂરવીર સેનાપતિ હોય, યાતો ફિરદોસી જેવો

ઈશ્વરપ્રેરિત મહાકવિ હોઈ શકે. કાંઈક ક્ષમાપાત્ર અભિમાન લઈ ફિરદૌસી પોતાના મહાગ્રંથ માટે લખી ગયો છે :—

"બિનાહાએ આબાદ ગરદદ ખરાબ
ઝ બારાન વ અઝ તાબિશે આફ્તાબ;
પય અફ્ગંદમ અઝ નઝમે કાખે બુલંદ,
કે અઝ બાદ વ બારાન નયાબદ ગઝદ :"

યાને, વરસાદ અને સૂર્યના તાપથી ભવ્ય ઈમારતો પણ ખરાબ થઇ જાય છે; પરંતુ મે કવિતાનો એક એવો બુલંદ મહેલ રચ્યો છે કે જે વંટોળિયા કે વરસાદથી નુકસાન પામી શકશે નહિ. અને થયું છે પણ તેમજ. અનેક વિપત્તિઓમાંથી પસાર થઈ શાહનામાનો ગ્રંથ હજી પારસીઓને પોતાની પુરાતન જાહોજલાલીની યાદ આપવા એક બીજા બેહિસ્તુન પર્વત સમાન અવિચળ ખડો છે. ફિરદૌસી મરણશરણ થયો છે, પરંતુ શાહનામામાં અને ઈરાનપરસ્તોના હૃદયમાં તે અમર રહ્યો છે.

૭

## ઈરાન અને હિંદ

અષો ઝરથુસ્ત્ર જન્મ્યા તે પહેલાં ઈરાનીઓ અને હિંદુઓ એક જ સ્થળમાં વસતા, એક જ ધર્મ પાળતા, એક જ ભાષા બોલતા : વસ્તુતઃ તેઓ બે નહિ પણ એક જ આર્યપ્રજા કહી શકાય. લોકમાન્ય ટિળકના મત પ્રમાણે એ પ્રજાનું ઉત્પત્તિસ્થાન ઉત્તર ધ્રુવનો હિમાચ્છાદિત પ્રદેશ જ હતો. અને એ જગ્યાને "મનુષ્યજાતિનું પારણું" એવું નામ અપાયું છે. પણ ઘણાખરા વિદ્વાનો છેક ઉત્તર ધ્રુવ સુધી જતા નથી, પરંતુ મધ્ય એશિયામાં એ ઉત્પત્તિસ્થાન આવ્યું હતુ એમ માને છે. વંદીદાદના બીજા પ્રકરણમાં જે માહિતી આપવામાં આવી છે તે ઉત્તર ધ્રુવ કરતાં મધ્ય એશિયાને વધુ બંધબેસતી લાગે છે "અએરાનવએજો" નામે ઓળખાતા એ સ્વર્ગીય સ્થાનમાં યમ (જમશીદ) નામનો રાજા આર્યપ્રજા ઉપર રાજ્ય કરતો હતો તે આપણે પહેલા પ્રકરણમાં જોઈ ગયા ત્યાં એક ભારે નાશકારક બરફનું પૂર આવવાથી યમ પોતાની પ્રજાને દક્ષિણ દિશામાં દોરી ગયો; જે સ્થળ આજે ઈરાનને નામે ઓળખાય છે ત્યાં તેઓએ મુકામ કર્યો, અને તે જગ્યાને અસલ નામ "અએરાનવએજો" અથવા ઈરાન

આપ્યું. પારસીઓના અને હિંદુઓના પૂર્વજો અસલ Indo-Iranian નામે ઓળખાતો ધર્મ પાળતા. તેઓ ઈરાનમાં લાંબા કાળ સુધી રહ્યા, અને ઋગ્વેદનો કેટલોક ભાગ ખુદ ઈરાનમા જ રચાયો હતો એમ મનાય છે પણ છેવટે તેઓ વચ્ચે એક તીવ્ર મતભેદ ઊભો થયો. ઈશ્વર એક છે કે અનેક, સોમરસ પીવો કે નહિ, યજ્ઞોમાં પશુઓનુ બલિદાન આપવુ કે નહિ — વગેરે બાબતો ઉપર ભારે તકરાર જાગી, અને આર્યોનો મોટો ભાગ ઈરાન છોડી હિંદુસ્તાન તરફ આવ્યો અને એ લોકો હિંદુઓ તરીકે ઓળખાયા. એક બીજી નાની શાખા ઈરાન દેશમા જ રહી અને તે ઈરાનીઓ અથવા આગળ જતા ઈરાનના જાણીતા પાર્સ પ્રાંત ઉપરથી પારસીઓ, કહેવાયા. જુદા જુદા સ્થળો અને ધર્મોમા વહેચાઈ જવા છતા વેદ અને અવસ્તામા પુષ્કળ સામ્ય છે, અને તે પારસીઓ અને હિંદુઓના ભાષા છંદ કાવ્યશૈલી અને વાક્યરચના ઉપરાંત તેઓનાં ધર્મક્રિયા, દંતકથા, સૃષ્ટિની ઉત્પત્તિકથા, દેવો અને ફિરિસ્તાઓનાં વર્ણનો વગેરેમાં તુરત જણાઈ આવે છે. એ વિષય ઉપર પુષ્કળ માહિતી ઉપલબ્ધ છે, પરંતુ પારસીઓ અને હિંદુઓ એક પ્રજા હતી ત્યારે તેમના વચ્ચે શો સંબંધ અને શુ સામ્ય હતા તે વિશે નહિ, પણ મતભેદને અંગે બે જુદી પ્રજા તરીકે છૂટા પડ્યા બાદ તેઓ વચ્ચે કેવી નિસબત રહી તે બતાવવાનો આ પ્રકરણનો ઉદ્દેશ છે.

ડૉ સર જીવનજી મોદી[1] પ્રમાણે અવસ્તાશાસ્ત્રમાં માત્ર ચાર ઠેકાણે હિંદુસ્તાન વિશે ઈશારા આવે છેઃ— યસ્ન ૫૭, ૨૯ (જે સરોશ યસ્તને નામે ઓળખાય છે), મહેર યશ્ત, તીરયસ્ત અને વદીદાદ સરોશયસ્ત અને મહેરયસ્ત પ્રમાણે એસીરિયાની રાજધાની નિનિવે જેમ ઈરાનની પશ્ચિમ હદે છે તેમ હિંદુસ્તાન પૂર્વ હદે આવ્યુ હોય એવુ વર્ણન છે. પણ હિંદુસ્તાન વિશેનો ખરેખરો અગત્યનો ઈશારો વદીદાદ ૧૧૯માં છે. એ કિતાબમા ૧૬ "ઉત્તમ" જગ્યાઓનુ વર્ણન છે, તેમાની ૧૫મી જગ્યા તે "હપ્તહિંદુ" નામની છે, જે પૂર્વ હિંદુસ્તાનથી તે પશ્ચિમ હિંદુસ્તાન સુધી લબાઈ છે. એ હપ્તહિંદુ તે વેદમાં વર્ણવેલ સપ્તસિંધુ છે. એમાં પંજાબ અને સિંધનો પ્રદેશ સમાઈ જાય છે. મુસ્લિમોએ એ પ્રદેશમાં પાચ નદીઓ જોઈ — જેલમ, ચિનાબ, રાવી, બિયાસ અને સતલજ, તેથી "પંજાબ" અથવા પાચ નદીઓનો મુલક એવુ તેનું નામ આપ્યુ પણ ખરુ જોતા એમાં સાત નદીઓ છે, કેમકે બીજી બે — સિંધુ અને કાબુલ — મુસ્લિમોએ પોતાની ગણત્રીમા લીધી નહોતી. વળી

1 "Asiatic Papers" Part II by Dr Sir Jivanji J Modi. Paper on "India in the Avesta"

હપ્તહિંદુ અને સપ્તસિંધુ પણ એક જ શબ્દ છે, કેમકે સંસ્કૃતનો "સ" અવસ્તામાં "હ" બને છે. વંદીદાદ ૧,૧૯ પ્રમાણે હપ્તહિંદુમાં ગરમીનો ત્રાસ અતિશય હતો અને ત્યાં સ્ત્રીઓને ઋતુપ્રાપ્તિ વહેલી થતી. હજી પણ હિંદુસ્તાનને એક ગરમ દેશ ગણી શકાય અને ઠંડા દેશો કરતાં ગરમ દેશોની બાળાઓમાં જોબન વહેલું આવે તે કુદરતી છે. ખુદ 'હિંદુ' નામ પણ પારસીઓએ જ સિંધુ નદી ઉપરથી ત્યાં રહેનારાઓનું પાડેલું કહેવાય. આજે ફારસીમાં 'હિંદુ' એટલે કાળો થાય છે અને એ રીતે એ શબ્દનો અર્થ વિકૃત બની ગયો છે. ઈરાનીઓ મારફતે જ 'હિંદુ' શબ્દ ગ્રીસ જઈ પહોંચ્યો, પણ ત્યાં "હ" અક્ષર ન હોવાથી ગ્રીકોએ એ દેશને "ઇંડોસ" નામ આપ્યું, જે ઉપરથી આગળ જતાં "ઇન્ડિયા" શબ્દ નીકળ્યો. છેવટે જ્યારે મુસ્લિમો આવ્યા ત્યારે એ દેશને 'હિંદુસ્તાન' નામ અપાયુ.

હવે હિંદુ શાસ્ત્રો અને પ્રાચીન સાહિત્યમાં ઈરાનીઓ વિશે શા ઈશારાઓ થયા છે તે તપાસીએ. ઋગ્વેદમાં "પૃથુ" અને "પર્શુ" ('पर्शवः' બહુવચનમાં) શબ્દો વપરાયેલ છે અને તેનો અર્થ પાર્થિયનો અને પારસીઓ થાય છે. પરંતુ મરહૂમ મિ. મચેરજી પી. ખરેઘાટ[1] પ્રમાણે એ શબ્દો વિશેષ નામ નથી પણ સામાન્ય નામ છે, અને "પર્શુ"નો અર્થ, સાયણે કર્યો છે તેમ, પાંસળી થાય છે અથવા પાંસળીમાથી બનાવેલું એક શસ્ત્ર થાય છે. મિ. ખરેઘાટ દલીલ કરે છે તેમ "પરસ્યન" શબ્દ તો ઈરાનીઓને સૌથી પ્રથમ ગ્રીકોએ હખામનીઓના રાજ્યઅમલ દરમ્યાન, યાને ઋગ્વેદકાળના સૈકાઓ પછી, લાગુ પાડયો હતો; ત્યારે ઋગ્વેદમાં "પર્શુ"નો અર્થ પરસ્યન અથવા ઈરાની કેમ થઈ શકે? "પરસ્યન" શબ્દ જો અવસ્તામાં જ ન હોય તો તે વેદમાં તો કયાંથી જ આવી શકે? માટે "પર્શુ"નો અર્થ કાંઈ જુદો જ થતો હોવો જોઈએ એમ મિ. ખરેઘાટ માને છે. વળી પાર્થિયનો તો હખામનીઓની પડતી પછી જ, એટલે ઋગ્વેદ કાળના સૈકાઓ પછી જ, હસ્તીમાં આવ્યા. ત્યારે ઋગ્વેદના "પૃથુ"નો અર્થ પર્થિયનો કેમ હોઈ શકે?

આનો જવાબ શ્રી. જ્યોતીંદ્ર એમ. ચેટરજી[2] એક વિદ્વત્તાપૂર્ણ

---

૧. Mr. M. P. Khareghat's Preface to "Parsis of Ancient India" by Mr Shahpurji Kavasji Hodiwala

૨. "References to Parsis in the Rg Veda"—an article by Mr. Jyotindra M. Chatterji in the "Iran League Quarterly." January 1945

લેખમાં આપી પુરવાર કરે છે કે "પૃથુ" એટલે પાર્થિયનો અને "પર્શુ" એટલે પારસીઓ. ઋગ્વેદ ૬, ૨૭, ૮નો અર્થ એવો થાય છે કે— પૃથુઓએ એક અમૂલ્ય ભેટ ધરીઃ શ્રી. ચેટરજી કહે છે કે અહીં "પૃથુ" સામાન્ય નામ નથી પણ એક કોમનું — વિશેષનામ — છે. વળી ઋગ્વેદ ૮, ૬, ૪૬નો તરજુમો એવો થાય છે કેઃ— તિરિન્દિરમાં મેં સો ભેટ લીધી પરંતુ પર્શુમાં મેં એક હજાર લીધી હતી : અહીં પણ "પર્શુ" એક વિશેષનામ છે એ ખુલ્લું છે. વળી ઋગ્વેદ ૭, ૮૩, ૧નો તરજુમો એવો થાય છે કેઃ—પૃથુ-પર્શુઓ લૂંટ માટે ઉત્સુક બની આગળ ધપ્યા. અહીં પણ એ બન્ને શબ્દો વિશેષનામ છે, અને બન્ને સાથે જ વપરાયા છે તે પણ શ્રી. ચેટરજી અર્થસૂચક ગણે છે, કેમકે એ બન્ને પ્રજાઓનો મુલક એકેકની પાસે જ આવ્યો છે ઋગ્વેદ ૧, ૧૦૫, ૮નો અર્થ એવો થાય છે કે — સઘળી તરફથી પર્શુઓ મને એક શોકયની પેઠે હેરાન કરે છેઃ અહીં પણ "પર્શુ"નો અર્થ ખુલ્લો હોવા છતાં સાયણ એનો અર્થ "પાંસળી તરફનું હાડકું" એવો કરે છે. શ્રી. ચેટરજીના મત મુજબ સાયણાચાર્ય આ બાબત વિશે પૂરતું જ્ઞાન ધરાવતા નહિ, કેમકે એક વેળા પારસીઓ અને હિંદુઓ એક પ્રજા હતા, અને વેદનો અસુર તે જ અવસ્તાનો અહુર છે વગેરેની માહિતી સાયણને હતી નહિ, માટે તેમણે કરેલા આવા ફકરાઓનાં ભાષાન્તર ઉપર ઝાઝો વિશ્વાસ રખાય નહિ. લુડવિગ અને વેબર[૧] જેવા યુરોપી વિદ્વાનો પણ "પર્શુ" અને "પૃથુ"માં પ્રાચીન પારસીઓ વિશે ઈશારા જુએ છે, અને વેબર એ ઉપરથી અનુમાન કરે છે કે ઋગ્વેદકાળના હિંદુઓને ઈરાનના અસલ વતનીઓ સાથે ઐતિહાસિક સબંધ હોવો જોઈએ. આ તર્કને પુષ્ટિ મળે એવા ઘણા દાખલાઓ આપણે આગળ જતાં પ્રાચીન સંસ્કૃત સાહિત્યમાંથી જોઈશું

પણ મિ. ખરેઘાટે જે દલીલ કરી છે — કે પરસ્યન (પર્શુ) અને પાર્થિયન (પૃથુ) શબ્દો તો હખામનીકાળ અને તે પછી હયાતીમા આવ્યા હોવાથી તે ઋગ્વેદમાં આવી શકે નહિ — તેનો ખુલાસો શો? પ્રો. પી. વી. કાણે[૨] આ મુશ્કેલીનો અકલપસંદ ઉકેલ કરે છે કે "પર્શુ" (બ. વ. પર્શવઃ) એ પાર્સ (જેના વતનીઓ પારસીક અથવા પારસીઓ કહેવાય

---

૧. Quoted from "Vedic Culture" by Mr. A. C. Das

૨. "The Pahavas & Parasikas in Ancient Sanskrit Literature" by Mahamahopadhyaya Prof. P V. Kane in the Dr. Sir J. J Modi Memorial Volume

છે તે)નું રૂપ હોવું જોઈએ; અને એ કે પર્શુ શબ્દ (જેને ગ્રીક પરસિસ અને અરબો ફાર્સ કહે છે) બહુ મોડેથી જાણવામાં આવ્યો છે છતાં તે જ શબ્દનું જૂનું રૂપ, પર્શુ (જ. ર. બંક.) ઋગ્વેદ જેવા પુરાણા પુસ્તકમાં મળી શકે એમાં આશ્ચર્યકારક કશું જ નથી. વળી પ્રો. કે.ને પ્રમાણે સંસ્કૃત શબ્દ "પહ્લવ" ફારસીમાં વપરાતા એ જ શબ્દ ઉપરથી લેવાએલો છે. અને તે "પૃથુ" કે "પાર્થવ" શબ્દનું નવું રૂપ છે. હખામની઼ઓની પડતી પછી પર્થિયા (જે હાલમાં ખોરાસાન તરીકે ઓળખાય છે તે) જાણવામાં આવ્યું ખરું, પણ એ જ પાર્થિયા ઋગ્વેદમાં તેના પુરાણા નામ, "પૃથુ" અથવા "પાર્થવ" તરીકે ઓળખાય એમાં અચકચ કશું જ નથી. વળી "પહ્લવ" અને "પારસીક" શબ્દો પ્રાચીન સંસ્કૃત સાહિત્યમાં શક યવન કમ્બોજ વગેરે પ્રજાઓની સાથોસાથ વપરાય છે જે ઉપરથી પણ એ શબ્દો પુરાણી પારસી પ્રજાનો અર્થ ધરાવતા હશે એવા તર્કને સમર્થન મળે છે. પારસીઓ "પહેલવ"ને નામે ઓળખાય છે અને તેમની એક જૂની ભાષાનું નામ પણ "પહેલવી" છે. 'પહેલવ' અથવા 'પહેલવાન'નો અર્થ શરીર પણ થાય છે અને ગુજરાતી ભાષામાં પણ 'પહેલવાન' શબ્દ આ જ અર્થમાં વપરાય છે. પહ્લવ અથવા પાર્થિયાના વતનીઓને, આપણે ચોથા પ્રકરણમાં જોઈ ગયા તેમ, રોમનો જોડે ભારે યુદ્ધ થયાં હતાં, તેથી પાર્થિવનો શરીર તરીકે જાણીતા થયા, અને પહેલવનો અર્થ પારસી એટલું જ નહિ પણ પહેલવાન (શરીર) પણ થયો

રામાયણ અને મહાભારત ઉપરથી પ્રાચીન ઈરાનીઓને હિંદુઓ જોડે વ્યવહાર હતો તે જણાઈ આવે છે. કેકયી દશરથ રાજાની એક પત્ની. ભરતની માતા અને કેકય દેશના રાજા અશ્વપતિની પુત્રી થતી હતી. કેકય દેશ પંજાબની ઉત્તરે અને તે વખતના ઈરાનની લગભગ સરહદે આવેલો હતો. "કય" એ પણ ઈરાનના કયાની રાજાઓનો એક જાણીતો ઉપસર્ગ છે, જેમકે કયકોબાદ, કયકાઉસ, કયખુસરૂ વગેરે. વળી જ્યારે ભરત પોતાના મામા યુધાજિત જોડે પોતાના માતામહને મળવા ગયો ત્યારે પાછા ફરતી વખતે વૃદ્ધ કેકયરાજે તેને બહુ ભેટો આપી, તેમાં શિકારી કૂતરાઓ, ઊનનાં વસ્ત્રો અને મૃગચર્મો પણ આપવામાં આવ્યા હતાં. આ વિચિત્ર બક્ષિસો ઉપરથી જણાય છે કે કેકયરાજ હિંદ દેશના હતા નહિ, પરંતુ ઈરાનના અથવા તો ઈરાનના તાબાના જ કોઈ મુલકના હોવા જોઈએ. ગાંધારી અંધરાજ ધૃતરાષ્ટ્રની પત્ની અને ગાંધાર દેશના રાજાની પુત્રી હતી. એ ગાંધાર દેશ હમણાં પણ કંદહારના નામથી મશહૂર છે. માદ્રી પાંડુ રાજાની એક પત્ની, નકુળ અને સહદેવની માતા અને મદ્રદેશના રાજાની પુત્રી હતી.

એ મદ્રદેશ પણ સર એમ. મોનિયર વિલિયમ્સ[1] પ્રમાણે હિંદની વાયવ્ય દિશાએ એટલે ઈરાનની નજીક આવેલો હતો. આ ત્રણ દાખલાઓ ઉપરથી જણાય છે કે તે પુરાણા કાળમાં ઈરાન અથવા તેની આસપાસના પ્રાંતોના વતનીઓ સાથે હિંદુઓને સંબંધ તો હતો જ.

હવે હિંદુ મહાકાવ્યો અને પુરાણોની કાંઈક વધુ બારીક તપાસ લઈએ. જે માહિતી નીચે આપવામાં આવી છે તે માટે પ્રો. પી. વી. કાણે[2] અને મિ. શાપુરજી કા. હોડીવાળાનો[3] આભાર માનવામા આવે છે. મહાભારતના આદિપર્વમાં કથા છે કે ઋષિ વિશ્વામિત્રે વસિષ્ઠ મુનિ પાસે શબલા ગાયની માગણી કરી જે નકારવામાં આવી હતી. વિશ્વામિત્ર ક્રોધાયમાન થઈ મોટી સેના લાવી ગાયનું હરણ કરશે એવો ભય હોવાથી તે ગાયે વસિષ્ઠની આજ્ઞા માની પોતાનાં રુવાંટામાંથી એક જબરી ફોજ ઊભી કરી દીધી, જેમાં શક યવન, મ્લેચ્છ વગેરે સાથે પહ્લવ જાતના હજારો યોદ્ધાઓ પણ હતા. આ જ કથા રામાયણમાં પણ આપવામાં આવી છે. આ કથાને હસી ન કાઢતાં તેમાંથી એટલું ઐતિહાસિક સત્ય તો તારવી શકાશે કે તે પ્રાચીન યુગમાં પણ હિંદુઓને પારસીઓ જોડે કાંઈક પ્રકારનો વ્યવહાર તો હતો જ. મહાભારતના સભાપર્વ પ્રમાણે યુધિષ્ઠિર રાજસૂય યજ્ઞ કરવા ઇચ્છે છે અને તે માટે પોતાના ભાઈઓને ચોતરફ દિગ્વિજય કરવા મોકલે છે; તેમાં નકુળે પશ્ચિમના દેશો તરફ જઈ બર્બરો કિરાતો યવનો શકોની ભેગા પહ્લવો ઉપર પણ જીત મેળવી અને તેમની પાસે ખંડણી લીધી એવું વર્ણન મળે છે. વળી સભાપર્વમાં જ આપણા વાંચવામાં આવે છે કે મયદાનવ નામના એક અતિ કુશળ મિસ્ત્રીએ યુધિષ્ઠિર માટે અનેક સ્તંભોવાળો એક ભવ્ય મહેલ બાંધ્યો હતો. એ મયદાનવ માટે કહેવાય છે કે તે મગદાનવ છે, અને મગ અથવા મગ્નો અર્થ પારસી થાય છે. જ્યારે પાંડવ-કૌરવ વચ્ચે યુદ્ધની તૈયારી થાય છે ત્યારે દ્રુપદ રાજા યુધિષ્ઠિરને શકોની ભેગા પહ્લવો સાથે પણ સહકાર સાધવાનું સૂચન કરે છે તે ઉદ્યોગપર્વમાંથી જણાય છે ભીષ્મપર્વમાં

---

૧. "Sankrit English Dictionary" by Sir M. Monier-Williams

૨. "The Pahlavas and Parasikas in Ancient Sanskrit Literature" by Mahamahopadhyaya Prof. P. V. Kane in the Dr. Sir J J. Modi Memorial Volume

૩. "Parsis of Ancient India" by Mr. Shapurji Kavasji Hodiwala

હિંદની વાયવ્ય દિશાએ વસતી કેટલીક પ્રજાઓનાં નામો અપાયાં છે અને તેમાં પારસીક અને પહ્‌લવો પણ છે.

વિષ્ણુપુરાણ અને હરિવંશમાં એક કથા છે કે એક સમયે શકો, યવનો, પારદો અને પહ્‌લવોનો સગરને હાથે નાશ થવાનો પ્રસંગ આવ્યો, ત્યારે તેઓએ ભયગ્રસ્ત થઈ સગરના ગુરુ વસિષ્ઠને પોતાને બચાવવા સારુ વિનંતિ કરી. તેઓ બચ્યા તો ખરા, પણ સગરે સજા દાખલ યવનોને તમામ માથું મૂંડાવવા કહ્યું, શકોને માથાંનો ઉપલો ભાગ મૂંડાવવા આજ્ઞા કરી, પારદોને માથાંના વાળ વધારવાનો હુકમ કર્યો, અને પહ્‌લવોને દાઢી રાખવાનું ફરમાન કર્યું. આ રમૂજ ઉપજાવે એવા વર્ણન ઉપરથી પણ તે પુરાણકાળના હિંદુઓને તે સમયના પારસીઓ જોડે નિસબત હોવી જોઈએ એમ જણાય છે. મનુસ્મૃતિ પ્રમાણે યવનો શકો પારદો કિરાતો પહ્‌લવો વગેરે પ્રથમ તો ક્ષત્રિયો હતા, પરંતુ ધર્મક્રિયાનું યોગ્ય પાલન ન કરવાથી તેઓ શૂદ્રની પંક્તિએ આવી પડ્યા. કાળિદાસના "રઘુવંશ" પ્રમાણે જ્યારે રઘુ દિગ્વિજય કરવા નીકળે છે ત્યારે પારસીકોની ઘોડેસવાર ફોજ ઉપર હુમલો' કરી "દાઢીવાળા" પારસીઓની કતલ કરે છે: એ મહાકવિ એવું પણ લખી ગયો છે કે તે વખતની ઈરાની બાનૂઓ સુંદર હતી અને મદિરા પીવાથી તેમનાં મુખ લાલચોળ રહેતાં હતાં ઈસુના જન્મ પછીના સૈકાઓમાં પણ ઈરાનીઓ અને હિંદુઓ વચ્ચેનો સંબંધ ચાલુ જ રહ્યો હતો. ઈસ્વી છઠ્ઠી સદીમાં થઈ ગયેલા ગણિતશાસ્ત્રી વરાહમિહિર પોતાની "બૃહત્સંહિતા"માં લખે છે કે પહ્‌લવો પાર્શ્વો કમ્બોજો યવનો વગેરે હિંદના પાડોશીઓ હતા. ઈસ્વી સાતમી સદીમાં થઈ ગયેલા કુમારિલ ભટ્ટ પોતાના "તંત્રવાર્તિક" નામના ગ્રંથમાં કહે છે કે હિંદમાં બીજી ભાષાઓ ભેગી પારસીક ભાષા પણ શીખવામાં આવતી. અલબીરૂની નામનો નામીચો મુસ્લિમ વિદ્વાન જે ઈસ્વી ૧૧મી સદીમાં હિંદમાં પ્રવાસ કરી સંસ્કૃત ભણી એક ઉપયોગી ગ્રંથ લખી ગયો હતો તે વાયુપુરાણને આધારે જણાવે છે કે ઉત્તર હિંદમાં પર્શિયનો રહેતા હતા નાટક અને વાર્તાનું સાહિત્ય તપાસતાં પણ આપણને પારસીઓ સંબંધી માહિતી મળે છે. વિશાખદત્તકૃત "મુદ્રારાક્ષસ," જે ઈસ્વી ૮મી સદીમાં રચાયું હતું. તેમાં ચંદ્રગુપ્ત મૌર્યને પારસીકોએ મદદ કરી હોવાનો ઉલ્લેખ છે. બાણકૃત "કાદમ્બરી" (ઈસ્વી સાતમી સદી) પ્રમાણે પારસીકોના રાજાએ તારાપિડને ઇંદ્રાયુધ નામનો ઘોડો ભેટ આપ્યો હતો સોમદેવ ભટ્ટકૃત "કથાસરિત્સાગર" (ઈસ્વી ૧૨મી સદી)માં પારસીકોના એક દુષ્ટ રાજાનો

કતલ પામવાનો અહેવાલ છે. પારસીઓ અને હિંદુઓનો પ્રાચીન સબંધ આટલા ઉતારાઓ ઉપરથી સ્પષ્ટ થાય છે.

પ્રાચીન ઈરાની સાહિત્ય તરફ દૃષ્ટિપાત કરતા તેમા પણ હિંદ વિશે અનેક ઈશારા કરેલા જોવામા આવે છે. અલબત્ત, જેમ આપણે જોયુ તેમ હિંદુ પુસ્તકોમાં પારસીઓની હાર વર્ણવાઈ છે તેમ પારસી પુસ્તકોમા હિંદુઓના પરાજયનુ બ્યાન કરવામા આવ્યુ છે. મનુષ્યપ્રકૃતિ જોતા એ તો માત્ર સ્વાભાવિક જ કહી શકાય અબુલફઝલની "આઈને અકબરી" પ્રમાણે ઈરાનના આદ્યપુરુષ કૈયોમર્સનો પૌત્ર બાદશાહ હોશંગ હિંદ આવનાર પહેલવહેલો ઈરાની હતો. આપણે પહેલા જ પ્રકરણમા જોઈ ગયા તેમ જ્યારે જમશીદ ઝોહાકથી હારી નાસભાગ કરી ત્યારે તે પણ હિંદ આવ્યો હતો ઝોહાક પોતે પણ અનેકવાર હિંદ આવી ગયો હતો. ફિરદૌસી પ્રમાણે ઝોહાકને બસારત થઈ હતી કે ફરીદુન નામનુ બાળક મોટુ થઈ તેને બેજાન કરશે; આવુ જાણી ઝોહાક ફરીદુનનો વધ કરવા આતુર હતો, પણ ફરીદુનની મા ફરાનક તે બાળકને લઈ હિંદ નાસી આવી હતી. શાહનામાની ફતેહ જોઈ જે બીજાં નામાઓ લખાયા તે પ્રમાણે જાણીતો પહેલવાન કેરશાસ્પ, તેનો ભત્રીજો નરીમાન, નરીમાનનો પુત્ર સામ, સામનો પુત્ર ઝાલ, અને ઝાલનો પૌત્ર ફરામર્ઝ પણ હિંદ આવી ગયા હતા અને કેટલાકો તો હિંદ ઉપર વિજય પણ મેળવી ગયા હતા. ફિરદૌસી પ્રમાણે શાહ વિસ્તાસ્પનો પુત્ર પહેલવાન અસ્ફન્દિયાર હિંદ ઉપર ચડાઈ લાવ્યો હતો અને તેણે જરથોસ્તી ધર્મ હિંદમા ફેલાવ્યો હતો. અષો ઝરથુસ્ત્રનુ જીવનચરિત્ર દર્શાવતા "ચંગ્રંઘાચનામા" નામના ગ્રંથ પ્રમાણે તે પયગમ્બર સાથે ધાર્મિક બાબતો ઉપર વાદવિવાદ કરવા હિંદથી ચંગ્રંઘાચ નામનો વિદ્વાન બ્રાહ્મણ ઈરાન આવ્યો હતો; પરંતુ હજી મુખ ખોલે તે પહેલાં તેના મનના સઘળા વિચારો જાણી લઈને અષો ઝરથુસ્ત્રે તેના સંતોષકારક જવાબો આપી દીધા હતા. તે સમયે ગ્રીસથી તુલાનુશ (Titianus) નામનો પંડિત પણ એ જ કામસર ઈરાન આવ્યો હતો, અને તે પણ પ્રશ્નો પૂછે તે પહેલા તેના ઉત્તરો સાંભળી ગયો હતો. વધુમા જણાવવામા આવ્યું છે કે તે બ્રાહ્મણ અને ગ્રીક વિદ્વાનોએ પોતપોતાના ધર્મોનો ત્યાગ કરી જરથોસ્તી ધર્મ સ્વીકાર્યો હતો અલબત્ત, આ સઘળી વિગતોને મત્તાવાર ઇતિહાસનું અનુમોદન છે એમ કહી શકાતુ નથી.

શુદ્ધ ઇતિહાસ ઉપર આવતા જણાય છે કે તવારીખ પ્રમાણે પારસીઓ અને હિંદુઓની નિસબતનો આરંભ હખામની વંશના મહાન

પારસી શહેનશાહ દરાયસ હિસ્તાસ્પિસના વખતથી થયો હતો. દરાયસે પોતાના ગ્રીક નૌકાપતિ સ્કીલેક્ષને ઉત્તર હિંદનો પ્રદેશ તપાસવા મોકલ્યો હતો. તેણે મેળવેલી બાતમીને આધારે, આપણે જોઈ ગયા તેમ, શહેનશાહે એક લશ્કર મોકલી ઈ. પૂ. ૫૧૨માં પંજાબ ઉપર ફતેહ મેળવી. દરાયસના મહારાજ્યમાં પંજાબ સૌથી તવંગર પ્રાંત ગણાતો; ત્યાંથી તેને ૩૬૦ સોનાના "ટેલંટ" એટલે દશલાખ પાઉંડની જંગી રકમ ખંડણી તરીકે મળતી, અને એના સામ્રાજ્યની મહેસૂલના ત્રીજા ભાગ જેટલી તે થવા જતી. જિતાયેલા હિંદનું નામ બેહિસ્તુન પર્વત ઉપરના શિલાલેખોમાં નથી, પરંતુ પરસિપોલિસ ખાતે આવેલા શાહી મહેલની દીવાલ ઉપર અને "નક્ષે રુસ્તમ" ના લેખમાં તે નોંધાયેલું મળે છે. દરાયસના મરણ પછી પણ ઈરાન સરકાર તરફથી હિંદના કેટલાક ભાગો ઉપર રાજ્ય કરવા પારસી હાકેમો નીમવામાં આવતા, અને તેથી ઉત્તર હિંદમાં તે સમયે પારસી વસ્તી હશે એમ માની શકાય. મિ. પેસ્તનજી પી. બલસારા[1] સર જૉન માર્શલના "A Guide to Taxila" નામના ગ્રંથના આધારે આપણું ધ્યાન ખેંચે છે કે પ્રાચીન સસ્કૃત કેળવણીનું મુખ્ય ધામ, તક્ષશિલા, દરાયસની જીતમાં સમાઈ ગયુ હતું. ત્યાં સર જૉન માર્શલે એક વિશાળ અગ્નિમંદિરની શોધ પણ કરી છે, અને જ્યાં મંદિર હોય ત્યાં તે મંદિર અને ધર્મ ઉપર આસ્થા ધરાવનારાઓની સારી વસ્તી હોવી જ જોઈએ એ ખુલ્લું છે; એટલે તે સમયે ઉત્તર હિંદમાં પારસીઓની વસ્તી હોવી જોઈએ એ મનને વધુ પુષ્ટિ મળે છે. ઈરાનીઓની એક બીજી અસર તક્ષશિલા ઉપર એ પડી હતી કે ત્યાં અને તેની આજુબાજુ 'ખરોષ્ટી" લિપિમાં લખાયેલા લેખો જડયા છે. મિ. વિન્સેંટ સ્મિથ[2] પ્રમાણે અશોકના બે લેખો પેશાવરની પાસે આવેલા શાહબાઝગરી અને પંજાબમાં આવેલા મનસેરામાં મળી આવે છે, અને તે બન્ને "ખરોષ્ટી" લિપિમાં લખાયેલા છે. આ લિપિ આરમેઈક ભાષામાંથી લેવામાં આવી હતી અને તે વખતના હખામની ઈરાનીઓ તે વાપરતા એવું પુરવાર થયેલું છે. ઈ. પૂ. ૫૧૨માં જિતાયેલું પંજાબ પારસીઓના હાથમાં ઈ. પૂ. ૩૫૦સુધી રહ્યું હતુ. દરાયસનો પુત્ર ઝર્કસિસ એક વિશાળ સેના સાથે ગ્રીસ ઉપર ઈ. પૂ. ૪૮૦માં ચડાઈ લઈ ગયો હતો. આ લશ્કરમાં

---

૧. "Ancient Iran Its Contribution to Human Progress" by Mr. Pestanji P. Balsara

૨ "Early History of India' by Mr. Vincent Smith

એના મહારાજ્યની અનેક પ્રજાઓના સૈનિકો હતા, અને ગ્રીક ઇતિહાસકાર હિરોડોટસ પ્રમાણે તેમાં "રૂનાં વસ્ત્રો પહેરેલા" હિંદી સિપાઈઓ પણ હતા.

મૌર્યવંશનો ચંદ્રગુપ્ત અને એનો પૌત્ર અશોક ઘણી હતા; કેટલાક ઇતિહાસકારો તેમને પરદેશી ગણે છે, જ્યારે ડૉ. ડી. બી. સ્પૂનર નામના વિદ્વાન પ્રમાણે અશોક પારસી હતો! સર રતન જ. તાતાની સખાવતની બરકતથી ડૉ. સ્પૂનરે પાટલિપુત્ર પાસેના કુમ્રહારના ક્ષેત્રમાં ખોદકામ ચલાવ્યું અને પરિણામે થાભલાવાળો એક વિશાળ મહેલ તેમની દૃષ્ટિએ પડ્યો. એ મહેલનું સ્થાપત્ય તેમને ઈરાનના પરસિપોલિસના પારની પાદશાહોના મહેલના સ્થાપત્ય જેવું લાગ્યું થાભાઓ ઉપરના ઘટના આકારના શરાઓ (capitals) ઇરાની સ્તંભો ઉપરનાં શરાઓની જાણે નકલ જ હતી. દરાયસ હિસ્તાસ્પિસે અને અશોકે પહાડો ઉપર જે લેખો કોતરાવ્યા હતા તેમાં અને તે લેખોની શૈલીમાં પણ ડૉ. સ્પૂનરને બહુ સામ્ય લાગ્યું. મહાભારતના સભાપર્વમાંથી જણાય છે કે મયદાનવ નામના એક બાહોશ કળાકારે યુધિષ્ઠિર માટે અનેક સ્તંભોવાળો એક બુલંદ મહેલ બાંધ્યો હતો. એ મયદાનવ (અથવા મગ દાનવ) ને ઈરાની ગણી શકાય, કેમકે 'મગ'નો અર્થ જ પારસી થાય છે. મયદાનવે યુધિષ્ઠિર માટે જે મહેલ બાંધ્યો તેના સ્થાપત્યનું વર્ણન મહાભારતમાં આપેલું છે: તેની સાથે મેગેસ્થનીસે ચંદ્રગુપ્તના મહેલોનું જે બયાન આપ્યું છે તેનો મુકાબલો કરતાં ડૉ. સ્પૂનરને બહુ મળતાપણું લાગ્યું છે. માટે સ્થાપત્યના દૃષ્ટિબિંદુથી જોતાં તેઓ એવા અનુમાન ઉપર આવ્યા કે મૌર્યવંશના રાજાઓ ઉપર ઇરાનીઓની ભારે અસર થઈ હતી. ફર્ગ્યુસન પણ પૂર્વના સ્થાપત્યને લગતા પોતાના મશહૂર ગ્રંથમાં ઇરાની અને મૌર્યવંશના સ્થાપત્યમાં સામ્ય છે તેનો સ્વીકાર કરે છે.

આટલા પૂરતો ડૉ. સ્પૂનરનો વાદ સ્વીકારવામાં આપણને વાંધો નથી. મૌર્ય દરબારનો ઠાઠમાઠ કેટલેક દરજ્જે ઇરાની દરબારના શણગારનું અનુકરણ હોઈ શકે. વિશાખદત્તકૃત "મુદ્રારાક્ષસ" પ્રમાણે મૌર્ય રાજાને ઇરાની સિપાઈઓએ મદદ કરી હતી તે આપણે આગળ વાંચી ગયા છીએ. તે સમયના હિંદ અને ઈરાન વચ્ચે અરસપરસ વ્યવહાર હતો. તે વખતનું હિંદી સ્થાપત્ય ફર્ગ્યુસનના લખાણ પ્રમાણે લાકડાનું હોવાથી લાંબો વખત ટકતું નહિ ઇરાનીઓનું અનુકરણ કરીને હિંદીઓએ પણ પોતાના સ્થાપત્યનું પથ્થરમાં ઘડતર કર્યું હોય એ બનવાજોગ છે, અને તે મતને હિંદી અને ઈરાની સ્થાપત્યના સામ્ય ઉપરથી ટેકો મળે છે.

મૌર્યવંશી રાજાઓએ એ કામ સારુ ઈરાની કારીગરો પણ રોકયા હોય એ શકય છે. પર્વતો ઉપર લેખો કોતરાવવાની પ્રેરણા પણ અશોકને શાહ દરાયસ ઉપરથી મળી હોય એમ લાગે છે. અશોકે તેર જગ્યાએ શિલાલેખો કોતરાવ્યા છે, અને આપણે જોયુ તેમ તક્ષશિલા નજીક હિંદની વાયવ્ય સરહદે આવેલા મનસેરા અને શાહબાઝગરી આગળના લેખો 'ખરોષ્ટી'[૧] લિપિમાં લખાયેલા છે, જે લિપિ હખામની ઈરાનીઓ વાપરતા હતા. અશોક પોતે પણ પોતાના પિતા બિંદુમારના રાજ્યમાં તક્ષશિલા ખાતે સૂબો હતો તે યાદ રાખવા જેવુ છે, કેમકે ત્યાં તે ઈરાનીઓ સાથે નિકટના સમાગમમા આવ્યો હોવો જોઈએ. પવતોમાં કોતરાવેલી ગુફાઓમાં પણ ઇરાની સ્થાપત્યની અસર જોવામાં આવે છે. થાણા જિલ્લામા આવેલા પર્વતમાંથી કોતરાયેલા કાર્લા નામની ગુફાઓમાં થયેલુ કોતરકામ પણ ફર્ગ્યુસન[૨] પ્રમાણે ઈરાની સ્થાપત્યની ખુલ્લી અસર બતાવે છે. ત્યાના એક લેખમાં કોઈ હરફરન નામના માણસ વિશે ઈશારો છેઃ મિ. શાપુરજી કા. હોડીવાળા[૩] પ્રમાણે એ હરફરન એક જરથોસ્તી હતો, જો કે આગળ જતા તેણે બૌદ્ધ ધર્મ સ્વીકાર્યો હતો.

ઈરાન અને હિંદનાં સ્થાપત્ય વચ્ચે સરખાપણુ તો છે જ અને એ દિશામાં હિંદ ઉપર ઈરાને મોટી અસર કરી હતી એમ ડૉ. સ્પૂનર કહે છે તે પણ વાજબી છે. મિ. વિન્સેંટ સ્મિથ[૪] પ્રમાણે મૌર્યવંશીઓ ઉપર ઈરાનની જે અસર પડી હતી તે ચાર રીતે જોઈ શકાય છેઃ—(૧) ઈરાન અને હિંદ વચ્ચેની સરહદ ઉપર વપરાતી ખરોષ્ટી લિપિઃ (૨) ઈરાની શબ્દ "શત્રપ" (satrap હાકેમ)નો લાંબા કાળ સુધી ચાલુ રહેલો ઉપયોગઃ (૩) ઈરાની શિલાલેખો અને અશોકના શિલાલેખો વચ્ચેનું સામ્યઃ અને (૪) ઈરાની અને મૌર્ય સ્થાપત્ય વચ્ચેનું સામ્ય. વળી મિ. સ્મિથ ખુલ્લુ કહે છે કે—"There can be no doubt that ancient

૧. "ખરોષ્ટી" લિપિ આરમેઈકનો એક પ્રકાર ગણાતી અને જમણીથી ડાબી બાજુ લખાતી, જ્યારે ઉત્તર હિંદની સ્વદેશી બ્રાહ્મી લિપિ ડાબીથી જમણી તરફ લખાતી. જ્યારે દરાયસે ઈ. પૂ. ૫૨૫મા પશ્ચિમ હિંદ જીત્યુ ત્યારથી ખરોષ્ટી લિપિ હિંદીમાં વપરાવા લાગી અને હિંદની વાયવ્ય સરહદ ઉપર એનો ઉપયોગ ઈસ્વી ચોથી સદી સુધી ચાલુ રહ્યો.

૨. "History of Indian and Eastern Architecture" by James Fergusson

૩. "Parsis of Ancient India" by Mr. Shapurji K. Hodiwala

૪. "Oxford History of India" by Mr. Vincent Smith

India was largely indebted to Iranian ideas and practices" પણ આટલા ઉપરથી કાંઈ અશોક પારસી બની જતો નથી, અને તે પારસી હતો તેના સમર્થનમાં ડૉ. સ્પૂનરે જે બીજી દલીલો કરી છે તે બહુ લૂલી લાગે છે. ચંદ્રગુપ્ત હિંદના વાયવ્ય ખૂણામાંથી આવ્યો હતો, ઈરાનીઓની મદદથી એણે રાજ્ય સ્થાપ્યું હતું અને સેલ્યુકસની પુત્રી સાથે તે પરણ્યો હતો માટે ચંદ્રગુપ્તને પણ ડૉ. સ્પૂનર ઈરાની બનાવી દે છે. પણ ઈરાની બનાવા માટે આટલી દલીલો છેક જ અધૂરી કહેવાય, અને સેલ્યુકસ ઈરાની નહિ પણ ગ્રીક હતો તે પણ ભૂલવું જોઈતું નથી. મેગેસ્થિનીસ નામનો ગ્રીક એલચી સેલ્યુકસ તરફથી ચંદ્રગુપ્તના દરબારમાં આવ્યો હતો, અને તેણે હિંદને વિશે એક બહુ ઉપયોગી પુસ્તક લખ્યું હતું. તેમાં તે જણાવે છે કે ચંદ્રગુપ્ત ઉત્સવ કરીને જાહેરમાં પોતના વાળ ધોતો. ડૉ. સ્પૂનરના મત મુજબ આ તો એક પારસી રિવાજ હતો, માટે ચંદ્રગુપ્ત પારસી હોવો જોઈએ. આ દલીલ પણ બહુ નબળી છે, કેમકે રાજા તખ્તનશીન થાય છે ત્યારે અભિષેકની ક્રિયા કરવામાં આવે છે; એ ક્રિયામાં હિંદુ પારસી યહૂદી વગેરે અનેક પ્રજાઓમાં વાળ ધોવાનો અગર તેમાં તેલ નાખવાનો (anoint કરવાનો) રિવાજ હતો; માટે પારસીઓમાં જ આ રિવાજ હતો એમ ડૉ. સ્પૂનર માને છે તે વાજબી નથી. ચંદ્રગુપ્તનો વંશ મૌર્ય કહેવાતો, અને એ શબ્દ ઈરાનના બહુ જાણીતા મર્વ શહેર ઉપરથી નીકળ્યો છે એમ માની ડૉ. સ્પૂનર ચંદ્રગુપ્તને ઈરાની બનાવી દે છે. ખરી હકીકત એ છે કે 'મૌર્ય' શબ્દની ઉત્પત્તિ 'મુરા' શબ્દ ઉપરથી થઈ હતી. મુરા નામની સ્ત્રી નંદરાજાની રખાત અને ચંદ્રગુપ્તની માતા હતી, અને પોતાની માની યાદમાં ચંદ્રગુપ્તે પોતાના વંશનું નામ 'મૌર્ય' રાખ્યું હતું. એક બીજા ખુલાસા પ્રમાણે તે પ્રદેશમાં મયૂર અથવા મોર પક્ષીઓ બહુ હોવાથી ચંદ્રગુપ્ત અને તેના વંશને મૌર્ય કહેવામાં આવ્યા આમ હોવાથી મૌર્યવંશી રાજાઓને ઈરાની બનાવી દેવાનો ડૉ. સ્પૂનરનો તર્ક આપોઆપ પડી ભાગે છે.

મૌર્ય રાજાઓના સિક્કા આપણને ઝાઝા જડતા નથી, પણ હિંદના જૂનામાં જૂના સિક્કાઓ મૌર્ય વખતના હોય એ ડૉ. સ્પૂનર સંભવિત માને છે. એ સિક્કાઓ ઉપર સૂર્ય, ગોધો અને ઝાડની ડાળીના નિશાનો પાડેલા છે. એ ત્રણ ચીજો પારસીઓ પવિત્ર ગણતા હોવાથી ડૉ સ્પૂનર મૌર્યવંશી રાજાઓ પારસી હશે એવું અનુમાન કરે છે. આ દલીલ તદ્દન લૂલી નથી. પારસીઓ સૂર્યનમસ્કાર કરે છે; તેઓના અગ્નિમંદિરો ઉપર

પાંખોવાળા ગોત્રાઓનાં નિશાન જોવામાં આવે છે. ઝાડની ડાળી "બરસમ"ને નામે ઓળખાય છે અને તે પારસી ધર્મક્રિયામાં વપરાય છે. પણ એટલું યાદ રાખવું જોઈએ કે સૂર્ય અને ગોધો તો હિંદુઓમાં પણ પવિત્ર ગણાય છે, જ્યારે ઝાડ (બોધિવૃક્ષ) બૌદ્ધ સંઘનું નિશાન છે. એમ હોવાથી મૌર્યવંશી રાજાઓને હિંદુ નહિ પણ ઇરાની જ ગણવા તેની પૂરતી ખાતરી થતી નથી. મિ. સી. જે. બ્રાઉન[1] પ્રમાણે તો છેક ઈ. પૂ. ચોથી સદીના અંત સમયના કેટલાક સિક્કાઓ તક્ષશિલા આગળથી મળી આવ્યા છે, અને તે તક્ષશિલામાંથી જ બની બહાર પડયા હતા એ દેખીતું છે કેટલાક સિક્કાઓ ઉપર સિંહની છાપ છે. હવે ચંદ્રગુપ્ત મૌર્ય ઈ. પૂ. ૨૯૯માં મરણ પામ્યો અથવા તેણે રાજત્યાગ કર્યો અને તેનો પુત્ર બિંદુસાર ગાદીએ આવ્યો. અશોક તો છેક ઈ. પૂ. ૨૭૨માં ગાદીએ આવ્યો અને શુમારે ઈ. પૂ. ૨૬૦માં તેણે બૌદ્ધધર્મનો સ્વીકાર કર્યો. માટે આ હિંદી સિક્કાઓને બૌદ્ધધર્મ સાથે ખાસ સંબંધ હોવો જોઈએ નહિ. દરાયસ હિસ્તાસ્પિસના સિક્કાઓમાં શાહને સિંહનો શિકાર કરતો ચીતર્યો છે.[2] આ હિંદી સિક્કાઓમા પણ સિંહની આકૃતિ છે અને તે ઇરાની અસરનું પરિણામ હોય એ શકય છે મિ. સી જે. બ્રાઉન પ્રમાણે ગરમ ધાતુ ઉપર બીબાની છાપ પાડી સિક્કા બનાવવાની કળા પણ હિંદીઓ ઇરાનીઓ પાસેથી શીખ્યા હોવા જોઈએ. પરંતુ આટલા ઉપરથી મૌર્યવંશી રાજાઓ ઇરાની હતા એમ માની લેવુ અતિશય વધુ પડતુ કહેવાય.

વિશાખદત્તના ઈસ્વી આઠમી સદીમાં લખાયેલા "મુદ્રારાક્ષસ" સિવાય, સંસ્કૃત સાહિત્યમાં મૌર્યવંશના રાજાઓ માટે કાંઈ પણ ઉલ્લેખ નથી, અને તેમના તરફ એક પ્રકારની તિરસ્કારભરી ચુપકીદીથી જ જોવામાં આવ્યુ છે, જો કે બૌદ્ધ લેખકો અલબત્ત તેમની પ્રશંસા કરે છે. કલ્હણ પંડિત "રાજતરંગિણી" નામના પોતાના ઐતિહાસિક ગ્રંથમાં બાવન દુષ્ટ રાજાઓનાં નામ આપે છે તેમાં અશોકનુ નામ પણ માલૂમ પડે છે. અશોક જેવો મહાન તાજપતિ, જેને ધરાવવા માટે કોઈ પણ દેશ ગૌરવ લઈ શકે, અને જે ઇતિહાસ પ્રમાણે હિંદમા મહાન સામ્રાજ્ય સ્થાપવામાં સૌથી પહેલો હતો, તેનું નામ દુષ્ટ રાજાઓની ટીપમાં મૂકવું

૧. "Coins of India" by Mr. C. J. Browne (Heritage of India Series)

૨. મિ. પાલનજી બ દેસાઈ કૃત "તવારીખે હખામનીયાન"

એ અત્યંત આશ્ચર્યકારક કહેવાય ડૉ. સ્પૂનર માને છે કે ચંદ્રગુપ્ત અને અશોક વિદેશીઓ હોવાથી જ તેમના તરફ ઇતિહાસમાં બેપરવાઈ બતાવવામાં આવી છે, નહિ તો જેમ વિક્રમ અને હરના નામો આસપાસ અનેક દંતકથાઓ ભેગી થઈ છે તેમ એમના નામો આસપાસ પણ થાત. આપણને લાગે છે કે આ બન્ને તાજપતિઓ પ્રત્યે હિંદના ઇતિહાસે જે વર્તણૂક દાખવી છે તેનું ખરું કારણ તેઓ વિદેશી કે ઈરાની હતા માટે નહિ, પરંતુ તેઓ હલકી જાતિના હતા માટે હતું.

ચંદ્રગુપ્તના પ્રધાન, "અર્થશાસ્ત્ર"ના મશહૂર કર્તા, અને હિંદના મેકીઆવેલી ચાણક્યને બ્રાહ્મણ કહેવો કે કેમ તે વિશે ડૉ. સ્પૂનરને શંકા પડે છે. એમના અભિપ્રાય મુજબ તે ધર્મિષ્ટ બ્રાહ્મણ હતો જ નહિ પણ અથર્વવેદનો ખાસ અભ્યાસી હતો, માટે તે જાદૂમંતર કરવામાં, દવાદારૂથી રોગ મટાડવામાં અને ખગોળવિદ્યામાં પ્રવીણ હતો. ડૉ. સ્પૂનરના મત મુજબ તે કોઈ પરદેશી હતો અને તે વખતના પારસીઓ ખગોળવિદ્યામાં કુશળ હતા તે ધ્યાનમાં લેતાં તે પણ ઈરાનથી આવ્યો હોવો જોઈએ. હવે ઇતિહાસ પ્રમાણે ચાણક્ય બ્રાહ્મણ હતો અને એનું નામ વિષ્ણુગુપ્ત હતું, જો કે એના એક પૂર્વજના નામ ઉપરથી એનું નામ ચાણક્ય પડ્યું હતું. આ નામીચો રાજનીતિજ્ઞ પુરુષ કૌટિલ્યને નામે પણ મશહૂર છે, પણ ડૉ. સ્પૂનર સિવાય કોઈએ તેને ઈરાની ગણ્યો નથી, અને અથર્વવેદનો અભ્યાસી થયો માટે તેને વિદેશી અને ઈરાનીમાં ખપાવવો તે તો એક માની લીધેલા તર્કને ખાતર સત્ય હકીકતને તાણીમેચી વિકૃત કરવા બરાબર છે.

ડૉ. સ્પૂનરે ઉપસ્થિત કરેલા બીજા કેટલાક તર્કોનું ખંડન કરવાની જરૂર નથી. સહેજ સરખામણી દેખાતાં તેઓ એકદમ અનુમાન ઉપર કૂદી પડે છે, જે વૃત્તિ સંશોધનકારને શોભે એવી તો નથી જ. ડૉ. સ્પૂનર તો માનતા કે ભગવાન બુદ્ધ પણ તોખમે ઈરાની હતા અને એમના શિક્ષણનું મૂળ જરથોસ્તી હતું, અથર્વવેદ પારસી ધર્મગુરુઓએ રચ્યો હતો, મગધ એ ઈરાની મેજાઈ (જરથોસ્તી ધર્મગુરુઓ)નો મુલક હતો, શકો પણ ઈરાનીઓ હતા, અને શક્તિપૂજા પણ ઈરાની મેજાઈઓમાંથી ઉદ્ભવી હતી વગેરે! દરેક વ્યક્તિ કે વસ્તુને ઈરાની બનાવી દેવાની ધૂનમાં એ વિદ્વાન ક્યાંસુધી ગયા હોત તે કહી શકાય નહિ. એમ છતાં એઓના વાદને તદ્દન હસી કાઢવો વાજબી નથી. મૌર્ય વંશના રાજાઓ ઈરાનીઓ સાથે વ્યવહાર રાખતા હતા; ઈરાનીઓની મદદથી મૌર્યરાજ્ય સ્થપાયું હતું, મૌર્ય સ્થાપત્ય

ઉપર ઈરાની કારીગરીની અસર પડી હતી, મૌર્ય દરબારના ઠાઠમાઠ માટે પણ ઈરાન જવાબદાર હોઈ શકે, અશોકના બે લેખોમાં પણ જે ખરોષ્ટી લિપિ વપરાઈ છે તે હખમની ઈરાનીઓમાં પ્રચલિત હતી. આ સત્યનો સ્વીકાર કર્યા છતાં પણ બુદ્ધ જરથોસ્તી, ચંદ્રગુપ્ત ઈરાની અને અશોક પારસી બની જતા નથી. એ ચમત્કાર કરવો સાવ સહેલો નથી, અને તે કરવા માટે ડૉ. સ્પૂનરે રજૂ કરેલી દલીલો તદ્દન અધૂરી કહી શકાય.

હવે એક બીજી બાબત ઉપર આવીશું. ભવિષ્યપુરાણમાં એવું વર્ણન છે કે ઈરાનથી ૧૮ સૂર્યપૂજક "મગબ્રાહ્મણો" હિંદમાં આવી વસ્યા. પુરાણમાંની વિગત નીચે પ્રમાણે છે:—શ્રી કૃષ્ણ અને જાંબુવતીના પુત્ર સાંબે ઋષિ દુર્વાસાનું અપમાન કર્યું. ઋષિએ ક્રોધાયમાન થઈ શાપ દીધો. જેથી સાંબને શરીરે કોઢ નીકળ્યો. એ રોગ અસાધ્ય જણાતાં તેણે રાજ્યના ધર્મગુરુ ગૌરમુખની સલાહ લીધી. ગૌરમુખે કહ્યું કે ઈરાનની પાસે શકદ્વિપમાં વસતા અને સૂર્યની પૂજા કરતા મગ લોકો સિવાય બીજા કોઈ પણ એ રોગ મટાડી શકે એમ નથી. સાંબ ગરુડ ઉપર બેસી શકદ્વિપ[૧] ગયો. ત્યાંથી મગ લોકોને લઈ હિંદ પાછા ફરી તેમને માટે મુલતાન પાસે ચંદ્રભાગા (ચિનાબ) નદી આગળ તેણે એક સૂર્યમંદિર બાંધી આપ્યું. આ મંદિર જાણીતા ચીના પ્રવાસી હુએન્ત્સાંગે પણ ઈસ્વી સાતમી સદીમાં જોયેલું હતું. તે અત્તરમા સૈકા સુધી હસ્તીમાં રહ્યું અને છેવટે ધર્માંધ ઔરંગઝેબને હાથે તેનો ધ્વંસ થયો, અને તેની જગ્યા ઉપર એક મસ્જિદ બાંધવામાં આવી. એ મગ લોકો મુલતાનમાં આવી વસ્યા, અને તેઓએ ભોજ કુટુંબની ક્ષત્રિય કન્યાઓ જોડે લગ્ન કર્યું. તેમની પ્રાર્થનાથી સાંબનો રોગ મટ્યો. છેવટે આ મગ લોકો હિંદુ ધર્મમાં ભળી ગયા અને તેઓ "મગબ્રાહ્મણો"—ઈરાની બ્રાહ્મણો તરીકે ઓળખાયા.

સાધારણ રીતે પુરાણોમાં દંતકથા અને અતિશયોક્તિનાં તત્ત્વો વિશેષ હોય છે, તેમ આ પૌરાણિક વૃત્તાંતમાં પણ છે. પણ તેમાંથી આપણે ઐતિહાસિક સત્ય તારવી કાઢવું પડશે. આપણે આગળ જતાં જોઈશું કે આ મગ બ્રાહ્મણો ઈસ્વીસન પૂર્વે અથવા પછી પહેલી સદી સુધીમાં હિંદ આવ્યા હતા. ત્યારે ભવિષ્યપુરાણમાં છે તેમ તે સમયે મગ બ્રાહ્મણો સાથે શ્રીકૃષ્ણનો પુત્ર અને ઋષિ દુર્વાસા ક્યાંથી આવી શકે? એનો

૧ મુંબાઈના વિદ્વાન રા. બ. પી. બ. જોશીના મત મુજબ શકદ્વિપ તે શકસ્તાન અથવા સીસ્તાન છે.

ઉત્તર એટલો જ આપી શકાય કે પોતાના વૃત્તાંતેને વધુ રસમય બનાવવા અને તેમનુ માહાત્મ્ય વધારવા માટે વિના કારણે ઈતિહાસનુ ખૂન કરી પુરાણકારોએ તારીખનો પણ શુમાર રાખ્યા વિના આ વિગતમા શ્રીકૃષ્ણ અને ઋષિ દુર્વાસાના નામો ઘુસાડી દીધા છે વળી ભવિષ્યપુરાણ પ્રમાણે ૧૮ મગ બ્રાહ્મણો હિંદ આવ્યા. સંસ્કૃત સાહિત્યમા જ્યા ત્યા આ ૧૮ના આકડાના દર્શન થાય છે ૧૮ પુરાણો ૧૮ ઉપપુરાણો, મહાભારતના ૧૮ પર્વો, અને ગીતાના ૧૮ અધ્યાય વળી મહાભારતનુ યુદ્ધ પણ ૧૮ દિવસ ચાલ્યુ અને તેમાં ૧૮ અક્ષૌહિણી સેનાએ ભાગ લીધો અને ઈરાનથી મગ બ્રાહ્મણો હિંદ આવ્યા તે પણ ૧૮ થી વધુ કે ઓછા નહિ ! બનવાજોગ છે કે હિંદુઓમા ૧૮ નો આકડો પવિત્ર ગણાયો હોય, પણ તવારીખને પવિત્ર સાથે શો સબંધ ! વિદ્વાનોનો મત છે કે માત્ર ૧૮ મગ બ્રાહ્મણો નહિ પણ એથી વધારે, ગરુડ ઉપર બેસીને નહિ પણ પગપાળા, એક જ વાર નહિ પણ એકથી વધુ વાર, ઈરાનથી હિંદ આવ્યા હોવા જોઈએ.

હવે આ મગ બ્રાહ્મણોના લક્ષણો તપાસીશુ તો મોટે ભાગે વીસમી સદીના પારસીઓને તે લાગુ પડતા માલૂમ પડશે મગ બ્રાહ્મણોના મૂળ ગુરુ જરશબ્દ અથવા જરશસ્ત નામના હતા (કહેવાની ખાસ જરૂર ન હોય કે આ જરશબ્દ તે પારસીઓના પયગમ્બર અષો ઝરથુસ્ત્ર છે) મગ બ્રાહ્મણો પોતાની કમર આસપાસ "અવયગ" નામની પવિત્ર દોરી બાધતા. (આ "અવયગ"ને અવસ્તામા "એવ્યાઓંઘ્ર" કહે છે, પારસીઓ તેને 'કુસ્તી" કહે છે. બ્રાહ્મણો ખભે જનોઈ બાધે છે જ્યારે પારસીઓ તે કમર આસપાસ વીટાળે છે ) મગ બ્રાહ્મણો સૂર્યોપાસના કરતા. (એ તો પુરાણા કાળથી તે અદ્યાપિ પર્યંત પારસીઓ અને ગાયત્રી મંત્રોચ્ચાર કરતા હિંદુઓના ધર્મોનુ એક મુખ્ય અંગ છે) મગ બ્રાહ્મણો "બરસમ"નો ઉપયોગ કરતા. (જેમ હિંદુઓમા દર્ભ નામનુ ઘાસ ધર્મ ક્રિયામાં વપરાય છે તેમ પારસી ધર્મક્રિયામા "બરસમ" નામની ઘાસની સળીઓનો ઉપયોગ થાય છે) મગ બ્રાહ્મણો ભોજન કરતી વખતે મૌન જાળવતા. (હમણા તો જમાનો ફરી ગયો હોવાથી "ડિનર" ઉપર ભાષણો થાય છે, અગર અમુક વ્યક્તિને 'ફતેહ ઇચ્છી તરેહવાર જાતના પીણા પિવાય છે. પણ હજુ કેટલાક બુઝુર્ગ પારસીઓ છે કે જેમને મનથી ભોજન પણ એક પવિત્ર ક્રિયા સમાન છે, અને ખાણુ ખાતા તેઓ સંપૂર્ણપણે મૌન જાળવે છે) મગ બ્રાહ્મણો દાઢી રાખતા (હવે મૂછદાઢી

રાખવાં કે કેમ તે દરેક કોમમાં સૌ સૌની સગવડ અને રોજનો સવાલ થઈ પડ્યો છે; તો પણ હજુ પારસી ધર્મગુરુઓ ઘણે મોટે ભાગે દાઢી રાખે છે). મગ બ્રાહ્મણો મોં ઉપર "પદાન" બાંધતા. (એ "પદાન"-ને અવસ્તામાં "પૈતિદાન" કહે છે. પ્રાર્થના કરતી વખતે પવિત્ર અગ્નિમાં થૂંકના છાંટા ન ઊડે તેટલા માટે આજે પણ પારસી ધર્મગુરુઓ મોં ઉપર નાક આગળથી "પદાન" નામનો એક રૂમાલ બાંધે છે. જૈન સાધુઓ જે રૂમાલ મોં ઢાંકવા વાપરે છે તેનાથી એ મોટો હોય છે, અને પ્રાર્થના પૂરી થયા પછી તે તુરત કાઢી લઈ પાઘડીમાં બાંધી લેવામાં આવે છે.) મગ બ્રાહ્મણો ક્રિયા કરતા હાથમાં ચમચ રાખતા હતા. (હજી પણ ધર્મક્રિયા કરતા મોબેદો હાથમાં ચમચ ધરે છે, જેની ઉપર સુખડ મૂકી અગ્નિને અર્પણ કરવામાં આવે છે). મગબ્રાહ્મણો બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રને મળતી આવતી ચાર જ્ઞાતિમાં વહેંચાઈ ગયા હતા. (આપણે પહેલા પ્રકરણમાં જોઈ ગયા તેમ શાહ જમશીદે પોતાની પ્રજાને આથ્રવન, રથેસ્તાર, વાસ્ત્રીયોશ અને હુતોક્ષ નામની ચાર જાતિમાં વહેંચી દીધી હતી, તોપણ આથ્રવન — બ્રાહ્મણ અથવા ધર્મગુરુવર્ગ — સિવાય બીજા કોઈ પણ વર્ગના હકો વંશપરંપરાગત નથી). મગબ્રાહ્મણો સફાઈ અને ચોખ્ખાઈ ઉપર બહુ ધ્યાન આપતા અને નિયમિત વખતે અઘોળ કરતા. વળી તેઓની રજસ્વલા સ્ત્રીઓ તે સ્થિતિ દરમ્યાન પુરુષવર્ગથી વેગળી રહેતી હતી (શારીરિક, માનસિક અને આત્મિક પવિત્રતા ઉપર જ જરથોસ્તી ધર્મ રચાયેલો છે). આ સઘળાં લક્ષણો ઉપરથી માલૂમ પડે છે કે ઈરાનથી આવેલા એ માણસો જરથોસ્તી પારસીઓ જ હતા.

એમ છતાં તેઓને ચુસ્ત જરથોસ્તીઓ કહી શકાય નહિ, કેમકે તેઓ ઉપર હિંદુ ધર્મની પ્રબળ અસર પડી હતી. અહુરમઝ્દ અને અમેશાસ્પંદો (જરથોસ્તી ધર્મમાં વર્ણવેલી દિવ્ય શક્તિઓ)માં માનવાને બદલે તેઓ મિહિર (મહેર, મિથ્ર, મિત્ર અથવા સૂર્ય)ની પૂજામાં માનતા. જે પાર્થિયનોના રાજ્યઅમલ દરમ્યાન બહુ ફેલાયેલી હતી. મગ બ્રાહ્મણો મૂર્તિપૂજક પણ હતા અને મૂર્તિપૂજાની રૂઢિ જરથોસ્તી ધર્મ પ્રમાણે મંજૂર નથી. મિ. એમ. પી. ખરેઘાટ[1] પ્રમાણે મગ બ્રાહ્મણો મિહિર ઉપરાંત સરેશ (જેને તેઓએ સ્રોશાય કહ્યા છે) અને રશ્નને (જેને તેઓએ રાજ્ઞાય નામે ઓળખ્યો છે) નામની દૈવી શક્તિઓની પણ પૂજા કરતા હતા. વળી તેઓએ ક્ષત્રિય

1. Mr. M. P. Khareghat's Preface to "Parsis of Ancient India" by Mr Shapurji K. Hodiwala.

કન્યાઓ જોડે લગ્ન કર્યાં હોવાથી થોડાક સમયમાં તેઓ હિંદુઓ સાથે ભળી ગયા.

હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે મગ બ્રાહ્મણો હિંદમાં ક્યારે આવ્યા. જો ભવિષ્યપુરાણમાં બીજું કાંઈ નહિ પણ માત્ર તારીખનો એક આંકડો જ લખ્યો હોત તો આ મથામણ કરવાની જરૂર પડત નહિ પરંતુ તારીખ તો બાજૂ રહી, પણ શ્રી કૃષ્ણનો તે સમયમાં ઉલ્લેખ કરી તે પુરાણ વાચકોને અવળે માર્ગે દોરે છે; પણ હવે એ વાત ઉપર અફસોસ કરવો ફોગટ છે. ડો સર રામકૃષ્ણ ભાંડારકર[1] દલીલ કરે છે કે પારસી હખામની સલ્તનતનો સિકંદરને હાથે ઈ પૂ ૩૩૦માં અંત આવ્યા બાદ પારસીઓ મિત્રપૂજા (સૂર્યપૂજા)નો પેગામ લઈને અનેક દિશાઓમાં વીખરાઈ ગયા હતા. ઈ.પૂ. બે સદીઓ ઉપર રોમમાં મિથ્રપૂજા પ્રચલિત હતી; તો બનવાજોગ છે કે લગભગ એ જ સમયમાં કેટલાક પારસીઓ સૂર્યપૂજાનો સંદેશ લઈને હિંદમાં પણ આવ્યા હોય. આ સંવાલને બીજી રીતે તપાસતાં પણ આપણે લગભગ એવા જ અનુમાન ઉપર આવીએ છીએ આપણે ચોથા પ્રકરણમાં જોઈ ગયા તેમ પાર્થિયન બાદશાહ વોલોગેસિસ પહેલાએ ઈસ્વી પહેલા સદીમાં[2] વેરવિખેર થયેલાં જરથોસ્તી ધર્મપુસ્તકો ભેગાં કરી તે ધર્મમાં નવુ જોશ પેદા કર્યું હતું. વળી સર આર. ભાંડારકર બીજી પણ દલીલ રજૂ કરે છે કે ઈસ્વી પહેલી સદીમાં ઈંડો સિકિથિયન શાખાનો અને કુશાન જાતિનો કનિષ્ક નામનો બૌદ્ધમતવાદી એક મહાન રાજા હિંદની ઉત્તરે રાજ્ય કરી ગયો હતો, અને એની રાજધાની પેશાવર હતી. તેના વખતના સિક્કાઓ ઉપર "મિહિર" (સૂર્ય)ની આકૃતિ નજરે પડે છે. આ ઉપરથી જણાય છે કે એ બૌદ્ધમતવાદી રાજાના રાજ્યમાં પણ કાંઈક જરથુસ્તી ધર્મની કે રીતરિવાજની અસર પડી હોવી જોઈએ. એ રીતે જોતાં પણ જે મગ બ્રાહ્મણો ઈરાનથી હિંદ આવ્યા તે ઈસ્વી સન પૂર્વે કે ઈસ્વી પહેલી યા બીજી સદીમાં આવ્યા હોવા જોઈએ.

મગ બ્રાહ્મણોની અસર હિંદમાં કાંઈ રહેવા પામી છે કે કેમ તે બાબત ઉપર આપણે હવે આવીએ. મિ. કે. એન. સીતારામ[3] જણાવે

---

૧. 'Vaishnavism and Shaivism and Other Sects" by Dr. Sir Ramkrishna G. Bhandarkar

૨. જુઓ મિ. પાલનજી બ. દેસાઈ કૃત "તવારીખે શાહાને ઈરાન"

૩. "Iranian Influence on Indian Culture:" an article by Mr. K. N. Sitaram in the K R. Cama Oriental Institute Journal

છે કે ઈસ્વી છઠ્ઠી સદીમા મગ બ્રાહ્મણોની અસર હિંદમા બહુ હતી. અને ઈરાની તરીકત પ્રમાણેની સૂર્યપૂજા પૂરજોશથી ચાલતી હતી. મિ સીતારામ માને છે કે શ્રી હર્ષવર્ધન (૬૦૬-૬૪૮), તેના પિતા પ્રભાકરવર્ધન, તેના પિતા આદિત્યવર્ધન, અને તેના પિતા રાજ્યવર્ધન એ સૌ પરમાદિત્યભક્તો અને મગ બ્રાહ્મણોના જ વંશજો હતા. પ્રભાકર અને આદિત્ય નામો પણ સૂર્યના જ છે એ વાત પણ અર્થસૂચક ગણાવી જોઈએ. વરાહમિહિર નામનો એક નામીચો હિંદી વિદ્વાન ખગોળવિદ્યામાં નિપુણ હતો અને તે ઈસ્વી ૫૮૭મા મરણ પામ્યો મિ સીતારામના મત પ્રમાણે એ વરાહમિહિર પણ એક મગ બ્રાહ્મણ હતો, અને પોતાના પુસ્તકોમાં તેણે પોતાના મગ બ્રાહ્મણ પૂર્વજો માટે ઈશારા કર્યા છે. એના પિતાનુ નામ આદિત્યદાસ હતુ. વરાહમિહિરે "બૃહત્સંહિતા" નામનું પુસ્તક લખીને તે મિહિર, મિથ્ર અથવા સૂર્યનારાયણને અર્પણ કર્યું હતુ. આ ઉપરથી પણ તેને મગ બ્રાહ્મણો જોડે નિસબત હતી એમ મિ. સીતારામ અનુમાન કરે છે. મિ. જહાગીર ઈ. સંજાના[1] મહેરયસ્ત નામના એક જરથોસ્તી-શાસ્ત્રના અમુક શ્લોક તરફ આપણુ લક્ષ દોરે છે તે શ્લોક પ્રમાણે જ્યારે મહેર (મિહિર, સૂર્ય) આગળ વધે છે ત્યારે "વરાઝ" (વરાહ ભૂંડ)-નુ રૂપ ધારણ કરીને વેરેથ્રઘ્ન (વૃત્રહન, બહેરામ) પણ તેની સાથે જાય છે. આ ફકરા ઉપરથી વરાહ અને મિહિરનો સબધ ખુલ્લો દેખાય છે, અને વરાહમિહિર એક મગ બ્રાહ્મણ હતો એવા અનુમાનને પુષ્ટિ મળે છે. હિંદમા અનેક નાની જાતો આવી હિંદુઓમા ભળી ગઈ હતી, અને તવારીખની મદદ વિના તેમનુ નામનિશાન પણ આજે આપણને જડે નહિ. તેમ મગ બ્રાહ્મણોની નાની સખ્યા આવી જેમ સરિતા સાગરમા મળી જાય છે તેમ હિંદરૂપી મહાસાગરમા મળી ગઈ અને તેના અસ્તિત્વનો લોપ થઈ ગયો.

અરબોને હાથે ઈરાનનુ ઈસ્વી ૬૫૧મા પતન થયુ તે પહેલા ઈરાન અને હિંદ વચ્ચે સબંધ હતો તેના અનેક ઐતિહાસિક દાખલા આપી શકાય. મિ. શાપુરજી ડા. હોડીવાળાની "Parsis of Ancient India"ના આધારે આપણે કેટલીક વિગતો નોંધીશુ. જૂનાગઢ પાસે ગિરનાર આગળ ઈસ્વી ૭૨મા બધાયેલો "રુદ્રદામાનો પુલ" છે, જેની ઉપરના લેખમા એક યવન રાજા તુશસ્પનો ઉલ્લેખ છે. આ નામનો એક પારસી

1. "*Varahamihira—an Iranian Name*" *an article by Mr.* Jehangir E Sanjana in the Dinshah J Irani Memorial Volume

હારેમ તે જગ્યાએ થઈ ગયો હોય એ અનગ્રાજોગ છે. પાર્થિયન બાદશાહ મિથ્રિદાતિસ પહેલો, જે ઈ પૂ. ૧૭૧થી ૧૩૮ સુધી રાજ્ય કરી ગયા હતો, તેની સલ્તનત સિંધુ નદી સુધી ફેલાયેલી હતી, અને તેણે જેલમ અને સિધુ નદીઓ વચ્ચેનો પ્રદેશ સર કર્યો હતો એવી માહિતી ઈસ્વી બીજી સદીમાં થઈ ગયેલો એક ઇતિહાસકાર એરિયન આપણને આપે છે. ઇંડો પાર્થિયન શાહોમાં અઝીઝ (ઈ. પૂ. ૪૦) તથા ગોંડોફારિસ (ઈસ્વી ૨૦ થી ૬૦) મુખ્ય હતા, અને તેઓએ પંજાબમાં રાજ્ય કર્યું હતું એમ મિ. શાપુરજી કા હોડીવાળા[1] જણાવે છે. મિ. હોડીવાળા[2] લખે છે કે તે વખતના ઈરાનીઓ સમુદ્રગમનથી ડરતા હતા, પરંતુ પાર્થિયનોના અમલ દરમ્યાન ઈરાનીઓનો સમુદ્રનો ડર ભાગ્યો, અને ઈરાની અખાતથી હિંદના થાણાના કિનારા સુધી પણ ઈરાનીઓ દરિયાઈ સફર કરી વેપાર કરવા લાગ્યા. હિંદુસ્તાનના મશહૂર મુસ્લિમ તવારીખનવીસ ફિરસ્તા પ્રમાણે સિંસારચંદ નામનો એક હિંદી રાજા ગોદરેજ નામના એક પાર્થિયન બાદશાહને ખંડણી ભરતો હતો.

અર્દશીર બાબકાને પોતાની ફતેહ હિંદ સુધી લંબાવી હતી એમ કહેવાય છે, પણ ઈરાનના ઇતિહાસકાર મિ. પાલનજી બ. દેસાઈને આ હકીકત વિશ્વાસપાત્ર લાગતી નથી. એમ છતાં સાસાની શાહોનો કાંઈક અમલ હિંદ ઉપર ચાલુ જ રહ્યો હતો તેની શહાદતો મળે છે. બહેરામ બીજો (ઈસ્વી ૨૭૬–૨૯૨) સીસ્તાન સુધી લશ્કર લઈ ગયો અને તેને તાબે કરી તેણે હિંદ ઉપર ચઢાઈ કરી. પણ તેનું મનમાન્યું પરિણામ આવે તે પહેલાં તે રૂમનો સાથેના યુદ્ધમાં રોકાઈ ગયો. સાસાની શાહ નરસી (ઈસ્વી ૨૯૩–૩૦૧)ના હુકમથી પૈકુલી ખાતે એક મહેલ બાંધવામાં આવ્યો હતો, જેમાંનો પહેલવી લેખ હાલમાં પ્રો. એન્ડ્રીયાસ અને પ્રો. હર્ટઝ્‌ફેલ્ડે ઉકેલ્યો છે. તે લેખમાં જે ખંડિયા રાજાઓ નરસીની તાજપોશીની ક્રિયા વખતે હાજર હતા તેમનાં નામ આપવામાં આવ્યાં છે, અને તેમાં હિંદના કેટલાક ખંડિયા રાજાઓ વિશે પણ ઉલ્લેખ છે. પ્રસિદ્ધ ઈરાની ઇતિહાસકાર તબરી, જે ફિરદૌસીની થોડા જ વર્ષ પહેલાં થઈ ગયો હતો, તે જણાવે છે કે મહાન સાસાની શાહ શાહપૂર બીજાએ સિંધમાં શહેરો વસાવ્યાં હતાં વળી સાસાની શાહ ફીરોઝે પણ પોતાના નામથી હિંદમાં રામફીરોઝ અને રોશનફીરોઝ નામના બે નગરો વસાવ્યાં હતાં.

---

૧. મિ. શાપુરજી કા. હોડીવાળા કૃત "પાક ઈરાનશાહની તવારીખ"

૨. "Parsis in Ancient India" by Mr. Shapurji K. Hodiwala

સાસાની વંશનો બહેરામગુર નામનો એક પ્રતાપી રાજા ઈરાનમાં ઈસ્વી ૪૨૦ થી ૪૪૦ સુધી રાજ્ય કરી ગયો હતો. તે મહાકાય, અને ધનુર્વિદ્યામાં અતિ કુશળ હતો, અને તેનું રસપ્રદ વર્ણન ફિરદૌસી કરી ગયો છે સિંહ અને ગુરખર (જંગલી ગધેડા)ના શિકારનો તે શોખીન હોવાથી તેનુ નામ બહેરામગુર પડ્યુ. ફિરદૌસી પ્રમાણે બહેરામગુર એક ઈરાની એલચીના વેશમાં હિંદ આવી કનોજના રાજા શંગલના દરબારમાં ગયો. તેનાં અદ્‌ભુત પરાક્રમો જોઈ રાજા શંગલને ભય થયો કે એક સાધારણ એલચી જો આવો જબરો હોય તો ઈરાનનો શાહ બહેરામગુર તો કેવો હશે! બહેરામગુર ઉપર સપીનુદ નામની રાજાની કુંવરી મોહિત થઈ અને ચૂપચાપ તેમનું લગ્ન થયુ. આ સબંધથી ઉત્પન્ન થયેલો વંશ ગર્દભીલ્લ રજપૂતોનો વંશ કહેવાય છે. બહેરામનુ ઉપનામ પણ ગુર અથવા ગધેડો હતું, અને ગર્દભીલ્લ શબ્દ પણ ગર્દભ અથવા ગધેડા ઉપરથી નીકળ્યો છે. અને તેથી આ બાબત કાંઈક બંધબેસતી લાગે છે. પણ ગર્દભીલ્લ રજપૂતોની ઉત્પત્તિનો આ ખુલાસો માત્ર દંતકથા કહેવાય, અને એને તવારીખનો વિશ્વાસપાત્ર ટેકો હોય એવુ જાણવામાં આવ્યું નથી. વળી ફિરદૌસી પ્રમાણે બહેરામગુરને કવિતા અને ગાયનનો શોખ હોવાથી રાજા શંગલે તેની સાથે બાર હજાર લુરીઓ અથવા ગાયકો ઈરાન મોકલી આપ્યા; તેઓ ઈરાનના જે ભાગમાં વસ્યા તે લુરિસ્તાન કહેવાય છે. આ લુરીઓ જાણીતી જિપ્સી જાતના પૂર્વજો હોય એવી લોકવાયકા પ્રચલિત છે. કરાચીવાળા મિ. ફીરોઝશાહ રુ. મહેતાએ[1] જિપ્સીઓ ઉપરના પોતાના વિદ્વત્તાપૂર્ણ લેખમાં આ લોકવાયકાનું વિસ્તારથી ખંડન કર્યું છે.

હવે સાસાની વંશના સૌથી મહાન અને મશહૂર બાદશાહ નૌશીરવાન તરફ દૃષ્ટિ ફેરવીએ. રજપૂતોની ઉત્પત્તિ લગભગ ઈસ્વી ૬૦૦ની સાલથી કેટલાક ગણે છે. એક દંતકથા પ્રમાણે[2] રજપૂતોના મૂળ પુરુષ બાપા રાવળ શાહ નૌશીરવાનની પુત્રી જોડે પરણ્યા હતા. એમ કહેવાય છે કે એક દિવસ બાપા રાવળ કેટલીક કન્યાઓ જોડે રાસ રમ્યા. તે દરમ્યાન રમતના આવેશમાં એ જ કન્યાઓ જોડે અમથી ખોટી લગ્નક્રિયા કરવાનું તેમને મન થઈ આવ્યું. પછીથી માલમ પડ્યું કે ક્રિયા તો ખોટી નહિ પણ ખરી થઈ ગઈ હતી. તેથી બાપા રાવળને જિંદગીભર અનેક પત્નીઓનો

---

૧. મિ. ફીરોઝશાહ રુ. મહેતાનો લેખ —"માનવજાતનાં ઊડતાં પંખેરાં"— "સાંજવર્તમાન," પતેતી અંક ૧૯૪૪

૨. "Rajasthan" by Col. Tod

ઓઝો ઉડાલવો પડયો હતો, અને તેમની દ્વારા તે અનેક રજપૂત કુળોના પિતા થયા હતા. કેટલાકના મત પ્રમાણે બાપા રાવળ પોતે ઈરાન ગયા હતા. આટલી વિગતથી કદાચ આપણે એમ માની લઈએ કે એમની એક પત્ની નૌશીરવાનની પુત્રી પણ હોય પણ કર્નલ ટૉડ પોતે જ બાપા રાવળની જન્મતિથિ ઈસ્વી ૭૧૨ આપે છે, જ્યારે સ્વ. પંડિત ગૌરીશંકર ઓઝા એમના "રજપુતાના કા ઇતિહાસ"મા ૭૧૨થી પણ દૂર એ તારીખ મૂકે છે: એટલે તારીખોનો મેળ નહિ બેસવાથી આ દંતકથા તરત ભાગી પડે છે, કેમકે ૭૧૨ માં જન્મેલો પુરુષ ૫૭૯મા મરણ પામેલા નૌશીરવાનની પુત્રી સાથે પરણે એ બિલકુલ અસંભવિત લાગે છે. કદાચ ઈરાની રાજ્યનો અરબોને હાથે નાશ થયા બાદ એક ઈરાની રાજકુંવરી જોડે બાપા રાવળ પરણ્યા હોય, પણ આવા તર્કને ઇતિહાસનુ નામ આપવું યોગ્ય ગણાય નહિ. અહીં એટલી નોંધ લઇશુ કે અબુલફઝલ પ્રમાણે મેવાડના રાણાઓ પોતાને નૌશીરવાનની ઓલાદ ગણાવે છે. મિ. વિલફર્ડ નામના લેખકના મત પ્રમાણે દક્ષિણના કોકણસ્થ બ્રાહ્મણોમાં પણ ઈરાની લોહી હોવાની મજબૂત શક્યતા છે. મિ. શાપુરજી કા. હોડીવાળા પોતાની "Parsis of Ancient India"માં જણાવે છે કે કોકણમા "ગધૈયા પૈસા" નામના સાસાની સિક્કાઓને મળતા સિક્કાઓ મળી આવ્યા છે. તેમની એક બાજૂએ અગ્નિપાત્રની આકૃતિ છે જે ઉપરથી પણ ઈરાની સંબંધ જણાય છે. વળી બહેરામગુર નામમાં 'ગુર'નો અર્થ ગધેડો થાય છે, તે તરફ જોતાં "ગધૈયા પૈસા"ને શાહ બહેરામગુર સાથે કંઈ નિસબત હોય એવો શક મજબૂત બને છે.

નૌશીરવાનના સમયમા ઈરાનીઓની હિંદ સાથે સાહિત્યસંબંધી નિસબત કેવી હતી તે આપણે ચોથા પ્રકરણમાં જોઈ ગયા છીએ. શાહે બરઝુ નામના એક ઈરાની વિદ્વાનને એક ચમત્કારિક સંજીવન રોપો લાવવા હિંદ મોકલ્યો હતો, પરંતુ બરઝુને તે રોપો ન મળવાથી "હિતોપદેશ" અથવા 'પંચતંત્ર'નો નામીચો ગ્રંથ તે હિંદથી લઈ ગયો, કારણ કે આત્મોન્નતિ કરનાર ખરો રોપો તો જ્ઞાન જ છે એ ગ્રંથના પહેલવીમાં, ત્યારબાદ ઈરાનના પતન પછી અરબીમાં, અને તે પછી ફારસીમાં કેમ તરજુમા થયા, અને તે ગ્રંથ "કલીલે વ દમને"ના નામે કેમ જાણીતો થયો તે પણ આપણે જોઈ ગયા છીએ. વળી શેતરંજની રમતની શોધ હિંદમાં થઈ અને હિંદી રાજાની ખંડણીમાં તે નૌશીરવાનના દરબારમા ગઈ: ત્યાં વડા વઝીર બુઝરજમહેરે તેને ઉકેલી, વગેરેનું બ્યાન પણ આપણે પૂર્વે વાંચી ગયા છીએ.

ઈરાન અને હિંદ વચ્ચેનો એક રાજકીય પ્રસંગ હવે તપાસીએ. પુલકેશી બીજો નામનો એક પરાક્રમી ચાલુક્ય રાજા ઈસ્વી સાતમી સદીના પૂર્વાર્ધમાં દક્ષિણ હિંદમાં રાજ્ય કરતો હતો. હર્ષવર્ધને બીજા રાજાઓ ઉપર જીત મેળવી હતી પરંતુ તે પુલકેશી બીજાના હાથે હાર પામ્યો હતો. પુલકેશી બીજા તરફથી એક એલચીમંડળ ઈરાનના શાહ ખુસરૂ પરવીઝના દરબારમાં ઈસ્વી ૬૨૫માં ગયું હતું, અને ત્યાંથી એક વળતું એલચીમંડળ પુલકેશી બીજા ઉપર આવ્યું હતું, તેનો ચિતાર અજંટાની ગુફાઓમાં આપવામાં આવ્યો છે ત્યાં રજૂ થયેલી આકૃતિઓએ પહેરેલા પોશાક ઉપરથી તે સાસાની ઈરાનીઓ હોય એમ જણાઈ આવે છે. નૌશારવાનનો પૌત્ર ખુસરૂ પરવીઝ પોતાના જોડીજલાની અને મોજશોખ માટે જાણીતો હતો. શીરીન નામની સ્વરૂપવાન બાનૂ, જે ઈરાનના સુન્દરીસંઘમાં સર્વશ્રેષ્ઠ હતી, તેની જોડે એના ઇશ્કની પ્રેમકથા નિઝામી ગંજવી નામનો શરમી શાયર દિલપસંદ કાવ્યમાં ગાઈ ગયો છે. ખુસરૂ શીરીનનો પ્રેમકિસ્સો લયલા-મજનુન કે જહાંગીર નૂરજહાનને ભુલાવે તેવો હતો. આશ્ચર્યકારક તો એ છે કે ખુસરૂ-શીરીનનો પ્રેમ દર્શાવતું એક ચિત્ર અજંટાની ગુફામાં આપણને મળી આવે છે. વળી બહેરામગુરના રાજ્યમાં બન્યું હતું તેમ એ જ રંગીલા ગંજવી ખુસરૂ પરવીઝના અમલ દરમ્યાન પણ હિંદમાંથી કેટલાક ગવૈયાઓ અને ગાનારીઓ ઈરાન જઈ વસ્યા હતાં. કર્નલ ટાડ[1] લખે છે કે પાર્થિયનો અને શક લોકોએ વલ્લભીપુરનો નાશ કરવામાં સિંધના રાજાને સાતમા શીલાદિત્ય સામે મદદ કરી હતી જાણીતા ઇતિહાસકાર એલ્ફિન્સ્ટનના મત મુજબ મામાની ફોજે સિંધના રાજાને વલ્લભીપુર ઉપર વિજય મેળવવામાં સહાય કરી હતી; પરંતુ વલ્લભીપુરનું એ પતન છેવટનું હોવું જોઈએ નહિ. વલ્લભીપુરનો છેવટનો ધ્વંસ ક્યારે થયો તે વિશે મતભેદ છે. મિ. વી. સ્મિથનો[2] મત સ્વીકારી એ બનાવ જો ઈસ્વી ૭૭૦ની આસપાસ મૂકીએ તો ત્યારે પાર્થિયનો અથવા સાસાનીઓ આવી શકે નહિ; એટલે કર્નલ ટૉડ અને એલ્ફિન્સ્ટનના મતોનું ખંડન થઈ જાય છે. વલ્લભીપુરનો છેવટનો નાશ અરબોને હાથે થયો હતો, અને ઈરાનીઓને એ બનાવ સાથે કાંઈ પણ સંબંધ હોય એમ તારીખો ઉપરથી જણાતું નથી.

ઈસ્વી ૬૫૧માં ઈરાનનું રાજ્ય અરબોને હાથે ફના થયું, અને જે દિશાએથી ઈરાને કોઈ દિવસ સામનાની પણ વકી રાખી નહોતી, ત્યાંથી

૧. "Rajasthan" by Col Tod
૨. "Early History of India" by Mr. Vincent Smith

ઓચિંતી આફત આવી પડી, અને ઈરાનની પૂરેપૂરી પાયમાલી થઈ. ઈરાનનો છેલ્લો કમનસીબ બાદશાહ યઝદેજર્દ શહેરયાર એક નીચ તોખમના પારસી લોટ દળનારને હાથે કતલ થયો. તેની એક બેટી મહેરબાનુનુ નામનિશાન જળવાયુ નથી પરંતુ શત્રુથી નાસતાં તે પર્વતના પેટામા સમાઈ ગઈ હતી એવી દંતકથા હજુ ચાલુ છે. બીજી બેટી શહેરબાનૂ સાથે હઝરત નબી મુહમ્મદના દોહિત્ર ઈમામ હુસેને શાદી કરી હતી તેમના વંશજો સૈયદો તરીકે ઓળખાય છે ત્રીજી બેટી મહાબાનૂ કેટનાક ઈરાની સિપાઈઓ જોડે સ્વદેશ છોડી હિંદ ભણી નાસી આવી. અબુલફઝલ "આઈને અકબરી"મા લખે છે કે એ શાહજાદીએ એક રજપૂત રાજકુમાર જોડે લગ્ન કર્યું, અને એમનાથી જે વંશ ઉત્પન્ન થયો તે રજપૂતોમાં સૌથી શૂરવીર અને નામીચો ઉદેપુરના સિસોદિયાઓનો વંશ છે. અમૂલ્ય જવાહિરોથી ભરેલી એક દાબડીનો જ્યારે નાશ થાય છે ત્યારે તેમાનાં એકાદ બે કીમતી મોતીઓ કોઈ રાજવીને હાથ જઈ ચડતાં તે તેના મુગટમાં વિરાજે છે; તે પ્રમાણે પારસીઓનું બાદશાહી કુટુંબ છિન્નભિન્ન થઈ ગયું, પણ અહીંતહીં ઊડેલાં તેનાં લોહીના ટીપાંમાથી સૈયદ અને સિસોદિયાના ઉમરાવી વંશો ઉત્પન્ન થયા

આ રીતે જ્યારથી ઈરાનીઓ અને હિંદુઓ અસલ એક પ્રજા તરીકે રહેતા હતા ત્યારથી તે ઈરાનીઓ હિંદ વસવા આવ્યા ત્યાંસુધી તેઓ વચ્ચે ખુલ્લો અને લગભગ સિલસિલાબંધ સબંધ હતો એ આપણે જોયું. ઈરાનના પતન પછી પણ જે નાનાં મોટાં પારસી સંસ્થાનો સિંધ, કાઠિયાવાડ, ગુજરાત, રજપુતાના વગેરેમાં હતાં તેને લગતા અવશેષો, લેખો, સિક્કાઓ આપણને મળ્યા કરે છે મિ શાપુરજી કા હોડીવાળા[1] મિ. કનિંગહામ કૃત "Ancient Geography" તરફ આપણુ ધ્યાન ખેંચે છે. મિ કનિંગહામ પ્રમાણે શુમારે ઈસ્વી. ૭૨૦માં કૃષ્ણ નામનો પહ્લવ (પહેલવી, પારસી) રાજા ઇલાપુર યાને સોમનાથમાં રાજ્ય કરતો હતો. એ જ કિતાબમાં મિ હોડીવાળા રા. બ. શંકર પાંડુરંગ પંડિત-સંપાદિત "ગૌડવહો"માંથી ઉતારો આપે છે તે પ્રમાણે કનોજ શહેરના રાજા યશોવર્માએ કાઠિયાવાડ અથવા સિંધની નજીક રહેતા "પારસીકો"ને ઈસ્વી ૬૯૫માં હરાવ્યા હતા. આ ઉપરથી જણાય છે કે તે પ્રાંતો તરફ ઈસ્વી ૭૦૦ સુધી પારસીઓનું રાજ્ય, અથવા તે નહિ તો તેમનું એક નાનું સંસ્થાન હોવું જોઈએ. મસઉદી નામનો એક મુસ્લિમ તવારીખ-નવીસ લખે છે કે એના પોતાના વખતમાં (ઈસ્વી દસમી સદીમાં) સિંધ

૧. મિ. શાપુરજી કા. હોડીવાળા કૃત "પાક ઈરાનશાહની તવારીખ"

અને હિંદુસ્તાનમાં ઘણાં અગ્નિમંદિરો હતાં. તેનો જ સમકાલીન જાણીતો ભૂગોળવેત્તા ઈબ્ન હૌકલ લખી ગયો છે કે તેના વખતમાં સિંધ અને હિંદમાં ગબ્રો (પારસીઓ) વસતા હતા. અલબીરૂની જે ઈસ્વી ૧૧મી સદીમાં થઈ ગયો હતો તેણે પણ હિંદમાં પ્રવાસ કરી ત્યાં વસતા પારસીઓ વિશે ઈશારો કર્યો છે. આધુનિક જરથોસ્તી ધર્માભ્યાસના મૂળપુરુષ મિ. ખુરશેદજી રુ. કામાનું[1] ધ્યાન વિદ્વાન ડૉ. ભાઉ દાજીએ મુંબાઈ પાસે આવેલા કેનેરીની બૌદ્ધ ગુફામાં આવેલી પહેલવી તખ્તીઓ ઉપર દોર્યું હતું. એ તખ્તીઓ જ્યારે ઉકેલવામાં આવી ત્યારે જણાયું કે સગાસંબંધીઓ અને મિત્રોની ત્રણ નાની પારસી ટોળીઓ જુદા જુદા સમયે તે ગુફાઓ જોવા આવી હતી, અને ત્યાં પોતાનાં નામ અને આવવાનાં વર્ષ પણ તે પારસીઓ લખી ગયા હતા. તેથી એ લેખો ઐતિહાસિક દસ્તાવેજ સમાન બની ગયા હતા. એ લેખો ઉપરથી એક ટોળી યઝદેજર્દી ૩૫૬ (ઈસ્વી ૯૮૮)માં, બીજી યઝદેજર્દી ૩૬૮ (ઈસ્વી ૧૦૦૦)માં, અને ત્રીજી યઝદેજર્દી ૩૯૦ (ઈસ્વી ૧૦૨૨)માં આવી ગઈ હોય એમ જણાય છે. આ ગુફાઓ જોવા આવનાર પારસીઓ કદાચ અરબોના જુલમથી હિંદ નાસી આવનાર પારસીઓના વંશજો પણ હોઈ શકે; માટે હવે વધુ શહાદતો આપણને ભેગી કરવાની જરૂર નથી. પણ એટલું તો સ્પષ્ટ થયું કે અરબોથી હાર ખમી જે પારસીઓ હિંદ ભણી નાસી આવ્યા તે પહેલા પણ ઈરાન અને હિંદ વચ્ચે આવજાનો વ્યવહાર તો હતો જ, અને એની ના પડાય એમ છે જ નહિ.

પરંતુ પહ્લવો અને મગ બ્રાહ્મણો તો ઈરાન ઉપરના અરબ વિજય પહેલાં હિંદુઓમાં ભળી પણ ગયા હતા. ત્યારે હિંદમાં આજે જે પારસી વસતી છે તે ક્યાંથી આવી? અને તે ખાસ કરીને હિંદના પશ્ચિમ કિનારા ઉપર જ કેમ છે? જેમ આપણને હખામની અને સાસાની પારસીઓની માહિતી છે તેમ હિંદ આવી વસેલા પારસીઓ વિશે કમભાગ્યે આપણને પૂરતી ખબર નથી. હિંદ આવી વસ્યા બાદ તેમની કોઈ સિલસિલાબંધ તવારીખ લખાવા પામી નથી અને માત્ર છૂટીછવાઈ નોંધો સિવાય બીજું કાંઈ રહ્યું નથી. રહ્યું છે માત્ર ૮૬૪ પંક્તિઓવાળું એક નાનું ફારસી કાવ્ય — "કિસ્સે સંજાન" — જે ઈસ્વી ૧૫૯૯માં નવસારીના એક મોબેદ બેહમન કયકોબાદ હોરમઝદયાર સંજાનાને હાથે લખાયેલું હતું. લેખકનું ઇતિહાસનું જ્ઞાન ઝાઝું નહોતું: દાખલા તરીકે તેઓ લખે છે કે ઝરથુસ્ત્ર પયગમ્બરે ધર્મ

---

૧. મિ. ખુરશેદજી રુ. કામા કૃત "જરથોસ્તી અભ્યાસ"

ફેલાવ્યો. તેનાં એક હજાર વર્ષ પછી ઈરાન અરબને હાથે પાયમાલ થયું. જો આ વિગત સ્વીકારીએ તો ઝરથુસ્ત્રનો યુગ શુમારે ઈ. પૂર્વે ૩૫૦ સુધીમાં મૂકવો પડે, અને ઝરથુસ્ત્ર પછી વીસ જ વર્ષમાં ઈરાનનુ સિકંદરને હાથે પતન થયું એમ કબૂલવું પડે, જે હાસ્યાસ્પદ કહેવાય. વળી લેખક કહે છે કે અર્દશીર બાબકાન સિકંદર પછી ૩૦૦ વર્ષે ગાદીએ આવ્યો; જ્યારે ખરુ જોતાં તો એ બે વચ્ચે ૫૫૬ વર્ષનું અતર છે. "કિસ્સે સંજાન"નુ વ્યાકરણ પણ બહુ ખામીભર્યું કહેવાય. એ પુસ્તકની તલ સ્પર્શી તપાસ જૂનાગઢવાળા પ્રો. શાપુરજી હોરમસજી હોડીવાળાએ[1] કરી છે પારસીઓ હિંદ ક્યારે આવ્યા તેની તારીખ પણ ચોક્કસ નથી. જો કે ઈસ્વી ૭૧૬ થી ૯૩૬ સુધીની અનેક તારીખો સૂચવવામા આવી છે. પ્રો. શા. હો. હોડીવાળા પોતાના ઉપર્યુક્ત ગ્રંથમાં પારસીઓ ઈસ્વી ૯૩૬મા હિંદ આવી વસ્યા એમ માને છે. હાલમાં "કિસ્સે સંજાન" એક ઐતિહાસિક ગ્રંથ નથી એમ કેટલાક અભ્યાસીઓ કહે છે: દાખલા તરીકે મિ. બી. ડી. નાશીકવાળા[2], મિ બી. એન. ભાઠેના[3] અને કર્નલ એમ. એસ ઈરાની[4]. એ ટીકાકાર ભાઈઓના કહેવા પ્રમાણે પારસીઓ તો પુરાણા કાળથી હિંદમાં હતા જ (અને તેના અનેક પુરાવાઓ આપણે જોઈ ગયા છીએ) અને ધર્મની જાળવણીને ખાતર તેઓ કાંઈ અરબોથી નાસી આવ્યા નહોતા. જાદી રાણા જેવો કોઈ હિંદુ રાજા સંજાનમાં થઈ ગયો હોય એમ ઇતિહાસ ઉપરથી જડતુ નથી; જે સોળ સંસ્કૃત શ્લોકોમાં પારસી ધર્મ રિવાજો વગેરેનું વર્ણન છે અને જે જાદી રાણાને એક દસ્તૂરે કહી સંભળાવેલા કહેવાય છે તે તો પાછળથી હસ્તીમાં આવ્યા, અને તેનો રચનાર અકા અધ્યારુ એક પારસી નહિ પણ બ્રાહ્મણ હતો; સંજાન ઉપર મહમૂદ બેગડાનું આક્રમણ અને પારસીઓએ હિંદુઓને આપેલી મદદને પણ ઇતિહાસનો ટેકો નથી: વગેરે વગેરે.

આ બાબતની બારીક તપાસ આ પ્રસંગે અસ્થાને કહેવાય. આપણે જોઈ ગયા કે "કિસ્સે સંજાન"ના લેખકને ઇતિહાસનુ ઝાઝું જ્ઞાન નહોતું.

---

૧. "Studies in *Parsi History*" by *Prof. Shapurji Hormasji Hodiwala*

૨ Kisseh-i-Sanjan or the Supposed Landing of the Parsis in Sanjan" by Mr. Behramshah D. Nasikwala

૩. "Kisse-Sanjan — A Palpable Falsehood" by Mr B. N. Bhathena

૪. "The Story of Sanjan" by Lieut Col. M. S Irani

એમ છતા એ પુસ્તકમાં બિલકુલ ઇતિહાસ છે જ નહિ એમ કહેવું ભૂલ ભર્યું છે. પારસીઓ અહીં આવ્યા તેનો ઇતિહાસ એ નોધતુ નથી. પણ તેને લગતી જે દંતકથા જળવાઈ રહી હતી તે નોંધે છે. દંતકથાઓની અવગણના કરી તેમને હસી કાઢવી એમાં ડહાપણ નથી. જ્યાં ધુમાડો હોય છે ત્યા અગ્નિ હોવો જોઈએ એમ માની શકાય; અને જ્યા કોમમા એક અતિ દઢતાથી મૂળ ઘાલેની પરંપરા (tradition) ચાલી આવતી હોય, અને જેને બીજાં સાધનો વડે સમર્થન મળી રહેતુ હોય, તેનુ ઐતિહાસિક મૂલ્ય સ્વીકારાવુ જોઈએ. માત્ર ઇતિહાસને અભાવે આવી પરંપરાનો તિરસ્કાર કરવા પહેલાં આ દંતકથા કેમ ઊભી થઈ અને શા માટે તે રૂઢ થવી જોઈએ તેના કારણો ઇતિહાસકારોને આપવા પડે છે. હવે "કિસ્સે સંજાન"-ના લેખક પોતે ભોળા દિલથી કહે છે કે એમને એક દાનેશમંદ દસ્તૂરે જે કહ્યુ તે એમણે કાવ્યમા ઉતાર્યું છે આપણે જોયુ તેમ પારસીઓ હિંદ આવ્યા તેને લગતો કાંઈ ઇતિહાસ જળવાઈ રહ્યો નથી; ત્યારે "કિસ્સે સંજાન"મા જે દંતકથા જળવાઈ રહી હોય તેને ગનીમત સમજી તેમાથી કાંઈક ઐતિહાસિક સત્ય તારવવા મથવુ જોઈએ. જો આ કાવ્ય પણ ન રહ્યુ હોત તો આપણે સંપૂર્ણ અંધકારમાં આથડિયા ખાતા હોત. ફિરદૌસીના શાહનામામા પણ ઇતિહાસની ભૂલો છે, છતા પુરાણા કાળની ઈરાની જાહોજલાલીનું તેમા વર્ણન છે તેથી પારસીઓને પ્રાણસમું તે પ્યારુ છે. "કિસ્સે સંજાન"મા ઇતિહાસનુ તત્ત્વ બહુ નથી, પણ ઇતિહાસ ઉપર જ રચાયેની દંતકથા એ રજૂ કરે છે, અને પારસીઓના પૂર્વજો કેવા સંજોગો વચ્ચે હિંદ આવી પહોચ્યા તે વાચી કે સાભળી પારસીઓનું દિલ ગરમ રહે છે, તેમનુ કોમી ઐક્ય કાયમ રહે છે. સર વાલ્ટર સ્કોટે "માર્મિયન" અને "રોકબી" જેવા કાવ્યો લખ્યા; તેમા તેણે અલબત્ત ઇતિહાસ સાથે છૂટ લીધી છે, પરંતુ તેથી તેમા ઇતિહાસ જ નથી એમ કહેવુ એક ગંભીર ભૂલ કહેવાય, કેમકે "માર્મિયન" મા ફ્લોડન ફિલ્ડ અને 'રોકબી"માં માર્સ્ટન મૂરની લડાઈઓનો અહેવાલ છે જ. તેમ જ "કિસ્સે સંજાન"મા ઇતિહાસ ભૂલભર્યો હશે પણ ઇતિહાસનો પાયો તો છે જ, અને તેની ઉપર જે દંતકથા પ્રચલિત હતી તે રજૂ થઈ છે. વળી "કિસ્સે સંજાન" એના નામ પ્રમાણે એક કિસ્સો છે, જો કે તદ્દન કપોળકલ્પિત તો નથી જ. વળી તે એક કાવ્ય છે, ગદ્યમાં લખાયેલો ઇતિહાસ નથી, અને કવિઓ ઇતિહાસકારો જેટલા તવારીખને વફાદાર રહી શકતા નથી, પણ તેમના ઐતિહાસિક કાવ્યમા કલ્પના અને અતિશયોક્તિ આવી જાય છે તે આપણે જાણીએ છીએ.

ટીકાકારો કહે છે કે પારસીઓ એવા કાયર નહોતા કે અરબોથી બીને સ્વદેશ છોડી હિંદ નાસી આવે. આવા ક્રૂર અભિપ્રાય સાથે આપણે સંમત થઈ શકતા નથી ઈરાનમા રહી અરબોથી પરેશાની વેઠવા કરતા અથવા ધર્માન્તર કરવા કરતા પારસીઓના પૂર્વજો હિંદ નાસી આવ્યા તેમા તેમણે ડહાપણ બતાવ્યુ કે ડરપોકપણુ દેખાડયુ? એમા પરાક્રમ હતુ કે કાયરતા હતી? ઇંગ્લાંડના જેમ્સ પહેલાના અમલ દરમ્યાન ધર્મનુ પૂરુ છૂટાપણુ નહોતુ તે કારણે જે પ્યુરિટન આદ્ય જાત્રાળુઓ (Pilgrim Fathers) ૧૬૨૦મા અમેરિકા જઈ વસ્યા એ શુ એમની કાયરતા હતી? હિટલરના ઝુહાકી દોરથી હેરાન બની યહૂદીઓ પ્યારુ વતન છોડી જ્યા રક્ષણ મળે ત્યા નાસી છૂટયા તેમા અમણે શુ બાયલાપણુ બતાવ્યુ? આજે (૧૯૪૭મા) જે હતભાગી હિજરતીઓ હિંદમા એક ઠેકાણેથી બીજે ઠેકાણે જુલમથી બચવા માટે સ્થળાંતર કરી રહ્યા છે તેમને કાયર કહેવા એ તો દાઝયા ઉપર ડામ દેવા જેવુ થાય જેઓને બીજા પ્રત્યે હમદર્દી ન હોય, અગર બીજાનુ દુ ખ જાણવા જેટલુ કલ્પનાબળ પણ ન હોય તેમણે તો મૌન ધારણ કરવુ એ જ ઇષ્ટ છે

વળી એમ પણ કહેવાય છે કે અરબોના અમલમા જુલમ જેવુ તો હતુ જ નહિ અને ધર્માન્તર કરવાની ફરજ પણ કોઈ પાડતું નહિ, માટે પારસી પૂર્વજોને અહી નાસી આવવાની જરૂર જ નહોતી. આ અતિ લંબાણ સવાલની ચર્ચામા આપણે અહી ઊતરી શકતા નથી વળી અરબોના જુલમ વિશે જેટલુ થોડુ બોલીએ તેટલુ બહેતર છે જુલમ વિના કોઈ વહાલુ વતન છોડી દેશવટો લેતુ હશે? જુલમ વિના શુ પારસી પૂર્વજો હિંદમા વેપાર કરવા આવ્યા હતા? વેપાર અર્થે આવ્યા તો એમની એક મોટી સખ્યા અહી જ કેમ રહી ગઈ? પારસીઓ એવા તો પાગલ ન બન્યા હોય કે વિના કારણે વહાણમા વહાલી વસ્તુ છોડી વતનથી વિદાયગીરી લે અને એક પરાઈ ભૂમિ ઉપર કાયમના જઈ વસે? આજે આપણા વચ્ચે અનેક કમનસીબ નિરાશ્રિત હિજરતીઓ વસે છે એઓને પૂછો કે એમને વતન છોડી નીકળવાનુ સબળ કારણુ હતું કે નહિ, અને એ કારણુ છતા એમને વતન છોડવુ ગમ્યુ કે નહિ, અને હજી અહી એમને હર પળે વતન યાદ આવે છે કે નહિ આજના હિજરતીઓની દુ ખકથા વાચતા કે સાભળતા એક પારસીને પોતાના પૂર્વજોનુ અત્યત કરુણ સજોગો વચ્ચે ઈરાનથી હિંદ થયેલુ સ્થળાતર યાદ આવ્યા વિના રહેતુ નથી તે વખતે જેવા આજે છે તેવા મુસાફરીના પૂરતા સાધનો

નડ્યાંતાં: તેવા સંજોગોમાં માદરવતનને છેલ્લી સલામ કરી, ઘરબારનો ત્યાગ કરી, કેટલાંક ઈરાની સ્ત્રી, પુરુષ, વૃદ્ધ, યુવાન, બાળબચ્ચાં ભયંકર યાતનાઓ વેઠી, તાપ, તડકો, ત્રાસ, ભૂખમરો સહન કરી, સમુદ્રદેવને શરણે જઈ હિંદ સાથે પોતાનું કિસ્મત જોડવા નીકળી પડ્યાં. દુઃખ પડ્યા વિના ફોગટમાં આવાં દુઃખો ઊભાં કરે એવા અક્કલના દુશ્મન પારસીઓના પૂર્વજો હોય એ માની શકાતું નથી. ઈતિહાસનાં પ્રમાણો આપ્યા વિના માત્ર સાદી સમજને આધારે પણ આ પ્રશ્નનો ઉકેલ થઈ શકે છે.

આપણે જોઈ ગયા તેમ પારસીઓ અનેકવાર હિંદ આવ્યા, રાજ્ય પણ કર્યું, વસાહતો પણ સ્થાપી: ઈરાન અરબોને હાથે પડ્યું તે પછી પણ બનવાજોગ છે કે કેટલાક ઈરાની ટોળાંઓ જમીનમાર્ગે હિંદ આવ્યાં હોય; પણ તેમાંથી આજે કોઈનું નામનિશાન રહ્યું નથી, અને જેમ મગ બ્રાહ્મણો હિંદુઓમાં સમાઈ ગયા તેમ એ પારસીઓ પણ હિંદુઓમાં ભળી ગયા હશે. "કિસ્સે સંજાન"માંથી એટલી ઐતિહાસિક દંતકથા તો જરૂર મળે છે કે પારસીઓનો એક મોટો કાફલો સમુદ્રમાર્ગે હિંદ આવી પશ્ચિમ કિનારે ઊતર્યો, અને હાલના પારસીઓ તેઓનાં જ ફરઝંદો હોવાં જોઈએ. પારસીઓ પહેલાંથી જ હિંદમાં છૂટાછવાયા હતા એ વાત ખરી, પણ હાલ પારસી વસ્તી મુખ્યત્વે હિંદના પશ્ચિમ કિનારા ઉપર છે તેનું કારણ શું? હજી પારસીઓનું દિલ હિંદના પશ્ચિમ કિનારા ઉપર આવેલી જગ્યાઓ તરફ જ કેમ દોડે છે? કર્નલ એમ એસ. ઈરાનીના[૧] મત મુજબ સાસાની રાજ્ય દરમ્યાન પારસીઓ હિંદ સાથે વેપાર કરવા આવતા, પણ ઈરાન ઉપરના અરબ વિજય પછી વેપાર અરબોને હાથ જઈ પડ્યો, અને પારસીઓને માતૃભૂમિ જવું અશક્ય થઈ પડ્યું હોવાથી તેઓ હિંદમાં જ રહી ગયા, અને અવારનવાર બીજા ઈરાનીઓના હિજરતી તાયફા ઈરાનથી આવતા રહ્યા અને તેથી પારસીઓની હિંદમાં વસતી વધવા પામી.

આ સઘળી વિગતો કેટલેક દરજ્જે ખરી પણ હોય, તોપણ પારસીઓની આ વસ્તી હિંદને પશ્ચિમ કિનારે જ કેમ આટલી વધી પડી તેનો કશો ખુલાસો મળતો નથી. પારસીઓ હિંદમાં આવ્યા તેનો સિલસિલાબંધ ઇતિહાસ આપણી પાસે નથી, પણ અથોરનાનો (પારસી ધર્મગુરુઓ)એ જાળવી રાખેલી પોતાની વંશાવળિઓ અને અનેક બીજી

૧. "The Story of Sanjan" by Col. M. S. Irani

નાની મોટી નોંધો હજી આપણી પાસે છે, અને તેમાં પણ પશ્ચિમ હિંદના જ શહેરો અને બનાવોની કેમ વાત આવે છે? શું પારસીઓ હિંદની તમામ દિશાઓમાંથી દોડી આવી પશ્ચિમમાં વસી ગયા? પશ્ચિમ હિંદમાં એવું શું પ્રકૃતિનું સૌન્દર્ય હતું, કયું ધન દાટયું હતું, કઈ રાજકીય સલામતી હતી, કયો મહાન બનાવ બન્યો હતો, કે જેથી પારસીઓના પૂર્વજો દેશના ખૂણેખૂણેથી આકર્ષાઈ ત્યાં ગયા? તેઓ એક સામટા પશ્ચિમમાં આવી પડ્યા કે રફતે રફતે ત્યાં આવ્યા તે વિશે ટીકાકાર ભાઈઓ કાંઈ જ કહેતા નથી. ખુદ ટીકાકાર ભાઈઓના કહેવા પ્રમાણે સુરતની પાસે આવેલા અને હાલમાં લગભગ ભુલાઈ ગયેલા ટેના ગામમાં એક વાર સાત દોખમા હતા, એટલે ત્યાં એકવાર જરથોસ્તીઓની સારી સંખ્યા હોવી જોઈએ એમ માની શકાય. એ સાતમાંની બે દોખમાઓ તો હજી મોજૂદ છે અને પશ્ચિમ હિંદમાં પારસીઓની એકવાર ગીચ વસ્તી હતી તેની સાક્ષી પૂરે છે. વળી સંજાનમાં પણ હાલ એક જૂના દોખમાના અવશેષો મળ્યા છે. પ્રાચીન વસ્તુવિદ્યા (archaeology)ની દૃષ્ટિએ જો આ સઘળા દોખમાઓવાળી જગ્યા આગળ સંશોધન થાય તો એ દોખમા કઈ સદીમાં બંધાયા તે વિશે આપણને અગત્યની માહિતી મળે.

વળી પારસીઓની ઘણીખરી અટકો પણ પશ્ચિમ હિંદના શહેરો ઉપરથી પડી છે — સુરતી, ભરૂચા, રાંદેરિયા, અંકલેસરિયા, વલસાડા, ઉદવાડિયા, સંજાના, ખંભાતા, બિલિમોરિયા વગેરે અનેક અટકો એના ઉદાહરણો તરીકે આપી શકાય. તેની સરખામણીમાં પૂર્વ ઉત્તર અને દક્ષિણ હિંદના ગામો ઉપરથી પડેલી પારસી અટકોનું પ્રમાણ નહિ જેવું કહેવાય. શું આ અર્થસૂચક નથી? આનો ખુલાસો ટીકાકાર બંધુઓએ આપ્યો હોય એમ લાગતું નથી.

"કિસ્સે સંજાન" ઉપરથી કાંઈ નહિ તો એટલી પણ માહિતી જો આપણે મેળવીએ કે પારસી પૂર્વજો જમીનને રસ્તે નહિ પણ સમુદ્રમાર્ગે હિંદ આવ્યા હતા તોપણ એક અગત્યનો ખુલાસો આપણને મળી રહે છે. જો તેઓ જમીનમાર્ગે મગ બ્રાહ્મણોની પેઠે આવ્યા હોત તો હાલમાં પણ પારસીઓની વસ્તી ઉત્તર હિંદમાં સારા પ્રમાણમાં હોત, અને તેમની અટકોમાં ઉત્તર હિંદના અનેક શહેરોના નામો જોવામાં આવત. પરંતુ એ ઈરાની વડીલો સમુદ્રમાર્ગે આવ્યા હોવા જોઈએ તેથી જ તેઓની વસ્તી હાલ પશ્ચિમ હિંદને કિનારે છે, કેમકે ઈરાનથી હિંદ સમુદ્રમાર્ગે આવતા પશ્ચિમ હિંદમાં જ સિંધથી ગુજરાત સુધી આવવું સુગમ પડે છે, અને વધુ દક્ષિણે જવાની ખાસ જરૂર રહેતી નથી.

વળી સમુદ્રમાર્ગે જો પારસી પૂર્વજો આવે તો ઉત્તર કે પૂર્વ હિંદમાં તેઓ જાય એ બની શકે એમ છે જ નહિ એ તો નકશા ઉપરથી પણ ખુલ્લું છે. ત્યારે હિંદના જુદા જુદા ભાગોમાંથી પારસીઓ પશ્ચિમ હિંદ આવી વસ્યા નથી, પણ "કિસ્સે સંજાન" માં જણાવ્યું છે તેમ પારસી શહેનશાહતના પતન પછી તેઓનો એક મોટો કાફલો સમુદ્રમાર્ગે ઈરાનથી નીકળી પશ્ચિમ હિંદમાં જ કોઈ સુગમ પડે એવા સ્થળે આવી ઊતર્યો હશે એમ અનુમાન નીકળી શકે છે.

એ કાફલો સંજાનમાં નહિ તો તેની આજુબાજુ આવી વસ્યો હશે: જાદી રાણાનો નહિ તો કોઈ બીજા હિંદુ રાજવીનો આશરો સ્વીકાર્યો હશે: ઈસ્વી ૭૩૬માં નહિ તો તેની પહેલાંની કોઈ તારીખે આવ્યો હશે: કદાચ એક મોટો કાફલો આવી ગયા પછી પારસીઓનાં બીજાં નાનાં ટોળાંઓ પણ આવી પશ્ચિમ હિંદમાં વસ્યાં હશે. "કિસ્સે સંજાન" માં આપેલી અનેક વિગતોનું એક પછી એક ખંડન થયેલું હોવા છતાં, અને તે વખતના ઇતિહાસનો અભાવ છતાં, આટલાં અનુમાનો તો અનિવાર્ય બની જાય છે. અને તે માટે આપણે "કિસ્સે સંજાન" ના જ, તેની તમામ ખામીઓ છતાં, ઋણી થયા છીએ.

હવે છેવટનો જ એક વાંધો તપાસીએ જો પારસીઓ ઈરાનથી આવ્યા ને હિંદુ કોમ સાથે ભળી જઈ નાબૂદ થઈ ગયા તેઓ વિશે આપણે પૂરતી ચર્ચા કરી છે, અને એનો સૌથી જાણવાજોગ દાખલો તે મગ બ્રાહ્મણોનો છે. ત્યારે જે મોટો પારસી કાફલો પશ્ચિમ હિંદ આવી વસ્યો તે કેમ હિંદુઓમાં ભળી ગયો નહિ? એનાં ત્રણ કારણો આપી શકાય, જેમાં સમાયેલા સિદ્ધાંતો હજી હયાત પારસી કોમને લગુ પડે છે. પહેલું કારણ ધર્મ પ્રત્યેની ચીવટ અને દૃઢ આસ્થા, જે વિના એ પારસી ટોળું હિંદમાં સદીઓ સુધી કાયમ રહી શકયું નહોત. ધર્મની જાળવણી ખાતર જ ઈરાન છોડયું હોવાથી પારસી પૂર્વજોની ધાર્મિક શ્રદ્ધા બહુ બળવાન હોવી જોઈએ એમ માની શકાય; અને એ શ્રદ્ધાને પરિણામે તેઓના વંશજો હિંદમાં ટકી રહ્યા અને હિંદુઓમાં ભળી નહિ જતાં પોતાની કોમી અસ્મિતા સાચવી શક્યા. બીજું, કારણ આંતરકોમી લગ્ન પ્રત્યે નફરત. જો તે પારસી ટોળાએ આંતરકોમી લગ્નો કર્યાં હોત તો-તેના અસ્તિત્વનો મૃત્યુઘંટ કયારનો ય વાગી ગયો હોત, અને મગ બ્રાહ્મણોની પેઠે હાલની પારસી કોમ સદીઓ પહેલાં નષ્ટ થઈ ગઈ હોત. વળી જો પારસી પૂર્વજો હિંદ આવ્યા તે પોતાનાં બાનૂઓ અને ફરઝંદોને ઈરાન-

મેલી આવ્યા નડોના પણ સાથે લાવ્યા હતા, જે વિશે "કિસ્સે સંજાન" ખુલ્લું કહે છે:—

"ઝનો ફરઝંદ દર કિશ્તી નિશાન્દન્દ
બસૂએ હિંદ કિશ્તી તુંદ રાન્દન્દ:"

યાને તેઓએ પોતાના બાનુઓ અને બાળકોને વહાણમાં બેસાડયા અને વહાણને ઝડપથી હિંદ તરફ હંકાર્યું. એમ હોવાથી તે પારસીઓને બીજી કોમની બાનુઓ પરણવાની જરૂર પણ ભેરી વઈ નહોતી. એમ છતા પારસી પૂર્વજોમાંના કોઈ કે ગેરકાયદેસર સબંધ કર્યો હશે યા બીજી કોમની સ્ત્રીઓને રખાત તરીકે રાખી હશે, પણ તેઓની મગદૂર નહોતી કે તે વખતના સયુક્ત કુટુંબમાં એક પરકોમી બાનુને પરણી લાવી ઘરના ધાર્મિક વાતાવરણમાં ખલલ પહોંચાડે. આજે પારસીઓ "પ્રગતિશીલ" વિચારો ધરાવતા થયા છે, છતાં હજી ધર્મ તરફની એ જ ધગશ અને આંતરકોમી લગ્નો પ્રત્યેની એ જ નફરત તેઓમાં મોટે ભાગે જોવામાં આવે છે. પારસી ટોળાને ટકાવી રાખનારું ત્રીજું કારણ એ હતું કે પારકી કોમના માણસોને તેઓ પોતાના ધર્મમા દાખલ કરતા નહિ. જરથોસ્તી ધર્મગ્રંથોમાં બીજાઓને ધર્મમાં લેવાની છૂટ આપવામાં આવી છે અને તે વિશે કેટલીક શહાદતો પણ મળી આવે છે. છતાં હિંદના પારસી પૂર્વજોને વાજબી રીતે લાગ્યું કે એકવાર જો વટાળપ્રવૃત્તિ ચાલુ કરી તો વર્ણસંકર કોમ ઊભી થશે, અને લાક્ષણિક જરથોસ્તી ગુણોનો લોપ થઈ જશે. અલબત્ત, "પાછલે બારણે" થી કેટલાક જુદ્દીનો (જુદા ધર્મવાળા; બિનજરથોસ્તીઓ) જરથોસ્તી ધર્મમાં દાખલ થવા પામ્યા છે તેની ના પડાય એમ નથી; એમ છતા હજુ પારસીઓ બીજાઓને વટલાવી પોતાના ધર્મમાં લાવવાની સખ્ત વિરુદ્ધ છે, અને જે ધર્મગુરુ એમ કરવાની હિમ્મત કરે છે તેની સામે ભારે ઊહાપોહ જાગે છે.

ત્યારે અરબોએ ફેલાવેલી તારાજીથી ઈરાનનો ઝૂકતો બુઝાતો ચેરાગ આ રીતે હિંદમાં પાછો રોશન થયો, અને હિંદમાં એક નાનકડું ઈરાન ઊભું થયું. ઈરાન અને હિંદની લંબાણ રસકથાની સાંકળમાં "કિસ્સે સંજાન" સૌથી છેલ્લો અંકોડો છે. કેટલે દરજ્જે આ કાવ્યને ઐતિહાસિક માનવું કે ન માનવું તેની આપણે એક ઊડતી ઉપરછલ્લી તપાસ કરી લીધી છે, અને હિંદમાં હાલ વસતા પારસીઓના પૂર્વજો કયા અને શા કારણે આ દેશમાં આવીને વસ્યા તે જાણવાનો આપણે કાંઈક પ્રયત્ન કર્યો છે. પારસીઓ પોતાના મૂળ વતન ઈરાનને ભૂલ્યા નથી, કોઈ કાળે ભૂલશે પણ

નહિ. ઈરાનનું નામ માત્ર હજી ગમે એવા વૃદ્ધ જરથોસ્તી જિગરમાં જુવાનીની જ્યોત જગાવે છે, છતાં સદીઓ સુધી જે પ્રેમાળ ભારતભૂમિએ પારસીઓને આશરો આપ્યો છે તેને જ આજે તેઓ સ્વદેશ ગણતા થયા છે; તેના સુખમાં સુખ, તેના દુઃખમાં દુઃખ, અને તેના ગૌરવમાં પોતાનું પણ ગૌરવ તેઓ સમજે છે. હિંદના આતિથ્યના આભારી બની આજે પારસીઓ એક સુસંગઠિત કોમ તરીકે મોટે ભાગે આ દેશના પશ્ચિમ કિનારા ઉપર વસે છે, અને હિંદ મૈયાને પવિત્ર ચરણે તેઓ પોતાનાં સાહસ સખાવત અને સેવા અર્પણ કરે છે.

## ૮.

## ઈરાન અને એસીરિયા

ઈ. પૂ. ૪૩૦૦ ને સુમારે ટાઇગ્રિસ અને યુફ્રેટિસ નદીઓના પ્રદેશમાં એબિલોનિયાનું મહારાજ્ય થઈ ગયું. તે દેશ એક વખતે ખાલ્ડિયનોનો મુલક કહેવાતો, અને હાલમાં તે ઈરાકને નામે જાણીતો છે. ઉત્તર એબિલોનિયાને અક્કડ કહેતા જ્યારે દક્ષિણ વિભાગને સુમેરનું નામ મળ્યું હતું. મશહૂર એબિલોન, જે તે વખતની દુનિયામાં એક અતિ ભવ્ય નગર ગણાતું. તે એબિલોનિયાનું પાયતખ્ત હતું. કાંઈક સદીઓ પછી એબિલોનિયા નબળું પડ્યું અને તેની પાડોશમાં જ આવેલા એસીરિયાએ પોતાનું સામ્રાજ્ય જમાવ્યું, અને એસીરિયન રાજા તિગલથ – આદરે એબિલોન ઉપર ઈ. પૂ. ૧૨૭૦માં વિજય મેળવ્યો એનું પાયતખ્ત નિનિવે શહેર હતું, અને પ્રાચીન જગતમાં તે ગરૂ વિખ્યાતિ પામ્યું હતું. પ્રકરણ ત્રીજામાં આપણે જોઈ ગયા તેમ છેવટે એસીરિયાની પણ પડતી આવી, અને એબિલોનિયન રાજા નીઓપોલેસ્સારની મદદથી મીડ રાજા હુવક્ષત્ર ( Cyaxares ) ઈ. પૂ. ૬૦૬માં એસીરિયન બાદશાહ સારડાનેપલસને પરાજિત કરી તેની શહેનશાહત ખતમ કરી શક્યો. તે જ પ્રકરણમાં આપણે જોઈ ગયા કે ઈરાનના ફાર્સ પ્રાંતમાંથી મહાન સાઇરસે ચડાઈ લાવી ઈ. પૂ. ૫૫૮માં મીડોને જીતી લઈ ખાલેસ ઈરાની હખામની વંશનો પાયો નાખ્યો. વળી ઈ. પૂ. ૫૩૮માં એ જ સાઇરસે એબિલોન ઉપર પણ વિજય મેળવી તેને પોતાના વિશાળ રાજ્યમાં જોડી દીધું. એબિલોનિયા અને એસીરિયાની સંસ્કૃતિ એક જ હતી, એમના રીતરિવાજો, ધર્મ, ક્રિયા વગેરેમાં મોટું સામ્ય હતું:

બન્નેનું મૂળ તુરાની હતું. છેક કયાની વંશનો અંત આવ્યો ત્યારથી ઈરાનીઓને આ બે પ્રજાઓ સાથે નિકટનો સબંધ હતો, અને ઈ. પૂ. ૫૫૮માં ઈરાનની છત પછી હખામની ઈરાન એસીરિયન સંસ્કૃતિનું પણ વારસ બન્યું.

આપણને બેબિલોનિયા કે એસીરિયાના ઇતિહાસ સાથે આથી વિશેષ કામ નથી. પરંતુ એ બે પ્રજાઓ ઉપર ઈરાને કેવી સાસ્કૃતિક અસર કરી હતી અને કેવી વળતી અસર ઈરાન ઉપર પણ થઈ હતી તે બતાવવાનો આ પ્રકરણના મુખ્ય હેતુ છે. મિ. વૉ[1] નામના લેખક કહે છે કે ઈરાનનો ઇતિહાસ તો બેબિલોનિયા અને એસીરિયાના ઇતિહાસની માત્ર એક પુરવણી જ છે આ અભિપ્રાય સાથે આપણે બિલકુલ સમત થઈ શકતા નથી મિ. વૉ એમ માનતા લાગે છે કે આ બે પ્રજાઓની પડતી પછી જ જાણે ઈરાન પડેલવહેલું હસ્તીમાં આવ્યુ અને તે પહેલાં જાણે તેનુ અસ્તિત્વ હતુ જ નહિ. આ ઉપરથી જણાય છે કે પ્રાચીન ઈરાનના પેશદાદી અને કયાની વંશો (જેઓની વીરકથા ફિરદૌસીએ અમર કરી છે, અને જેઓના નામ અવસ્તા અને વેદના પણ આવે છે) તેઓ વિશે મિ. વૉ પૂરેપૂરા બેખબર છે. આવા અજ્ઞાનને પરિણામે જ ઘણા બાહોશ લેખકો એમ માનતા થયા છે કે ઈરાનીઓમા જે હ તે તો સઘળુ તેઓએ એસીરિયા ઉપરથી જ લીધુ હતુ, આપ્યુ કશુ નહોતું; કેમકે એસીરિયાની પડતી પછી જ, એ લેખકો પ્રમાણે, ઈરાન તવારીખના સફા ઉપર ચમક્યુ હતુ. આપણે આગલા પ્રકરણો ઉપરથી જોઈ ગયા કે ઈરાન એક અત્યંત પ્રાચીન ભૂમિનુ નામ છે; અચાનક ઈ. પૂ. ૫૫૮માં ધરતીમાથી ફૂટી નીકળેલી એક પ્રજાનો દેશ નથી.

સર એ. એચ. લેયર્ડ[2] નામના જાણીતા સંશોધનકાર પણ ઈરાનની પ્રાચીનતાથી બિનવાકેફગાર હોવાથી બહુ ગંભીર ભૂલમાં પડી ગયા હતા. તેઓને જણાવ્યુ કે એસીરિયામાં સૂર્યપૂજા અને અગ્નિપૂજા પ્રચલિત હતી, એટલે તેમણે અનુમાન કાઢ્યું કે પારસીઓએ આ પૂજા એસીરિયનો ઉપરથી લીધી હતી, જોકે ઇંડો ઈરાનિયન ધર્મમા પારસીઓ અને વેદકાળના હિંદુઓ બન્ને સૂર્ય અને અગ્નિને પૂજતા. ખોર્સાબાદ ખાતે આવેલા

1. "Persia" by W. S. W. Vaux ("Society for Promoting Christian Knowledge" Series)

2. "Nineveh and its Remains" by Sir Austen Henry Layard

એસીરિયન સ્થાપત્યના અવશેષોમાંની કેટલીક આકૃતિઓની કમરે દોરી વીંટાળેલી જોઈ તેમણે મત ઉચ્ચાર્યો કે પારસીઓએ કુસ્તી (જનોઈ) બાધવાનો રિવાજ પણ એસીરિયનો ઉપરથી લીધો હતો, જોકે જરથોસ્તીઓમાં કુસ્તી બાંધવાનો રિવાજ તો ઝરથુસ્ત્ર પયગમ્બરની પણ સેકાઓ પૂર્વે શાહ જમશીદના સમય જેટલો પુરાણો છે. એસીરિયનોની કેટલીક ધર્મક્રિયા અને ધર્મગુરુઓનુ વર્ગીકરણ અને ઈરાની ક્રિયા અને ધર્મગુરુઓની સંસ્થા વચ્ચે કેટલુંક સામ્ય દેખાવાથી લેયાર્ડે તુરત જાહેર કર્યું કે આ બે દિશાઓમાં પણ ઈરાન જ એસીરિયાનું ઋણી હતુ. ટૂંકમા જેમ ડૉ સ્પૂનરે પોતાના સંશોધનના આધારે ચન્દ્રગુપ્ત મૌર્ય અને અશોકને ઈરાની બનાવી દીધા હતા, તેમ લેયર્ડ પ્રમાણે એસીરિયા ઈરાનથી બહુ પ્રાચીન દેશ હોવાથી ઈરાને પોતાનો તમામ ધર્મ એસીરિયા ઉપરથી જ લીધો હતો. લેયર્ડનું આ અનુમાન બહુ ઉતાવળિયુ અને ઝૂનભર્યું કહેવાય, જોકે આપણે યોગ્ય ઠેકાણે જોઈશુ તેમ ઈરાને એસીરિયા તરફથી કેટલીક બાબતો ગ્રહણ તો કરી છે જ.

મિ મહેરજીભાઈ ન કુકાએ[1] આ બાબતનો ખાસ અભ્યાસ કરી તે ઉપર એક વિદ્વત્તાપૂર્ણ ગ્રંથ લખ્યો છે, અને નીચે જણાવેલી કેટલીક વિગતો આ પુસ્તક ઉપરથી જ લેવામાં આવી છે. પ્રથમ તો ઈરાનના ઇતિહાસમાં એક ઉપયોગી સીમાસ્તંભ સમાન ગણાતા બનાવ ઉપર ધ્યાન આપવું આવશ્યક છે. ઈ. પૂ. ત્રીજી સદીમાં થઈ ગયેલા બિરોસસ નામના બેબિલોનિયાના એક ધર્મગુરુ અને ઇતિહાસકારે ગ્રીક ભાષામાં પોતાના દેશની તવારીખ લખી હતી. એ તવારીખ હાલ હસ્તીમાં નથી, પરંતુ તેમાંની એક નોંધ બીજા લેખકોએ જાળવી છે. તે પ્રમાણે બહુ પુરાણા કાળમાં બેબિલોનિયા ઉપર ઝરથુસ્ત્ર નામના આઠ મીડ રાજાઓએ રાજ્ય કર્યું હતું. હવે એ સઘળાનું નામ ઝરથુસ્ત્ર ન હોઈ શકે, પણ તેઓ "ઝરથુસ્ત્રોતેમો" એટલે ઝરથુસ્ત્રના અનુયાયીઓ હોવા જોઈએ. તે પુરાણો કાળ મિ. પાલનજી બ. દેસાઈ[2] પ્રમાણે ઈ. પૂ. ૨૪૫૮ થી ૨૨૩૪ મૂકી શકાય. ત્યારે આટલુ તો ઇતિહાસથી સિદ્ધ થાય છે, કે તે જૂના જમાનામા ઈરાન પણ હતુ, તે રાજ્ય પણ કરતું, તેનો ધર્મ પણ હતો, અને તેના પયગમ્બર પણ હતા.

---

૧. "Era of Zoroaster in the light of Recent Babylonian Researches" by Mr Meherjibhai N. Kuka

૨. મિ. પાલનજી બ. દેસાઈ કૃત "તારીખે સાહાને ઈરાન" દફતર પહેલુ.

હવે એમિનેનિયા (કે એસીરિયા)ના દેવદેવીઓ અને ઈરાની ફિરસ્તાઓ વચ્ચેનું સામ્ય તપાસીએ "ઢીઆ" નામનો પાણીનો એસીરિયન દેવ તે ઈરાનીઓના "હૌરવતાત" (ખોરદાદ) જે પાણી ઉપર અધિકાર ધરાવે છે તેને મળતો આવે છે "બઉ" નામની એસીરિયન દેવી અને અવસ્તાનો "બધ" લોકોનુ કિસ્મત ઘડે છે 'શમ્મ તે એસીરિયનોનો સૂર્ય કે જે ન્યાયાધીશનો પણ હક ધરાવે છે, જ્યારે પારસીઓનો મિથ્ર" (વેદિક "મિત્ર") પણ સૂર્ય હોવા ઉપરાંત મરણ પામેલાઓને ન્યાય પણ આપે છે. એસીરિયન દેવી 'ઈસ્તર'ના નામ સાથે બહુ ભયંકર અનીતિ જોડાયેલી છે, અને એ જ દેવીની પૂજા સીરિયા અને ગ્રીસમા Astarte અથવા Aphrodite ના નામથી થાય છે, પણ તેનુ મૂળ અવસ્તાની "અષી" અથવા 'અષીવધુહી" ઉપરથી આવે છે, જે ગાથા પ્રમાણે પવિત્રતાનો અને પાછલા શાસ્ત્રો પ્રમાણે ધનદોલતનો અર્થ વરાવે છે અષીવધુહીને અનીતિ સાથે બિલકુલ સબધ નથી, એટલુ જ નહિ પણ "અશીશવધ યસ્ત" પ્રમાણે તે બદફેલી અને અનીતિમાન મનુષ્યો પ્રત્યે ભારે નફરત ધરાવે છે.[1] "આદર" તો પૂરેપૂરો અવસ્તાના "આતર" (અગ્નિ)ને મળતો આવે છ "ગીશ ઝીદા" એ ગાથાનો 'ગેઉશ ઉર્વન" છે ગેઉશ ઉર્વન એટલે ગાયનો (ધરતીનો) આત્મા "ઈશમ' બૂરાઈનો એસીરિયન દેવ છે જે અવસ્તાના "અએશ્મ" (ક્રોધના દૈત્ય)ને મળતો આવે છે.

"મરદુક" નામનો જાણીતો એસીરિયન દેવ જે મરેનાને સજીવન કરતો હતો તે અવસ્તાના 'અમેશેતાત (અમર્ગી) સાથે સામ્ય વરાવે છે એસીરિયનોમા અને અવસ્તામા 'રમ્મન' નામનો દેવ વાવટોળ ઉપર અધિકાર જમાવે છે અને શૂરવીરોની યુદ્ધમા દોરવણી કરે છે "સર્પનિતમ' ફળદ્રુપતાની એસીરિયન દેવી છે અને તે અવસ્તાની 'સ્પેન્તા આરમઈતી" (પવિત્ર ધરતી માતા) જોડે નિસબત ધરાવે છે "નબુ" નામનો એસીરિયન દેવ ડહાપણ ઉપર અને પાણી ઉપર પણ આધિપત્ય વરાવે છે, અને તે અવસ્તાના પાણીના ફિરેસ્તા 'અપેમનપાત" સાથે મળતો આવે છે અગ્નિના એસીરિયન દેવ "નરકુ" ઉપર અવસ્તાના અગ્નિના અઝ ફિરેસ્તા "નૈર્યોસઘ"ના નામની અસર જોવાય છે તે જ પ્રમાણે "શરરૂર્લુ' તે અવસ્તાનો "ક્ષથ્રવૈર્ય' (સપૂર્ણ ઈશ્વરી સત્તા), અને "મિશિરૂ" તે

1 Quoted from 'Zoroastrian Theology' by Dastur Dr M N Dhalla

અવસ્તાનો 'મિથ્ર' (સૂર્ય) છે ખેતીનો એસીરિયન દેવ "દુમુઝી" તે અવસ્તાના ઉત્પત્તિ ઉપર વર્ચસ્વ ધરાવતા "દહ્મ" ને બહુ મળતો આવે છે એસીરિયનોનો મુખ્ય દેવ "અશુર" છે જેને મૂળ અવસ્તાના અહુર (અહુર મઝ્દ) મા સહેલાઈથી મળી આવે છે આ "અશુર" ની પ્રાર્થના યુદ્ધમા વિજય અપાવવા માટે પણ કરવામા આવતી એનુ ચિહ્ન બે પાંખોવાળુ ચક્ર હતુ, અને હખામની સ્થાપત્યમા આપણે જોઈશુ કે આ ચિહ્ન પારસી ધર્મ પ્રમાણે ફ્રવશી[1] ને માટે વપરાતુ જાણીતા બાનૂ તવારીખ નવીસ રેગોઝીન[2] પ્રમાણે બેબિલોનિયન દેવાધિદેવની સાથે ત્રણ ત્રણ દેવોની બે ત્રગડી હમેશ જોવામા આવે છે. એક ત્રગડીમા 'અનુ" (આકાશ) "હ્આ' (ધરતી) અને "બેલ" (સુવ્યવસ્થાનો સ્વામી) છે, જ્યારે બીજી ત્રગડીમા "સિન" (ચન્દ્ર), "શમ્સ" (સૂર્ય) અને 'રમ્મન" (વાયુ) મુકાય છે ડૉ એરચ તારાપોરવાળા[3] ના મત પ્રમાણે બેબિલોનિયન દેવોની આ ગોઠવણ જરથોસ્તી ધર્મના અહુરમઝ્દ અને "અમેશાસ્પદો" (દૈવી શક્તિઓ)ને બહુ મળતી આવે છે

તે ઉપરાત એસીરિયન ધર્મ અને અવસ્તાની કેટલીક માન્યતાઓ, ક્રિયાઓ, પર્વો, દતકથાઓ, મહિનાઓ, ધર્મગુરુઓના વર્ગીકરણ વગેરેમા પણ ઘણુ મળતાપણુ માલમ જુએ છે દાખલા તરીકે બન્નેની મહાપ્રલયની દતકથા, એસીરિયનોની ઇષ્ટદેવની અને જરથોસ્તી ધર્મની "ફ્રવશી"ઓની માન્યતા વગેરે આપણે આ સઘળુ વિસ્તારીને આ પ્રકરણ લખાવવા ઇચ્છતા નથી પરતુ આ બધા સામ્ય ઉપરથી એસીરિયનોએ ઈરાન ઉપરથી લીધુ એમ કેમ કહેવાય? ઈરાન એસીરિયાનુ ઋણી નહોતુ એની શી સાબિતી? એનો ઉત્તર એ આપી શકાય કે પારસીઓ અને હિંદુઓ એ વાર એક અતિ પ્રાચીન "ઈંડો-ઈરાનિયન" નામે ઓળખાતો ધર્મ પાળતા હતા. તેમા વર્ણવેલા દેવદેવીઓ વેદ અને અવસ્તામા મોજૂદ છે તેમના કરતા એસીરિયન દેવદેવીઓ વધુ પુરાણા હોઈ શકે એમ માનવાને કાઈ ખાસ કારણ નથી વળી ઈરાન એક અતિ પ્રાચીન દેશ છે તે વિશેની ઐતિહાસિક

૧ જરથોસ્તી ધર્મના જીવાત્માને રવાન કહે છે, અને પરમાત્માને ફ્રવશી નામ અપાયુ છે એ ધર્મ પ્રમાણે તમામ સચેતન કે અચેતન સૃષ્ટિની પ્રત્યેક વસ્તુને પોતપોતાની જુદી ફ્રવશી હોય એમ મનાય છે

૨ Chaldea by Zenaide A Ragozin (Story of the Nations Series)

૩ "Aspects of the History of Zoroastrianism" by Dr I J S Taraporewala (K R Cama Oriental Institute Joural No 11)

સામિતી બિરોસસ નામના એક બેબિલોનિયન તવારીખનવીસની નોંધમાં જળવાયેલી છે, અને તે આપણે ઉપર જોઈ ગયા છીએ.

ધાર્મિક વિચારો અને માન્યતાઓ બે પ્રજાઓમાં સ્વતંત્ર રીતે પણ ઉત્પન્ન થઈ શકે માટે એક પ્રજાએ બીજી પ્રજામાંથી તે લીધા છે એમ શી રીતે કહી શકીએ? મિ. કુકા લખે છે કે આ બાબતનો નિર્ણય કરતાં અમુક સિદ્ધાંતો ધ્યાનમાં રાખવાની જરૂર છે. મિ. કુકાનો પહેલો સિદ્ધાંત એ છે કે જ્યારે બે દેશોમાં લગભગ સરખા નામો અને લક્ષણોવાળા દેવો પૂજાતા હોય ત્યારે જો એક દેશના દેવોના નામોના ધાતુ તે જ દેશની ભાષામાંથી ન મળતા બીજા દેશની ભાષામાંથી મળી આવતા હોય, તો જાણવું કે જે દેશની ભાષામાંથી તે ધાતુઓ મળતા નથી તે દેશે પેલા બીજા દેશમાંથી તેના દેવો લીધા હોવા જોઈએ. માત્ર ભાષાશાસ્ત્રીઓ જ પુરવાર કરી શકે કે એસીરિયન દેવોના નામોના ધાતુઓ તેમની પોતાની ભાષામાં નહિ પણ વેદ અને અવસ્તામાંથી સહેલાઈથી મળી, શકશે માટે એસીરિયનોએ જ પોતાના દેવો ઈરાનીઓ પાસેથી લીધા હશે એવું અનુમાન થઈ શકે. મિ. કુકાનો બીજો સિદ્ધાંત એ છે કે જો બે પ્રજાઓ લગભગ સરખા નામો અને લક્ષણોવાળા દેવોને પૂજતી હોય, અને જો તેમાંની એક પ્રજાના દેવોના નામ બીજી પ્રજાના દેવોના નામ ઉપરથી ટૂંકાવેલા હોય તો જે પ્રજાએ આવી રીતે નામો ટૂંકાવ્યાં તેણે તે બીજી પ્રજાઓ ઉપરથી લીધા હોવા જોઈએ. હવે એ તો દેખીતુ છે કે અવસ્તાના "અપામનપાત" ઉપરથી ટૂંકાવી એસીરિયન "નબુ" થયો, અવસ્તાના "નૈર્યોસંઘ" ઉપરથી ટૂંકાવી એસીરિયન "નરગ્ગ" થયો, અવસ્તાના "હૌરવતાત" અને "અમેરેતાત" ઉપરથી ટૂંકાવી એસીરિયનોના 'હીઆ' અને 'મરદુક' બન્યા, ત્યારે આ કસોટી ઉપરથી પણ જોઈ શકાશે કે એસીરિયનોએ જ ઈરાની દૈવીશક્તિઓ પોતાના ધર્મમાં લીધી છે, ઈરાને એસીરિયા ઉપરથી લીધું નથી. લેવાની જરૂર પણ નહોતી, કેમકે છેક ઈરાનિયન ધર્મમાંથી જ એ દેવદેવીઓ અવસ્તામાં ફિરેસ્તાઓના રૂપમાં ઊતરી આવ્યા હતા.

મિ. કુકાનો ત્રીજો સિદ્ધાંત એ છે કે જો એક પ્રજામાં અમુક સમય સુધી અમુક દેવોની પૂજા પ્રચલિત ન હોય, અને તે પ્રચલિત થઈ તે પહેલાં જો તે પ્રજા એક બીજી પ્રજાના સમાગમમાં આવી હોય કે જેમાં તે દેવોની પૂજા લાંબા કાળથી ચાલતી હોય, તો એવું અનુમાન નીકળી શકે કે પહેલી પ્રજાએ તે પૂજા બીજી પ્રજામાંથી લીધી

હોવી જોઈએ. હવે ઈ. પૂ. ૨૩૦૦ સુધી તો આપણને બેબિલોનિયન દેવો વિશે કાંઈ જ માહિતી મળતી નથી. બેબિલોનિયન ઇતિહાસકાર બિરોસસ પ્રમાણે ઈ. પૂ ૨૪૫૮ થી ૨૨૩૪ સુધી બેબિલોનિયા ઉપર જરથોસ્તીઓનો રાજ્યઅમલ ચાલતો હતો; ત્યારે આપણે એવા જ અનુમાન ઉપર આવી શકીએ કે આ મુદ્દત દરમ્યાન આ દેવોની માહિતી બેબિલોનિયનોએ જરથોસ્તીઓ ઉપરથી મેળવી હશે. મિ. કુકાનો ચોથો અને છેલ્લો સિદ્ધાંત એ છે કે દેવોને જુદાં જુદાં લક્ષણો હોવા છતાં કેટલીક વાર દેવો એક બીજા સાથે જોડાઈ જોડકા બની જાય છે. હવે એક પ્રજામાં જો એક બીજાથી સહેજ જુદા પડતા બે દેવોની અલગ પૂજા ચાલતી હોય, અને બીજી પ્રજામાં તે બે દેવો સંયુક્ત બની એક દેવ બની ગયા હોય તો એ સંયુક્ત બનેલા દેવોવાળી પ્રજા અલગ રહેલા દેવોવાળી પ્રજાની ઋણી છે એમ જાણવું. અહીં પણ આપણે જોઈશું કે બેબિલોનિયનોમાં "એન મરદુક," "નબુ નણુ," "નરકુગિમિષ" વગેરે દેવોનાં જોડકાંઓ છે, જેને મળતા દેવો ઈરાનીઓમાં અલગ રહ્યા છે. ત્યારે આ કસોટી પ્રમાણે પણ બેબિલોનિયનોએ જ ઈરાનીઓ ઉપરથી પોતાના દેવો લીધા હશે એમ સિદ્ધ થાય છે, અને ઈરાને પોતાનો આખો ધર્મ એસીરિયા ઉપરથી લીધો હતો એવા સર એ. એચ લેયાર્ડના આગળ દર્શાવેલ મતનું પૂરેપૂરુ ખંડન થાય છે.

પણ હવે ઢાલની બીજી બાજૂ ઉપર આપણે નજર કરીશું. જ્યારે એક પ્રજા બીજી સાથે સમાગમમાં આવે છે ત્યારે એક જ પ્રજા આપે અને બીજી લીધા કરે એમ બનતું નથી, પણ બન્ને પ્રજાઓ વચ્ચે વધતી ઓછી આપ લે થાય છે. ઈરાને એસીરિયાને પુષ્કળ આપ્યું, તે પ્રમાણે ઈરાને એસીરિયા પાસેથી લીધુ પણ હતું. આપણે ત્રીજા પ્રકરણમાં જોઈ ગયા તેમ કયાની વંશની પડતી પછી લાંબી મુદ્દત સુધી ઈરાનમાં એસીરિયન રાજઅમલ ચાલ્યો. તે સમયમાં જરથોસ્તી ધર્મમાં કેટલાંક અજરથોસ્તી તત્ત્વો પેઠા. અને ઝરથુસ્ત્રના ગાથામાં એક ઈશ્વરની પૂજા હતી તે તો કાયમ રહી, પણ ઝરથુસ્ત્રે જે અનેક વૈદિક દેવોને તિલાંજલિ આપી હતી તે ફિરેસ્તાઓના રૂપમાં એસીરિયન અમલ દરમ્યાન જરથોસ્તી ધર્મમાં પાછા દાખલ થયા. જ્યારે મીડ લોકોનું રાજ્ય થયું ત્યારે વળી કેટલાંક નવા તત્ત્વો દાખલ થયાં: એ લોકો જરથોસ્તી હતા પરંતુ તદ્દન ખાલેસ જરથોસ્તી ધર્મ પાળતા નહિ, અને એમના મેજાઈ નામે ઓળખાતા ધર્મગુરુઓએ સત્તામાં આવી જરથોસ્તી ધર્મમાં ફેરફારો કર્યાં. હખામની વંશના છેલ્લા રાજાઓના અમલ

દરમ્યાન જરથોસ્તીઓ મૂર્તિપૂજક પણ બન્યા. એક વખત આમના હખામની બાદશાહો મૂર્તિપૂજાના કટ્ટર વિરોધી હતા, પણ પાછલા હખામનીઓ કેટલાક ઈઝદો અને અમેશાસ્પંદો (દૈવીશક્તિઓ)ની મૂર્તિઓ બનાવી પૂજવા લાગ્યા એસીરિયનોની એક "એસ્ટિસ" અથવા "મિલ્લિટા" નામે દેવી હતી; તેનુ અનુકરણ કરી હખામની શાહ આર્ટાઝર્કસિસ નીમનના અમલમાં ઈ. પૂ. ચોથી સદીમાં જરથોસ્તીઓએ 'અનાહિતા" નામની એક સ્ત્રી-ઈઝદની મૂર્તિ સાથેની પૂજા શરૂ કરી. પણ મિ. પાલનજી દેસાઈ[1] ડૉ. એડૉલ્ફ રેપનો મત ટાકી કહે છે કે મિલ્લિટાની પૂજામા જે હલકી ક્રિયાઓ અને ભયંકર અનીતિ જોવામા આવતા તેનો તો ઈરાનીઓએ અનાહિતાની પૂજામાંથી સર્વથા ત્યાગ જ કર્યો હતો. હવે એસીરિયનોની નકલ કરી જરથોસ્તીઓ અહુરમઝદની આકૃતિ પણ કોતરવા લાગ્યા, જે અલબત્ત જરથોસ્તી ધર્મથી વિરુદ્ધ હતું

આપણે જોઈ ગયા તેમ જે વૈદિક દેવોનો અષો ઝરથુસ્ત્રે પોતાના ધર્મમાંથી બહિષ્કાર કર્યો હતો તે આગળ જતાં ધર્મમાં ફિરેસ્તાઓના નામથી પાછા દાખલ થયા, અને તેમનાં નામ અને સ્તુતિ જરથોસ્તી યસ્તોને નામે ઓળખાતી પ્રાર્થનાઓમાં આપણે જોઈએ છીએ. એ યઝદો અથવા ફિરેસ્તાઓ મૂળ તો ઇંડો ઈરાનિયન ધર્મના દેવો હતા, અને તે ઈરાનીઓ મારફતે એસીરિયનોમા પેઠા, અને હવે એસીરિયન અમલ દરમ્યાન અને તે પછી તે પારસીઓના ધર્મમાં ફિરેસ્તાઓના નામે પાછા આવ્યા એટલે ઈરાનીઓએ જે એસીરિયનોને આપ્યુ હતુ તે તેઓએ પાછું લીધુ. પરંતુ તે વિકૃત સ્વરૂપે લીધુ, અને તે સાથે જોડાયેલી મૂર્તિપૂજા અને બીજી અજરથોસ્તી માન્યતાઓ પણ આખો મીંચી સ્વીકારી એ ફિરેસ્તાઓની પૂજા એટલી હદે પહોચી કે કેટલીક યસ્ન નામની પ્રાર્થનાઓમાં ફિરેસ્તાઓ અહુરમઝદના બરોબરિયા થઈ ગયા, અને કેટલીક વખત તો અહુરમઝદને ફિરેસ્તાઓની પ્રાર્થના કરતો પણ ચીતર્યો છે, જે ખાલેસ જરથોસ્તી ધર્મના સત્ત્વ સાથે બિલકુલ બંધબેસતું નથી. અષો ઝરથુસ્ત્રે પોતાના ધર્મમાથી વૈદિક કાળથી ચાલતા આવેલા પશુઓનું બલિદાન આપવાના રિવાજનો પણ બહિષ્કાર કર્યો હતો; પણ પશુયજ્ઞ પાછળથી લખાયેલી યસ્તોમાં જોવામાં આવે છે, અને તે ઈરાનીઓ સાથના બેબિલોનિયન અને એસીરિયન પ્રજાઓના સમાગમનુ પરિણામ હતું, અને પાછળથી મિસરી, ગ્રીક અને પાર્થિયન પ્રજાઓથી તેને ઉત્તેજન મળ્યુ

૧. મિ. પાલનજી બ. દેસાઈ કૃત "તવારીખે હખામનીયાન" અને "તવારીખે સાસાનીયાન"

હતું. સાસાની શહેનશાહતના સ્થાપક મહાન શાહ અર્દશીર બાબેકાનના વખતમાં જરથોસ્તી ધર્મમાં સુધારો થયો હતો ખરો; તેમાંથી મૂર્તિપૂજા અને પશુબલિદાન આપવાના રિવાજો તો દૂર થયા, પરંતુ યજ્દ અથવા ફિરસ્તાઓને અતિ ઉચ્ચ સ્થાન આપવાની પ્રથા તો હજુ કાયમ રહી છે.

એમ છતાં સાધારણ રીતે બને છે તેમ એક બાજૂથી થતો ગેરલાભ બીજી દિશામાં લાભકારક પુરવાર થયો: યાને જરથોસ્તી ધર્મમાં થયેલા બગાડાથી અને મૂર્તિપૂજા દાખલ થવાથી ઈરાની સ્થાપત્યનો વિકાસ થયો. જ્યારથી ઈરાનીઓ એસીરિયનોના સબંધમાં આવ્યા ત્યારથી તેઓએ એસીરિયનોની કારીગરીનું અનુકરણ કરવા માંડયું. એસીરિયનોમાં મનુષ્યનુ મુખ અને દાઢી ધરાવતો પાંખોવાળો ગોધો તેમના મુખ્ય દેવના ચિહ્ન તરીકે વપરાતો. મનુષ્યના મુખથી ઈશ્વરનું ડહાપણ, પક્ષીની પાંખોથી ઈશ્વરની સર્વવ્યાપકતા અને ગોધાના બળથી સર્વશક્તિમાન ઈશ્વરનુ સામર્થ્ય સૂચિત થાય છે. આ જ આકૃતિનુ અનુકરણ હખામની પારસીઓએ પરસિપોલિસ ખાતેના ખંડિત થઈ પડેલા મહેલોમાં કર્યું હતું, અને આજે પણ હિંદનાં ઘણાં પારસી અગ્નિમંદિરો ઉપર એ જ આકૃતિનાં આપણને દર્શન થાય છે. નિનિવેના ખંડેરોમાં એસીરિયન દેવાધિદેવ "અશુર"ની સૂરત ચીતરી છે: તે એક પાંખવાળું ચક્ર છે, જેમાંથી એક ટોચવાળી ટોપી પહેરેલા મનુષ્યનો આકાર બહાર નીકળે છે: કોઈ ચિત્રોમાં તે આકાર તીર ફેંકે છે, કોઈમાં તેણે હાથ ઊંચો કર્યો છે, અને કોઈમાં તે માણસને ચીતર્યો જ નથી, પણ માત્ર પાંખોવાળું ચક્ર જ છે એ ઊડતું ચક્ર અનંતકાળ અથવા અમરગીનું ચિહ્ન છે અને તેમાં બેઠેલો માનવી તે ખુદાનું નિશાન છે. આવી જ આકૃતિઓ ઈરાનનાં પરસિપોલિસના મહેલનાં ખંડેરોમાં જોવામાં આવે છે, અને તે ઈરાનીઓએ એસીરિયનોનાં સ્થાપત્યના કરેલા ખુલ્લા અનુકરણનું પરિણામ છે. એસીરિયનોનો "ઈનઝી" નામનાં પક્ષીઓને પણ પવિત્ર ગણતા અને તેમની આકૃતિઓ પાંખવાળા ચક્રના રૂપમાં અથવા પાંખવાળા માનવી વગેરેના રૂપમાં તેઓ કોતરતા. ઈરાનીઓએ તેની પણ નકલ કરી પાંખવાળા ચક્રને ફ્રવશી[1] (divine spirit)ના ચિહ્ન તરીકે સ્વીકાર્યું. ડૉ. ટીલ[2] અને ડૉ. જમશેદજી

---

૧. જરથોસ્તી ધર્મ પ્રમાણે દરેક જીવાત્મા સાથે એક અમર દિવ્ય અને સંપૂર્ણ આત્મા જોડાયેલો હોય છે, જેનુ આ દેહમા પડછ પ્રતિબિંબ તે જીવાત્મા છે. તે અનાદિ અનંત અને દિવ્ય આત્માનું નામ ફ્રવશી અથવા ફરોહર છે.

૨. "Religion of the Iranian Peoples" by Dr. C. P. Tiele: translated into English by Mr G. K. Nariman

ઊનવાળા[1] પ્રમાણે આ પાખવાળું ચક્ર એસીરિયનોએ મિસરમાંથી મેળવ્યું હતું, અને ઈરાનીઓએ તે એસીરિયનો પાસેથી અપનાવ્યુ. હિંદના પારસીઓમાં આજે પાખવાળું ચક્ર એ જરથોસ્તી ધર્મના ચિહ્ન દાખલ વપરાય છે, જો કે એ ચક્ર મૂળ તો મિસરથી એસીરિયા અને ત્યાથી ઈરાન આવ્યુ હતું.

ઈરાનના "નક્ષે રુસ્તમ" નામના શિલ્પોવાળા પર્વત ઉપર શાહ દરાયસ હિસ્તાસ્પિસનુ અસ્તોદાન (અસ્થિ જાળવી રાખવાનુ સ્થાન) બધાયુ છે તેની ઉપર જે ચિતાર આપ્યો છે તે બહુ જાણીતો છે, અને તેનું વર્ણન અને તેની સમજ ૧૯મી સદીના પારસી વિદ્વાનોના અગ્રેસર મિ. ખુરશેદજી રુ. કામા[2] નીચે પ્રમાણે આપે છે:— એ ચિત્રમાં એક પાદશાહ જેવો દેખાતો દબદબાભર્યો બુઝુર્ગ શખ્સ એક હાથમાં કમાન પકડી ઊભો છે, જ્યારે બીજો હાથ બંદગી કરતો હોય એવી રીતે તેણે ઊંચો કર્યો છે. તેની સામે અગ્નિપાત્ર છે જેની ઉપર એક ચક્ર છે, અને તેની બાજૂમાં તે શખ્સનું જ મુખ ધરાવતી પણ પક્ષીની પાંખો અને પૂંછડીવાળી એક નાની આકૃતિ છે. આ ચિતાર શાહ દરાયસ હિસ્તાસ્પિસના અસ્તોદાન ઉપર હોવાથી મિ કામા માને છે કે તે ભવ્ય દેખાવનો શખ્સ શાહ પોતે છે, અને તે અગ્નિ સન્મુખ પ્રાર્થના કરે છે ચક્ર તે સૂર્ય છે અને પાંખો, પૂંછડી અને શાહનું જ મુખ ધરાવતી નાની આકૃતિ તે શાહ દરાયસની પોતાની ફ્રવશીનું ચિહ્ન છે. મિ. કામાના આ મત સાથે ડૉ. જમશેદજી ઊનવાળા ઉપર્યુક્ત લેખમાં સંપૂર્ણ સંમતિ ધરાવે છે. એ આખો ચિતાર આજે પણ કેટલાક પારસી ઘરોમાં અને અગ્નિમંદિરોમાં જોવામાં આવે છે, પણ આપણે જોયુ તેમ આ પાંખો અને મનુષ્ય-આકૃતિવાળું ચક્ર એસીરિયન સ્થાપત્ય ઉપરથી લેવામાં આવ્યું હતુ.

પારસીઓએ કળાના વિષયમાં એસીરિયનો પાસેથી બધુ જ લીધુ છે એમ લેયર્ડ માને છે, અને તે માન્યતાનો પડકાર કરવા માટે આપણી પાસે કારણો નથી. ઈરાનીઓએ એસીરિયનો પાસેથી સ્થાપત્ય કળા મેળવી; એસીરિયનોએ ઈરાનીઓ પાસેથી તે મેળવી નથી. તેનું કારણ એ કે ઈરાની

---

૧. "Winged Disk and Human Figure"— an article by Dr Jamshedji M. Unwala in the Dr. Sir J. J. Modi Memorial Volume

૨. મિ. ખુરશેદજી રુ. કામાકૃત "જરથોસ્તી અભ્યાસ."

હખામની વંશ પહેલાં કોતરાયેલી એસીરિયન આકૃતિઓ ઘણી છે, પણ એસીરિયન આકૃતિઓ પહેલાં ઈરાનમાં કયાની વંશમાં કાંઈ પણ સ્થાપત્યના અવશેષો આપણી પાસે નથી. વળી ઈરાની અને એસીરિયન સ્થાપત્ય એકાદ બે જગ્યાએ મળતાં આવે તો તે સામ્ય આકસ્મિક પણ કહેવાય, પણ ઈરાનીઓએ તે જ આકૃતિઓ, સ્થાપત્યની તે જ પદ્ધતિ અને તે જ વિશિષ્ટતાઓનું આબાદ અનુકરણ કર્યું હોવાથી તેઓએ એસીરિયનો પાસેથી સ્થાપત્યકળા મેળવી એમ કહેવાની ફરજ પડે છે. પણ લેયર્ડ એમ કહે છે કે ઈરાનીઓએ તમામ ધર્મ જ એસીરિયનો પાસેથી લીધો હતો તે તદ્દન ખોટું છે, અને તે મતનું ખંડન આપણે આગળ કરી ગયા છીએ. હિરોડોટસ અને ઝેનોફોન જેવા ગ્રીક તવારીખનવીસો પ્રમાણે ઈરાનમાં કશું સાહિત્ય નહોતું: એ વિગત પણ ખોટી છે, કેમકે બહુ પુરાણા કાળથી ઈરાનીઓમાં ગાથા અને અવસ્તા શાસ્ત્રો તો હતાં જ. લેયર્ડ પ્રમાણે ઈરાનીઓએ પોતાની લખવાની કળા પણ એસીરિયનો પાસેથી મેળવી હતી. (આ બાબત બહુ ચર્ચાસ્પદ કહેવાય, જો કે મરહૂમ મિ. સોહરાબ જ. બલસારા[1] ખાતરીથી માનતા કે એક અતિ પુરાણા કાળથી જ ઈરાનીઓને લખવાની કળા હસ્તગત થઈ હતી, અને ઈરાનીઓ દ્વારા તે મિસરમા, મિસરથી ફિનીશિયામાં અને ફિનીશિયા મારફતે તે ગ્રીસ વગેરે પશ્ચિમનાં દેશોમાં ફેલાઈ હતી ). વિદ્વાન લેખક ડૉ. ટીલ[2] કહે છે કે ઈરાનીઓએ એસીરિયનો ઉપર વિજય તો મેળવ્યો, પણ વિજેતાઓ પરાજિત થયેલી પ્રજાના શિષ્ય બની ગયા, અને ઈરાનીઓએ એસીરિયનો પાસેથી તેમનાં સ્થાપત્ય, શિલ્પ, ખીલારોકી લિપિ અને તેમના મૂળાક્ષર પણ મેળવ્યા. ગ્રીક ઇતિહાસકારોએ પણ ઈરાનીઓની અનુકરણપ્રિયતા વિશે ઈશારાઓ કર્યા છે અને જણાવ્યું છે કે પારકી સંસ્કૃતમાંથી જે સારું દેખાય તે ઈરાનીઓ વિના સંકોચે અપનાવી લેતા. સારી વસ્તુઓ ગ્રહણ કરી લેવી એ પણ એક સંસ્કારી પ્રજાનું મુખ્ય લક્ષણ છે. ઈરાનીએ એ જે કાંઈ એસીરિયનોને આપ્યું તે આપણે જોઈ ગયા છીએ, જે કાંઈ ઈરાની-ઓએ એસીરિયનો પાસેથી મેળવ્યું તેના પણ આભાર સ્વીકાર વવો જોઈએ.

---

૧. "The Origin of the Alphabet": an article by Mr. Sohrab J. Bulsara in the Dr. Sir J. J. Modi Memorial Volume

૨. Quoted in "Zoroastrian Theology" by Shams ul Ulama Dastur Dr. Manechji N. Dhalla

છેવટે એક બાબતને ખુલાસો થવો જરૂરી છે. ખોસીબાદ અને કુયુનછક ખાતે આવેલાં એસીરિયન ખંડેરો ઉપર કોતરાયેલાં ધાર્મિક ચિહ્નો અને આકૃતિઓ તપાસી, અને પરસિપોલિસ વગેરે સ્થળો ઉપર કોતરાયેલા ઈરાની ચિહ્નો સાથે તેનું સામ્ય જોઈ, લેયર્ડ પાછા ઉતાવળિયુ અનુમાન કરે છે કે ઈરાનીઓએ એસીરિયન સ્થાપત્ય અને શિલ્પની આકૃતિઓ લીધી એટલું જ નહિ પણ તેમા સમાયેલા વિચારો અને તત્ત્વજ્ઞાન પણ લીધા હતાં: કેમકે લેયર્ડના મત પ્રમાણે જ્યારે એક આકૃતિ અપનાવાય છે ત્યારે તેની સાથે જોડાયેલો વિચાર પણ આપોઆપ અપનાવી લેવાય છે. પરંતુ અહીં લેયર્ડ ભૂલતા લાગે છે, કેમકે હમેશા આમ કંઈ થતું નથી. દાખલા તરીકે એસીરિયન મુખ્ય દેવની આકૃતિ ઉપરથી ઈરાનીઓએ અહુરમઝ્દની પણ આકૃતિ બનાવી, ત્યારે શુ તે પહેલા ઈરાનીઓમા અહુરમઝ્દની માન્યતા જ નહોતી, અને એસીરિયન શિલ્પો ઉપરથી જ શુ એમને ઈશ્વરનો ખ્યાલ પહેલવહેલો સ્ફુર્યો? એમ તો અલબત્ત બને જ નહિ, કેમકે ઈરાનીઓમાં ઈશ્વરની માન્યતા જમાના જૂની છે. એસીરિયન આકૃતિઓમાં પાંખવાળું ચક્ર જોઈ ઈરાનીઓએ તેને ફ્રવશીનું ચિહ્ન ગણ્યું; તેથી એમ ઠરતું નથી કે ફ્રવશીની ફિલસૂફી પણ ઈરાનીઓએ એસીરિયનો પાસે મેળવી.

સત્ય હકીકત તો એ છે કે ઈરાનીઓ પાસે ધર્મ હતો અને તેને લગતી ફિલસૂફી પણ હતી, અને તે માટે તેને એસીરિયનો તરફથી કંઈ મદદની જરૂર હતી નહિ. ઈરાન પાસે ધર્મવિષયક ચિહ્નો નહોતાં તે આપણે માની શકીએ; એ ચિહ્નો ઈરાનીઓ એસીરિયનો સાથેના સમાગમથી શીખી ગયા અને એસીરિયન શિલ્પ વગેરેના ચિહ્ન અપનાવી લઈ તે દ્વારા પોતાના જ ધાર્મિક વિચારો તેઓએ પ્રદર્શિત કર્યા. અંગ્રેજી પોશાક પહેરવાથી જેમ એક પારસી અંગ્રેજ કે ખ્રિસ્તી બની જતો નથી તેમ કેટલાંક એસીરિયન ચિહ્નો સ્વીકારવાથી જરથોસ્તી ધર્મ એસીરિયન બની જતો નથી, કે સઘળો એસીરિયન ધર્મ જ ઈરાને અપનાવી લીધો એમ પણ ઠરતું નથી. છતાં જે કાંઈ સુંદર કે ઉપયોગી વસ્તુઓ ઈરાને એસીરિયા પાસેથી લીધી તે માટે તે એસીરયાનું ઋણી તો છે જ. ઈરાનના ચેરાગે પ્રથમ એસીરિયાને પ્રકાશ આપ્યો, પરંતુ તે બાદ એસીરિયાએ એ ચેરાગમાં તેલ પૂરી તેને તેજસ્વી બનાવ્યો તે સારુ દરેક ઈરાનપરસ્ત પારસી એસીરિયાનો અહેસાનમંદ થયો છે.

## ૯

# ઈરાન અને મિસર

મિસરને માનવસંસ્કૃતિનું પારણું તેમજ પુરાણું અવશેષોનું કબ્રસ્તાન ગણી શકાય. એના સ્મરણ માત્રથી જ ચિત્ત અદ્ભુત રસ અને ગુમનામાં તલ્લીન બને છે. મિસરનું નામ લેતાં જ હજારો વર્ષો જૂનો એનો ઇતિહાસ આંખ આગળ આવી ખડો થાય છે. સર્જનજૂની એટલેન્ટિયન પ્રજાએ મિસરમાં હિજરત કરી ત્યાં પિરામિડો બાંધ્યા કહેવાય છે.[૧] ઈ. પૂ. ૧૬મી સદીમાં યહૂદીઓના પયગમ્બર મોઝીસે પોતાનો ધર્મ ત્યાં પ્રવર્તાવ્યો હતો. હિરોડોટસ, જેવો નામીચો ઇતિહાસકાર અને પિથાગોરસ અને પ્લેટો જેવા મશહૂર ગ્રીક તત્ત્વવેત્તાઓ મિસરનાં વિદ્યાધામોથી આકર્ષાઈ ત્યાં કેટલોક સમય સુધી પોતાની જ્ઞાનપિપાસા તૃપ્ત કરવા રહી ગયા હતા. ઈરાની બાદશાહ કેમબાઈસિસે ઈ. પૂ. ૫૨૫માં મિસર સર કર્યું હતું, અને ત્યાર બાદ ઈ. પૂ. ૩૩૧માં જગવિજેતા સિકંદરની અજિત તલવારને તે શરણ થયું હતું. જુલિયસ સીઝર અને માર્ક એન્ટની જેવા શૂરા રોમન સરદારો ઈ. પૂ. પહેલી સદીમાં મિસરની રાણી કલીયોપેટ્રા ઉપર કુરબાન બની ત્યાં થોડોક સમય વસી ગયા હતા. ધર્મયુદ્ધોમા ખ્રિસ્તી શત્રુઓની પણ પ્રશંસા પામનાર પ્રસિદ્ધ વીર સલાહુદ્દીન યુસુફ (સૅલેડિન) મિસરનો સુલતાન હતો; અને અસામાન્ય શક્તિ અને બુદ્ધિબળ ધરાવનાર મહાન નેપોલિયને પણ નાઈલ નદી અને પિરામિડોનાં દર્શન કર્યાં હતા.

પરંતુ પ્રાચીન મિસરનાં યશોગાન ન ગાતા તેના ધર્મ અને જરથોસ્તી ધર્મ વચ્ચેનું સામ્ય આપણે તપાસી જોઈએ. કોઇપણ બે દેશો વચ્ચે કેટલુંક ધાર્મિક સામ્ય તો હોય જ. પણ ઈરાન અને મિસર વચ્ચેનાં આશ્ચર્યકારક સરખાપણાએ વિદ્વાનોનું[૨] ખાસ લક્ષ ખેચ્યું છે. મિસરીઓ henotheistic છે, યાને અનેક દેવો તે માનતા હોવા છતાં દરેક દેવની પૂજા કરતી વખતે તેને જ તેઓ સૌથી મહાન ગણે છે. મિસરનો સૌથી મહાન દેવ "હોર" (સૂર્ય) છે, જે જરથોસ્તીઓના "હવર" અને ગ્રીકોના

---

૧. "A Search in Secret Egypt" by Mr Paul Brunton

૨ ' Dante Papers and other Papers ' by Shams ul Ulama Dr Sir Jivanji J. Modi

"હોરસ"ને બહુ મળતો આવે છે. એ "હોર"નો સહાયક દેવ "રા" છે, જેનો મુકાબલો ઈરાનીઓના "રય" (સૂર્યનાં કિરણ) સાથે થઈ શકે.[1] મિસરીઓનો દેવ "આતેન" અને ઈરાનીઓનો ફિરસ્તો "આતર" અથવા "આદર" અગ્નિના અધિષ્ઠાતા દેવો છે. "હોર" (સૂર્ય) નો કટ્ટો શત્રુ "સેટ" (રાત્રિ) છે. આ પ્રકાશ-અંધકાર વચ્ચેના યુદ્ધ દ્વારા પુણ્ય અને પાપ વચ્ચે જગતમાં ચાલી રહેલા જંગ વિશેનો બોધ મળે છે.[2] "સેટ" કેટલીક વાર "હોર"ને હરાવે છે, પરંતુ મિસરી માન્યતા મુજબ છેવટની ફતેહ "હોર"ની જ છેઃ તે જ પ્રમાણે ઈરાનીઓમાં અગ્રમૈન્યુ (બૂરાઈની શક્તિ) કેટલીક વાર ફાવી જશે, પણ "સ્પેન્તોમૈન્યુ" (નેકીની શક્તિ) ને હાથે તે છેવટ હાર પામી ફના થશે.

મિસરીઓનો સૌથી જાણીતો દેવ "ઓસાઈરસ" છે જેની પત્ની "આઈસિસ" તેની પોતાની બહેન હતીઃ આ બન્નેનો પુત્ર તે ઉપર્યુક્ત "હોર" હતો. ઓસાઈરસ-આઈસિસનો પૂજાવિધિ અત્યંત ગહન અને ગુપ્ત હતો. ઓસાઈરસ અનેક આંખો ધરાવતો મનાય છે; તે સૂર્યના દેવ તરીકે પણ જાણીતો છે, અને મીનોઈ જગતમા હાથમાં તરાજુ લઈ તે ન્યાયાધીશનું કાર્ય પણ બજાવે છે. આ સઘળાં લક્ષણોમાં તે જરથોસ્તી ધર્મના ફિરસ્તા મિથ્ર અથવા મહેરને બહુ મળતો આવે છે. મૃતાત્માઓને "હોર" ઓસાઈરસ આગળ દોરી જાય છે, જ્યારે જરથોસ્તી ધર્મ પ્રમાણે "સરોશ" ફિરસ્તો મહેર (મિથ્ર; મિત્ર) ની પાસે તેમને લઈ જાય છે. મરનારોના ગુણદોષ તપાસવામાં ઓસાઈરસને "અનુબિસ" "હોર" અને "થોથ" ની મદદ મળે છે, જ્યારે જરથોસ્તી ધર્મ પ્રમાણે મહેર ફિરસ્તાને સહાય કરનાર "રસ્નુ" "આશતાદ" અને "રામ" નામની દિવ્ય શક્તિઓ છે.[3] મિસરી અને ઈરાની મૃતાત્માઓ મંત્રોચ્ચાર કરતા કરતા પ્રભુની ન્યાયદેવડીએ પહોંચે છે. કયામતના દિવસે શરીર

---

૧. "The Religion of Zarathushtra among Non-Iranian Nations": an article by Mr. Sohrab J Bulsara in the K. R. Cama Oriental Institute Journal, No. 35

૨. "Aspects of the History of Zoroastrianism" by Dr. Irach J. S Taraporewala

૩. "Prehistoric Relations between Iran and Egypt", an article by Mr. Meherjibhai N. Kuka in the Prof. Spiegel Memorial Volume.

સાથે મરનારે જાગ્રત થવું પડશે એમ માની મિસરીઓ મૃતદેહને કીમતી મલમો લગાડી જાળવી રાખતા; ઈરાનીઓમાં એ રિવાજ હતો નહિ, પરંતુ એવી જ કોઈ માન્યતાને વશ થઈ મૃતદેહનો ભક્ષ થયા બાદ ઈરાનીઓ તેનાં અસ્થિને "અસ્તોદાન" (હાડકાંવાળી કબર) માં જાળવી રાખતા;[1] એટલું જ નહિ પણ પશુપક્ષીઓ પાસે મૃતદેહનો ભક્ષ કરાવવાની રૂઢિ ઈરાનીઓમાં અને એકવાર પ્રાચીન મિસરીઓમાં પણ હતી. ઈંડોઈરાનિયન ધર્મમાં જણાય છે તેવી જ એક માન્યતા મિસરીઓમાં હતી, અને તે સંતાનોમાં પુત્રની ખાસ આવશ્યકતા વિશે હતી, કેમકે પુત્ર જ મરનાર પિતાના આત્માની શાંતિ અર્થે યોગ્ય ક્રિયા કરી શકે એમ તેઓ માનતા. ઈંડોઈરાનિયનોની માફક મિસરીઓ પણ થોડાક ખાસ મંત્રોની પવિત્રતા સ્વીકારી તેનું બહુમાન કરતા, અને અવારનાર ક્રિયામાં તે મંત્રોચ્ચાર કરવામાં આવતો. મિસરીઓ પ્રમાણે સૌથી પ્રથમ પેદા થનાર મૂળપુરુષનું નામ "મ્ના" હતું જે હિંદુઓના મનુ અને જરથોસ્તીઓના "મશ્ય" ને મળતું આવે છે.

મિસરીઓ એમ પણ માનતા કે દરેક દુન્યવી આત્માનો પૂરક એક સંપૂર્ણ, અમર અને દિવ્ય આત્મા મીનોઈ જહાનમાં વસે છે. એ મીનોઈ આત્માને મિસરીઓ "કા" કહેતા અને તે જરથોસ્તીઓની "ફ્રવશી" અને પ્લેટોના "આદર્શમૂર્તિ વિચાર" ને બરાબર મળતો આવે છે. મિસરીઓ "એપિસ" નામે એક ધોળા માથાવાળા. કાળા ગોધાને પવિત્ર ગણી પૂજતા હતા, અને જ્યારે તે મરણ પામતો ત્યારે ભારે શોક ફેલાતો અને ક્રિયાકામોમા ગંભીર ખલલ ઊભી થતી. પારસીઓ હજુ પણ "વરસિયો" નામના શુદ્ધ સફેદ ગોધાને પવિત્ર ગણે છે અને તેનું મૂત્ર અમુક ક્રિયાઓમાં લે છે: જ્યારે એ "વરસિયો" મરણ પામે છે ત્યારે નવો શુદ્ધ સફેદ વરસિયો મળી આવી પાવન થાય ત્યાંસુધી ક્રિયાકામોમાં ઢીલ થવા પામે છે. મિસરીઓ અને ઈરાનીઓના બાર મહિના અને ત્રીસ દિવસોનાં નામ બન્નેના ધર્મોમાં વર્ણવાયેલી દિવ્ય શક્તિઓનાં નામો ઉપરથી રાખવામાં આવ્યાં છે. વળી મિ. સોહરાબ જ. બલસારાના ઉપર્યુક્ત લેખ પ્રમાણે મિસરીઓના પહેલા મહિનાના ૧૯મા દિવસે ગત આત્માઓ માટે પ્રાર્થનાઓ કરવામાં આવતી: આશ્ચર્યકારક છે કે પારસીઓમાં પણ પહેલા મહિનાનો ૧૯મો દિવસ, જે ફ્રવરદીનનું પર્વ કહેવાય છે, તે પણ મરનારાઓની યાદ કરવા સારુ પવિત્ર મનાયો છે,

૧. જુઓ વંદીદાદ ૬: ૪૫-૫૧

અને આજે પણ તે દિવસે પારસીઓ દોખમા આગળ જેમા મળી મરનારોના આત્માની શાંતિ અર્થે પ્રાર્થના કરે છે.

એક બીજા ચકિત કરનારા સામ્ય ઉપર સર જહાંગીર કોયાજી[1] આપણું લક્ષ ખેચે છે. ફિરદૌસી પોતાના શાહનામામાં એક દંતકથા નોંધે છે કે કયગુસ્તાસ્પ બાદશાહના રાજ્યમાં પયગમ્બર ઝરથુસ્ત્રે એક અજાયબ જેવું "સર્વે કિશ્મર" નામનું ઝાડ રોપ્યું હતું, જે ફૂલીફાલી અત્યંત વિશાળ બન્યું હતું. ગુસ્તાસ્પ બાદશાહે તે ઝાડની આસપાસ એક મહાન મંદિર બંધાવ્યું હતું. તે ઝાડના દરેક પાનડા ઉપર ચમત્કારિક રીતે તે બાદશાહનું નામ લખાયેલું હતુ, અને જરથોસ્તી ધર્મનો ફેલાવો કરવા માટે તેને આદેશ આપવામાં આવ્યો હતો. વળી એમ પણ મનાય છે કે ઝરથુસ્ત્રે તે મંદિરમાં શયતાનને કેદ પૂર્યો હતો. આ સઘળું વર્ણન આલંકારિક દેખાય છે, પણ તે મિસરના હેલયોપોલિસ નગરના મુખ્ય મંદિરમાં રોપાયેલા "પરસિયા" નામના ઝાડને બહુ મળતું આવે છે. "પરસિયા" ઝાડને પાંદડે પાંદડે મિસરી રાજાઓનાં નામ લખાયેલાં હતાં એમ મનાતું. વળી મિસરીઓનો "અપેપી" નામનો મહાનાગ, જે સૂર્યદેવનો શત્રુ અને પાપનો પ્રતિનિધિ છે, તે એ જ "પરસિયા" વૃક્ષ નીચે કેદ પડેલો માનવામાં આવ્યો છે. પરંતુ આ સામ્યનું જે કારણ સર જહાંગીર કોયાજી આપે છે તે પ્રતીતિકર નથી. તેઓ લખે છે કે શાહ દરાયસ હિસ્તાસ્પિસ મિસર ઉપર રાજ્ય કરતો હતો, અને ત્યાં તેણે મેમ્ફિસ ખાતે મિસરી દેવ "ટાહ" (Ptah) ના મંદિરોની મરામત કરાવી હતી. અને એક બીજા મિસરી દેવ "એમન-રા" ની યાદમાં પણ એક મોટું મંદિર સ્થાપી તેણે મિસરીઓની પ્રશંસા મેળવી હતી. તેણે હેલિયોપોલિસ ખાતે આવેલું "પરસિયા" ઝાડવાળું મંદિર જોયું હશે, અને ઈરાન પાછો ફરી તેને મળતું જ ઝાડ રોપી તેવું જ મંદિર તેણે બાંધ્યું હોવુ જોઈએ એમ સર જહાંગીર કોયાજી માને છે. પરંતુ યાદ રાખવાની જરૂર છે કે ફિરદૌસી પ્રમાણે જુદાં લક્ષણોવાળું એક ઝાડ તો ખુદ પયગમ્બર ઝરથુસ્ત્રે રોપ્યું હતું, અને તેઓ શાહ દરાયસના સમયમાં નહિ પણ તેનાથી સૈકાઓ પૂર્વે થઈ ગયા હતા. અલબત્ત, શાહ દરાયસે પણ મિસરી ઝાડને મળતું વૃક્ષ ઈરાનમાં રોપ્યું હોય તે બનવા જોગ છે.

1. "Cults and Legends of Ancient Iran and China" by Sir Jehangir C. Coyaji

મિ. મહેરજીભાઈ એન. કુકા[1] આપણું ધ્યાન ખેંચે છે કે કેટલાક મિસરી અને ઈરાની શબ્દો બરાબર એક જ અર્થ દર્શાવે છે; દાખલા તરીકે બન્ને ભાષાઓમાં "અપ" એટલે પાણી છે; "રથ," "ગાવ"(ગાય : મિસરીમાં "કાવ" છે), ઉષા "હવર" (સૂર્ય) વગેરે શબ્દો બન્ને ભાષામાં સમાન અર્થો ધરાવે છે. આ સઘળું જો કે આશ્ચર્યકારક છે તોપણ તેટલાથી ઈરાને મિસર ઉપર અથવા મિસરે ઈરાન ઉપર અસર કરી એમ કહેવું એ વધુ પડતું કહેવાય. પરંતુ એક વધુ સંગીન દલીલ મિ. કુકા કરે છે કે અતિ પ્રાચીન કાળમાં, કે જ્યારે ઐતિહાસિક પુરાવા મળવાની સ્થિતિ નહોતી ત્યારે, બેબિલોનિયનોની એક વસાહત મિસર જઈને કરીઠામ થઈ હતી : એટલું જ નહિ પરંતુ તેની પણ સૈકાઓ પૂર્વે સૂર્યપૂજક પ્રાચીન ઈરાનીઓની એક ટોળીએ નાઈલ નદી આગળ મુકામ કર્યો હતો. આ બિના જો સાચી હોય તો ઈરાની ધર્મ અને રીતરિવાજોની અસર મિસર ઉપર પડી હોય એ બનવાજોગ ગણી શકાય. મિ. સોહરાબ જ. બલસારા[2] પ્રમાણે ખુદ મિસરી ગ્રંથોમાં જ એવો ઉલ્લેખ છે કે પ્રાગૈતિહાસિક કાળમાં સૂર્યપૂજક પરદેશીઓની એક ટોળી એમના મુલકમાં આવી હતી, અને ત્યારથી સૂર્યપૂજાનો મિસરમાં આરંભ થયો હતો. મિ. બલસારા શાહનામા ઉપરથી બતાવે છે કે બાદશાહ કયકાઉસના સમયમાં ઈરાને ઉત્તર આફ્રિકા જીત્યું હતું, અને મિસર જિતાયું હોય એ તદ્દન શક્ય છે. શાહ કયકાઉસ પયગમ્બર ઝરથુસ્ત્રની પણ આગળ રાજ્ય કરી ગયો હતો, અને તે શુમારે ઈ. પૂ. ૮૦૦૦માં થઈ ગયો હોય એમ કહી શકાય. આ ઉપરથી મિ. બલસારા માને છે કે ઈ. પૂ. ૮૦૦૦ સુધીમાં કેટલાક સૂર્યપૂજક ઈરાનીઓ મિસર ગયા હતા અને ત્યાંના ધર્મ ઉપર ભારે અસર ઉપજાવી હતી, જેના પરિણામે બન્ને ધર્મોમાં આટલા બહોળા પ્રમાણમાં સામ્ય દેખાય છે. વિશેષ સંગીન ઐતિહાસિક પુરાવાની આપણે રાહ જોઈશું, પરંતુ તેના અભાવે આવા તર્કો ઉપર જ આપણને આધાર રાખવો પડે છે, અને ઈરાને મિસરી ધર્મ ઉપર કરેલી અસરની શક્યતા ઉપર આપણને સંતોષ માનવો પડે છે. વળી યુરોપની તમામ પ્રજાઓએ પોતાના મૂળાક્ષરો

૧. "Prehistoric Relations between Iran and Egypt", an article by Mr. Meherjibhai N. Kuka in the Prof. Spiegel Memorial Volume

૨. "The Religion of Zarathushtra among Non Iranian Nations:" an article by Mr. Sohrab J. Bulsara in the K. R. Cama Oriental Institute Journal : No. 35

ઓકો પામથી, ઓકોએ ફિનિશિયનો પાસેથી, અને ફિનિશિયનોએ મિસરીઓ પાસેથી લીધા હતા એવી પ્રચલિત માન્યતા મિ. બલસારા[1] કબૂલ રાખતા નથી. પરતુ તેઓના મત પ્રમાણે ખુદ મિસરીઓએ પોતાના મૂળાક્ષરો ઈરાનીઓ પાસેથી મેળવ્યા હતા આ બાબતનો મરહૂમ મિ બલસારાનો ઊંડો અભ્યાસ હતો, જોકે તેઓના અભિપ્રાય સાથે બીજા વિદ્વાનો સમ્મત થયા હોય એમ દેખાતુ નથી

હવે ઈરાન અને મિસરના ઐતિહાસિક સબધ ઉપર દૃષ્ટિપાત કરીશુ એ સબધમા સૌથી ધ્યાન ખેચવા જોગ બનાવ તે મહાન સાઈરસના પુત્ર કેમબાઈસિસની ઈ પૂ પરપમા મિસર ઉપર મેળવેલી ફતેહનો હતો વિજય મેળવ્યા બ દ કેમબાઈસિસ મિસરી રાજા સેમેનિટસ અને તેના ઉમરાવો તરફ ઘાતકી રીતે વર્ત્યો હતો, જોકે તેણે મિસરીઓને અનેક છૂટછાટ બક્ષી હતી, અને તેમના દેવમદિરોની જાતે મુલાકાત લઈ તે દેવોને ભેટ ધરી લોકોને ખુશ કર્યા હતા પરતુ કેમબાઈસિસની ગેરહાજરીનો લાભ લઈ મિસરીઓએ બળવો ઉઠાવ્યો, પણ ઈરાની બાદશાહે એ બળવો સખ્ત હાથે દાબી દીધો અને બડખોરોને ક્રૂર શિક્ષા કરી. વેરના ઝનૂનમા કેમબાઈસિસે દેવ તરીકે મનાતા "એપિસ" નામના કાળા ગોધાને પોતાના હાથે કતલ કરી તમામ મિસરનો તિરસ્કાર વહોરી લીધો વળી તેણે મિસરી દેવોની મૂર્તિઓનુ ખડન કર્યું, અને કેટલીક મૂર્તિઓ બાળી નાખી જબરદસ્તી સસ્કૃતિને કલકિત કરી હતી મિસરીઓના બળવાથી કેમબાઈસિસને ક્રોધ ચડ્યો હતો એ ખુલ્લુ હતુ, અને હિરોડોટસ પ્રમાણે તે બાદશાહ દીવાનો પણ થઈ ગયો હતો પરતુ તેના પછી તખ્ત ઉપર આવનાર મહાન દરાયસ હિસ્તાસ્પિસે પોતાના ન્યાય અને મહિમાથી મિસરીઓનુ દિલ જીતી લીધુ તેણે મેમ્ફિસ ખાતે ખડિત દશામા પડેલા મિસરી દેવ "ટાહ"ના મદિરનો જીર્ણોદ્ધાર કર્યો હતો, અને "એમન-રા" દેવની પૂજા અર્થે વિશાળ મદિર મિસરીઓને બાધી આપ્યુ હતુ એ મદિરના અવશેષો હજી પણ જોવામા આવે છે. મિસરીઓ દરાયસને બહુ માન આપતા, જે ખિતાબો મિસરના મહાન તાજપતિઓને આપવામા આવ્યા હતા તે મિસરીઓએ દરાયસને પણ આપ્યા, એટલું જ નહિ પણ પોતાના પવિત્ર ગોધાઓની કબરો ઉપર

---

1 The Origin of the Alphabet an article by Mr Sobrab J Bulsara in the Shams ul Ulama Dr Sir J J Modi Memorial Volume

દરાયસનું નામ નોંધી તેને સર્વોચ્ચ માન પણ આપ્યું. જેમ મહાન સાઈરસ યહૂદીઓનાં અહેસાન અને ઇઝ્ઝતને પાત્ર બન્યો હતો, તેમ દરાયસે પણ પોતાની મિસરી પ્રજાનું બહુ માન મેળવ્યું હતું. દરાયસે મિસરમાં એક લોકોપયોગી મહાન કાર્ય પાર ઉતાર્યું હતું અને તે સુએઝની નહેરનું હતું, જેનું વર્ણન ત્રીજા પ્રકરણમાં અપાઈ ગયું છે. આ રીતે દરાયસના રાજ્ય અમલ દરમ્યાન ઈરાન અને મિસર વચ્ચેનો સંબંધ ઈરાનની તવારીખમાં એક ગૌરવભર્યો સફો રોકે છે, અને પાદશાહની ઉદાર ધર્મનીતિથી રૈયત કેટલી સંતુષ્ટ હતી તે બતાવે છે.

## ૧૦

## ઈરાન અને ચીન

દુનિયાનો સૌથી વિશાળ દેશ તે, ચીન, અને પ્રાચીનતામાં તે મિસર સાથે પણ ટક્કર ઝીલી શકે. ચીનની સઘળી પ્રવૃત્તિઓ વિશાળ પાયા ઉપર જ હોય છે. એની માઈલો લાંબી જંગી દીવાલ જગતની અજાયબીઓમાંની એક છે. ચીની સર્વજ્ઞાનસંગ્રહ (encyclopoedia) આગળ મહાભારત વામન સમાન ભાસે છે. ચીની ચિત્રયુક્ત મૂળાક્ષરોનો અભ્યાસ કરવા માટે પણ અખૂટ ધૈર્યની જરૂર રહે છે. લગભગ વીસમા સૈકાના આરંભ સુધી પરદેશીઓ પ્રત્યે ચીનાઓ નફરત ધરાવતા અને તેમની સાથે મુદ્દલ વ્યવહાર રાખતા નહિ. પરિણામે ચીન પ્રગતિમાં છેક પાછળ પડી ગયું. ચીનાઓ કારીગરી, ચિત્રકામ વગેરેમા કુશળ હતા: છાપવાની કળા પ્રથમ એમણે જ હસ્તગત કરી હતી, અને દારૂગોળાની શોધનો જશ કે અપજશ એમને જ આપવો જોઈએ. પરંતુ બીજા દેશો સાથે વ્યવહાર ન રાખવાથી પોતાની કળાઓનો લાભ એ બીજા દેશોને આપી ન શક્યું અને પોતે પણ બીજા દેશોની શોધો અને યોજનાઓનો ફાયદો ઉઠાવી શક્યું નહિ. સ્વભાવે ચીના સુસ્ત, મંદ, બેપરવા, સંતોષી અને સહનશીલ હોય છે: દુ:ખ અને સિતમની પરંપરા વેઠવામાં એનો બરાબરિયો દુનિયામાં શોધવો મુશ્કેલ થઈ પડે.[૧] એને કશી જ મહત્ત્વાકાંક્ષા હોતી નથી, અને ૧૯મી સદીના અંત સુધી જાણે દુનિયાના પાંચમા ભાગે અફીણ પીધું હોય એવી ચીનની સ્થિતિ હતી. પરંતુ હવે ચીનની ઊંઘ ઉડી છે: સતત જુલમના

૧. "My Country and My People" by Lin Yutang

મારાથી તે હવે એકત્ર બન્યુ છે, બીજાઓ એની નમળાઈઓનો લાભ ન લે તે વિશે જાગ્રત થયું છે, અને નવા યુગને બરતા નવા આદર્શો અને વિચારસરણીઓથી પોતાનુ રાષ્ટ્રિય જીવન ઘડવાને ઉત્સુક બન્યુ છે.

ઈરાન અને ચીન પ્રાચીન દેશો હોવાથી એ બન્ને વચ્ચે બહુ જૂનો સબધ હતો. પયગમ્બર ઝરથુસ્ત્રની સૈકાઓ પહેલા થઈ ગયેલા ઈરાનના શાહ ફરીદુનને ત્રણ પુત્રો હતા—સલમ, તુર અને ઈરચ. પોતાની બુઝુર્ગીમા પોતાના વિશાળ રાજ્યના ત્રણ ભાગ કરી શાહ ફરીદુને મોટા પુત્ર સલમને પશ્ચિમનો ભાગ, નાના પુત્ર ઈરચને ઈરાન, અને વચલા પુત્ર તુરને પૂર્વનુ રાજ્ય આપ્યુ હતુ. એ રીતે ચીનનો મુલક તુર અને તેના વશજોને ગયો હતો. તુરનો એક વંશ જ અફ્રાસિયાબ હતો, જેણે ઈરાનને જેટલો ત્રાસ આપ્યો છે તેટલો કોઈએ આપ્યો નથી. અફ્રાસિયાબના પરાક્રમ, શૌર્ય અને ખટપટોનું વર્ણન કરતા ફિરદૌસી થાકતો નથી પહેલવાન રુસ્તમ જો ઈરાન તરફથી ન હોત તો અફ્રાસિયાબે ઈરાનની ઉપર કાયમની જીત મેળવી હોત. ચીનનો શાહ "ખાકાન" અથવા "ફગફૂર"ના નામે ઓળખાતો, અને ઈરાનની વિરુદ્ધ અને તુરાન તરફથી તે જંગમા ઊતરતો. ઈરાનના શાહ કયકાઉસનો સંતપુત્ર સયાવશ, જે અફ્રાસિયાબનો જમાઈ હતો, તે થોડાક સમય સુધી ચીનનો સૂબો નિમાયો હતો. પયગમ્બર ઝરથુસ્ત્ર શાહ ગુસ્તાસ્પના રાજ્યમાં થઈ ગયા હતા; તે સમયે ઈરાનના નવો ધર્મ ફેલાયો હતો તેથી ક્રોધે ભરાઈ તુર્કસ્તાન અને ચીનનો બાદશાહ અરજાસ્પ ધર્મયુદ્ધે ચડી ઈરાન ઉપર હુમલો લાવ્યો હતો. તેના લશ્કરે બલ્ખ શહેરમાં ધસી જઈ ઝરથુસ્ત્ર જ્યારે એક અગ્નિમંદિરમાં પ્રાર્થનામાં મશગૂલ હતા ત્યારે તેઓને શહીદ કર્યા હતા. ત્યાર બાદ ગુસ્તાસ્પના વીરપુત્ર અસફંદયારે અરજાસ્પને હરાવી ચીન ઉપર ચડાઈ કરી હતી. ત્યાં તેણે જરથોસ્તી ધર્મ ફેલાવી અગ્નિમંદિરો પણ બાંધેલા કહેવાય છે. હજારો વર્ષ પછી જ્યારે ઈસવી સાતમી સદીમાં અરબોના હાથે ઈરાન ફના થયું ત્યારે છેલ્લા જરથોસ્તી બાદશાહ યઝદેજર્દ શહેરયારનો ફીરોઝ નામનો એક પુત્ર ચીન ભણી નાઠો. ચીનાઓમા તે "પીલુસ્સેહ"ના નામથી ઓળખાય છે, અને ચીનમા તેણે એક અગ્નિમંદિર બાંધ્યુ હતુ એવુ લખાણુ છે. ચીની લશ્કરની મદદથી ઈરાન પાછું મેળવવાની શાહઝાદા ફીરોઝની અભિલાષા હતી, પણ જોઈતી મદદ ન મળવાથી તે નિરાશ થયો અને ચીનમાં જ મરણ પામ્યો

ઈરાની અને ચીની વીરરસિક અને ધાર્મિક દંતકથાઓ વચ્ચે જે સામ્ય છે તે વિશે પુષ્કળ સંશોધન કરી સર જહાંગીર કોયાજીએ એક

વિદ્વત્તાપૂર્ણ ગ્રંથ લખ્યો છે,[૧] જેમાથી કેટલીક વિગતો નીચે નોધવામાં આવી છે. પહેલવાન રુસ્તમે પોતાના જ પુત્ર સોહરાબ જોડે અજાણપણે યુદ્ધ કરી તેને એજાન કર્યો હતો એવો શાહનામાનો કરુણ કિસ્સો જગમશહૂર છે. ચીની દંતકથામા પણ પહેલવાન લીચિંગ પોતાના પુત્ર નોચા સાથે અજાણપણે લડે છે, જો કે ચીની કિસ્સામા પિના બહુ મુસ્કેલીથી પોતાનો જાન બચાવી શકે છે. અલબત્ત, પિતાપુત્ર વચ્ચે અજાણપણે થયેલા યુદ્ધો આપણે અનેક દેશોનાં મહાકાવ્યોમાં વાચીએ છીએ,[૨] પણ ઇરાની અને ચીની કિસ્સાઓ કેટલીક બારીક વિગતોમા પણ સામ્ય ધરાવે છે અને આપણને વિચાર કરતા કરી મૂકે છે. વૃદ્ધ વયે જ્યારે રુસ્તમ અસદ્દયાર સાથે દ્વન્દ્વયુદ્ધ લડ્યો ત્યારે તે સખ્ત જખ્મી થયો હતો· પરંતુ સીમુર્ગ પક્ષી, જે કેટલીક વાર માનવી જેવુ કાર્ય કરતુ, તે રુસ્તમને તત્કાળ સાજો કરી શક્યું હતુ. ચીની દંતકથામા પણ "રૂખ" નામનુ પક્ષી સંતના વેશમા આવ્યુ અને તેની મદદથી લીચિંગ મહામુસીબતે પોતાના વીર પુત્ર નોચાના હાથમાથી છૂટ્યો

શાહનામામાં અકવાન દેવનો કિસ્સો પણ પ્રસિદ્ધ છે. એ દેવ[૩] એટલો બળવાન હતો કે એક વેળાએ તેણે ઊંઘતા રુસ્તમને ઉપાડી સમુદ્રમા ફેકી દીધો હતો. એ અકવાન દેવ હરણનુ રૂપ ધારણ કરી શકતો, અને મુસ્કેલીના સમયમાં તે પોતાને પવનમાં ફેરવી દઈ અદશ્ય થઈ જતો. બરાબર આવાં જ લક્ષણો ચીની દંતકથામા "ફીલીયન" નામનો વાયુનો દેવ ધરાવે છે. તેનુ બળ અપાર છે, અને હિંદુ દંતકથામા પણ હનુમાન અને ભીમ બન્ને વાયુસુતો હોવાથી અત્યંત શક્તિશાળી હતા એ સૌને જાણીતુ છે વધુ આશ્ચર્યકારક એ છે કે ફિરદૌસી પોતે શાહનામામાં એ કિસ્સો ચીની મૂળમાથી લેવાયો છે એવો ઉલ્લેખ કરે છે

રુસ્તમના પિતા ઝાલનો જ્યારે જન્મ થયો ત્યારે તેના શરીર ઉપર ધોળા વાળ દેખી તેનો પિતા સામ નાખુશ થયો અને તે બાળકને પર્વત ઉપર છોડી આવ્યો, જ્યા સીમુર્ગ નામના એક પક્ષીએ તેની રક્ષા કરી

---

૧. "Cults and Legends of Ancient Iran and China" by Sir Jehangir C. Coyaji

૨. "Episodes Kindred to that of Rustam and Sohrab in Epic Literature" an article by Firoze C Davar in the Dr Sir J. J Modi Memorial Volume

૩ જરથોસ્તી લખાણોમા "દેવ"ને દૈત્યના અર્થમાં સમજવો જોઈએ

બરાબર આ જ હકીકત ચીની દંતકથામાં "હૌકી" નામના બાળક માટે લખાયેલી છે.

ઈરાનના પહેલવાન કેરશાસ્પે ચીની બાણુવળી "યી" ની પેઠે "કામક" નામનું એક જંગી પક્ષી અને "સોવર" નામનો એક મહાસર્પ માર્યો હતો. જ્યારે દિવ્ય ચીની બાણુવળી "યી" કોઈનો શિકાર કરતો ત્યારે મરણ પામેલાઓની ચરબીનો ભોગ તે દેવોને ધરતો; તેથી દેવો તેનાથી નાખુશ રહેતા: કેરશાસ્પ માટે પણ દંતકથા છે કે મુશ્કેલીના સમયમાં એણે અગ્નિ સાથે અજાણપણે ગેરવર્તાવ કર્યો હતો, અને તેથી અગ્નિનો ફિરસ્તો "આતર" એની ઉપર કોપાયમાન થયો હતો.

શાહનામા પ્રમાણે શાહ કયકાઉસની દુષ્ટ પત્ની સૌદાબે પોતાના નેક ઓરમાન પુત્ર સ્યાવશ ઉપર મોહિત થઈ હતી. તેની ઈચ્છા પાર ન પડતાં તેણે સ્યાવશ ઉપર પોતાની આબરૂ લૂટવાનુ તદ્દન જૂઠું બોહતાન મેલ્યું. સ્યાવશ ઘોડા ઉપર સવાર થઈ બળતી ચેહમાંથી પસાર થયો, અને આ અગ્નિપરીક્ષા દ્વારા તેણે પોતાની નિર્દોષતા સાબિત કરી આપી. એમ છતા તેને દેશવટો લેવો પડ્યો હતો અને છેવટે તેનો કરુણ અંત આવ્યો હતો. આ જ વિગતો ચીની કિસ્સામાં રાજા "ચાઉવાગ," તેની રાણી "સુતાકી" અને પુત્ર "ચીન કિયાઓ" વિશે મળે છે. સ્યાવશ સૌદાબેને કારણે દેશવટો લઈને પોતાના શત્રુઓને હાથે કમોતે માર્યો જાય છે, એ જાણી ક્રોધે ભરાયેલા પહેલવાન રુસ્તમે સૌદાબેને કતલ કરી હતી; તે જ પ્રમાણે વિજેતા ચીની સેનાપતિ "ત્ઝેયા"એ સૌ કજિયાનું મૂળ રાણી સુતાકીને બેજાન કરી હતી. સ્યાવશ સળગતી ચેહમાથી ઘોડેસવાર થઈ નીકળી ગયો ત્યારે ચીની રાજકુમારને તેની ઓરમાન માતા સુતાકીના હુકમથી એક બળતી ભઠ્ઠીમાંથી પસાર થવું પડ્યું હતુ. આ ઈરાની અને ચીની કિસ્સા વચ્ચેનું સામ્ય આપણને ખચીત ચકિત કરનારું કહી શકાય

તુરાનના બાદશાહ અફ્રાસિયાબને લગતી શાહનામાની કેટલીક કથાઓ ચીની કથાઓને મળતી છે. અફ્રાસિયાબનો "પીરાનવીસે" નામનો એક ભલો અને દાનેશમંદ વઝીર હતો, જે જીવ્યો ત્યાંસુધી એક દુષ્ટ સ્વામીની વફાદારીથી સેવા કરી ગયો. ચીની દંતકથાઓમાં "તઈશી"એ પણ એવી જ નિમકહલાલીથી જુલ્મી રાજા "ચાઉવાંગ"ની ખિદમત બજાવી હતી. મહાભારતમાં પણ ભીષ્મ દ્રોણ અને વિદુર જેવા પુણ્યાત્માઓ પણ કૌરવપક્ષે કમને રહ્યા તે જાણીતું છે. જ્યારે ઈરાન અને તુરાનના જંગનો

અંત આવે એવું ન જ લાગ્યું ત્યારે વધુ ખૂનરેજી અટકાવવાના હેતુથી બન્ને પક્ષ તરફથી અગિયાર અગિયાર શૂરવીરો વચ્ચેનું એક યુદ્ધ ગોઠવવામાં આવ્યું. ચીની મહાકાવ્યમાં પણ બરાબર આ જ સંખ્યાના યોદ્ધાઓ વચ્ચે જંગ થયો હતો. ઈરાની અને ચીની યોદ્ધાઓ સામસામેની ટેકરીઓ ઉપર ગોઠવાયા હતા અને ત્યાંથી ઊતરી આવી તેમણે જંગ કર્યો હતો. બન્ને દંતકથાઓમાં ખરા પક્ષને ફતેહ મળી હતી; પરંતુ ફિરદૌસી પ્રમાણે અગિયાર ઈરાની વીરોમાંથી એક પણ હાર્યો કે માર્યો ગયો નહોતો, જ્યારે ચીની દંતકથા પ્રમાણે વિજયી પક્ષને પણ નુકસાન ખમવું પડ્યું હતું.

અગિયાર તુરાની વીરોની હાર પછી અફ્રાસિયાબનું જોર છેક જ તૂટી ગયું; તે યુક્તિપ્રયુક્તિ અજમાવતાં થાક્યો: તે હવે નાસભાગમાં પડ્યો, અને ચએચસ્ત સરોવરમાં જઈ છુપાઈ બેઠો. ચીની દંતકથામાં પણ અફ્રાસિયાબ જેવો જ એક ખટપટી, પ્રપંચી પણ શૂરો સરદાર "શેન કુંગ પાઓ" નામે હતો. જેમ અફ્રાસિયાબે સ્યાવશ અને તેના પિતા કયકાઉસ વચ્ચે વધુ દુશ્મની ઊભી કરી હતી, તેમ જ "શેન કુંગ પાઓ" એ રાજકુમાર "યીન ક્રિયાઓ"ને તેના પિતા "ચાઉવાંગ" સામે ઉશ્કેર્યો હતો. આશ્ચર્યકારક તો એ છે કે "શેન કુંગ પાઓ" પણ ફાવાદાવા કરતાં થાક્યો અને નાઠો અને અફ્રાસિયાબની પેઠે એક સરોવરમાં છુપાઈ બેઠો. કુરુક્ષેત્રના યુદ્ધના અંતે દુર્યોધન પણ એક તળાવમાં છુપાયો હતો એ સૌને સુવિદિત છે. એ રીતે શાહનામા અને ચીની મહાકાવ્ય "ફેંગ-શેનયેનયી"ની કથાઓ વચ્ચે પુષ્કળ સામ્ય છે. એ ચીની મહાકાવ્ય "યેન" વંશના છેલ્લા રાજા અને તેનાં યુદ્ધોનું વર્ણન કરે છે, અને શાહનામાની પેઠે તે પણ ચીનમાં અત્યંત લોકપ્રિય અને આદરપાત્ર બન્યું છે. પરંતુ શાહનામા એક કવિની કૃતિ છે જ્યારે "ફેંગશેનયેનયી"ના કર્તાનું નામ જણાયું નથી, અને ઘણા લેખકોનો તેમાં હાથ હોય એમ લાગે છે.

બન્ને દેશોના ધાર્મિક દંતકથાના સાહિત્ય ઉપર માત્ર એક ઊડતી નજર નાખતાં તેમાં પણ એવું જ મળતાપણું જણાઈ આવે છે, અને તેમાંથી થોડાંક દૃષ્ટાંતો સર જહાંગીર કોયાજીના ઉપર્યુક્ત પુસ્તકને આધારે લઈશું. જરથોસ્તીઓનું "બહેરામ યસ્ત" નામનું શાસ્ત્ર ગુહ્ય અને આલંકારિક વર્ણનોથી ભરપૂર છે. તેમાં એક "વરેનગન" નામના પક્ષીનું બયાન છે જે સરદારોનો રથ ખેંચી ઊડે છે: તેમજ ચીનાઓમાં "સીએન હો" નામનું પક્ષી યુદ્ધમાં રથ લઈ આકાશમાર્ગે પ્રયાણ કરે છે.

બન્ને ઈરાની અને ચીની પક્ષીઓ સદ્‌ભાગ્ય લાવે એવાં શુકનવંતાં ગણાય છે. "બડેરામ યસ્ત" માં એક "મેરેગસિન" નામનું બીજુ પણ પક્ષી છે જેણે ચીની પક્ષીની પેઠે હજારો વર્ષનું આયુષ ગાળ્યુ હતુ. બન્ને પક્ષીઓ માનવીઓ કરે એવા કાર્યો કરતાં હતાં અને બન્ને દેશોના સાહિત્યોમાં કેટલેક ઠેકાણે એમને સંતો તરીકે વર્ણવ્યા છે. વળી "બહેરામ યસ્ત" માં એક પક્ષી છે જેને ફારસીમાં "હુમા" કહે છે અને જેને અંગ્રેજીમા આપણે phoenix કહી શકીએ. ઈરાની અને ચીની દંત કથાઓ પ્રમાણે એ પક્ષી ધરતી ઉપર તો ચાલતુ જ નથી અને ઝાડોની ટોચ ઉપર પણ માત્ર પગ લગાડી ઊડયા જ કરે છે. બન્ને દંતકથાઓમાં એ પક્ષી બીજાં પક્ષીઓનું નમન સ્વીકારે છે. ઈરાની પક્ષી માટે કહેવાય છે કે તેનો પડછાયો જો એક માણસ ઉપર પડે તો તે રાજપાટ ભોગવ્યા વિના રહે નહિ; તેમજ ચીની પક્ષી માટે મનાય છે કે તે જો ધરતી ઉપર માળો બાંધે તો રાજાના મહેલ સિવાય બીજે ક્યાયે બાંધતુ નથી. ઈરાની દંતકથામાં "મેરેગસિન" પક્ષી એક એવા ઝાડ ઉપર બેસે છે કે જે વૉઉરૂકશ સમુદ્રની વચમાં ઊગ્યુ છે: તે જ પ્રમાણે ચીનીઓમાં એક "પ્રભાતનુ પક્ષી" છે જે પૂર્વ દિશામા સમુદ્રની વચમાંથી ઊગેલા એક વૃક્ષ ઉપર રહેઠાણ કરે છે. "બહેરામ યસ્ત" અને "બુનદેહિશ્ન" નામના ધાર્મિક જરથોસ્તી ગ્રંથોમાં "કારા" નામના એક મહામચ્છનું વર્ણન છે જે ચીની દંતકથાના "દિવ્ય મગર" સાથે મળતાપણું ધરાવે છે

બન્ને દેશોની આ ધાર્મિક અને ખાસ કરીને શૌર્યરસિક દંતકથાઓ વચ્ચેના ભારે સામ્યનું કારણ શું હશે? સર જહાંગીર કોયાજીનો એવો મત છે કે આ સઘળી દંતકથાઓનું મૂળ સ્થાન ઈરાન અને ચીન વચ્ચે આવેલો શકિસ્તાન અથવા સીસ્તાનનો પ્રાંત હતો, જે પહેલવાન રુસ્તમ અને તેના વડીલોનો મુલક હતો. મધ્ય એશિયામાં અનેક પ્રજાઓની મિશ્ર વસ્તી રહેતી હોવાથી આવી દંતકથાઓની આપલે થતી. અને ઈરાન અને ચીનના ભાટચારણોએ પણ એ દંતકથાઓના ફેલાવવામાં સારો ભાગ લીધો હોવો જોઈએ પરંતુ આ આપલેમાં ઈરાનનુ ઋણ ચીન કરતાં વધુ હતું કે ઓછું તે નક્કી કરવા માટે આપણી પાસે હાલ પૂરતાં સાધનો નથી એમ સર જહાંગીર કોયાજી માને છે.

પરંતુ મિ. સોહરાબ જ. બલસારા[1] ના મત પ્રમાણે ચીને આવી

1 "The Religion of Zarathushtra among Non-Iranian Nations' an article by Mr Sohrab J. Bulsara in the K R. Cama Oriental Institute Journal; No. 35.

દંતકથાઓ ઈરાન પાસેથી વધુ પ્રમાણમા લીધી હોવી જોઈએ. તેઓ દલીલ કરે છે કે ઈરાન અને ચીન વચ્ચે અસલથી જ ચાલુ વ્યવહાર હતો. તુરાનનો બાદશાહ અફ્રાસિયાબ ચીન ઉપર પણ રાજ્ય કરતો. ઘણી વખત ચીની સૈનિકો ઈરાનમા કેદ પકડાતા, અને જ્યારે તેઓ છૂટતા ત્યારે તેઓ ઈરાની દંતકથાઓ સ્વદેશ લઈ જતા હોવા જોઈએ. અફ્રાસિયાબે પોતાના જમાઈ સ્યાવશને ચીનનો સૂબો નીમ્યો હતો, અને એ સત ઈરાની વીરના અનેક સદ્‌ગુણો, તેની ન્યાયવૃત્તિ અને લોકકલ્યાણની ભાવનાની ચીનાઓ ઉપર સચોટ છાપ પડી : તેની સૂબાગીરી દરમ્યાન પણ ઈરાની દંતકથાઓ ચીનમા પ્રવેશવા પામી હોવી જોઈએ. સ્યાવશની કતલ પછી પહેલવાન રુસ્તમે અફ્રાસિયાબને ભગાડી તેના મુલક ઉપર કેટલાક વર્ષો સુધી શાસન કર્યું હતુ. એ મુદ્દત દરમ્યાન પણ રુસ્તમ અને એના કુળની અનેક દંતકથાઓ ચીનમાં પ્રચલિત થઈ હોવી જોઈએ. તે બાદ અસફંદયારે ચીન ઉપર વિજય મેળવી ત્યાં જરથોસ્તી દીન ફેલાવી અને અગ્નિમંદિરો બંધાવ્યા; ત્યારે પણ ઈરાની દંતકથાઓની બહોળી અસર ચીન ઉપર થઈ હશે. મિ. બલસારાના આ અનુમાનના સમર્થન માટે હજી વધુ પુરાવાઓની આવશ્યકતા રહે છે એમ કહેવું જોઈએ. બન્ને દેશોની કથાઓમાં સામ્ય તો પુષ્કળ છે તે સ્વીકારીશુ. પુરાણકથાઓનો તુલનાત્મક અભ્યાસ કરનારાઓ જાણે છે કે દુનિયાની આવી કથાઓમા સામ્ય તો છે જ, અને જ્યાં બે દેશો વચ્ચે વધુ વ્યવહાર હોય ત્યાં આ સરખાપણું વધુ જણાય છે. પરંતુ કયા દેશે વધુ આપ્યુ કે લીધુ તે નક્કી કરવા માટે બારીક સંશોધનની જરૂર રહે છે.

# ૧૧

## ઈરાન અને યહૂદીઓ

હવે એક બીજી પ્રાચીન પ્રજા તરફ આપણે દૃષ્ટિ ફેરવીશું. જગતસંસ્કૃતિની અનેક શાખાઓમા જે કોઈ કોમે અગ્રગણ્ય ફાળો આપ્યો હોય તો તે યહૂદી કોમ છે. તત્ત્વજ્ઞાન, બ્રહ્મજ્ઞાન, વિજ્ઞાન, ગણિત, સાહિત્ય, સંગીત, રાજકારણ વગેરે અનેક લાભદાઈ દિશાઓમા યહૂદીઓની બુદ્ધિ હમેશા ઝળકી ઊઠી છે. એ કોમ ઉપર પારાવાર દુઃખ પડ્યુ છે; ખાસ કરીને પયગમ્બર ઈસુ જ્યારથી એઓને હાથે શહીદ થયા ત્યારથી એઓ ઉપર સતત સિતમની ઝડી જ વર્ષી રહી છે, અને તે ખમવાની અદ્ભુત સહનશક્તિ પણ એ કોમે જ ખીલવેલી છે. એ કોમના મૂળ પુરુષ એબ્રાહામ ઈ. પૂ. ૨૦૦૦ વર્ષ ઉપર થઈ ગયા હતા. તેઓએ પોતાની કોમમા પ્રચલિત થયેલી મૂર્તિપૂજાનો ત્યાગ કર્યો, અને પોતાનો મેસોપોટેમિયાનો દેશ છોડી તેઓ પેલેસ્ટાઈન આવી વસ્યા. યહૂદીઓના પયગમ્બર મોઝિસનો જન્મ ઈ પૂ. ૧૫૭૧માં થયેલો કહેવાય છે. એઓએ ઈસરાયલ લોકોને મિસરી રાજાના ત્રાસમાંથી છોડાવ્યા અને ભારે મુસીબતોનો સામનો કરી તેમને પાછા પેલેસ્ટાઈનમા હરીહામ કર્યા, અને ઈશ્વરની આજ્ઞાઓથી એમને વાકેફ કર્યા. યહૂદીઓનુ માર્ગદર્શન કરવા અને તેમને સન્માર્ગે પ્રેરવા સારુ અનેક પયગમ્બરોનું આગમન થયુ હતું, જેનુ બ્યાન "જૂના કરાર" (Old Testament) મા અપાયુ છે. ઇ. પૂ ૧૧મી સદીમા ડેવિડ અને તેમના પુત્ર સોલોમનના રાજ્યમા યહૂદીઓના વૈભવ અને કીર્તિ તેની પરાકાષ્ઠાએ પહોચ્યા પરંતુ યહૂદીઓ ઈરાનના સબંધમા કેમ આવ્યા અને ઈરાની બાદશાહોએ એમના ઉપર શા ઉપકારો કર્યા અને એની કેવી અસર થઈ તે આપણે હવે જોઈએ.

પ્રાચીન એસીરિયનો અને બેબિલોનિયનોનો એક એવો રિવાજ હતો કે જિતાયેલી પ્રજાની વસ્તીના કેટલાક ભાગને પોતાના રાજ્યમા જોરજબરીથી લાવીને વસાવવો, કે જેથી તે પરાજિત પ્રજા વિજેતાઓની નજર સમક્ષ રહેવાથી બંડ જગાડવાની હિંમત કરે નહિ. આવી રીતે યહૂદીઓ અનેક વાર બંધનમા આવી પડ્યા હતા. બેબિલોનના મહાન રાજા નેબુકદનઝરે જ્યારે ઈ. પૂ. ૬૦૬મા જેરૂસેલમ જીત્યુ ત્યારે અનેક

યહૂદીઓને બેબિલોનમાં ઘસડી જઈ તેણે તેમને દાસત્વમાં નાખ્યા હતા. (દાન્યલ ૧, ૧-૭: ૨ "ક્રોનિકલ્સ" ૩૬, ૫-૭). બીજું બંધન વધુ વિશાળ પાયા ઉપર ઈ. પૂ. ૫૯૯માં થયું હતું, જ્યારે રાજકુમારો, અમીરો, કારીગરો અને લગભગ દશ હજાર યહૂદીઓને વિજેતાઓ બેબિલોનમાં ખેંચી ગયા હતા. (૨ કિંગ્સ ૨૪, ૧૦-૧૬). જ્યારે ઈ. પૂ. ૫૮૮માં યહૂદી રાજા ઝેડેકિયાએ બળવો કરવાની હિંમત કરી ત્યારે ત્રીજી વાર યહૂદીઓને હરાવવામાં આવ્યા, તેમનાં મહાન મંદિરનો નાશ કરવામાં આવ્યો, અને આ વખતે તદ્દન ગરીબો સિવાય બાકીના સઘળાને "બબિલોનના બંધન" માં ઘસડી જવામાં આવ્યા. (૨ કિંગ્સ ૨૫, ૭-૧૨) છેવટે ઈ પૂ. ૫૩૬માં મહાન ઈરાની રાજા કુરુશ (સાઈરસ)ને હાથે યહૂદીઓ મુક્ત થઈ પાછા જેરૂસેલમમા જઈ વસ્યા. આ રીતે ઈ. પૂ. ૬૦૬થી ૫૩૬ સુધી, એટલે ૭૦ વર્ષ સુધી, યહૂદીઓને ફરજિયાત બેબિલોનિયાના બંધનમાં રહેવું પડેલું, અને તે Babylonian Captivityના નામે ઇતિહાસમાં જાણીતું છે આવાં બંધનોરૂપી આફતો ભવિષ્યમાં આવશે એવી આગાહી યહૂદી પયગમ્બર જેરેમિયાહ ઈ. પૂ. ૬૨૮માં કરી ગયા હતા (જેરેમિયાહ ૨૫. ૮-૧૨). બેબિલોન તે વેળા એક અજિત શહેર ગણાતું અને વર્ષો સુધી ચાલે તેટલી વિપુલ સાધન સામગ્રી તેમાં ભરી હતી. પરંતુ ઈરાની બાદશાહ સાઈરસે બુદ્ધિ દોડાવી યુફ્રેટિસ નદીનો રાહ જુદી દિશાએ વાળ્યો, અને બેબિલોન જવાનો રસ્તો કોરો થઈ ગયો એક રાત્રે બેબિલોનનો બાદશાહ બેલ્શાઝાર અને તેના દરબારીઓ શરાબબાજીની મોજમાં ચકચૂર હતા ત્યારે સાઈરસ શહેર ઉપર ઓચિંતો હુમલો લઈ ગયો, અને તેને તાબે કર્યું, અને ત્યા ફરજિયાત જઈ વસેલા યહૂદીઓનો તેણે છૂટકારો કર્યો.

કેટલાક યહૂદીઓએ આ આઝાદીનો લાભ લીધો નહિ અને બેબિલોનમાં જ રહી ગયા, કેમકે તેમને તેમની મિલકત છોડી જવું ગમ્યુ નહિ; પણ ૪૨૪૬૨ યહૂદીઓ[1] ભારે ખુશાલીથી જેરૂસેલમ ગયા. સાઈરસે વધુ કૃપા કરી જેરૂસેલમનું ખંડિત થયેલું મહાન મંદિર બાંધવાની તેમને સવળતા કરી આપી, અને તેમનાં જે ૫૪૦૦ સોનારૂપાનાં પવિત્ર પાત્રો નેબુકદનઝર ઉપાડી ગયો હતો તે પણ તેણે યહૂદીઓને પાછાં અપાવ્યાં. (એઝરા ૧, ૧૧). સાઈરસ શહેનશાહ અકબરની પેઠે અત્યંત ઉદાર ધાર્મિક વિચારો ધરાવતો. જેમ યહૂદી ધર્મ પ્રત્યે તેણે ફિદાગીરી બતાવી તેમ જીતેલી બબિલોનિયન પ્રજાના દેવો—"બેલ", "નાબો" અને "મેરોડાક"—ની પણ તેણે

૧. મિ. મિનોચહેર એ. દાદરાવાળા કૃત "ઈરાન, બાઈબલ અને યહૂદીઓ."

આરાધના કરી, અને એ રીતે તે પ્રજાનો પણ તેણે ચાહ જીતી લીધો. યહૂદીઓ પ્રત્યેની તેની મહેરબાનીના બદલામા કોઈ પણ દેશના ધર્મપુસ્તકોમાં કોઈ વિધર્મી રાજાને ન અપાયુ હોય એવુ અસાધારણ માન યહૂદી બાઈબલમાં જરથોસ્તી બાદશાહ સાઈરસને અપાયુ છે, અને તે માટે જરથોસ્તી કોમ વાજબી મગરૂરી લઈ શકે ઈસાઈયાહ ૪૪, ૨૮મા પ્રભુ પોતે કહે છે કે—"સાઈરસ મારો ભરવાડ[1] છે અને તે મારી ઇચ્છા મુજબ કાર્ય કરશે. તે જેરૂસેલમની પુનર્રચના કરશે અને તેનુ મંદિર પાયાથી ફરી બાધશે." વળી ઈસાઈયાહ ૪૫ ૧મા ભગવાન સાઈરસને "પોતાનો anointed" અથવા પોતાનો અભિષેક થયેલો પ્રતિનિધિ એવા નામથી સબોધે છે. આ અભિષેકનુ માન સાધારણ રીતે રાજાઓને મળતુ હશે, પરંતુ બાઈબલમા આવા માનના અધિકારીઓ ફક્ત પયગમ્બરો જ હોય છે. ઈસુખ્રિસ્તને the Lord's Anointed કહ્યા છે, અને અહીં પણ સાઈરસને માત્ર અભિષેક થયેલો નહિ પણ 'ભગવાનનો પોતાનો અભિષેક થયેલો" ગણવામાં આવ્યો છે, જે માન એક વિદેશી રાજાને એક ધર્મગ્રંથમાં મળેલુ હોઈ અસામાન્ય અને અદ્વિતીય ગણાવુ જોઈએ.

પણ પયગમ્બર ઈસાઈયાહ ઈ. પૂ ૭૪૦ માં લખી ગયા કહેવાય છે, જ્યારે સાઈરસે યહૂદીઓનો છુટકારો ઈ. પૂ. ૫૩૬ માં કર્યો હતો. એક પયગમ્બર ભવિષ્યમાં બનનાર બનાવ વિશે આગાહી કરી શકે, પણ તે આઝાદી આપનાર ઈરાની રાજા સાઈરસનુ નામ પણ ભવિષ્યકથનમાં ખુલ્લું કહી શકે એ સહેલાઈથી મનાતું નથી. બનસાજોગ એ લાગે છે કે સાઈરસે યહૂદીઓ ઉપર કૃપા કરી, તે પછી "ઈસાઈયાહ"ની કિતાબ લખાઈ હશે. અને હતું પણ તેમ જ. મિ.મૂરના[2] મત પ્રમાણે "ઈસાઈયાહ"-ની કિતાબ ઈ. પૂ. ૩ જી સદી અથવા તો તે બાદ લખાઈ હતી, અને ઈ. પૂ ૮ મી સદીથી તે ઈ. પૂ. ૩ જી સુધીના બનાવોને લગતી ભવિષ્યવાણીઓનું તેમા વર્ણન છે. વળી મિ. મૂર ખુલ્લું કહે છે કે એ કિતાબના લખનારે, ખાસ કરી પ્રકરણો ૪૦ થી ૫૫ મા વધઘટ કરી હોય તો આશ્ચર્ય પામવા જેવુ નથી તે ગમે તેમ હોય, પરંતુ પરધર્મના શાસ્ત્રમાં સાઈરસને મળેલું આ માન અત્યંત આભાર સહિત જરથોસ્તીઓ સ્વીકારે છે.

---

૧. "ભરવાડ"નો અર્થ બાઈબલમાં ધર્મગુરુ અને આધ્યાત્મિક નેતા પણ થાય છે. ઇસુખ્રિસ્તને બાઇબલમા The good shepherd કહ્યા છે.

૨ "The Literature of the Old Testament" by Mr. George F. Moore (Home University Library)

સાઈરસે યહૂદીઓ ઉપર કેવો ઉપકાર કર્યો હતો તેનું વર્ણન પયગમ્બર એઝરાની કિતાબના પહેલા આખા પ્રકરણમાં કરવામાં આવ્યું છે. વળી એઝરા સાઈરસની પછી ઈ. પૂ. પાંચમી સદીમાં થઈ ગયેલા હોવાથી તેઓએ આપેલા વર્ણનમાં ઉપર્યુક્ત વાંધો લેવાનું કારણ રહેતું નથી. સાઈરસે જો યહૂદીઓને બેબિલોનના બંધનમાંથી છોડાવી પેલેસ્ટાઈનમાં ન મોકલ્યા હોત તો, સર જહાંગીર કોયાજી[1] કહે છે તેમ, યહૂદીઓ પોતાની માતૃભૂમિ, પોતાનો ખાલેસ ધર્મ અને જૂની પ્રણાલિકાઓના સંપર્કમાં રહી શકયા ન હોત, અને તે કારણે યહૂદી ધર્મમાં કાંઈક જુદાં, પારકાં અને અશુદ્ધ તત્ત્વો ભેળાઈ જવા પામત. આપણે આગળ જોઈ ગયા તે પ્રમાણે જેમ નોશીરવાને ખ્રિસ્તી હબસીઓના હાથમાંથી યમન છૂટી લઈ હઝરત મુહમ્મદના જન્મ અને મહત્કાર્ય માટે અનાયાસે અનુકૂળતા કરી આપી, તેમ સાઈરસે પણ પ્રાચીન કાળમાં યહૂદીઓને તેમની માતૃભૂમિમાં રવાના કરી જેરૂસેલમ અને તેના મહામંદિરની પુનર્રચના કરી અજાણપણે ઈસુખ્રિસ્તના આગમન માટે યોગ્ય ભૂમિકા તૈયાર કરી આપી હતી. સાઈરસના આ કાર્યમાં ધર્મસહિષ્ણુતા હતી, એટલું જ નહિ પણ રાજકીય ડહાપણ પણ હતું. એના એ કાર્યથી યહૂદીઓને રાજ્ય સામે ફિતૂર કરવાનું કારણ રહ્યું નહિ અને તેઓ નવા રાજ્યને વફાદાર રહી શકયા, અને એ રીતે ઈરાનની સ્થિતિ સંગીન બની. જગતના મહાન વિજેતાઓમાં સાઈરસ એક અનોખું સ્થાન ભોગવે છે. જે સમયમાં મંદિરો ભ્રષ્ટ કરવા અને મૂર્તિઓનું ખંડન કરવું એ ભારે પરાક્રમ ગણાતું તેવા વખતમાં સાઈરસ જિતાયેલી પ્રજાને આઝાદ કરતો અને તેમનાં મંદિર બાંધી આપી તેમનાં પવિત્ર પાત્રો પણ પાછાં ફેરવતો.

સાઈરસ એક વિજેતા હતો, પણ ઈ પૂ. ૫૨૧માં રાજગાદીએ આવનાર દરાયસ હિસ્તાસ્પિસ એક વિજેતા અને વ્યવસ્થાપક પણ હતો. "એઝરા"ના છઠ્ઠા પ્રકરણમાં લખાણ છે કે યહૂદી મંદિરના બાંધકામમાં જે વિક્ષેપ પડયો હતો તે દરાયસે દૂર કરી તે બાંધકામ ચાલુ રાખ્યું; એટલું જ નહિ પણ તેણે એવો હુકમ કર્યો કે તેમાં થતી તમામ પૂજાનો ખર્ચ શાહી તીજોરીમાંથી કરવો, અને મંદિરમાં બાદશાહના અને તેના પુત્રોના દીર્ઘાયુષ માટે પ્રાર્થના કરવી. દરાયસના પૌત્ર આર્ટાઝર્કસિસ (જે "લોંજીમેનસ" અથવા લાંબા હાથવાળો એવા નામથી તવારીખમાં

1. "The Pax Achaemenica" : an article by Sir Jehangir C. Coyaji in the "Jame Jamshed" Memorial Volume

વર્ણવાયો છે તે)ના વખતમા પણ આ ભલું કાર્ય ચાલુ રહ્યું. તે રાજાને શરાબ પાનાર નેહેમિયા નામના એક યહૂદી હતા. રાજાની કૃપા અને પરવાનગીથી નેહેમિયા અને તેમના મિત્રોએ અનેક મુસીબતો વેઠી ખંડિત થયેલા જેરૂસેલમ શહેરની પુનર્રચના કરી તેની રોનકમા વધારો કર્યો. એનું તફસીલવાર બ્યાન બાઈબલની "નેહેમિયા" નામની કિતાબમા આપવામાં આવ્યું છે. જરથોસ્તી રાજાઓના એયામમા જે મહાન યહૂદી મંદિર બંધાયું તેની રચના કોઈ એસીરિયન, મિસરી કે ગ્રીક ઈમારત ઉપરથી નહિ પણ પર્સિપોલિસના ઈરાની સ્થાપત્ય ઉપરથી કરવામા આવી હતી એવો મિ. ફર્ગ્યુસનનો[1] મત છે. આ સામ્ય ઉપરથી પણ યહૂદીઓ અને ઇરાનીઓ વચ્ચેના સબંધને આડકતરું સમર્થન મળે છે

પારસીઓ અને યહૂદીઓના સંબધનો એક બીજો પ્રસંગ યહૂદી બાઈબિલની "એસ્થર" નામની કિતાબમાં નોંધાયો છે જે આપણે ટૂંકામા અહી રજૂ કરીશુ. બાઇબિલ પ્રમાણે ઈરાનમાં અહાસુએરસ નામનો રાજા રાજ્ય કરતો હતો. એ નામનો કોઈ હખામની રાજા નહોતો; કેટલાક ખ્રિસ્તી લખનારાઓ તેને ઝર્કસિસ માને છે એ ભૂલ છે, અને અહાસુએરસ તે ઝર્કસિસનો પુત્ર અને દરાયસ હિસ્તાસ્પિસનો પૌત્ર આર્ટાઝર્કસિસ પડેલો છે એવો ઇતિહાસકારોનો મત છે. એક વાર જ્યાફત ચાલી રહી હતી ત્યારે એ રાજાએ પોતાની રૂપવંતી રાણી વસ્તીને મિજલસમાં આવવા ફરમાવ્યું. રાણીને લાગ્યુ કે શરાબ પીને મસ્ત થયેલાઓની વચમા જવુ એ સ્ત્રી માટે શોભાભર્યું ન કહેવાય, એટલે રાજાની આજ્ઞા તેણે સ્વીકારી નહિ. એ જોઈ રાજાને ક્રોધ ચડચો અને તેણે પોતાના મંત્રીઓની સલાહ પૂછી. તેઓએ આગમાં તેલ રેડ્યું, અને આ બિના જો જાહેર થશે તો રાજ્યની સઘળી પત્નીઓ પોતાના પતિઓને નાતાબેદાર થશે એવો તેમણે ભય દેખાડચો. રાજાએ હવે વસ્તી ઉપરથી દિલ ઉઠાડી લીધુ અને એસ્થર નામની એક સુંદર યહૂદી કન્યા સાથે તેણે લગ્ન કર્યું.

એસ્થરનો કાકો મોરદેકાઈ પણ રાજદરબારમાં વગવસીલો ધરાવનાર થઈ પડચો. હવે શાહ આર્ટાઝર્કસિસનો હામાન નામનો એક માનીતો દરબારી હતો. હામાન એમેલેકાઇટ નામના અરબ તાયફાનો હોઈ તે યહૂદીઓનો કટ્ટો વેરી હતો. હામાને જ્યારે જોયું કે સૌની પેઠે મોરદેકાઈ તેને માન

1 Fergusson's "Palaces of Nineveh and Persepolis" quoted in "Ancient Iran: Its Contribution to Human Progress" by Mr. Pestanji P. Bulsara.

આપતો નથી ત્યારે માત્ર મોરદેકાઈને મારી નાખવાનો નહિ પણ આખી યહૂદી કોમનો કચ્ચરઘાણ કાઢવાનો એણે પાપી નિશ્ચય કર્યો. આવા બદઇરાદાથી તેણે આર્ટાઝર્ક્સિસના કાન ભંભેર્યા કે યહૂદીઓ એક અત્યંત દુષ્ટ પ્રજા છે અને રાજ્યની સલામતી માટે તે ગંભીર ભય સમાન હોઈ આ આખી કોમનો નાશ થવાની જરૂર છે. કાચા કાનના રાજાને મનાવતાં વાર લાગી નહિ અને યહૂદીઓના બારમા માસ "અદાર"ની ૧૩મી તારીખે તમામ યહૂદી સ્ત્રી, બાળક, અને પુરુષોની કતલ કરવાનું ફરમાન બાદશાહે છોડયું અને તે રાજ્યમાં ઠેર ઠેર જાહેર થયું. આ જાણી યહૂદીઓમાં હાહાકાર વર્તી રહ્યો. મોરદેકાઈ આ જાણી રાણી એસ્થર પાસે ગયો અને રાજાને સમજાવવા કહ્યું. એસ્થરે બાદશાહ સાથે ખાણું લેવા હામાનને આમંત્રણ કર્યું, અને તે પ્રસંગે એસ્થરે પોતાની વાક્ચાતુરીથી શાહને સમજાવી લઈ હામાનની નીચતા અને ક્રૂરતા ખુલ્લી પાડી આપી. શાહ તુરત સમજી ગયો, અને તત્કાળ યહૂદીઓને સલામતી બક્ષતું એક બીજું ફરમાન કાઢી તેણે પોતાનો પહેલો હુકમ રદ કર્યો. મોરદેકાઈને મારી નાખવા હામાને એક શૂળી તૈયાર રાખી હતી, તે ઉપર હામાનને જ ચડાવી દેવામાં આવ્યો, અને તેના દશ પુત્રોનો પણ બીજે દિવસે વિના કારણે વધ કરવામા આવ્યો. હવે યહૂદીઓ પોતાના દુશ્મનો ઉપર વેર લે એવી પરવાનગી એસ્થરે રાજા પાસે માગી. યહૂદીઓને હવે હિંમત આવી અને તેમણે આખી શહેનશાહતમાં પોતાના ૭૫૦૦૦ શત્રુઓને કતલ કરી નાખ્યા. આ કારણે યહૂદીઓ પોતાના મહિના "આદાર"ની ૧૪મી અને ૧૫મી તિથિઓએ પોતાના છુટકારાની ખુશાલીમાં અને શત્રુઓ પર લીધેલા વેરની યાદમાં "પુરિમ"નો ઉત્સવ હજી પણ આનંદથી ઊજવે છે.

હખામનીઓના રાજ્યઅમલ દરમ્યાન ઈરાનીઓ અને યહૂદીઓ વચ્ચે બહુ મીઠો સંબંધ હતો, પણ સાસાની હકૂમતમાં એ ભલી લાગણીમાં ભંગાણ પડયું હતું. પહેલવી ગ્રંથોમા યહૂદી ધર્મની સખ્ત નિંદા કરવામા આવી છે. જોકે સાસાની શાહ યઝદેજર્દ પહેલાની રાણી એક યહૂદી બાનુ હતી, તોપણ પરધર્મીઓ સાથે ઈરાનીઓનાં થતાં આન્તર્લગ્નોને હવે પહેલવી કિતાબોમાં વખોડવામાં આવ્યાં છે. બહેરામગુરના પુત્ર યઝદેજર્દ બીજાએ યહૂદીઓને પોતાનો વિશ્રામદિન (Sabbath) પાળવાની પણ બંધી કરી હતી તેના પુત્ર શાહ ફીરોઝે તેથી આગળ વધીને હુકમ કાઢયો કે અપહૃત થયેલાં યહૂદી બાળકોને જરથોસ્તી તરીકે ઉછેરવાં. તે

સમયમાં યહૂદી અને ઈરાની વિદ્વાનોના ભેગા સહકારથી "ટાલમુડ" નામની જાણીતી યહૂદી મઝહબી કિતાબનું સંપાદન કાર્ય થતું હતું, પરંતુ ધર્મજ્ઞાનની બાબતમાં પણ સાસાની શાહોની વધતી જતી દખલગીરી જોઈ યહૂદીઓને આ સંપાદન કાર્ય માંડી વાળવું પડયું હતું. ઈરાનીઓ અને યહૂદીઓની મૈત્રીમાં આવી ગંભીર ખલલ પડી તે અત્યંત ખેદકારક છે. યહૂદીઓ અને ખ્રિસ્તીઓ સાથેના ઈરાની સંબંધો સાસાની રાજ્ય-અમલ દરમ્યાન કથળવા કેમ પામ્યા તેના કારણો ચોથા પ્રકરણમાં ચર્ચાઈ ગયેલાં હોવાથી તેની પુનરુક્તિ અહીં કરવાની જરૂર રહેતી નથી.

હખામની અમલ દરમ્યાન ઈરાનીઓએ યહૂદી ધર્મ ઉપર મોટી અસર કરી હતી. અમુક વિચારો અને વાદો જે અદ્યાપિપર્યંત યહૂદી ધર્મમાં નહોતા તે હવે જરથોસ્તીઓના સંપર્કથી યહૂદી ધર્મમાં દાખલ થવા પામ્યા, અને તે ધર્મ મારફતે ખ્રિસ્તી અને ઇસ્લામી મઝહબોમાં પણ તેમનાં દર્શન થયાં. માટે "બેબિલોનિયાનુ બંધન" અને તેમાંથી યહૂદીઓને સાઈરસે બક્ષેલી આઝાદી એ ધર્મશાસ્ત્રના ઇતિહાસમાં અતિ અગત્યના સીમાસ્તંભ સમાન ગણાવા જોઈએ. મિ. આલ્ગરના[1] મત પ્રમાણે ઈડનના બાગમાં એક સર્પના ભમાવ્યાથી આદમ અને ઈવ ઈશ્વરાજ્ઞા તોડી મનાઈ કરેલું ફળ ખાઈ જે પાપ અને મૃત્યુમાં ફસાયાં તે વિશેનો વાદ યહૂદીઓમા "બેબિલોનિયન બધન" પુરૂ થયા બાદ શરૂ થયો હતો. ફિરસ્તાઓની માન્યતા અને તેમનો ચડતો ઊતરતો પદવીક્રમ યહૂદીઓમા પારસીઓની ઈઝદો અને અમેશાસ્પદોની[2] માન્યતામાંથી દાખલ થવા પામ્યો હતો. જરથોસ્તી ધર્મમાં અહુરમઝ્દને ભેગા ગણતાં સાત અમેશાસ્પદો કહેવાય છે. યહૂદી ધર્મપુસ્તક "ઝેકેરિયાહ" ૪, ૧૦માં સમસ્ત જગતમાં પહોંચી વળતી ભગવાનની સાત આંખોનુ આલંકારિક વર્ણન છે. એને જ મળતુ વર્ણન ખ્રિસ્તી બાઈબલના છેલ્લા પુસ્તકમાં છે. (રેવેલેશન ૧, ૪; ૩, ૧; અને ૫, ૬), જ્યાં ખુદાની સાથે તેના સાત ફિરસ્તાઓ વિશે ઈશારા કરવામાં આવ્યા છે. અલબત્ત, ફિરસ્તાઓ વિશેની માન્યતા યહૂદીઓમાં પરાપૂર્વથી હતી અને તે આપણે તેમની સૌથી જૂની કિતાબો "જેનેસિસ" (૨૨. ૧૧) અને એકસોડસ (૩, ૨) વગેરે

---

1. "Resurrection and Immortality of the Soul in Zarathushtrianism and Judaism", an article by Mr. W. R Alger in "Religion and Customs of Persians and other Iranians," edited by Dr Adolf Rapp and others

૨. જરથોસ્તી ધર્મમા વર્ણવાયેલી દૈવી શક્તિઓ

અનેક ઠેકાણે જોઈ શકીએ છીએ. પણ ખુદ બાઈબલના વિદ્વાનોનો મત[1] છે કે ' બેબિલોનિયન બંધન " પૂરું થયા પછી જ ફિરસ્તાઓ.વિશેની યહૂદી માન્યતા વધુ ચોક્કસ અને ખુલ્લી થવા પામી, અને ત્યાર બાદ અમુક ફિરસ્તાઓને તેમના નામથી ઓળખવામાં આવ્યા: દાખલા તરીકે "દાનયલ" ૮, ૧૬ અને ૯, ૨૧મા ગેબ્રીયલ ફિરસ્તાનું નામ મળે છે, જ્યારે એ જ કિતાબના ૧૦, ૧૩ અને ૧૨, ૧માં માઈકલ ફિરસ્તાનો ઉલ્લેખ કરવામા આવ્યો છે. દાનયલ પયગમ્બર ઈ. પૂ. ૬૦૬માં પોતાની યુવાવસ્થામાં બેબિલોનના શાહ નેબુકદનઝરને હાથે બંધનમાં ગિરફતાર થયા હતા. તેઓ ઈ. પૂ. ૭મી સદીમાં થઈ ગયેલા હોઈ તેમની ઉપર હખામની ઈરાનીઓનાં રીતરિવાજોની કંઈક અસર થઈ હોવી જોઈએ, અને તેમની કિતાબમાં ઈરાન વિશે કેટલાક ઈશારાઓ મળે છે.

ડૉ. મિલ્સના[2] મત પ્રમાણે "બેબિલોનિયન બંધન" પહેલાં યહૂદીઓમાં સ્વર્ગ અને નરક વિશે સ્પષ્ટ વિચારો હસ્તી ધરાવતા નહિ; જ્યારે જરથોસ્તી ધર્મની શરૂઆતથી જ ગાથામાં સ્વર્ગ અને નરકની સમજણ આપવામા આવી હતી. પારસીઓના સંપર્કથી યહૂદીઓને એ દિશામાં ઘણું જાણવાનું મળ્યુ અને એમના ખ્યાલોમાં સ્પષ્ટતા આવી. "જોબ" ના પુસ્તકમાં સ્વર્ગને વિશે બહુ જ ઝાંખો ઈશારો માત્ર છે, પણ સ્પષ્ટ લખાણ કશુ નથી. "સામ્ઝ" ના પુસ્તકમાં પણ ભવિષ્યની સુખી હાલત માટે ૧૬મા, ૧૭મા અને ખાસ કરી ૪૯મા અને ૭૩મા "સામ" (ભજન) માં સહેજ વધુ ખુલાસાવાળી માહિતી છે. જોબવાળું પુસ્તક "બેબિલોનિયન બંધન" પછી લખાયેલું હતું, જ્યારે "સામ્ઝ" તો જુદા જુદા લેખકોને હાથે અને જુદા જુદા સમયમાં રચાયેલાં હોવાથી તેમની ઉપર ઈરાનીઓની અસર થઈ કે નહિ તેનું નિરાકરણ થઈ શકતું નથી. યહૂદીઓમા "ગહેન્ના" (જેની ઉપરથી અરબી શબ્દ "જહન્નમ" નીકળ્યો છે) અથવા દોઝખની માન્યતા હતી, અને સ્વધર્મત્યાગી યહૂદીઓ ત્યાં જઈ પડતા એમ મનાતું. ત્યાર બાદ તે દુષ્ટ માણસોના ધામ તરીકે ગણાયુ. યહૂદીઓ પ્રમાણે તમામ મરનારો "શિઓલ" (પાતાળ, નરક) નામે સ્થળમા જતા, પરંતુ નૈતિક દષ્ટિએ નહિ પણ સામાજિક દષ્ટિએ જેમણે ગુના કર્યા હોય તે "શિઓલ" મા જતા એમ મનાતું.

૧ "A Concise Bible Dictionary" (Cambridge University Press) the word "Angels"

૨ "Addresses on Zoroastrianism" by Moulton, Mills and Birdwood ("Wisdom of Zarathushtra" series)

ત્યાર બાદ "શિઓલ" ભારે દુઃખ અને સંકટનું ધામ મનાવા લાગ્યુ. પરંતુ મિ. ચાર્લ્સ[૧] પ્રમાણે લગભગ ઈ. પૂ. ૧૮૦થી ઉપલી માન્યતામાં ફેર પડવા લાગ્યો અને નૈતિક દષ્ટિએ જેણે પાપો કર્યાં હોય તે 'શિઓલ'માં પડે છે એમ યહૂદીઓ વિચારતા થયા. દષ્ટિમા થયેલા આ ફેરફારનું કારણ યહૂદીઓ અને ઈરાનીઓ વચ્ચેનો સંપર્ક હશે એમ આપણે માની શકીએ. ડૉ. એલ એચ. મિલ્સ પણ પોતાના ઉપર્યુક્ત લેખમા માને છે કે ઈરાનીઓ સાથેના સહવાસથી જે અનેક નવા અથવા ફેરવાયેલા ખ્યાલો યહૂદીઓમા ઉત્પન્ન થયા તેમાં સ્વર્ગ અને નરકના વિચારો પણ હતા.

વળી જરથોસ્તી ધર્મના આરંભમા જ, એટલે કે ખુદ ગાથામાં જ, ભવિષ્યમા કુલ માનવજાતનો સમૂહગત ન્યાય ઈશ્વરને હાથે થશે એવું સૂચન છે, જેનો પાછળનાં શાસ્ત્રોમાં પુષ્કળ વિકાસ થયો છે. એ એકસામટો ન્યાય મેળવવાના પ્રસંગને "રસ્તાખીઝ" અથવા "કયામત" કહે છે. અવસ્તાશાસ્ત્ર પ્રમાણે ખુદ ઝરથુસ્ત્રના જ ખુનમાંથી ચમત્કારિક રીતે ભવિષ્યમાં જન્મ લેનાર ત્રણ મહાપુરુષો — હોશેદર, હોશેદરમાહ અને સોશયોસ — આ કયામતના કાર્યમાં મદદ કરશે, તમામ મરેલાઓ સજીવન થશે અને સમસ્ત માનવજાતને ન્યાય મળશે; ત્યાર બાદ "ફ્રશોકેરેતી" (જગતની પુનર્રચના) થશે; દુનિયામાંની બદીનું નામનિશાન નાબૂદ થશે, નેકી વિજય પામશે અને અહુરમઝદની ઇચ્છા પ્રમાણે માનવીને પવિત્રતામાં જ સનાતન સુખની પ્રાપ્તિ થશે. હવે આત્માની અમર્ગી અને કયામતનો વાદ યહૂદી ધર્મમાં "બેબિલોનિયન બંધન" ના સમય સુધી જણાતાં નથી: આ અતિ મહત્ત્વના ખ્યાલો પાછળથી ખ્રિસ્તી ધર્મમાં પણ બહુ વિકાસ પામ્યા, અને તેનું "નવા કરાર" (New Testament)માં, ખાસ કરી "રેવેલેશન" માં, વિગતવાર વર્ણન છે. આ ખ્યાલો યહૂદીઓએ પારસીઓ પાસેથી મેળવ્યા હતા એવો વિદ્વાનોનો મત છે. યહૂદીઓની "દાનયલ" કિતાબના ૧૨મા પ્રકરણમાં આ કયામતનું કાંઈક ઝાંખું ધ્યાન અપાયું છે. મિ. આલ્ગર પોતાના ઉપર્યુક્ત લેખમાં જ આપણું ધ્યાન ખેંચે છે કે જરથોસ્તી ધર્મમાં કયામતનું વર્ણન સંપૂર્ણ અને સિલસિલાબંધ જણાય છે, જ્યારે યહૂદી શાસ્ત્રોમા તે છૂટુંછવાયું અને પૃથક્પૃથક્

૧. "Religious Development between the Old and New Testaments" by Canon R. H Charles (Home University Library)

અપાયું છે; તે ઉપરથી પણ સ્પષ્ટ થાય છે કે યહૂદીઓએ કયામતનો વાદ જરથોસ્તીઓ ઉપરથી લીધો હશે.

યહૂદીઓમાં "મસીહા" અને ભવિષ્યના તારણહારની માન્યતા આંત જૂના વખતની કહેવાય, અને એઓનાં "જેનેસિસ" (૪૯,૧૦) અને "નમ્બર્સ" (૨૪,૧૯)માં એ માન્યતા વિશે ઉલ્લેખ થયેલો જણાશે. પણ ખુદ બાઈબલના અભ્યાસીઓનું કહેવું છે[1] કે પુરાણાં પુસ્તકોમાં આવેલા આવા ઉલ્લેખો અત્યંત અચોક્કસ અને અસ્પષ્ટ કહેવાય: પણ જ્યારે યહૂદીઓ હખામની પારસીઓના સમાગમમાં આવ્યા અને પારસીઓના ભવિષ્યના ઉદ્ધારકો — હોશેદર, હોશેદરમાહ અને સોશયોસને વિશે જ્ઞાન થયું, ત્યારથી યહૂદી ધર્મગ્રંથોમાં મસીહા અને તારણહારની ભાવના વધુ સ્પષ્ટ બનવા લાગી. યહૂદી ધર્મમાં વર્ણવાયેલા ભવિષ્યના તારણહાર તે ઈસુખ્રિસ્ત જ છે એમ ખ્રિસ્તીઓ માને છે, અને એ તારણહારની આખી ભાવના ખ્રિસ્તી ધર્મમાં વિસ્તારપૂર્વક જાણવા મળે છે. ખુદ ઇસ્લામમાં પણ ક્યામત અને ઈમામ મહેદીના ભવિષ્યના આગમન વિશેની શિયા માન્યતાનું મૂળ આપણે જરથોસ્તી ધર્મ અને તેણે યહૂદીઓ ઉપર કરેલી અસરમાંથી મેળવી શકાયું.

જરથોસ્તી દીન પ્રમાણે અહુરમઝ્દ એકલો આ સકળ સૃષ્ટિનો સર્જનહાર છે, અને નેકી અને બદી પણ ખુદાની જ શક્તિના પ્રકાર છે. પહેલા ગાથા, યસ્ન ૩૦,૩-૫, પ્રમાણે નેક શક્તિ (સ્પેન્તોમૈન્યુ) એ દરેક ભલું કાર્ય પસંદ કર્યું, જ્યારે બૂરી શક્તિ(અંગ્રમૈન્યુ)એ દરેક રીતે દુષ્ટતાનો જ રાહ લીધો. છેવટે એ બૂરી શક્તિ, જે નેક શક્તિથી તદ્દન જુદી હતી, તે હવે અહુરમઝ્દથી પણ જુદી અને સ્વતંત્ર મનાવા લાગી, અને એને "અહેરેમન" (શયતાન)નું નામ મળ્યું. પરિણામે અહુરમઝ્દ વિરુદ્ધ અહેરેમન અથવા ખુદા વિરુદ્ધ શયતાનનો ઝઘડો જરથોસ્તી ધર્મશાસ્ત્રોમાં બરપા થયો. મિ. આલગરના ઉપર્યુક્ત લેખ પ્રમાણે "બેબિલોનિયન બંધન" પૂર્વે યહૂદીઓમાં જેમ ફિરસ્તાઓનો પલવીક્રમ નહોતો તેમ દૈત્યોનો પણ નહોતો, એટલું જ નહિ પણ શયતાનનો ખ્યાલ પણ ઊભો થયો નહોતો. "જૂના કરાર"માં દૈત્યોનું નામ તો માત્ર બિનયહૂદીઓના દેવોને લાગુ પાડયું છે. યહૂદી બાઈબલની સૌથી પહેલી કિતાબ "જેનેસિસ"માં આદમ અને ઈવને ફસાવનાર એક સર્પ કહેવાય છે, પણ ત્યાં શયતાનનું નામ નથી. "નવા કરાર"ના છેલ્લા પુસ્તક ("રેવેલેશન" ૧૨ ૯)માં

---

૧. "A Concise Bible Dictionary" (Cambridge University ress), the word "Messiah."

તે સર્પને શયતાનનું નામ આપી જગતને કુમાર્ગે ચડાવનાર તરીકે તેને સજા કરવામાં આવી છે. "જૂના કરાર" માં શયતાનનું નામ આપણે "જોબ"ના પ્રસિદ્ધ પુસ્તકમાં જોઈએ છીએ, જે યહૂદી બાઈબલનાં સૌથી મહાન પુસ્તકોમાંનું એક ગણી શકાય. જોબ ધનવાન અને સુખી હતા અને ઈશ્વરના સાચા ભક્ત પણ હતા આ પુસ્તકમા શયતાન જોબની ભક્તિની કઠણ પરીક્ષા કરવા આવે છે, જેમાથી જોબ સફળતાપૂર્વક પાર ઊતરે છે. જોબ પોતે પ્રાચીનકાળમાં થઈ ગયા હતા, પણ નોધલાયક એ છે કે શયતાનનો ઈશારો ધરાવતી આ "જોબ" ની કિતાબ "બેબિલોનિયન બંધન" પછી લખાઈ હતી, અને એની ઉપર ઈરાનીઓની અસર હોય એ તદ્દન બનવાજોગ છે. એ કિતાબની ભાષા તરફ જોતા મિ મૂર[1] તેને ઈ. પૂ. ૫મી કે ૪થી સદીમાં મૂકે છે. યહૂદી બાઈબલના એક બીજા પુસ્તકમાં પણ શયતાનનાં અમંગળ દર્શન થાય છે. ૧ "ક્રોનિકલ્સ" ૨૧,૧ માં શયતાન ડેવિડને ભમાવી તેની પાસે ઈસરાયલ પ્રજાની વસ્તી-ગણતરી કરાવે છે, જે કાર્ય ઈશ્વરને બહુ નાપસંદ લાગતું હતું. મિ. મૂરના ઉપર્યુક્ત ગ્રંથ પ્રમાણે "ક્રોનિકલ્સ" નું પુસ્તક ઈ. પૂ ચોથી કે ત્રીજી સદીમાં લખાયું હોઈ "બેબિલોનિયન બંધન" પછી જ અસ્તિત્વમાં આવ્યું હતું ત્યારે શયતાનનો સ્પષ્ટ ખ્યાલ "બેબિલોનિયન બંધન" પછી જ અને ઈરાનીઓ સાથે થયેલા સંપર્ક બાદ યહૂદીઓને આવ્યો હતો એમ જણાય છે. પછી એ શયતાન ખ્રિસ્તી ધર્મમાં, અને ઈબ્લીસનું નામ ધારણ કરી ઇસ્લામમાં પણ નજરે પડે છે, જોકે એ સૌનું મૂળ જરથોસ્તી ધર્મનો અહેરેમન છે. આ રીતે જરથોસ્તી ધર્મમાંથી નીકળેલો આ બાઉ યહૂદી, ખ્રિસ્તી અને ઇસ્લામી મઝહબો દ્વારા તમામ જગતને ભડકાવી ગયો છે.

ડૉ. એલ. એચ. મિલ્સ પોતાના ઉપર્યુક્ત લેખમાં કહે છે કે આ અનેક ખ્યાલો યહૂદીઓએ ઈરાનીઓ પાસેથી મેળવ્યા હોય એ ચોક્કસ તો નહિ પણ તદ્દન બનવાજોગ તો છે જ. "બેબિલોનિયન બંધન" પૂર્વે આ વાદો યહૂદીઓમાં હતા જ નહિ, અગર હતા તો બહુ જ અસ્પષ્ટ હતા, જ્યારે જરથોસ્તી ધર્મગ્રંથોમાં આ વાદો ઉપર વિસ્તૃત ચર્ચા કરવામાં આવી હતી. ડૉ. મિલ્સના કહેવા પ્રમાણે કદાચ એમ પણ હોય કે આ ખ્યાલો યહૂદીઓને ઈરાનીઓ મારફતે નહિ પણ સ્વતંત્ર રીતે સ્ફુર્યા હોય, અથવા સ્વતંત્ર રીતે સ્ફુર્યા બાદ ઈરાનીઓનાં શાસ્ત્રોમાં તેને

1. "Literature of the Old Testament" by Mr. George F. Moore (Home University Library)

મળના વિચારો હોવાથી તેને વધુ સમર્થન મળ્યું હોય. અલબત્ત, આ જગતમાં કોઈ પણ બાબતને ચોક્કસ કહેવી એ જોખમભર્યું છે, પણ યહૂદીઓએ આવા વિચારો ઈરાનીઓ પાસેથી લીધા તેની શકયતા તો ડૉ. મિલ્સ પણ ખુલ્લી રીતે સ્વીકારે છે. આપણે સહેજે એવો પ્રશ્ન પૂછી શકીએ કે —સદીઓ સુધી જે વિચારો અને વાદો યહૂદીઓમાં નહોતા યા અસ્પષ્ટ હતા તે ઈરાનીઓ સાથેના સંપર્કનાં થોડાંક વર્ષોમાં કેમ એકદમ સ્ફુરી નીકળ્યા? એક સંસ્કારી કોમના સંપર્કનું આ પરિણામ ન ગણીએ તો બીજું શું ગણી શકાય? સામટી રીતે જોતાં આ વાદો "બેબિલોનિયન બંધન" પછી ઈરાનીઓ સાથેના સહવાસમા યહૂદીઓએ મેળવ્યા હશે એવી પ્રબળ શકયતા સ્વીકારવી પડે છે, અને યહૂદીઓ દ્વારા એમાના ખણાખરા વિચારો ખ્રિસ્તી અને ઇસ્લામી મઝહબોમાં પ્રવેશવા પામ્યા એ પણ ખુલ્લું છે.

## ૧૨

## ઈરાનનો મિથ્રપંથ

કોઈવાર એક ધર્મ નહિ પણ તેનો એક ફાંટો અથવા પંથ થોડાક સમય માટે વધુ અગત્યનો બની જાય છે, અને સ્વદેશમાં નહિ પણ વિદેશમાં તેનો પ્રચાર પૂરજોશથી ચાલે છે. ઇંડો-ઈરાનિયન ધર્મમાં મિત્ર (સૂર્ય) નામનો દેવ હતો, જે વેદમાં પણ જાણીતો છે અને જે અવસ્તામાં મિથ્ર અને ફારસીમાં મહેર નામે મશહૂર ફિરસ્તો બન્યો છે. અવસ્તામાં મિથ્ર ફિરસ્તાનું સ્થાન બહુ મહત્ત્વનું છે અને એક અતિ લાંબી "યશ્ત"માં તેનાં ગુણગાન ગાવામાં આવ્યાં છે. તે મહાબળવાન, ઝડપી, ચાલાક અને વિજયી મનાયો છે. વેદમા જેમ મિત્ર-વરુણની જોડી દેખાય છે તેમ અવસ્તામાં મિથ્રને અહુર (અહુરમઝ્દ)ના ભેગો કેટલીકવાર યાદ કરવામાં આવ્યો છે. આરંભમા તો મિથ્ર એ સૂર્યનો ફિરસ્તો છે અને અવસ્તા પ્રમાણે તેને એક હજાર કાન અને દશ હજાર આંખો છે સૂર્ય ઉપરથી મિથ્ર સ્વાભાવિક રીતે પ્રકાશનો ફિરસ્તો બન્યો અને એની દૃષ્ટિથી કશું જ છૂપુંછાનું રહી શકતું નહિ આધ્યાત્મિક ક્ષેત્રમાં પ્રકાશ એ સત્યનો સદ્ગુણ બને છે અને હવે મિથ્ર સત્યનો ફિરસ્તો અને જુઠાણાનો શત્રુ ગણાવા લાગ્યો. જરથોસ્તી ધર્મમાં સત્યનું સ્થાન અતિ ઉચ્ચ છે તેમ મિથ્રનો

દરજ્જો પણ બહુ મહત્ત્વનો મનાવા લાગ્યો. જ્યારે પણ વચન અપાતા, સોગંદ ખવાતા કે કોલકરાર થતા ત્યારે મિથ્રને યાદ કરવામાં આવતો, અને વચનભંગને "મિથ્રદ્રુજ" અથવા મિથ્રને ઠગવાનો અતિ ગંભીર ગુનો ગણવામાં આવતો. પાછળના સામાની જમાનામા મિથ્ર, સરોશ અને રશ્ને ફિરસ્તાઓ સાથે બીજી દુનિયામાં ન્યાય આપવાનું કાર્ય કરે છે, અને તે "મહેર દાવર" (મિથ્ર ન્યાયાધીશ)ના નામે ઓળખાય છે. કયામતને પ્રસંગે આખરી ઇન્માફ આપવાના કામમાં પણ એની જ મદદ લેવાશે એમ મનાય છે.

મિથ્રને વિશાળ ખેતરોનો સ્વામી ગણેલો હોવાથી આર્થિક સંપત્તિ માટે પણ એની જ સ્તુતિ કરવામા આવે છે. હખામની જમાનામાં મિથ્રને ફળદ્રુપતાનો ફિરસ્તો ગણેલો હોવાથી ઝરોઝરોની અધિષ્ઠાત્રી દેવી અનાહિતા સાથે તેની આરાધના થતી હતી. મિથ્રને યુદ્ધનો ફિરસ્તો પણ ગણ્યો છે અને એકચક્રવાળા રથમાં તે સવારી કરે છે. જેઓ અનેક ભોગો ધરી એને આરાધે છે તેઓ ઉપર એની કૃપા રહેશે એમ મનાય છે. છેવટ મિથ્ર તેના પૂજકોને અંગ્રમૈન્યુથી બચાવશે અને અહુરમઝ્દ તરફ દોરી જશે એવી માન્યતાને લીધે મિથ્રને તારણહાર તરીકે પણ ગણ્યો છે મિથ્રને લગતાં અનેક કોતરકામો અને ચિત્રો છે જેમાં તેને એક ગોધાનો વધ કરતો બતાવ્યો છે. એ ગોધાનો શો અર્થ કરવો તે વિશે બહુ મતભેદ છે. કોઈ ગોધાને ચંદ્ર માને છે; કોઈ તેને રાશિમંડળમાં આવતા વૃષભના ચિહ્ન તરીકે ઓળખે છે; કોઈ તેને પહેલા ગાથા (યસ્ન ૨૯, ૧)માં આવતા "ગેઉશ ઉરવાન" (ગાયના અથવા પૃથ્વીના આત્મા)ના અર્થમાં લે છે. કેટલાકો પહેલવી કિતાબ "બુનદેહિશ્ન"ના ચૌદમા પ્રકરણમા દર્શાવેલા "ગાવ્યોકદાદ" ગોધા સાથે તેને સરખાવે છે, જે ગોધાનો વધ થતાં તેમાંથી અનેક પ્રકારનુ પશુજીવન નીકળી આવ્યુ હતું. બુનદેહિશ્ન પ્રમાણે એ વધ કરનાર અહેરેમન (શયતાન) છે, જે ભૂરું કામ કરવા જતાં જીવ ઉત્પન્ન કરી અહુરમઝ્દનુ જ ભલું કાર્ય અનાયાસે કરી દે છે. મિથ્રને પણ જીવનનો સર્જક ગણેલો હોવાથી તે આ વૃષભનો વધ કરી જીવન ઉત્પન્ન કરે છે. સૌથી વધુ સહેલો અને અકલપસંદ અર્થ એવો છે કે મિથ્ર ઈશ્વરી તત્ત્વ છે જે મનુષ્યમા રહેલ પશુતત્ત્વનું દમન કરી તેની ઉપર જીત મેળવે છે. એવો જ બોધ શ્રીકૃષ્ણે કરેલા કાલીયમર્દનમાંથી પણ આપણને મળે છે.

મહાન સિકંદર ઈ. પૂ. ૩૨૩માં મરણ પામ્યો. તે પછી પાંચ સદીઓ સુધી ઈરાનમાં એકે કેન્દ્રસ્થ મહાન સત્તા રહી નહિ, અને જરથોસ્તી

ધર્મમાં પણ બગાડો થવા પામ્યો. આ વર્ષો દરમ્યાન આપણે જોઈ ગયા તેમ પાર્થયનોએ ઈરાનમાં હકૂમત જમાવી. તેઓએ ઘણા જરથોસ્તી સિદ્ધાંતો અને રીતરિવાજો અપનાવ્યા, પણ પોતે ખાલેસ જરથોસ્તીઓ ન હોવાથી તે બધાને પોતાની સમજ પ્રમાણે ઘટાવ્યા. મિથ્રની પૂજા પણ પાર્થિયનોમાં હતી, જો કે હવે તેમાં સેમેટિક તત્ત્વ બહુ ભેળાવા પામ્યું. પાર્થયન રાજાઓમાથી ઘણાનું નામ મિથ્રીદાતીસ (મહેરદાદ) હતું અને એ નામ ઉપરથી પણ તેઓ મિથ્રપૂજક હતા તે જણાતું. પાર્થિયનો મારફતે રોમનોને મિથ્રપૂજા મળી અને તે તેઓએ પોતાની રીતે સમજવાનો પ્રયાસ કર્યો, અને આ રીતે જેમ મિથ્રપંથ એશિયામાં કે યુરોપમાં રેલાતો ગયો તેમ તે શુદ્ધ જરથોસ્તી ધર્મથી જુદો જ બનતો ગયો. બેબિલોનમાં મિથ્રને ત્યાંના સૂર્યદેવ "શમ્સ" સાથે, અને સરોવરોની અધિષ્ઠાત્રી ઈરાની શક્તિ અનાહિતાને બેબિલોનિયન "ઈસ્તર" સાથે ભેળવી દેવામાં આવ્યાં. રોમનોએ મિથ્રપૂજાને પોતાના સૂર્યદેવ Sol Invictusની પૂજા સાથે જોડી દીધી હતી. વળી મિસરની દેવી "આઈસિસ"ની પૂજાનું કાંઈક તત્ત્વ મિથ્રપૂજામાં ભળવા પામ્યુ. એ રીતે જુદા જુદા દેશોની માન્યતાઓ અને રીતરિવાજોના રંગે હવે મિથ્રપંથ રંગાવા પામ્યો, અને ખાલેસ જરથોસ્તી ધર્મથી તે ભિન્ન બનવા પામ્યો. રોમન સામ્રાજ્ય વિશાળ હોવાથી મિથ્રપંથને ફેલાતાં વાર લાગી નહિ. ડૉ તારાપોરવાળા[1] કહે છે તેમ મિથ્રપંથમાં એવાં તત્ત્વો હતાં કે જ્યાં તે ગયો ત્યા તેને આવકારવામાં આવ્યો—એલેકઝાન્ડ્રીયાના પંડિતો તેના તત્ત્વજ્ઞાનથી આકર્ષાયા, ક્રિયામાર્ગીઓ તેનાં ક્રિયાકાંડથી મોહ પામ્યા, અને ગુપ્તજ્ઞાનવાદીઓને મિથ્રપૂજાનો રહસ્યવિધિ પસંદ પડી ગયો.

જેમ જુદા જુદા દેશોમા તે ફેલાતો ગયો તેમ તેમાં હવે ઉગ્ર તપશ્ચર્યા, દેહકષ્ટી, ઉપવાસ અને બ્રહ્મચર્ય જેવાં બિનજરથોસ્તી તત્ત્વો દેખાવા માંડ્યાં. હવે મિથ્રપંથના ગુપ્તવિધિઓ (Mysteries) ઊભા થયા અને મિથ્રની પૂજા ભોંયરામાં છૂપી રીતે થવા લાગી, જેમ જરથોસ્તી ધર્મમાં કદી થતું નહોતુ મિ. માદન[2] પ્રમાણે અવસ્તા યુગમા ઈરાનમાં મિથ્રપંથ જેવો કોઈ પંથ જ નહોતો, અને જેમ રોમનોમાં થયું તેમ ઈરાનમાં કોઈ

---

૧. "Aspects of the History of Zorostrianism" by Dr. Irach J. S Taraporewala

૨ "Discourses on Iranian Literature" by Mr. Dhanjishah M. Madan

કાળે મિથ્રના ગુપ્તવિધિઓ પણ નહોતા, મિથ્રનાં પૂતળાં પણ નહોતાં અને ભૂગર્ભમાં તેની પૂજા પણ થતી નહિ. પારકા દેશોની પ્રજાઓ જરથોસ્તી ધર્મની સાદાઈ અને બુદ્ધી પૂરતી ન સમજી શકી હોવાથી આવી અનેક વિચિત્ર રસમો ઊભી થઈ, અને છેવટે રોમનોને વારસામાં મળેલી ગ્રીક દંતકથાઓ અને એશિયામાં પ્રચલિત થયેલી ગ્રહો અને સિતારાઓની આરાધના પણ મિથ્રપૂજામાં ભળી ગયાં. એમ છતાં મિથ્રપૂજામા કોઈ અશ્લીલ વિધિ નહોતો, અને મનુષ્યભોગો મિથ્રને કોઈ કાળે ધરાતા નહિ. પણ હવે ઈંડો-ઈરાનિયન ધર્મના એક દેવ અને જરથોસ્તી ધર્મના એક ફિરસ્તાનું સ્વરૂપ વિદેશમાં એટલુ ફેરવાઈ ગયું કે ઈરાનમાં અને જરથોસ્તી ધર્મમાથી જ તે મિથ્ર ફિરસ્તાની ઉત્પત્તિ થઈ હતી તે માનવું કઠણ થઈ પડયું છે.

ઈરાન બહાર મિથ્રપૂજાનો વિસ્તાર કેમ વધ્યો તે હવે આપણે તપાસીએ. પાર્થિયનો સાથે રોમનોને ચાલુ યુદ્ધમાં ઊતરવું પડતુ અને યુદ્ધને કારણે એ બે પ્રજાઓ સંપર્કમાં આવી. આપણે જોઈ ગયા તેમ મિથ્રને શૂરા પહેલવાન, ઉમંગી વીર અને યુદ્ધના ફિરસ્તા તરીકે પણ કલ્પવામાં આવ્યો હતો. મિથ્રની આ ભાવનાની કદરશનાસી કરવામાં લડાયક રોમનો પછાત પડ્યા નહિ, અને મહાન રોમન સેનાપતિ પૉમ્પીના સૈનિકો દ્વારા ઈ. પૂ. ૬૭મા મિથ્રપૂજા રોમમાં શરૂ થઈ. પૉમ્પીએ કેદ પકડેલા સિસિલિયાના ચાંચિયાઓ મારફતે પણ મિથ્રપૂજા રોમમાં દાખલ થવા પામી. યુદ્ધના કેદીઓ, ગુલામો અને વેપારીઓ મારફતે પણ એ પૂજા અનેક દ્વારથી રોમમાં પેઠી. મિથ્રપંથમાં વ્યવહારુ તત્ત્વ વિશેષ હતું; તેમાં ઉચ્ચ પ્રકારનુ નીતિશાસ્ત્ર સમાયેલું હતું; જીવન એ પાપ સામેનુ યુદ્ધ છે એમ મિથ્રપંથીઓ માનતા; તે પંથમાં ઉમંગી અને પ્રવૃત્તિશીલ જીવન ગાળવાને પ્રોત્સાહન મળતું; સ્વદેશભક્તિ, ભાઈબંધી, વફાદારી વગેરે સદ્‌ગુણો તેમા વિશેષ પ્રમાણમાં હતા.

ડૉ. તારાપોરવાળા પોતાના ઉપર્યુક્ત લેખમાં કહે છે કે રોમનોનું માનસ કાયદો, વ્યવસ્થા અને શિસ્તમાં સ્વાભાવિક માન્યતા ધરાવતું હોવાથી તેમને મિથ્ર પંથ પ્રત્યે ખાસ પક્ષપાત રહેતો. જ્યારે તે સમયનો ખ્રિસ્તી ધર્મ ત્યાગ અને વૈરાગ્યની અગત્ય દર્શાવતો ત્યારે મિથ્રપંથ નીતિમય દુન્યવી જીવન ગાળી પાપ સામે સતત યુદ્ધ કરવાનું સૂચવતો. મિથ્રપંથના સિદ્ધાંતો ખાસ કરી સિપાઈઓને બહુ આકર્ષતા; તેમાં દીક્ષા લેનારને ખ્રિસ્તી "બૅપ્ટિઝમ"માં હોય છે તેમ પાણીનાં નહિ પણ બળતા લોખંડ-

ના[1] ડામની જરૂર પડતી. મિથ્ર ધર્મે રોમમાં એટલો પગપેસારો કર્યો કે ઈસ્વી પહેલી સદીમાં રોમન બાદશાહ નીરો તે તરફ પુષ્કળ આકર્ષાયો હતો. ઈસ્વી બીજી સદીમા બાદશાહ કોમોડસ તો મિથ્ર ક્રિયાકાંડમા પ્રવીણ બની તે ક્રિયાઓમાં ભાગ લેતો. ત્રીજી સદીમાં ઓરેલિયન મિથ્રના નામથી યુદ્ધમાં વિજય મેળવતો[2]. ઈસ્વી ૩૦૭માં રોમન સમ્રાટ ડાયોક્લિટિયને મિથ્રનુ એક મંદિર બંધાવ્યુ અને વિધિપુરઃસર મિથ્રધર્મને રોમન સામ્રાજ્યના ધર્મ તરીકે અને મિથ્રને સામ્રાજ્યના રક્ષક તરીકે જાહેર કર્યો. ખ્રિસ્તી ધર્મનો મહાબળવાન હરીફ તે મિથ્રધર્મ હતો અને કેટલાક સમય સુધી રોમનો કયા ધર્મને છેવટની પસંદગી આપશે તે અનિશ્ચિત હતુ. આ ગજગ્રાહનો અંત રોમન સમ્રાટ કૉન્સ્ટેન્ટાઈન (૨૭૨-૩૩૭)ના રાજ્યમાં આવ્યો. પહેલા તો મિથ્ર પંથને વિજયમાળ અર્પવી કે ખ્રિસ્તી-ધર્મનો સ્વીકાર કરવો તે વિશે તે રાજવી સંકલ્પ કરી શક્યો નહિ, કેમકે બન્ને ધર્મોમાં બહુ સામ્ય હતુ.[3] પરંતુ છેવટે ખ્રિસ્તી ધર્મનો વિજય થયો. શા કારણોસર ખ્રિસ્તીધર્મ ફતેહમંદ થયો તે આપણે આગળ જોઈશુ. ત્યાર બાદ સ્વધર્મત્યાગી રોમન શહેનશાહ જ્યુલિયને મિથ્રધર્મ સજીવન કરવાનો એક વૃથા પ્રયાસ આદર્યો, પરંતુ ઇરાનીઓ સાથેના એક જંગમાં તે ૩૨ વર્ષની કાચી વયે ૩૬૩માં કતલ થવાથી મિથ્રપંથની હવે કોઈ હિમાયત કરનાર રહ્યું નહિ.

ઈસ્વી ૧૦૬૬માં ફ્રાન્સના બાદશાહે તો નહિ, પણ તેના તાબાના નૉરમંડી પ્રાંતના એક સાધારણ રાજ્યકર્તા ડ્યૂક વિલિયમે ઇંગ્લાંડ ઉપર જીત મેળવી હતીઃ તેમ જરથોસ્તી ધર્મે તો નહિ, પણ તેમાથી ઉત્પન્ન થયેલા એક પંથે રોમન સામ્રાજ્ય ઉપર સત્તા જમાવી હતી, અને અનુકૂળ સંજોગો મળી ગયા હોત તો મિથ્રપંથ ખ્રિસ્તી ધર્મ પેઠે એક મહાન મઝહબ બની જાત. પણ ઈશ્વરેચ્છા જુદી જ હતી, અને મિથ્રપંથીઓનો સિતારો ઊતરતી દશામાં હોવાથી તેઓની હવે પૂરેપૂરી પડતી આવી. જ્યારે મિથ્રપંથ રોમમા જોર પર હતો ત્યારે તેણે ખ્રિસ્તીઓને પુષ્કળ ત્રાસ આપ્યો હતો; હવે જ્યારે ખ્રિસ્તીઓ જીત પર આવ્યા ત્યારે તેઓએ ક્રૂરતાથી મિથ્રપંથનો ઉચ્છેદ કરવાનો પ્રયાસ કર્યો. ખ્રિસ્તીધર્મને

૧ "Stoic, Christian and Humanist" by Prof Gilbert Murray

૨. Quoted from "Eastern Religions and Western Thought" by Sir S. Radhakrishnan

૩ East and West in Religion" by Sir S. Radhakrishnan

ફતેહ તો મળી, પરંતુ મહામુસીબતે બાજી તેની તરફેણમાં ઊતરી હતી; અને ફ્રેન્ચ વિદ્વાન મોં. રેનાંએ કહ્યું છે તેમ જો યુરોપ ખ્રિસ્તી ન થયું હોત તો જરૂર તે મિથ્રપંથી બની જાત.

મિથ્રધર્મ કયા કયા દેશોમાં ફેલાયો તે હવે આપણે જોઈએ. ઇંડો-ઈરાનિયન ધર્મમાંથી ઉદ્‌ભવી મિથ્ર ઈરાનીઓના અવસ્તામાં અને હિંદુઓના ઋગ્વેદમાં પ્રવેશવા પામ્યો. આપણે જોયું તેમ જરથોસ્તી ધર્મમાંથી નીકળી રફતે રફતે મિથ્ર ફિરસ્તાનો એક સંપ્રદાય બન્યો અને તે એસીરિયા, બેબિલોનિયા, ખાલ્ડિયા, પોન્ટસ, કેપેડોશિયા અને પાર્થિયામાં ફેલાઈ રોમ અને ગ્રીસમાં જઈ ચડયો, અને રોમમાં તો એક વખત ત્યાંનો રાજધર્મ પણ બની ગયો. રેવરંડ જોસફ એડકિન્સ[1]ના મત પ્રમાણે મુસાફરોની આવજાના કારણે મિથ્ર ધર્મ છેક જાપાન સુધી પણ જઈ પહોંચ્યો. ફ્રાન્સ, સ્પેન, ઉત્તર આફ્રિકા અને છેક ઈંગ્લાંડ સુધી મિથ્રધર્મનો ડંકો વાગી રહ્યો, અને ત્યાંનાં કોતરકામો લેખો અને અવશેષો હજી પણ તેની સાક્ષી પૂરે છે. ટૂંકમા જ્યાં જ્યાં રોમન સામ્રાજ્ય ફેલાયું ત્યાં ત્યાં મિથ્રપંથ પણ ફેલાવા પામ્યો. આકા પૂરે દાઉદ[2] પ્રમાણે જર્મનીમાં હજી પણ ખંડિત થયેલાં મિથ્ર મંદિરોના અવશેષો મળે છે અને તે દેશમાં પણ તેનો પ્રચાર થયો હશે તેની સાબિતી આપે છે. રોમનોનું રાજ્ય ઈંગ્લાંડમાં ઇ. પૂ ૫૫થી ઈસ્વી ૪૧૦ સુધી ચાલ્યું. એ લાંબી મુદત દરમ્યાન ત્યાં મિથ્રધર્મનો સારી પેઠે ફેલાવો થયો હોવો જોઈએ, કેમકે નોર્થમ્બરલેંડ, ચેસ્ટર, યોર્ક, ઑક્સફર્ડ વગેરે ઠેકાણેથી મિથ્રપૂજાને લગતા લેખોના અવશેષો મળી આવ્યા છે. રોમન સામ્રાજ્ય પડયું ત્યારે અને ત્યાર પછી યુરોપમાં પુષ્કળ યુદ્ધો થયાં હતાં; તે દરમ્યાન મિથ્રપૂજાની યાદગીરી જાળવતી અનેક ઇમારતો ફના થઈ ગઈ હશે: તે છતાં એ પૂજાના અવશેષો આટલા મોટા પ્રમાણમાં જે જળવાઈ રહેવા પામ્યા તે ઉપરથી મિથ્રપંથનો ફેલાવો કેટલા વિશાળ વિસ્તારમાં થયો હશે તેનો આપણને ખ્યાલ થશે.

વળી સાતમા પ્રકરણમાં આપણે જોઈ ગયા તેમ હિંદમાં ઈરાનથી જે "મગ–બ્રાહ્મણો" આવ્યા હતા તેઓ ઉપર પણ મિથ્રધર્મની સારી અસર હતી. ઈસ્વી છઠ્ઠી સદીમાં થઈ ગયેલો વરાહમિહિર જે જાણીતો

૧. Quoted in "Discourses on Iranian Literature" by Mr. Dhanjishah M. Madan.

૨. "The Gathas of Zarathushtra" by Prof. Aga. Pour i Daood

ગણિતશાસ્ત્રી હતો, તે તેના નામ ઉપરથી જ મિથ્રપૂજક જણાઈ આવે છે. તેના પિતાનુ નામ આદિત્યદાસ (સૂર્યનો સેવક) હતુ. વરાહમિહિર પોતે લખી ગયો છે કે બૃહત્સંહિતા નામનો એનો મહાગ્રંથ સૂર્યદેવની કૃપાથી રચાયો હતો. આ ઉપરથી પણ એ મિથ્રપૂજક હતો તે મતને અનુમોદન મળે છે. મિ. જહાંગીર ઈ. સંજાણાના[1] મત પ્રમાણે જે હૂણો હિંદમા દાખલ થવા પામ્યા હતા તેઓ ઉપર પણ મિથ્રપૂજાની અસર થઈ હોવી જોઈએ. એના ટેકામા તેઓ જણાવે છે કે ઈસ્વી છઠ્ઠી સદીના પૂર્વાર્ધમાં થઈ ગયેલો ઉત્તર હિંદનો અતિક્રૂર હૂણ રાજા મિહિરકુલ પણ મિથ્રપૂજક હતો અને તે તેના નામ ઉપરથી જ સિદ્ધ થાય છે. આ ઉપરથી જણાય છે કે મિથ્રપંથ એશિયા, આફ્રિકા અને યુરોપ ખંડોમાં અનેક ઠેકાણે તલવારના જોરથી નહિ પણ પોતાના સિદ્ધાંતોના બળથી ફેલાવા પામ્યો હતો.

ખ્રિસ્તી ધર્મના વિજય અને મિથ્રપંથના પતનના મુખ્ય કારણો હવે તપાસીએ. સૌથી અગત્યનુ કારણ એ હતુ કે મિથ્ર માત્ર એક ફિરસ્તો, એક ખ્યાલ, એક કલ્પના સમાન હતો, જ્યારે ઈસુ ખ્રિસ્ત એક મનુષ્ય હતા, બલ્કે માનવજાતના એક અમૂલ્ય જવાહિર સમાન હતા, અને જનસમાજ એક ઉત્કૃષ્ટ ખ્યાલ કરતા એક પવિત્ર મનુષ્યથી વધુ આકર્ષાય છે વળી ઈસુનો ધર્મ અખત્યાર કરવાથી મોક્ષનો માર્ગ ખુલ્લો થાય છે એ માન્યતાના કારણે પણ ખ્રિસ્તી ધર્માનુયાયીઓની સખ્યા વધી હોય એ બનવાજોગ છે. મિથ્રપથમા ગુપ્ત વિધિઓનુ જોર વધારે જામ્યુ હતુ, અને જનસમાજને એક સરળ ધર્મની વિશેષ જરૂર હોવાથી ખ્રિસ્તી ધર્મને વધુ પસંદગી મળવા લાગી. ઈરાનના જાણીતા ઇતિહાસકાર કર્નલ પી. એમ. સાઈક્સના[2] મત પ્રમાણે મિથ્રધર્મ એકેશ્વરવાદમા માનતો અને તે છતા અનેક ગ્રીક અને રોમન દેવોની માન્યતા તરફ સહિષ્ણુતાથી જોતો; ખુદ મિથ્રની પૂજા ગ્રીકોના સૂર્યદેવ "હેલિયોસ"ની પૂજામા ભળી ગઈ હતી; જ્યારે ખ્રિસ્તી ધર્મ એકથી વધુ દેવોનો તર્ક બિલકુલ વખોડી કાઢતો. મિથ્રધર્મમા સ્ત્રી જાતિને ઝાઝું સ્થાન નહોતું, અને તેની અગત્ય ખાસ સ્વીકારવામાં આવી નહોતી,[3] જ્યારે ભગવાન ઈસુને મન પુરુષ અને સ્ત્રી સૌ એક સરખા

૧. "Varabamibira—an Iranian Name" an article by Mr. Jehangir E Sanjana in the Dinshah J Irani Memorial Volume

૨ "A History of Persia" by Lieut Col P. M. Sykes

૩ જરથોસ્તી ધર્મમા સ્ત્રીને પુરુષની સમોવડી ગણી તેના તમામ હક્ક સ્વીકારવામા આવ્યા છે.

મોક્ષનાં અધિકારી હતાં. આપણે જોઈ ગયા તેમ મિથ્ર ધર્મમાં પારકા દેશોના પુષ્કળ રીતરિવાજો ભળી જવા પામ્યા હતા. સર જ્યોર્જ બર્ડવુડ[1] પ્રમાણે જો તે વખતમા મિથ્રધર્મ તેના અસલ શુદ્ધ સ્વરૂપમાં રહ્યો હોત તો તે ખ્રિસ્તી ધર્મ સામે વધુ ટક્કર ઝીલી શક્યો હોત, અને અનુકૂળ સંજોગો મળતાં કદાચ તેણે ખ્રિસ્તી ધર્મનો પરાજય પણ કર્યો હોત. પરંતુ તેનું તેવું ખાલેસ સ્વરૂપ ન રહ્યું હોવાથી રોમન સમ્રાટ કૉન્સ્ટેન્ટાઈને જોયું કે રાષ્ટ્રધર્મના લક્ષણો મિથ્રપંથના કરતા ખ્રિસ્તી મઝહબમાં વધુ પ્રમાણમાં હતાં, અને તેથી રાજ્યના હિતાર્થે તેણે ખ્રિસ્તી ધર્મ ઉપર પોતાની પસંદગીની મહોર મારી.

કૉન્સ્ટેન્ટાઇને ખ્રિસ્તી ધર્મ સ્વીકારવા છતાં મિથ્રધર્મને લગતી ક્રિયાઓ તો ચાલુ જ રાખી. મિથ્રપંથની અનેક માન્યતાઓ હવે ખ્રિસ્તી ધર્મમાં અપનાવી લેવામાં આવી. ખરુ જોતાં તો જેમ બૌદ્ધધર્મમાં જે કીમતી હતુ તે હિંદુધર્મે સ્વીકારી લીધું અને બૌદ્ધધર્મને તિલાંજલિ આપી, તેમ મિથ્રધર્મ હાર્યો ખરો પણ એનુ સંપૂર્ણ ખંડન કે વિનાશ થયો નહિ, પરંતુ એનામાં જે સર્વોત્તમ હતું તે ખ્રિસ્તી ધર્મે પચાવી લીધુ. ખ્રિસ્તીઓનું મિથ્રપંથીઓ પ્રત્યેનું ઋણ બહુ ભારે હતું અને તે આપણે હવે તપાસીશુ. સૂર્ય રાત્રિએ અદસ્ય થાય છે અને સવારે ઊગે છે તે દર્શાવવા સારુ મિથ્રપંથીઓમા એક વિધિ હતો, જે પ્રમાણે મિથ્ર એક ગુફામાં ગુપ્તવાસ સેવે છે અને ત્યાથી તેનું પુનરુત્થાન થાય છે. આની ઉપરથી ઈસુ પોતાના મરણ પછી જાગ્રત થશે અને ભવિષ્યમાં જગતનો ઉદ્ધાર કરવા આવશે એવા વાદો નીકળ્યા. અલબત્ત, અનેક ધર્મોમાં મરણ પામેલા અમુક મહાપુરુષો ફરી જન્મશે એવી પ્રબળ માન્યતાઓ છે જ, માટે ઈસુના પુનરુત્થાનની માન્યતા મિથ્રના પુનરુત્થાન ઉપરથી જ ઊભી થઈ એમ નક્કી કહેવાય નહિ; પરંતુ તે વખતના રોમન ધર્મમાં મિથ્ર વિશેની આ માન્યતા બહુ પ્રચલિત હતી; અને એની અસર ખ્રિસ્તી ધર્મ ઉપર થોડા કે વધુ પ્રમાણમા પડી હોય એ બનવાજોગ છે.

મિ. જે એમ. રોબર્ટસન[2] પ્રમાણે મિથ્ર કુમારી કન્યાને પેટે અવતરેલો કહેવાય છે, જે ઉપરથી ઈસુ પણ કુમારી મેરીને પેટે જન્મ્યા

---

૧. "Addresses on Zoroastrianism" by Moulton, Mills and Birdwood. ("Wisdom of Zarathushtra" Series)

૨. "Mithraism" an article by Mr. J. M. Robertson in "Religious Systems of the World" by various writers

હતા એવો વાદ ઉત્પન્ન થયો હોય એ શક્ય છે, જો કે કેટલાક મહાપુરુષો માટે જનસમાજમાં આવી જ માન્યતા પ્રચલિત છે. મિથ્રપંથમાં મિસરની દેવી આઈસિસની દંતકથા પણ ભળવા પામી હતી, અને હાથમાં બાળક સાથેની કુમારી આઈસિસના ચિત્રની નકલ હાથમાં બાળ ઈસુ સાથેની તેની માતા કુમારી મેરીમાં કરવામાં આવી. મિથ્રનો જન્મ એક ગુફામાં થયેલો મનાય છે, અને ત્રીજી સદીના જાણીતા ખ્રિસ્તી ધર્મગુરુ ઑરિજેન પ્રમાણે ઈસુનો જન્મ પણ સાધારણ રીતે મનાય છે તેમ એક તબેલામાં નહિ પણ એક ગુફામાં થયો હતો. મિથ્રધર્મમાં પણ ક્રોસનું ચિહ્ન છે; મિથ્રના ચિત્રોમાં તે ફિરસ્તો પણ ઈસુની પેઠે ખભા ઉપર ઘેટું ઉઠાવી ચાલતો દેખાય છે. મિથ્રપંથીઓમાં પણ રોટી અને પાણીની ક્રિયા છે જે ખ્રિસ્તીઓની Sacrament of Bread and Waterને મળતી છે. મિથ્રની ક્રિયાઓમાં હાલ જરથોસ્તીઓમાં થાય છે તેમ "મ્યઝ્દ" અથવા પુરીનો[1] ઉપયોગ કરવામાં આવતો, જેનું અનુકરણ એક મીઠી ભાખરી દ્વારા ખ્રિસ્તીઓની 'Mass'ની ક્રિયામાં થાય છે. વળી મિ. રાબર્ટસનના ઉપર્યુક્ત લેખ પ્રમાણે "Mass" શબ્દ પણ "મ્યઝ્દ" ઉપરથી લેવામાં આવ્યો છે. આપણે જોઈ ગયા તેમ મિથ્ર એક Mediator (મધ્યસ્થી કરનાર) અને Saviour (તારણહાર) તરીકે મનાયો છે, અને ઈસુને પણ આવા જ ઇલ્કાબો ખ્રિસ્તી ધર્મમાં અપાય છે તે જાણીતી બિના છે એ ઇલ્કાબો યહૂદી ધર્મના Messiahના ખ્યાલમાંથી નીકળ્યા હોય એ વધુ બનવાજોગ છે, અને મિથ્રધર્મમાં એને મળતા વિચારથી એને પુષ્ટિ મળી હશે. વળી ૧૧મા પ્રકરણમાં આપણે જોઈ ગયા તેમ ખુદ "મસીહા"ની યહૂદી કલ્પના ઉપર જરથોસ્તીઓના "સોસ્યોસ"ની કલ્પનાની મજબૂત અસર હતી એ ભુલાવું જોઈતું નથી. ભગવાન ઈસુએ એક વેળા ચમત્કાર કરી પાણીનો શરાબ બનાવ્યો હતો; મિ. રોબર્ટસનના ઉપર્યુક્ત લેખ પ્રમાણે આનો એટલો જ અર્થ કરી શકાય કે સૂર્ય (મિથ્ર)ના તાપથી ફળોના રસનું રૂપાંતર થઈ તેનો દારૂ બની જતો! રોમનો ખ્રિસ્તીઓ ઉપર બહુ જુલમ કરતા તેથી ખ્રિસ્તીઓ catacombs નામે ઓળખાતાં ભોંયરાઓમાં છુપાઈને પોતાની સભાઓ ભરતા. મિ. રોબર્ટસન પ્રમાણે આ ખ્યાલ ભૂલભરેલો છે, અને ભોંયરાઓમાં ભરાતી આ ખ્રિસ્તી સભાઓ માત્ર મિથ્રપંથીઓના ગુપ્ત-

---

૧. "મ્યઝ્દ"ની હાલની જરથોસ્તી ક્રિયામાં મિ. રોબર્ટસન કહે છે તેમ પૂરી નહિ પણ ફળ, ફૂલ, દૂધ અને શરબત ગુજરેલાઓની યાદમા અર્પણ કરવામાં આવે છે; પરંતુ "બાજ"ની ક્રિયામાં પૂરી મૂકવામા આવે છે.

વિધિઓનું અનુકરણ હતું. પ્રો. મરે[1] પ્રમાણે મિથ્રપૂજાની અસરને કારણે ખ્રિસ્તીઓએ પોતાના વિશ્રામદિન (Sabbath)નું નામ Sun-day અથવા સૂર્ય, મિથ્રનો દિન એમ રાખ્યું.[2]

ભગવાન ઈસુ કયારે જન્મ પામ્યા હતા તે કોઈ જાણતું નહોતું, પણ ૨૩મી થી ૨૫મી ડિસેમ્બર સુધીમાં મિથ્ર અથવા સૂર્યનો જન્મદિન હતો એ સૌને સુવિદિત હતું કેમકે તે દિવસથી રાત્રિ ટૂંકી અને દિવસ લાંબો થવા માંડે છે. મિથ્રનો જન્મદિન બહુ ખુશાલીથી સઘળે પળાતો અને ઈસુનો જન્મદિન કોઈ જાણતું નહિ તે કારણે ખ્રિસ્તીઓએ ઈસુનો જન્મદિન (નાતાલનો દિવસ) પણ ૨૫મી ડિસેમ્બરે જ રાખવાનો નિશ્ચય કર્યો ભગવાન ઈસુને ૩૦ની સાલમા ૧લી એપ્રિલને શુમારે અને શુક્રવારે સવારે નવ વાગ્યે વધસ્તંભ ઉપર ચડાવવામાં આવ્યા હતા. હાલમા ઈસુખ્રિસ્તની મૃત્યુતિથિ ગુડફ્રાઈડેને દિવસે ઊજવાય છે, પણ હમેશાં કાંઈ ૧લી એપ્રિલે ઊજવાતી નથી એનું શું કારણ? એનો ઉત્તર પણ મિથ્ર (સૂર્ય)ની ચાલ પ્રમાણે જ આપી શકાય. જેમ મિથ્રનો એક ઉત્સવ શિયાળામાં ૨૫મી ડિસેમ્બરે ઊજવાતો તેમ તેને લગતો વસંતોત્સવ Vernal Equinoxમાં માર્ચ કે એપ્રિલમાં ઊજવાતો. તે તહેવારોને "ઇસ્ટર"[3]ના નામે ઓળખવામા આવે છે. એ ઉત્સવ મિથ્રને લગતો જ છે અને ૨૧મી માર્ચ (જમશેદી નવરૂઝ) પછીની પહેલી પૂર્ણિમા પછીના પહેલા શુક્રવારથી સોમવાર સુધી તે ઊજવાય છે તે વખતના ખ્રિસ્તીઓને પોતાના પયગમ્બરની મૃત્યુતિથિ બરાબર ખબર નહોતી, જોકે તેઓ સાભળતા આવ્યા હતા કે ઈસુ વસંતઋતુ દરમ્યાન્ કોઈક દિવસે શહીદ થયા હતા. એમ હોવાથી

---

૧. "Stoic, Christian and Humanist" by Prof Gilbert Murray

૨. ખ્રિસ્તીઓ યહૂદીઓ પેઠે પહેલા શનિવારને પોતાનો વિશ્રામદિન ગણતા. ભગવાન ઈસુને એક શુક્રવારે વધસ્તભ ઉપર ચડાવવામા આવ્યા, અને તેના બીજા જ રવિવારે તેઓ કબરમાથી સજીવન થયા એમ મનાય છે. આ બનાવની યાદમા ખ્રિસ્તીઓએ તે દિવસ, રવિવાર, પોતાના વિશ્રામદિન તરીકે નક્કી કર્યો, જો કે તે દિવસનું નામ રવિ, સૂર્યનો વાર પડયું તે આપણે જોયુ તેમ મિથ્રપૂજાની અસરથી હતુ

૩. "ઇસ્ટર" શબ્દ "ઇસ્ટ" અથવા પૂર્વદિશાની સૅક્સન દેવીના નામ ઉપરથી નીકળ્યો છે, એનો ઉત્સવ પણ મિથ્રના ઉત્સવની માફક વસંતમા જ આવતો હોઈ એ તહેવારોને એ સૅક્સન દેવીનું સ્મરણસૂચક નામ મળ્યુ છે.

ખ્રિસ્તીઓએ એવું નક્કી કર્યું કે ઈસુની મૃત્યુતિથિ મિથ્રનો મશહૂર વસંતોત્સવ જ્યારે આવે ત્યારે પાળવી[1] એ "ઇસ્ટર"ના તહેવાર ૨૧મી માર્ચથી ૨૫મી એપ્રિલ સુધી કોઈ પણ વખતે આવી શકે. એ રીતે ખ્રિસ્તીઓના બે જાણીતા તહેવારો નક્કી કરવાનું માન મિથ્રપૂજાને જાય છે. આ ઉપરથી ખ્રિસ્તીઓનાં માન્યતાઓ અને રીતરિવાજો ઉપર આ ઈરાની ફિરસ્તા મિથ્રની પૂજાએ કેટલી વિશાળ અસર ઉપજાવી હતી તેનો આપણને ખ્યાલ આવશે.

મિ. રોબર્ટસન પોતાના ઉપર્યુક્ત લેખમાં તે વખતનાં ખ્રિસ્તી Church (ધર્મસમાજ) ઉપર એક ગંભીર આળ ચડાવે છે કે — મિથ્રપંથના જે જાણીતા ધર્મગ્રંથો હતા, અને ખાસ કરીને જેમાં મિથ્રપૂજાએ ખ્રિસ્તીઓ ઉપર શી અસર કરી હતી તેનું વિસ્તારપૂર્વક વર્ણન હતુ તે સઘળા ગ્રંથોનો ચૂંટી ચૂંટીને પાદરીમંડળ તરફથી નાશ કરવામાં આવ્યો હતો. ધર્મસાહિત્યના આવા સ્વચ્છંદી વિનાશને Vandalism કહે છે અને વૅન્ડલ જેવી અસંસ્કૃત પ્રજાને જ તે છાજે. ચોથી સદીના ખ્રિસ્તી ધર્મસમાજને હાથે જો આ દુષ્કૃત્ય થયુ હોય તો તે અતિ ખેદકારક છે. મિથ્રપંથ નાબૂદ થયો છે; ખ્રિસ્તી ધર્મ વિજયને વરી જગતમાં ફેલાયો છે. પ્રભુએ જરથોસ્તીઓનું કિસમત જ એવુ ઘડયું છે કે પોતામાં જે ઉત્તમ હોય તે બીજાને અર્પણ કરી પોતે અપ્રસિદ્ધિમાં રહેવુ; તેમ મિથ્રધર્મે કેટલીક રીતે અને કેટલીક દિશામાં, સિદ્ધાંતોમાં અને રીતરિવાજોમાં, ખ્રિસ્તી ધર્મનું આધુનિક સ્વરૂપ ઘડયું અને પોતે જગતમાથી વિદાયગીરી લીધી.

---

૧. ઇસ્ટરનો સમય એશિયા માઈનરમાં આવેલા નિકીયા નામે શહેરમા મળેલી એક મહાન ધર્મસમિતિએ ૩૨૫માં નક્કી કર્યો હતો.

## ૧૩

# ઈરાનનો સૂફીવાદ

આપણો અનુભવ સાક્ષી પૂરે છે કે સાધારણ શિષ્ટ માણસો ધર્મ અને નીતિ અનુસાર પોતાનુ જીવન વ્યનીત કરે છે, જ્ઞાનીઓ તત્ત્વજ્ઞાનની સહાયથી ધર્મના બુદ્ધિગ્રાહ્ય ખુલાસાથી સતોષ માને છે પરતુ દરેક દેશમા એવી પણ વ્યક્તિઓ છે કે જેઓને ઈશ્વર સાથેના યોગની લગની લાગી હોય છે, જેઓની પ્રવૃત્તિઓ તત્ત્વજ્ઞાન, નીતિ અને ધર્મના બાહ્યસ્વરૂપમા સકુચિત થતી નથી, જેઓને બુદ્ધિનો વ્યાપાર બહુ ધીમો અને શુષ્ક લાગે છે, અને જેઓના લાગણીઓ અને હૃદય એટના સતેજ હોય છે કે ઈશ્વરના સતત સપર્ક સિવાય તેમને જીવનમા કશુ જ કાર્ય કે આનદ રહેતા નથી, આવા માણસોને આપણે અગમ્યવાદીઓ કે યોગીઓ કહી શકીએ પરમાત્મા વિશે તેઓને અતસ્ફુરણા થતી હોવાથી તેઓને પ્રમાણો કે પુરાવાઓની પરવા રહેતી નથી તેઓ ઈશ્વર વિશેનો આત્માનુભવ કદાચ કાવ્ય, ગાયન, નૃત્ય કે ફિલસૂફી દ્વારા રજૂ કરે, અગર દિન ચાહે તો મૌન ધારણ કરી શાતિમા જ જીવન પૂરુ કરે. યોગીઓ પરમાત્માના સાચા પ્રતિનિધિઓ છે, જગતના જડવાદી અધકારમાથી જનતાને પ્રકાશપથે દોરનાર જ્યોતિર્ધરો છે. એક અગમ્યવાદી સત અમુક ધર્મનો અનુયાયી નથી, બલ્કે પોતે જ ધર્માવતાર છે

ઈરાનમા અનેક કારણોસર જે સૂફીવાદ ઊભો થયો તેણે દેશને મહાન યોગીઓ, કવિઓ અને વિદ્વાનો અર્પણ કર્યાં ખાસ કરી ઈરાન દેશની કવિતા ઉપર સૂફીવાદે જેવી પ્રબળ અસર કરી છે એવી ભાગ્યેજ કોઈ બીજા દેશના અગમ્યવાદે તેના કાવ્યસાહિત્ય ઉપર કરી હશે સાહિત્ય ઉપર ભારે અસર થઈ તે કારણે જનસમાજના ચરિત્ર ઉપર પણ તેની સચોટ છાપ પડી એ સૂફીવાદ શુ છે, એનું મૂળ ક્યાથી ઉદ્‌ભવ્યુ, અને એના મુખ્ય લક્ષણો શા છે તેની તપાસ રસપ્રદ થઈ પડે એવી આશા રહે છે સૂફી શબ્દના ધાતુ વિશે અનેક અટકળો થવા પામી છે કેટલાકો તેને "સાફ' (શુદ્ધ) શબ્દ ઉપરથી નીકળેલો ગણે છે કેટલાકો તેને ગ્રીક શબ્દ sophos (ડહાપણ) સાથે જોડી દે છ કેટલાકોના મત પ્રમાણે પ્રાચીન કાળના યોગીઓ "સૂફ' અથવા ઊનના વસ્ત્રો પહેરતા હોવાથી

તેઓને સૂફીઓ કહેવામાં આવતા. બીજાઓ પ્રમાણે એઓ આધ્યાત્મિકતામાં એટલા આગળ વધી ગયા હતા કે કયામતના દિવસે એઓ પ્રભુની સામે સૌથી આગળની 'સફ' (હાર)માં ઊભા રહેશે, એવી માન્યતાથી એઓને સૂફીનું નામ મળ્યું હતું. અરબી લેખક અબ્દુલ ફિદા[1] પ્રમાણે છેક હઝરત મુહમ્મદના સમયમાં મક્કાના મંદિરની બહાર એક "સુફ્ફે" (ઓટલો) હતો, જેની ઉપર સાધુસંતો બેસતા, અને તે કારણે તેઓને "અસહાબે સુફ્ફે" અથવા ઓટલા ઉપર બેસનારાઓ અથવા સૂફીઓ કહેવામાં આવતા. ઈસ્વી. ૮મી સદીમાં સૂફી શબ્દ હસ્તીમાં આવ્યો પણ તેનું મૂળ કયા એક શબ્દમાં શોધવું તે કઠણ થઈ પડયું છે.

કયા ધર્મ કે દેશમાંથી આ વાદ નીકળ્યો તેની લંબાણુ તપાસમાં આપણે હવે ઊતરીશું. અગમ્યવાદ દરેક દેશ અથવા ધર્મમાં જોઈ શકાશે, અને તે સાર્વત્રિક હોવાથી કોઈ પણ અમુક દેશ કે ધર્મ સૂફીવાદ ઉપર પોતાનો એકહથ્થુ હક રજૂ કરી શકે એમ નથી તે છતાં પ્રધાનપણે તે કયા ધર્મ કે દેશમાંથી ઉદ્‌ભવ્યો અને કયા વાદો અને ફિલસૂફીઓથી તેને પુષ્ટિ મળી તે નક્કી કરી શકાય એમ છે. મુસ્લિમ લેખકો ઘણે ભાગે માને છે કે સૂફીવાદનું મૂળ કુરાનમાં છે, એટલું જ નહિ પણ કુરાન પહેલાં પણ અરબસ્તાનમાં આવો અગમ્યવાદ કોઈક રૂપે તેમના મત પ્રમાણે હસ્તી ધરાવતો હતો. હવે કુરાનનો દરેક અભ્યાસી જાણે છે કે કુરાનમાં ત્યાગ નથી, વૈરાગ્ય નથી, સાધુઓનો સમાજ નથી, અખંડ બ્રહ્મચર્ય પાળવાનો ઉપદેશ નથી, નિવૃત્તિમય જીવન નથી, પણ શુદ્ધ, નીતિમય, પવિત્ર દુન્યવી જિંદગી ગુજારવાનો તેમાં સંદેશ છે. એમ છતાં જાણવું આવશ્યક છે કે હઝરત મુહમ્મદ પોતે હૃદયથી યોગી હતા; તેઓ કહેતા કે પ્રભુ નજદીક પણ છે અને દૂર પણ છે, મનુષ્યહૃદયમાં અંતર્ગત પણ છે અને સૌથી પર પણ છે. કેટલીક વાર તેઓને ઈશ્વરના સીધા સાન્નિધ્યનું ભાન થતું અને તેઓ સમાધિમાં ચાલી જતા. એક વાર તેઓએ કહ્યું હતું કે તેમનામાં કેટલીક એવી ઉત્કૃષ્ટ ભાવનાઓ થઈ આવતી કે જે કોઈ પયગમ્બરો કે ફિરસ્તાઓ પણ સમજી શકે નહિ. તેઓનું એક વચન હતું કે—"હું 'મ' વિનાનો અહમદ છું" (એટલે "અહદ" જેનો અર્થ "એક" એટલે ખુદા થાય છે). બીજી વાર તેઓએ ફરમાવ્યુ હતું કે — "હું 'અ' વિનાનો અરબ છુ" (એટલે "રબ્બ" અથવા પ્રભુ

[1] Quoted in "Studies in Sufism" by Khan Saheb Khwaja Khan

છું). પરંતુ મિ. વ્હિનફીલ્ડ[1] કહે છે તેમ હદીસ લખનારાઓએ અનેક સગવડ પડતી હદીસો જોડી કાઢી તે હઝરત મુહમ્મદનાં મુખમાં મૂકી છે કે જેથી તેઓ એક યોગી હતા એમ માલૂમ પડે. આ અનુમાનમાં કાંઈક સત્યાંશ હોય તોપણ હઝરત મુહમ્મદ યોગી હતા અને ઈશ્વરને પામવાની ઊંડી ધગશ અને તમન્ના ધરાવતા તે તો એમનાં જીવનચરિત્રો ઉપરથી ખુલ્લું દેખાય છે, અને એમને માટે હદીસો જોડી કાઢવાની આવશ્યકતા પણ જણાતી નથી.

મિ. આર. એ. નિકલ્સન[2] જેવા સમર્થ પંડિત અને મિ. ક્લૉડ ફિલ્ડ[3] જેવા જાણીના વિવેચક પ્રમાણે કુરાનમાં નરકનું વર્ણન એટલું ભયંકર છે અને એ જ ધર્મગ્રંથમાં પાપનો પશ્ચાત્તાપ કરવાની જરૂરિયાત એવી સચોટ રીતે સ્વીકારવામાં આવી છે કે લોકોનું મન દુનિયા ઉપરથી ઊઠી ગયું અને તેઓ સર્વ વસ્તુઓ ત્યાગી સૂફીવાદ તરફ ઢળ્યા. જોકે હઝરત નબી મુહમ્મદનું જાણીતુ વાક્ય છે કે — ઇસ્લામમાં સાધુસમાજ છે જ નહિ — તે છતાં મિ. ક્લૉડ ફિલ્ડના ઉપર્યુક્ત પુસ્તક પ્રમાણે હઝરત અબુબક્ર (હઝરત નબી મુહમ્મદના શ્વશુર) અને હઝરત અલી (હઝરત નબી મુહમ્મદના પિત્રાઈ અને જમાઈ) બન્ને સાધુ સમાજોના સ્થાપકો બન્યા હતા. વળી ત્રણ મહાન સૂફીઓ — ઈબ્ન ઉલ ફરીદ, મુહેયુદ્દીન અરબી અને ઝુલનુન મિસરી — ઈરાનીઓ તો નહોતા જ એ નક્કી છે. આ સઘળી વિગતો ઉપરથી કેટલાક લેખકો એવું બતાવવાનો પ્રયાસ કરે છે કે સૂફીવાદની ઉત્પત્તિ કુરાન અને અરબસ્તાનમાંથી થઈ હતી.

જોકે કુરાન પ્રવૃત્તિમય જીવન ગાળવા ઉપદેશે છે, અને જોકે તેનું સત્ત્વ સૂફીવાદથી તદ્દન જ ભિન્ન અને અસંગત છે તે છતાં કબૂલ કરવું જોઈએ કે કુરાનની કેટલીક આયતો ઉપરથી જાણે ઈશ્વર નજદીક હોય અને ભક્ત તેને મળવા તલસતો હોય એવો સૂફીવાદી અર્થ નીકળી શકે. એવી આયતોની આપણે ટૂંક તપાસ લઈશું. કુરાન ૨,૧૮૨માં લખ્યું છે કે — "જ્યારે મારા (અલ્લાહના) સેવકો મારે માટે તમને પૂછશે, ત્યારે હુ તેમની પાસે જ હઈશ." કુરાન ૫૦,૧૫માં ફરમાવ્યું છે કે — "મનુષ્યનાં ગળાંની નસ કરતાં પણ અમે (અલ્લાહ) એની વધુ નજદીક

૧. "Lawaih" of Jami: translated with Introduction by Mr. E. H. Whinfield and Mirza Muhammad Qazwini
૨. "The Mystics of Islam" by Reynold A Nicholson
૩. "Persian Literature" by Claud Field

છીએ." કુરાન ૪,૮૦મા નોંધાયુ છે કે — "એમ કહો કે જે કાંઈ છે તે પ્રભુ તરફથી જ છે" કુરાનની એક બહુ જાણીતી આયત ૨,૧૦૯ મુજબ — "જે દિશાએ ફરશો ત્યા પ્રભુનુ જ મુખ દેખાશે." વળી કુરાન ૮,૧૭મા લખ્યુ છે કે — "તમે એમને કતલ કર્યા નથી પણ પ્રભુએ કતલ કર્યા છે, એ છૂટેલા તીરો તમારા નથી, પ્રભુના છે." જગતમા અનેક વસ્તુઓ અને બનાવોને આલંકારિક અર્થમા લઈ શકાય એવા સિદ્ધાતને ટેકો આપતા કુરાન ૫૧,૨૦-૨૧ કહે છે — "દૃઢ શ્રદ્ધાવાળાઓ માટે જગતમા અને ખુદ તમારા પોતામાં ચમત્કારિક નિશાનીઓ અસ્તિત્વ ધરાવે છે: શુ તમે તે જોઈ શકતા નથી?" ઈશ્વર સર્વવ્યાપી છે તે દર્શાવવા કુરાન ૨૪,૩૫મા ફરમાવે છે કે — "ઈશ્વર આકાશ અને પૃથ્વીના પ્રકાશ સમાન છે" ત્યારે સમગ્રરૂપે કુરાન સૂફીવાદનું વિરોધી હશે, પરતુ એની કેટલીક છૂટીછવાઈ આયતો એવી છે કે જેથી એ ધર્મગ્રંથ જ સૂફી વિચારો અને સિદ્ધાતોના પાયા સમાન બની ગયો છે. તેમા જ્યારથી આલંકારિક અર્થો ઉપજાવવાનો છંદ જાગ્યો ત્યારથી સૂફીવાદને અનુકૂળ આવે એવા અર્થો સૂફીઓ કુરાનમાંથી કાઢવા લાગ્યા, અને મિ. વ્હિન્ફિલ્ડ[1] પ્રમાણે મૌલાના રૂમી તો કુરાનની દરેક આયતના સાત સાત અર્થો કાઢતા ત્યારે જ તેમને નિરાત વળતી! આવી રીતે મનસ્વી અર્થો ઉપજાવવાની છૂટ જો મળતી હોય તો દુનિયાની દરેક ફિલસૂફીનુ મૂળ કુરાનમાંથી નીકળી શકે એ ખુલ્લુ છે. એમ છતા હઝરત મુહમ્મદ પોતે યોગી હતા અને કુરાનની છૂટીછવાઈ આયતો સૂફી વિચારોને ઉત્તેજન આપે એવી હોય છે એટલુ તો આપણે જરૂર કબૂલ કરીશુ.

હિંદના મશહૂર શાયર અને તત્ત્વચિંતક ડૉ સર મુહમ્મદ ઇકબાલ[2] પ્રમાણે સૂફીવાદનાં બીજો કુરાન અને હદીસમા જડે છે, પરતુ અરબો એવા વ્યવહારુ બુદ્ધિના હતા કે જો એ બીજોને પારકી [illegible] અનુકૂળ સંજોગો પ્રાપ્ત ન થયા હોત તો તેમાથી સૂફીધર્મ જેવો [illegible] શકત નહિ. એ પાક ઊગ્યો પણ તે અરબસ્તાનમાં નહિ પણ [illegible] બહારના દેશોમાં ઊગ્યો — એ પણ જાણવા જેવુ [illegible] કુરાનમાથી અને સઘળુ ખાતર બીજા દેશોમાથી [illegible]

1. Masnavi e M[illegible] of Maulana [illegible] and translated by Mr. E H Wh[illegible]

2 'The Development of M[illegible] in Persia' [illegible] Sir Muhammad Iqbal

કહેવાય. મુસ્લિમ સૂફીઓ તો બને ત્યાંસુધી પોતાના દરેક સિદ્ધાંતનું મૂળ કુરાન કે હદીસમાંથી જ કાઢી બતાવતા : તેમ જો ન કરી શકે તો રૂઢિચુસ્ત મુલ્લાંઓ તેમના ઉપર પાખંડમતવાદીઓ હોવાનું આળ ચડાવી તેમને હેરાન કરે અથવા કતલ પણ કરાવે. ત્યારે બીજા કયા ધર્મો અને ફિલસૂફીઓની મદદથી સૂફીવાદનો જન્મ થયો તે આપણે હવે જોઈએ.

ઇસ્લામ જેવા સેમેટિક ધર્મ સામેનો જરથોસ્તી ધર્મ, વેદાંત અને બૌદ્ધ ધર્મ જેવા આર્ય ધર્મોનો બળવો સૂફીવાદમા પરિણમ્યો એમ સાધારણ રીતે મનાય છે, અને એ અનુમાનમા બહુ સત્ય પણ છે. ઇસ્લામમા જે કડકપણું હતું તેમાં આર્યધર્મોએ નરમાશ આણી, વિચારોની સંકુચિનતામાં વધુ મોકળાશ અને હિંમત આવ્યા, અને જે સહિષ્ણુતાની ખામી હતી તે પણ પુરાવા પામી. ઇસ્લામનું બાહ્ય અને સ્થૂળ સ્વરૂપ કુરાનમાં છે, જ્યારે તેનુ ગૂઢ અને ગુપ્ત સ્વરૂપ સૂફીવાદમા દેખાય છે. એક સામાન્ય મુસ્લિમ કુરાનમાં બતાવેલ નીતિને પંથે ચાલવાનો પ્રયાસ કરે છે, જ્યારે એક સૂફી મનનચિંતન કરી પ્રભુને પોતાના અંતરમાં શોધે છે. જ્યારે એક મુસ્લિમ જન્નતમાં જઈ આનંદ કરવાની આશાએ યા જહન્નમની યાતનાઓ રખે ખમવી પડે એવા ભયથી સવાબી જીવન ગાળે છે, ત્યારે એક સૂફીની નીતિપરાયણતા તદ્દન નિઃસ્વાર્થી છે; એના દિલમાં નથી આશા કે ભય પણ માત્ર ઈશ્વર પ્રત્યેનો નિખાલસ પ્રેમ છે. એક સૂફી પ્રભુને કોઈ ધર્મપુસ્તકમાં યા બાહ્ય જગતમાં નહિ પણ પોતામાં જ શોધે છે. સૂફીવાદમાં બીજી કોમો સાથે થતાં ધર્મયુદ્ધોની વાત તો હોય જ ક્યાંથી? બલ્કે એક સૂફી તો નિરંતર પોતાની હલકી વાસનાઓ, પાપી ઇચ્છાઓ અને હિંસાત્મક લાગણીઓ વિરુદ્ધ પોતે જ યુદ્ધ કરી પ્રતિદિન શુદ્ધ થવાનો પ્રયાસ કરે છે. એક સાધારણ મુસ્લિમને મનથી ધર્મ એક કાયદો છે, એક આજ્ઞા છે જે પાળ્યે જ છૂટકો: એક સૂફીના મત પ્રમાણે ધર્મ એટલે ઈશ્વર પ્રત્યેનો પ્રેમ અને તેની નિષ્કામ ભક્તિ, જે જીવનમાં ઉતારવાથી અપાર આનંદ પ્રાપ્ત થાય છે. કુરાનમાં દર્શાવેલ અલ્લાહ એક મહા બળવાન, ઇન્સાફી, પણ સખ્તાઈથી સજા કરનાર શક્તિ સમાન છે, જ્યારે આર્યધર્મોના સંબંધથી ઉત્પન્ન થનાર સૂફીવાદનો પ્રભુ હેતાળ હૃદયનો અને ભક્તોના પ્રેમનો તરસ્યો છે. જ્યારે કુરાનમાં દર્શાવેલ અલ્લાહ સાથેનો ભક્તોનો સંબંધ સ્વામી અને સેવક જેવો છે ત્યારે સૂફીવાદમાં તે સંબંધ આશક અને માશૂકની પ્રેમગાઢ જેવો અતિ નિકટનો બની જાય છે ટૂંકમાં જ્યારે કુરાનનો અલ્લાહ ભય ઉત્પન્ન કરી નેકીને માર્ગે દોરે છે, ત્યારે સૂફીવાદનો ઈશ્વર હૃદયમાં પ્રેમ રેડી ખુદાઈ મહોબતમાં મસ્ત બનાવે

છે. હવે જ્યારે ઇસ્લામનું સત્ત્વ સૂફીવાદનાં રહસ્ય સાથે બંધબેસતું ન હોય ત્યારે આપણે બીજા ધર્મ ઉપર નજર કરીશું, અને તે ઈરાન દેશ, જેમાં સૂફીવાદનો જન્મ થયો હતો, તેનો પ્રાચીન જરથોસ્તી ધર્મ છે.

આશ્ચર્યકારક તો એ છે કે જરથોસ્તી ધર્મનું સત્ત્વ પણ ઇસ્લામના જેટલું જ સૂફીવાદથી અસંગત છે. જરથોસ્તી ધર્મમાં પણ ત્યાગ કે વૈરાગ્ય નથી, અખંડ બ્રહ્મચર્ય પાળવાનું ફરમાન નથી, સાધુઓનો સમાજ નથી, નિવૃત્તિમય જીવન નથી, ઉપવાસ પણ નથી, પરંતુ ઇસ્લામની માફક છેવટ સુધી પ્રવૃત્તિશીલ રહી પવિત્ર અને ઈશ્વરપરાયણ જીવન ગાળવાનો ઉપદેશ છે. એમ છતાં અશો ઝરથુસ્ત્ર પોતે હઝરત મુહમ્મદ પેઠે એક યોગી હતા અને અહુરમઝ્દને પહોંચવાની અને તે માલિકની મરજી જાણવાની તેમને પણ તીવ્ર અને પ્રબળ ઇચ્છા હતી, જે આપણે ગાથામાં જોઈ શકીએ છીએ, અને જે ત્રીસ વર્ષની વયે પર્વતની ગુફામાં દીર્ઘકાળ પર્યંત તેઓએ કરેલા ઈશ્વર ઉપરનાં મનનચિંતન પરથી સિદ્ધ થાય છે. ઈશ્વર સાથે સંયોગ સાધવાની એવી તીવ્ર તમન્ના વિના અને તેને પરિણામે ખુદાઈ સંદેશ પામ્યા વિના આ બે મહાપુરુષો પયગમ્બરી દરજ્જે પહોંચી શકત જ કેમ? ઇસ્લામમાં સાધુસમાજ ન હોવા છતાં તે ધર્મની ઉત્પત્તિની પણ પૂર્વે અરબસ્તાનમાં સાધુસંતો હતા અને ચાલુ રહ્યા: જરથોસ્તી ધર્મમાં પણ સાધુઓ માટે સ્થાન ન હોવા છતાં સાધુ પ્રકૃતિના માણસો તો ઈરાનમાં અશો ઝરથુસ્ત્રના સમયથી જ હતા, અને એ પયગમ્બર પોતે તેઓમાંના એક હતા. ડૉ. તારાપોરવાળા[1] કહે છે કે છેક સાસાની સમયના ઈરાનમાં પણ એવા કેટલાક મેજાઈઓ (જરથોસ્તી ધર્મગુરુઓ) હતા જેઓ પોતાના ધર્મમાં ફરમાન ન હોવા છતાં અખંડ બ્રહ્મચર્ય પાળતા, દેહકષ્ટી પણ કરતા અને જગતથી અનાસક્ત રહી પ્રવૃત્તિશીલ જીવન ગાળવાને બદલે એકાંતવાસમાં રહી ઈશ્વર ઉપર ,મનનચિંતન કરતા. રોમન સમ્રાટ જસ્ટીનિયને ઈસ્વી પરદ્ધમાં તમામ અખ્રિસ્તી ફિલસૂફીઓનો રાજ્યમાંથી બહિષ્કાર કર્યો હોવાથી કેટલાક નીઓપ્લેટૉનિક તત્ત્વજ્ઞો ૨૦ વર્ષ સુધી નૌશીરવાનના રાજ્ય દરમ્યાન ઈરાન આવી વસ્યા હતા, અને તેમના ગ્રંથોના તરજુમા ઈરાની ભાષામાં કરવામાં આવ્યા હતા. આગળ જતાં આપણે જોઈશું કે નીઓપ્લેટૉનિક તત્ત્વજ્ઞાને સૂફીવાદ ઉપર સારા પ્રમાણમાં અસર કરી હતી. આ ફિલસૂફોના આગમનથી સાસાની સમયના

1. " Aspects of the History of Zoroastrianism by Dr. Irach J. S. Taraporewala

સંસ્કારી ઈરાની માનસમાં સૂફીવાદી આધ્યાત્મિક વિચારોએ જોર પકડયું ત્યારે ઈરાની સંસ્કૃતિ પણ જો સૂફીવાદને ઉત્પન્ન કરવાનો દાવો કરે તો તે ધ્યાન પહોંચાડવા જોગ કહેવાય.

ઇસ્લામનું સત્ત્વ સૂફીવાદથી ભિન્ન હોવા છતાં કુરાનની અનેક છૂટી છવાઈ આયતોમાંથી સૂફીવાદ નીકળ્યો હશે એમ માનવાનું કારણ રહે છે. તે જ પ્રમાણે જરથોસ્તી ધર્મના સિદ્ધાંતો સૂફીવાદ સાથે અસંગત હોવા છતાં ગાથા અને અવસ્તાના અનેક શ્લોકો સૂફીવાદને સીધુ ઉત્તેજન આપતા ગણી શકાય. એમાંના સૌથી જાણીતા ગાથા-શ્લોકોની આપણે તપાસ લઈએ. યસ્ન ૨૮,૨માં ઝરથુસ્ત્ર કહે છે—"હે મહાત્માની પ્રભુ! શુદ્ધ મન દ્વારા તારી પાસે હું ક્યારે પહોંચું!" યસ્ન ૩૪,૨માં પયગમ્બર ઝરથુસ્ત્ર ઈશ્વરને કહે છે કે—"પ્રાર્થના, આરાધના અને ભજનો દ્વારા હું ક્યારે તારી પાસે આવી શકું!" યસ્ન ૩૩,૬માં એવો ઝરથુસ્ત્ર અહુરમઝ્દનાં દર્શનની અને તેની મરજી જાણવાની તીવ્ર ઇચ્છા વ્યક્ત કરે છે, અને યસ્ન ૩૩,૭માં વિનંતિ કરે છે કે—"હે અહુરમઝ્દ! તું મારી આગળ આવ અને ધર્મનિષ્ઠ માણસોના હિત સારુ મને તારો ઉત્કૃષ્ટ પયગામ સમજાવ!" યસ્ન ૫૦,૯મા ઝરથુસ્ત્ર કહે છે કે—"અય અહુરમઝ્દ! અષોઈ, ભક્તિ અને પ્રેમભર્યાં કાર્યો દ્વારા તારી પાસે પહોંચવાની મને ઇચ્છા છે." યસ્ન ૪૫,૮માં સૂફીવાદમાં જેને "વસ્લ ઉલ વુસ્લ" (ઈશ્વર સાથેનો મહ યોગ) કહે છે તેવો આખરી તબક્કો જાણે આવી પહોંચ્યો હોય તેમ એવો ઝરથુસ્ત્ર કહે છે કે—"શુદ્ધ વિચાર, વાચા, વર્તન અને અષોઈ દ્વારા હું મારા આત્માની ચક્ષુઓ વડે અહુરમઝ્દને ખુલ્લો જોઈ શકું છું."

વળી ગાથા સિવાયનાં અવસ્તા સાહિત્યમાંથી પણ એ જ સૂર સાંભળવા મળે છે. યસ્ન ૧૩,૬ અને ૩૯,૫માં એક જ શ્લોક છે જે પ્રમાણે ભક્ત પ્રાર્થે છે કે નેક અમેશાસ્પંદો (દૈવી શક્તિઓ)ની સહાયથી તે પ્રભુને પહોંચી શકે. યસ્ન ૩૬,૪-૫ પ્રમાણે ભક્ત કહે છે કે—"અય અહુરમઝ્દ! શુદ્ધ મનથી, ડહાપણનાં વચનોથી અને નેક કાર્યોથી અમે તને પહોંચવાની ઉમેદ ધરાવીએ છીએ." યસ્ન ૬૦,૧૨ વાળો શ્લોક "હોરામામ" ની પ્રાર્થનામાં આવતો હોઈ જરથોસ્તીઓમાં બહુ જાણીતો છે. એ શ્લોક પ્રમાણે ભક્ત કહે છે કે—"સંશ્રેષ્ઠ અષોઈ દ્વારા, અય અહુરમઝ્દ, અમે તને જોઈએ, તારી નજદીક આવીએ, અને તારી જાવેદાનની મહોબ્બત હાંસલ કરીએ (તારી સાથે અખંડ યોગ અનુભવીએ) એવી અમારી અભિલાષા છે." આ પ્રમાણે ઈશ્વરના મેળાપની ઝંખના દર્શાવતા અનેક

શ્લોકો ગાથા અને અવસ્તા સાહિત્યમા મળી શકે છે. ઇસ્લામ અને જરથોસ્તી ધર્મોનું સત્ત્વ સૂફીવાદ સાથે બંધબેસતું નથી. તે છતાં જ્યારે કુરાનમાંથી છૂટીછવાઈ આયતો રજૂ કરી ઇસ્લામને સૂફીવાદનું મૂળ ગણવામાં આવે, ત્યારે ગાથા અને અવસ્તાના શ્લોકો રજૂ કરી આવો જ દાવો જરથોસ્તી ધર્મ માટે પણ કરી શકાય, બલ્કે કોઈ પણ મહાન ધર્મ માટે કરી શકાય, કેમકે આપણે જોયુ તેમ પ્રત્યેક મહાન પયગમ્બર એક યોગી જ હોય છે, અને તેણે ફેલાવેલા ધર્મના મૂળમાં ખુદા પ્રત્યેની અખંડ તમન્ના તો રહેવાની જ.

પણ ત્યારે આ મુશ્કેલીનું નિરાકરણ શુ અને સૂફીવાદ કયે સ્થળે અને શામાંથી ઉદ્‌ભવ્યો? ટૂંકમાં જવાબ એ છે કે સૂફીવાદનું ઉત્પત્તિસ્થાન ઘણે મોટે ભાગે ઈરાન હતું, અને તે કોઈ એક નહિ પણ અનેક ધર્મો અને ફિલસૂફીઓમાંથી જન્મ પામ્યો હતો. આપણે પાંચમા પ્રકરણમા જોઈ ગયા તેમ તે વખતના અરબોમા સર્જનશક્તિ હતી નહિ અને અજ્ઞાનમાંથી જ્ઞાન અને જંગલીપણામાથી સંસ્કૃતિમાં તેઓ હજી પગલાં માંડતા હતા. તેઓ આપવાની નહિ પણ હજુ લેવાની જ સ્થિતિમા હતા. ખુદ હઝરત મુહમ્મદના નામ આસપાસ જે હદીસો અને દંતકથાઓ ગૂથાઈ છે તે ગૂથનારા અરબો નહિ પણ મોટે ભાગે મુસ્લિમ થઈ ગયેલા બિન અરબો હતા, અને સૌથી મહાન હદીસકાર બુખારી પણ એક ઈરાની હતો. વિદ્વાન પ્રો. ખુદાબક્ષ[1] પ્રમાણે બિદુઈન અરબો લહેરી પ્રકૃતિના, જડવાદી; વ્યવહારુ બુદ્ધિના અને કલ્પના વિહોણા હતા; તેઓનું વલણ ધર્મ તરફ ઝાઝું હતુ નહિ; મનનચિંતન તેમના ખ્વાબમાં જ નહોતું; પણ તેઓ સ્ત્રીસંગત, શરાબ અને યુદ્ધના શોખીન હતા. ઇસ્લામમાં અગમ્યવાદનાં બીજ હોઈ શકે, પણ આવી પ્રજામાથી એ બીજનો પાક ઉત્પન્ન થાય એમ માનવું એ અતિશય વધુ પડતું કહેવાય.

બન્ને દેશોનું કાવ્યસાહિત્ય તપાસતાં પણ એ જ અનુમાન ઉપર આવવું પડે છે. સૂફીવાદ ઉત્પન્ન થયો ત્યારપછી જે અરબ કવિતા લખાઈ તેમાં શાયરો ઘણા છે, અને ગુણવત્તાની દૃષ્ટિએ પણ વિદ્વાનો તરફથી તેણે ઠીક પ્રશસા મેળવી છે; પણ તે અરબ કવિતામા અગમ્યવાદનાં દર્શન તો કવચિત જ થાય છે. અને થાય પણ ક્યાંથી? અરબોની ખાસિયતમાં જ એ ગુણ ન હોય તો એ એમનાં કાવ્યસાહિત્યમાં

૧. "Islamic Civilization" by Prof. S Khudabaksh

આવે પણ કેમ ? બીજી બાજૂ ઈરાનનું કાવ્યસાહિત્ય અનેક સૂફી કવિઓથી અલંકૃત થયું છે અને અગમ્યવાદથી તે સભર ભરેલું છે. ઈરાનીઓની ચિંતનપ્રિય પ્રકૃતિને સૂફીવાદ અનુકૂળ આવી ગયો હોવાથી જ તેઓએ એને અપનાવી લીધો અને કાવ્યસાહિત્ય દ્વારા તેને રજૂ કરી જગતને મુગ્ધ કરી દીધી. મિ નિકલ્સન[1] કહે છે તેમ સમસ્ત જગતની બીનરમા જે આત્મિક એકતા[2] છે તેનું ભાન જેટલું હિંદુઓ અને ઈરાનીઓને હોય છે તેટલું અરબોને હોતું નથી, કેમકે અરબો અનુભવસિદ્ધ વિગતો એકત્ર કરી તેમનો સમન્વય કરી શકતા નથી. તેઓ એક વિગતથી બીજી પર જશે, પણ એક સામટો સઘળી વિગતો ઉપર સમગ્રરૂપે વિચાર કરી શકશે નહિ જે દેશના કાવ્યસાહિત્યમા અગમ્યવાદ કવચિત્ જણાતો હોય અને જે દેશના વતનીઓની પ્રકૃતિને પણ એ અનુકૂળ ન હોય તે દેશ અને તેનું ધર્મશાસ્ત્ર સૂફીપંથ જેવો અગમ્યવાદ શી રીતે સર્જી શકે તે સમજાતું નથી. અલબત્ત, સૂફી કવિઓ કુરાનના તરેહવાર અર્થો કરી પોતાના સિદ્ધાંતો સાથે તેને બંધ બેસાડવાનો નિત્ય પ્રયાસ કરતા; તેનું કારણ તો આપણે જોઈ ગયા તેમ એ હતું કે જો એમ ન કરે તો રૂઢિચુસ્ત મુલ્લાઓ તેમને અધર્મીમા ખપાવી તેમને દેહાંતદંડની સજા કરાવે માટે ગમે તેમ કરીને પોતાનો સૂફીવાદ કુરાન સાથે સંપૂર્ણ રીતે સુસંગત છે એવો દેખાવ કર્યા વિના સૂફી મતો માટે બીજો રસ્તો જ નહોતો પણ એ ઉપરથી કુરાન જ સૂફીવાદનું મૂળ છે એવા અનુમાન ઉપર દોડવું વાજબી ન કહેવાય.

વળી ઘણાખરા સૂફીઓ પણ ઈરાની જ હતા એ જાણવું જરૂરી છે. ફિરદોસી સિવાય ઈરાનના તમામ મહાકવિઓ ઉપર સૂફીવાદની જબરી અસર પડી હતી. પહેલવહેલા સૂફી મતોમાથી બે સૌથી જાણીતા નામો લઈએ — બાયઝીદ બિસ્તામી[3] અને જુનૈદ બગદાદી, જેઓ બન્ને નવમી સદીના ઈરાનીઓ હતા. પ્રો બ્રાઉન[4] પ્રમાણે આ બન્ને સંતોએ પોતાના સ્વદેશ ઈરાનમા લાંબાકાળથી રચીપચી રહેલા આધ્યાત્મિક

---

૧ "Studies in Islamic Mysticism" by R A Nicholson

૨. ડૉ સર મુહમ્મદ ઈકબાલ પણ કબૂલે છે કે ઈરાની માનસની સાહજિક વલણ અદ્વૈત તરફ ઢળે છે.

૩ બાયઝીદનો પિતામહ તો ખોરાસનનો એક વટલી ગયેલો જરથોસ્તી હતો

૪ "A Literary History of Persia" by Prof E G Browne Vol I

વિચારોને સૂફીવાદમાં વ્યક્ત કર્યા; ખાસ કરી તેમાં રહેલ સર્વેશ્વરવાદને ખીલવવામા ઈરાની સૂફીઓનો ફાળો સૌથી મોટા હતો. સૌથી લોકપ્રિય અને નામીચો સૂફી, મનસૂર હલ્લાજ, જેની આધ્યાત્મિક કીર્તિની સુવાસથી તમામ ફારસી કાવ્યસાહિત્યની ફૂલવાડી મહેકી ઊઠી છે, અને જે ખુદાઈ મસ્તીમા "અન અલ હક" (હું પ્રભુ છું) બોલવા માટે ૯૨૨મા શહીદ થયો હતો, તે પણ ઈરાની જ હતો. સૂફીવાદને એક અલગ વાદ તરીકે સ્થાપવાનું અને તેમાં આલંકારિક પરિભાષાનો ઉપયોગ કરવાનું માન દસમી સદીમા જન્મેલ શેખ અબૂ સર્ઈદ ઇબ્ન અબી અલ ખેરને જાય છે. અને તે પણ એક ખોરાસાની ઈરાની હતો. અબૂ અલી સીના (૯૮૦-૧૦૩૭) જે સુલતાન મહમૂદ ગઝનવીના દરબારમાં તેના અદ્વિતીય જ્ઞાન માટે વિખ્યાત હતો તે એક ઈરાની સૂફી હતો જ્ઞાનમૂર્તિ સમાન ગણાતો ઈમામ ગઝ્ઝાલી (૧૦૫૮-૧૧૧૧) જેણે ઇસ્લામી સિદ્ધાંતો અને સૂફીવાદનો સમન્વય કર્યો હતો તે તૂસ શહેરનો વતની અને પૂરેપૂરો ઈરાની હતો. આ સઘળી વિગતો ભેગી મૂકતાં સૂફીવાદ ઈરાનનો કેટલો ઋણી હતો તે સ્પષ્ટ જણાય છે.[1]

સૂફીવાદ જન્મ પામ્યો ત્યારની ભૂમિકાની રજૂઆત બહુ ઉત્તમ રીતે ડૉ. સર મુહમ્મદ ઇકબાલે[2] કરી છે. તેઓ લખે છે કે જેમ જેમ ઈરાનીઓ આઝાદ થતા ગયા તેમ તેમ વિચારસ્વાતંત્ર્યની તેમની સહજવૃત્તિ જોર પકડતી ગઈ, અને તેઓ પરલક્ષી મટી આત્મલક્ષી બનતા ગયા. હવે ઈરાનમાં બુદ્ધિવાદ, પાખંડમતવાદ, નાસ્તિકવાદ અને સૂફીપંથ નામે ઓળખાતો અગમ્યવાદ વગેરે અસ્તિત્વમાં આવ્યા. જ્યારે ઈસ્વી ૭૫૦માં અબ્બાસી ખલીફોનો વંશ શરૂ થયો, અને ગ્રીક અને નીઓપ્લેટોનિક તત્ત્વજ્ઞાનનો અભ્યાસ થતો ગયો ત્યારે આ વાદો છૂટથી ઊભા થતા ગયા. ડૉ. ઇકબાલ વાજબી જ કહે છે કે એક વાદ એક દેશના સમસ્ત આત્મા ઉપર ક્યારે અમલ કરે કે જ્યારે તે વિચારો તે દેશના પોતાના જ હોય. આ શબ્દો ઉપરથી અરબોમા નહિ પણ ઈરાનમાં શી રીતે સૂફીવાદ ઉદ્‌ભવ્યો તે જાણી શકાશે. વળી તે સમયની રાજકીય પરિસ્થિતિ બહુ

૧. ઇન્સાફને ખાતર કહેવું જોઇએ કે આરંભકાળના મહાન સૂફીઓમા ઝુલનૂન (ઈસવી નવમી સદી) ઇરાનનો નહિ પણ મિસરનો હતો, અને તેણે સમાધિ અને બીજી અગમ્ય સ્થિતિઓ એ વાદમા દાખલ કરી હતી.

૨. "The Development of Metaphysics in Persia" by Dr. Sir Muhammad Iqbal

અજ્ઞાત હતી ઉમૈયા વંશની ભારે કતલ પછી ૭૫૦માં પડતી આવી વ્યક્તિગત ધાર્મિક વિચારોના પ્રતિપાદનને કારણે રાજ્ય તરફથી જુલમ થતો રાજગાદી મેળવવા માટે આંતરવિગ્રહો ફાટી નીકળતા. આના તોફાની વાતાવરણમાં શાંત પ્રકૃતિના ભક્તોનું મન જગતમાંથી અલિપ્ત થઈ ઈશ્વરના ચિંતનમાં લાગતું બુદ્ધિવાદ અને નાસ્તિકવાદથી કોઈને કાયમનો આનંદ થયો જાણ્યો નથી. તે કારણે પણ કેટલાકો અગમ્યવાદ તરફ ઢળ્યા. કેટલાકોને તત્ત્વજ્ઞાનની ચર્ચા અને ધાર્મિક ઝઘડા શુષ્ક અને નકામા લાગવાથી તેઓએ આધ્યાત્મિકતાનો આશરો લીધો ઇસ્લામીઓ આ સમયે અનેક રાજ્યો છતી શ્રીમંત બન્યા હતા પરિણામે સમાજ મોજશોખ અને નૈતિક શિથિલતાથી કલુષિત થયો, તે કારણે પણ કેટલાકોને દુનિયા પ્રત્યે નફરત આવી અને તેઓએ ઈશ્વર સાથે એકતાન બનવા સારુ સૂફીવાદ શરૂ કર્યો

પ્રવૃત્તિમાર્ગી હોય યા નિવૃત્તિમાર્ગી, પણ દરેક ધર્મમાં મોડે યા વહેલે થોડા યા વધુ પ્રમાણમાં અગમ્યવાદના દર્શન થાય છે હિંદુઓનો વેદધર્મ પ્રવૃત્તિમાર્ગી હતો છતાં સદીઓ પછી ઉપનિષદો જેવા અગમ્યવાદી તત્ત્વજ્ઞાનમાં તે પરિણમ્યો ખ્રિસ્તી ધર્મના આરંભમાં જ ગ્રીક તત્ત્વજ્ઞાનના સમાગમથી નૉસ્ટિક અને ખાસ કરી નીઓપ્લેટોનિક અગમ્યવાદી ફિલસૂફીઓ ઉપસ્થિત થઈ. ત્યારે જરથોસ્તી ધર્મનો અગમ્યવાદ કોને ગણવો? અગમ્યવાદને પોષવા માટેની યોગ્ય ભૂમિકા અને અનુકૂળ સંજોગો જરથોસ્તી ધર્મને મળ્યા નહિ, અને જ્યારે એ સંજોગો પ્રાપ્ત થયા ત્યારે ઈરાનીઓ મોટે ભાગે સ્વધર્મ ત્યાગી ઇસ્લામમાં વટલી ગયા હતા. ઈરાનીઓનો ખરો અગમ્યવાદ, જરથોસ્તીઓનું સાચું ઉપનિષદ સમાન ઉત્કૃષ્ટ સાહિત્ય, તે સૂફીવાદ છે. તેમાં ઇસ્લામે ભાગ પડાવ્યો છે તે આપણે કબૂલીશું. જેમ માનીનો ધર્મ જરથોસ્તી અને ખ્રિસ્તી ધર્મોના મિશ્રણથી બન્યો હતો, તેમ સૂફીવાદ ઘણેભાગે જરથોસ્તી અને ઇસ્લામ ધર્મોનો સંયોગ બતાવે છે. મોટે ભાગે સૂફીવાદ ઈરાનમાં જ ઉત્પન્ન થયો, પળાયો, પોષાયો અને લખાયો મુખ્ય સૂફીઓ પણ ઈરાની જ હતા, અરબોના ખવાસમાં જ એ વલણ નહોતું એ સત્ય આપણે જોઈ ગયા. પરંતુ સૂફીવાદના પ્રવર્તાવનારાઓ, ઈરાનમાં કે અરબમાં, તમામ મુસ્લિમો હતા, અને પોતાના સિદ્ધાંતો માટે કુરાનમાંથી સમર્થન શોધી પોતાનો જાન સલામત રાખવા આતુર હતા. આ કારણોથી સૂફીવાદ જાણે જરથોસ્તી નહિ પણ ઇસ્લામી અગમ્યવાદ હોય એવી છાપ જગત ઉપર પડવા પામી છે.

ઈરાનીઓએ ધર્માન્તર કરી મુસ્લિમ બની સૂફીવાદ ખરપા કર્યો: તેમાં ઇસ્લામનો પણ કેટલોક હાથ છે એનો આપણે સ્વીકાર કરીશું; પણ જરથોસ્તી ધર્મને મળવો જોઈતો જશ એકલા ઇસ્લામને મળી ગયો એ જરથોસ્તીઓની કમનસીબી છે. પાંચમા પ્રકરણમાં આપણે સખેદ જોયું કે ઈરાનની તમામ સંસ્કૃતિ અરબી ભાષામાં અને ઘણે ભાગે મુસ્લિમ બનેલા ઈરાનીઓ તરફથી રજૂ થયેલી હોવાથી "અરબી સંસ્કૃતિ" કહેવાઈ, તેમ અહીં પણ જરથોસ્તી ધર્મમાંથી મુખ્યત્વે ઉપસ્થિત થયેલો અને ખાસ કરી ઈરાનીઓ દ્વારા પોષાયેલો અગમ્યવાદ આજે ઇસ્લામના સૂફીવાદ તરીકે મશહૂર છે. જેમ મિથ્રપંથમાં જે ઉત્તમ હતું તે ખ્રિસ્તીઓએ અપનાવી લીધું અને આજે મિથ્રધર્મનું નામનિશાન પણ રહ્યું નથી, તેમ જરથોસ્તી ધર્મમાં જે ઉત્તમ આધ્યાત્મિક તત્ત્વો હતાં તે બીજાં તત્ત્વોની મદદથી ખીલી મુસ્લિમ સૂફીવાદને નામે ઓળખાયાં, અને જરથોસ્તી ધર્મ પોતાના જ શ્રેષ્ઠ અગમ્યવાદી સાહિત્યથી વંચિત રહ્યો સૂફીવાદમાં જરથોસ્તી ધર્મ અને ઈરાનીઓનો મુખ્ય હાથ હતો તે અભ્યાસીઓ જાણી શકે પણ જનસમાજ તો તેને મુસ્લિમોના અગમ્યવાદ તરીકે ઓળખે છે. ઈરાની સંસ્કૃતિ અંધકારમાં રહે કે પ્રકાશમાં આવે, પરંતુ જરથોસ્તીઓનું મુખ્ય આશ્વાસન એ છે કે તેઓએ જેમ બીજા દેશો પાસેથી વિના સંકોચે લીધું છે તેમ છૂટે હાથે વેર્યું છે પણ ખરું, અને તે એટલી હદ સુધી કે મૂળ જરથોસ્તી અને ઈરાની હતુ તેનુ પણ કેટલીક વાર જગતને વિસ્મરણ થઈ ગયુ છે.

સૂફીવાદના મૂળ તરીકે આપણે બે ધર્મો તપાસ્યા: (૧) ઇસ્લામ, કેમકે સૂફીઓ સઘળા મુસ્લિમો હતા અને કુરાનમાથી એ વાદનો આધાર શોધવા તત્પર હતા; અને (૨) જરથોસ્તી ધર્મ, કેમકે સૂફીઓ ઘણાખરા ઈરાનીઓ હતા, એ વાદ મુખ્યત્વે ઈરાનમાં જ ખરપા થયો હતો, અને મિ. નિકલ્સન[૧] કહે છે તેમ ઇસ્લામના શુષ્ક એકેશ્વરવાદ અને કડક સ્થાપિત મતોને ભેદી ઈરાનમાં પચી રહેલા આંતરિક આધ્યાત્મિક વિચારો આખરે સૂફીપંથમાં ખીલી નીકળ્યા હતા. પરંતુ સૂફીવાદ માત્ર એકાદ બે નહિ પણ ઘણા ધર્મો અને ફિલસૂફીઓનુ ભેગુ પરિણામ છે. એ સર્વધર્મ-સારગ્રાહી (eclectic) હોઈ ભક્તને સ્વેચ્છાચારી (latitudinarian) બનાવે છે. સૂફીઓ એક જ માર્ગ કે પંથમા સંકુચિત રહેતા નથી અને તેઓના

૧ "Selections from the Diwan of Shams of Tabriz" : with Introduction by R A. Nicholson

કશા સ્થાપિત મતો પણ નથી. સૂફીવાદમાં વ્યક્તિગત વિચારને પ્રાધાન્ય રહેવાથી અને એ એક સંપ્રદાયમાં જકડાયેલો ન હોવાથી સૂફીઓને પોતાના મતોનો પ્રચાર કરવાની પણ પરવા રહેતી ન હતી. ચાર ગણીગાંઠા પુસ્તકો ઉપરથી આપણને સૂફીવાદનો પૂરેપૂરો ખ્યાલ આવે છે:—(૧) હકીમ સનાઈની "હકીકત ઉલ હકીકત", (૨) ફરીદુદ્દીન અત્તારની 'મનતક ઉત્ તઐર", (૩) મૌલાના જલાલુદ્દીન રૂમીની "મસનવી' અને (૪) મહમૂદ શબિસ્તરીની "ગુલશને રાઝ" મૌલાના રૂમીનો ગ્રંથ અત્યંત આદરને પાત્ર છે, છતાં સૂફીવાદનું કોઈ પણ ધર્મશાસ્ત્ર નથી એ યાદ રાખવું જોઈએ

મધ્યયુગના ખ્રિસ્તી ધર્મના સંન્યાસે સૂફીઓ ઉપર ભારે અસર કરી તેમનામાં વૈરાગ્ય ઉત્પન્ન કર્યો. તેઓ મૌનધારી અને શાન્તિપ્રેમી બની ગયા અને પશ્ચિમના વિદ્વાનો તેમને જ્યોર્જ ફોક્સે સત્તરમા સૈકામાં ઇંગ્લાંડમાં સ્થાપેલી Society of Friends (Quakers)ના ધાર્મિક સમાજ સાથે સરખાવે છે. બૌદ્ધધર્મની અસર પણ પૂર્વ ઈરાન અને ટ્રાન્સઑક્સિયાના ઉપર પડી હતી. મિ. નિકલ્સન[1] પ્રમાણે બલ્ખ શહેરમાં તે સમયે બૌદ્ધ મઠો હતા, અને નવમી સદીનો જાગૃત સૂફી ઇબ્રાહીમ બિન અદહમ, જે બુદ્ધની પેઠે રાજ્યગાદી ત્યાગી દરવીશ બન્યો હતો. તે એકવાર બલ્ખનો બાદશાહ હતો. માળા જપવાનું સૂફીઓ બૌદ્ધભિખ્ખુઓ પાસેથી શીખ્યા હશે એમ મિ. નિકલ્સન માને છે. ખ્રિસ્તી ધર્મ ભેગા બૌદ્ધધર્મના સંન્યાસની અસર પણ સૂફીઓ ઉપર પડી, તે ઉપરાંત બૌદ્ધોના નિર્વાણના સિદ્ધાંત અને સૂફીઓના 'ફના ફી અલ્લાહ" (અલ્લાહમાં ફના થઈ જવું)ના જીવન ઉદ્દેશ વચ્ચે કેટલુંક સામ્ય જણાઈ આવે છે. વળી શિયા મુસ્લિમોએ અનેક આલંકારિક અર્થો શોધવાની એમની ખાસિયતથી સૂફીવાદ ઉપર અસર કરી અને અવતારવાદ અને ગુપ્ત ઇમામની એમની માન્યતા તેમાં દાખલ કરી. બૌદ્ધધર્મીઓ સાથે સૂફીઓ જેટલા સમાગમમાં આવ્યા તેટલા વેદાંતી હિંદુઓ જોડે આવ્યા નહોતા, તે છતાં આગળ જતાં જ્યારે સૂફી લક્ષણો તપાસીશું ત્યારે સૂફીવાદ અને વેદાંત વચ્ચેનું સામ્ય પણ આપોઆપ જણાઈ આવશે

પરંતુ કુરાન અને અવસ્તા પછી જો કોઈ પણ વિચારસરણીએ સૂફીઓ ઉપર સૌથી વધુ અસર કરી હોય તો તે એલેક્ઝાન્ડ્રિયામાંથી ઉદ્ભવેલી નીઓપ્લેટૉનિક ફિલસૂફી હતી, જે સૂફીવાદ સાથે પુષ્કળ સરખા-

1 The Mystics of Islam by R. A. Nicholson

પણ ધરાવે છે એનો મુખ્ય પ્રતિનિધિ પ્લોટીનસ (ઇસ્વી ૨૦૪-૨૬૯) નામનો એક મહાન યોગી અને તત્ત્વચિંતક હતો, જેને સૂફીઓએ માનથી "અલ શેખ અલ યુનાની" (ગ્રીક ગુરુ) નું બિરુદ આપ્યું હતું તેના પછી પારફિરી (ત્રીજી સદીમાં), જેમબ્લીકસ (ત્રીજી-ચોથી સદીમાં) અને પ્રોક્લસ નામનો સતફિલસૂફ પાંચમા સૈકામાં થઈ ગયા નીઓપ્લેટોનિસ્ટો વેદાંતીઓ પેઠે માનતા કે બ્રહ્મ જ સત્ય છે અને જો જગતને બ્રહ્મથી જુદું જ ગણવામાં આવે તો તે જગત મિથ્યા છે તેઓ કહેતા કે પરમ સત્યને જ્ઞાનથી શોધવું કઠિન છે, પરંતુ તેની સાથે તાદાત્મ્ય થવાથી જ તે પામી શકાય છે છેવટની સ્થિતિમાં જ્યારે પ્રભુના દર્શન થાય છે ત્યારે જ્ઞાતા અને જ્ઞેય જીવાત્મા અને પરમાત્મા વચ્ચેનો ભેદ ભુલાઈ જાય છે અને સર્વત્ર ઐક્યનો અનુભવ થાય છે તર્ક અને ફિલસૂફી નહિ, પણ ધ્યાન અને સમાધિ દ્વારા આ ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત થઈ શકે તેને સારુ જગતના મોહમાયા છોડી ઈશ્વરનું ચિંતન થવું જોઈએ નીઓપ્લેટોનિસ્ટો સર્ગ (emanation) માં માનતા, અને કહેતા કે જેમ અગ્નિમાંથી ઉષ્ણતા અને પુષ્પોમાંથી સુગંધ કુદરતી રીતે જ વહે છે તેમ વિશ્વ પણ પરમાત્માનો એક સર્ગ, એક emanation છે, અને જીવનનું ધ્યેય પ્રભુમાં પાછા વિલીન થવું તે છે મિ વિહનફિલ્ડ[1] પ્રમાણે ઇસ્લામને સૂફીવાદ દ્વારા એકેશ્વરવાદ ઉપરથી અદ્વૈતવાદ (Monism) તરફ લઈ જનાર નીઓપ્લેટોનિસ્ટો હતા વળી એકેશ્વરવાદ ઉપરથી સર્વેશ્વરવાદ (Pantheism) નો રસ્તો મોકળો કરનાર પણ એ જ ફિલસૂફો હતા[2] ઈશ્વરપ્રાપ્તિ માટે બુદ્ધિને ઠેકાણે લાગણી અને તર્કને બદલે પ્રેમને એ જ ફિલસૂફો પસંદગી આપતા. બ્રહ્મજ્ઞાન અંતઃસ્ફુરણાથી મળે છે અને તે બુદ્ધિ મારફતે નહિ, પણ સંપૂર્ણ પ્રેમરસ અને ભક્તિપૂર્ણ હૃદય દ્વારા શક્ય છે એમ તેઓ કહેતા જ્યારે નીઓપ્લેટોનિસ્ટો બૌદ્ધિક તાર્કિકતાથી અકળાતા ત્યારે તેઓ શ્રદ્ધા અને પ્રેમનો આશરો લેતા અથવા પરાબુદ્ધિ (intuition) નું શરણ શોધતા. મિ ગિબના[3] મત પ્રમાણે સૂફીવાદનું મૂળ નીઓપ્લેટોનિઝ્મનું તત્ત્વજ્ઞાન જ હતું, કેમકે નીઓપ્લેટોનિસ્ટ જેમબ્લીકસ સીરિયાનો વતની હતો. સૂફી

---

૧ 'The Lawaih' of Jami translated by E H Whinfield and Mirza Muhammad Qazwini

૨ સર્વેશ્વરવાદનું બીજ કુરાન (૨,૧૦૯) માં હતું તે આપણે આગળ જોઈ ગયા છીએ

3 'A History of Ottoman Poetry' by Mr E J W Gibb

સિદ્ધાંતોએ પદ્ધતિસરના વાદનું રૂપ સીરિયામાં જ પ્રથમ ધર્યું હતું, અને સૌથી પહેલાં સૂફી મઠનો પાયો સીરિયામાં જ નંખાયો હતો.

કેટલાકોના મત પ્રમાણે સૂફીવાદ ઉપર ઈસ્વી પહેલીથી ત્રીજી સદીમાં થઈ ગયેલા "નોસ્ટિક" નામે ઓળખાતા તત્ત્વજ્ઞાનીઓની સારી અસર પડી હતી. તેઓ "નોસિસ" નામનું એક ઉચ્ચ પ્રકારનું ગુપ્તજ્ઞાન પ્લેટોની ફિલસૂફીમાંથી અને ઈરાનના અને હિંદના ધર્મોમાંથી ખ્રિસ્તી ધર્મમાં દાખલ કરવાનો પ્રયત્ન કરતા. તેઓ કહેતા કે માનવી ઉપર એટલાં બધાં આવરણો ફરી વળ્યાં છે કે તે પ્રભુને દેખી શકતો નથી અને તે તેને તદ્દન ભૂલી ગયો છે. વિસ્મરણનું નામ ફારસીમાં "નિસયાન" છે, અને એ શબ્દ ઉપરથી જ "ઇન્સાન" (મનુષ્ય) શબ્દ નીકળ્યો છે એમ સૂફીઓ માનતા. વ્યુત્પત્તિશાસ્ત્રના આ તરંગી પ્રયોગ ઉપરથી સૂફીઓ એવા અનુમાન ઉપર આવ્યા કે સામાન્ય મનુષ્ય પ્રભુને ભૂલવા જ સર્જાયો છે. મિ. નિકલ્સન પ્રમાણે નોસ્ટિક ફિલસૂફોની અસર મારૂફ કરખી અને ઈબ્રાહીમ અદહમ જેવા જાણીતા સૂફીઓ ઉપર પડી હતી. આ સઘળાં ઉપરથી જણાય છે કે સૂફીવાદનાં બીજ કુરાન કે અવસ્તામાં હશે, પણ એના દેહનું ઘડતર તો કેટલાક ખ્રિસ્તી, બૌદ્ધ, નોસ્ટિક અને ખાસ કરી નીઓપ્લેટોનિસ્ટ સિદ્ધાંતો પ્રમાણે થયું હતું.

હવે સૂફીવાદનાં મુખ્ય લક્ષણો ઉપર આપણે આવીશું. ડૉ. ઇકબાલ[1] કહે છે કે સેમેટિક ધર્મો (યહૂદી, ખ્રિસ્તી અને ઇસ્લામ) ઇચ્છાશક્તિ (will)ને બહુ અગત્ય આપે છે, અને માને છે કે જો ઇચ્છાશક્તિને ખીલવી હોય અને તેમાં યોગ્ય પલટો આણ્યો હોય તો સત્કર્મ દ્વારા મનુષ્યની આધ્યાત્મિક પ્રગતિ થઈ શકે. હિંદુઓ દુઃખનું કારણ અજ્ઞાન માને છે, અને કહે છે કે ધર્મ અથવા અજમ્યવાદ દ્વારા સાચું જ્ઞાન પ્રાપ્ત થયે જ મોક્ષ મેળવી શકાય. સૂફીઓ કર્મ અને જ્ઞાનને ઠેકાણે ભક્તિને પ્રાધાન્ય આપે છે, અને માને છે કે મોક્ષપ્રાપ્તિ માટે લાગણીનું રૂપાંતર થવું જોઈએ અને હૃદયની ખીલવણી થવી જોઈએ. ડૉ. ઇકબાલ પ્રમાણે સેમેટિક ધર્મો આચારને લગતા સખ્ત નિયમો ફરમાવે છે; વેદાંત લાગણી-શૂન્ય જ્ઞાનની એક શુષ્ક પદ્ધતિ બની રહેલ છે; જ્યારે સૂફીવાદે એ

---

1. "Development of Metaphysics in Persia" by Dr. Sir Muhammad Iqbal

બન્નેનો સમન્વય પ્રેમ અને ભક્તિ દ્વારા સાધ્યો છે, અને તેથી તે વધુ ઉત્કૃષ્ટ પ્રકારનો ધર્મ બને છે.[1]

હવે સૂફીઓ કાંઈ એક પ્રકારના હોતા નથી. કોઈ કર્મવાદીઓ હોય છે અને જગતમાંથી દિલ ઉઠાવી લીધું હોવા છતાં તેઓ દુન્યવી જીવન ગાળી જેટલાં સત્કર્મો થાય એટલાં કરે છે. કોઈ સૂફીઓ જ્ઞાનવાદી હોય છે અને પરમતત્ત્વ શું છે તે બુદ્ધિ યા પરાબુદ્ધિ દ્વારા જાણવાનો પ્રયાસ કરે છે; તેઓ કવિ અથવા તત્ત્વજ્ઞાનીઓ પણ હોઈ શકે. પરંતુ ઘણાખરા સૂફીઓ ભક્તિપરાયણ અને દેહકષ્ટી કરનાર સંન્યાસીઓ હોય છે. તેઓ દુ:ખ અને દરિદ્રતાને સ્વેચ્છાએ આવકારે છે; કેટલાકો એક જ ફાટુંતૂટું વસ્ત્ર જિંદગીભર પહેરે છે અને તે બાદ પોતાના પટ્ટ શિષ્યને તે વારસામાં આપી જાય છે. પ્રભુપ્રેમ સિવાય બીજા કશાની એમને પડી હોતી નથી. ધર્મના બાહ્ય સ્વરૂપ અને કેટલીક વાર તો નીતિનિયમો પ્રત્યે પણ તેઓ બેપરવા બને છે. કોઈવાર તેઓ સમાધિમાં આવી પડે છે, અને અમુક પ્રસંગે ખુદાઈ મહોબ્બતમાં મસ્ત બની તેઓ દીવાનાની પેઠે નૃત્ય કરે છે. ઈબ્ન ફરીદ નામનો સૂફી સમાધિમાંથી ઊઠી પોતાનાં કાવ્યો લખાવતો ત્યારે બેકરાર બની તે ઘડીકમાં બેસતો, ઊઠતો, એક પડખે કે બીજે પડખે સૂતો, અને કોઈ વખત દસ દિવસ સુધી ખાધાપીધા કે ઊંઘ લીધા વિના પણ પોતાનાં કાવ્યો લખાવ્યે જતો. મૌલાના રૂમી પણ એક ઊંડી સમાધિમાંથી જાગ્રત થઈ પોતાના ઘરનો એક સ્તંભ પકડી ગોળગોળ ફરતા અને પોતાની "મસનવી" લખાવતા. સૂફીઓની રીતભાતની કસોટી આપણા માણસી કાયદાકાનૂનોથી થઈ શકતી નથી એ ખુલ્લું છે.

સૂફીઓ સર્વેશ્વરવાદમાં માનનારા હોય છે. ઇસ્લામના કલમાના પૂર્વાર્ધ પ્રમાણે અલ્લાહ સિવાય બીજો કોઈ અલ્લાહ નથી. પરંતુ સૂફીઓ વેદાંતીઓ અને નીઓપ્લેટોનિસ્ટોની પેઠે માને છે કે અલ્લાહ સિવાય જગતમાં બીજી હસ્તી જ નથી, અને જો તેવી હસ્તી કલ્પવામાં આવે તો તે માયા સમજવી, જેમાંથી સૂફીએ પોતાનું દિલ સત્વર ઉઠાવી લેવું જોઈએ. એકવાર સૂફી બાયઝીદના ઘરનું બારણું ઠોકી પૂછવામાં આવ્યું:—"બાયઝીદ અંદર છે કે?" જવાબ મળ્યો: "અલ્લાહ સિવાય કશું પણ ક્યાંયે છે કે?" કેટલાક સૂફીઓ માનતા કે: "હમે

1. હિંદુધર્મ કર્મ, જ્ઞાન અને ભક્તિનો સુંદર સમન્વય ગીતામાં કર્યો છે તે ડૉ. ઇકબાલ ભૂલી ગયેલા લાગે છે.

અઝ ઉસ્ત" (સઘળું તેમાથી — પ્રભુમાથી — છે), જ્યારે કેટલાકો કહેતા કે "હમે ઉસ્ત (સઘળું તે જ — પ્રભુ જ — છે) આ બીજા મત પ્રમાણે સૂફીઓ અદ્વૈતવાદી હતા અને પરમતત્ત્વ સિવાય બીજા કોઈનુ પણ અસ્તિત્વ સ્વીકારતા નહિ સૂફીઓ મનુષ્ય જેવા ગુણો ધરાવનાર પુરુષવિશેષ (Personal God) મા માનતા, અને જેમ એક માનવી સાથે આપણે મિત્ર, પિતા, પુત્ર પત્ની વગેરે જેવા અંગત સબધો ધરાવી શકીએ તેમ એવા પ્રભુ સાથે પણ ધરાવી શકાય એમ તેઓની માન્યતા હતી સૂફીઓ વ્યક્તિગત બૌદ્ધિક છૂટાપણું ધરાવતા હોવાથી તેઓ પ્રભુ પ્રત્યેનો પોતાનો પ્રેમ કોઈપણ પ્રકારે અને નિરંકુશપણે પણ વ્યક્ત કરતા તેઓ માનતા કે માનવી એ પ્રભુનો જ અંશ છે અને તે દૈવી સદ્ગુણોનો સક્ષિપ્ત સરવાળો છે તેથી તેઓ પ્રભુને "આલમે કુબરા (મોટું જગત macrocosm) કહેતા જ્યારે માનવીને તેઓ "આલમે સુઘરા" (નાનું જગત microcosm) ને નામે ઓળખતા કુરાનમા અલ્લાહને પ્રધાનપણે કલ્પનાતીત અને મનુષ્ય પ્રયત્નથી પર વર્ણવ્યો છે, જો કે તે માનવીના હૃદયમા પણ વસે છે એવો પણ ઉલ્લેખ તો છે જ સૂફીઓનો પ્રભુ પ્રધાનપણે મનુષ્યના અંતરમા જ બિરાજતો અતર્યામી છે, જો કે તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ તે વિશ્વથી પર પણ ગણાવો જોઈએ એમ તેઓ કહે છે. આ પ્રમાણે ઇસ્લામમા જે પ્રભુ દૂર એક જગસમ્રાટ સમાન અપરિચિત અને ભયાનક હતો તે સૂફીવાદમા સુગમ, સુપ્રાપ્ય અને પ્રિયા સમાન સ્નેહાળ બની ગયો, અને ભક્તોના હૃદયમા તેણે પ્રિયતમનો વાસ કર્યો।

સૂફીઓ માનતા કે જગતમા પાપનું મૂળ આપણું નીચ ભાન (lower self) અને તેને પોષનારી આપણી ઇચ્છાઓ છે એ ઉપાધિનું દમન કર્યા સિવાય અંતરમા પ્રભુ બિરાજી શકે એમ નથી એ કાર્યમા એક શેખ અથવા મુર્શિદ (સદ્ગુરુ) ની સહાય અવશ્યની છે સૂફીઓ પોતાના ગુરુનુ બહુમાન કરતા અને તેની ગમે એવી વિચિત્ર આજ્ઞાનુ સત્વર પાલન કરતા ગુરુ પોતાની આતરદૃષ્ટિથી પોતાના શિષ્યોની આધ્યાત્મિક સ્થિતિથી વાકેફગાર હતા અને તેમનુ યોગ્ય માર્ગદર્શન કરી શકતા સૂફીઓ પોતાના ગુરુને પૂર્ણપુરુષ માનતા હોઈ તે સાધારણ કાયદા અને નીતિનિયમથી પર છે એમ સમજતા, જો કે આવી માન્યતાથી કોઈવાર ગભીર ગેરસમજૂતીનો પ્રસગ ઊભો થતો ગુરુએ કરેલા દુષ્કૃત્યો અને પ્રભુને ભાંડેલી ગાળો પણ તેના શિષ્યોને

મનથી સત્કર્મો અને સુવચનો મનાતાં. સૂફી ગુરુઓએ અનેક ચમત્કારો કર્યા કહેવાય છે. તેમનો સૌથી જાણીતો ચમત્કાર હલકી ધાતુનું સોનામાં રૂપાંતર કરવું તે છે: કેટલાકો હવામાં ઊડતા, પાણી ઉપર ચાલતા, પશુપક્ષીઓની ભાષા સમજી શકતા, અન્યના વિચારો પારખી શકતા, અને કોઈએ તો મરેલાને પણ સજીવન કર્યાં કહેવાય છે. એક મહાન સૂફી માટે ચમત્કાર કરવા એ તો સાવ સાધારણ મનાતું.

સૂફીઓ ઈશ્વરપ્રણિધાનમાં પૂરેપૂરી શ્રદ્ધા ધરાવતા હતા, અને મોક્ષ પણ પવિત્ર જીવન કરતાં ઈશ્વરેચ્છા ઉપર વધુ અવલંબે છે એમ તેઓ માનતા. પ્રારબ્ધદ્વારા દર્શાવાતી પ્રભુની મરજી ઉપર સંપૂર્ણ આધાર રાખી જાણે પોતાનો કોઈ પુરુષાર્થ અથવા આપઅખત્યાર હોઈ શકે જ નહિ એમ તેઓ વર્તતા. એક લેખકે કહ્યું છે તેમ શબને સ્નાન કરાવનારના હાથમાં જેમ મડદું નિશ્ચેતન બની રહે છે તેમ સૂફીઓ ઈશ્વરેચ્છા આગળ લાચાર હોય એવું વર્તન રાખતા. મિ. નિકલ્સને[1] એક પ્રસંગ નોંધ્યો છે તે પ્રમાણે એકવાર એક સૂફી દરવીશ ટાઈગ્રિસ નદીમાં પડ્યો. કોઈએ બૂમ પાડી: "તમને બચાઉં?" જવાબ નકારમાં મળ્યો. ફરી પ્રશ્ન પુછાયો: "ત્યારે શું તમને ડૂબી મરવું ગમે છે?" જવાબ પાછો નકારમાં જ આવ્યો. પ્રશ્નકારને તાજુબી લાગી અને તેણે સવાલ કર્યો: "ત્યારે તમારી શી ઇચ્છા છે?" જવાબમાં તે સૂફી બોલ્યો: "ઈશ્વરેચ્છા પ્રમાણે જ જે થવાનું હશે તે થશે: મને ઇચ્છા ધરાવવાની જરૂર નથી." ઈશ્વરપ્રણિધાનને આટલી હદ સુધી લઈ જવામાં આવે તે સામાન્ય માણસ સારુ ઇચ્છવાયોગ્ય ન ગણાય,—પણ સૂફીઓને સામાન્ય કોટિના માનવીઓમાં મૂકી શકાય એમ નથી.

સૂફીઓ પ્રભુને પરમ સૌન્દર્ય માને છે,—અને જેમ સુંદર વસ્તુ દ્રષ્ટાનાં હૃદયમાં પ્રેમ જગાવે, તેમ પરમાત્માના સ્મરણથી ભક્તનું દિલ દિવ્ય પ્રેમથી ઓતપ્રોત બને છે. વિશુદ્ધ પ્રેમ, હમેશાં નિષ્કામ, હોય છે અને તે દ્વારા પ્રેમીને કોઈ મતલબ કાઢી લેવાની હોતી નથી. સ્વર્ગ મેળવવાની આશાએ અથવા તો નરકે જઈ પડવાના ભયથી સૂફી પરમાત્માને ભજતો નથી. પરંતુ તેને તો પરમાત્મા પોતે જ જોઈએ છે, કારણ કે તે પોતે જ પ્રભુનો અંશ છે, પોતે જ તે મહા અનલની એક ચિનગારી છે એમ તે માને છે. ઈશ્વર અને મનુષ્યને જોડનારી પ્રેમ જેવી મજબૂત

---

૧ "The Mystics of Islam" by R. A. Nicholson

સાંકળ બીજી કોઈ નથી, અને પ્રેમ સિવાય બીજી કોઈ લાગણીને સૂફીઓ સ્વીકારતા પણ નથી. તેઓ માને છે કે જેમ પ્રેમ વધુ હોય તેમ ઈશ્વરની વધુ સમીપ જવાય છે. એક વાર બસરાની રબીઆ, જે ઈરાનની મીરાંબાઈ હતી, તેને પૂછવામાં આવ્યું કે તું શયતાનને ધિક્કારે છે કે નહિ. રબીયાએ નકારમાં ઉત્તર આપતાં કહ્યું — "પ્રભુ પ્રત્યેના મારા નિરંતર પ્રેમને કારણે બીજી કોઈ પણ વસ્તુ તરફના પ્રેમ કે ધિક્કારને મારા હૃદયમાં સ્થાન કે સમય રહેતો નથી.' પ્રેમને જ કારણે સૂફીઓને ઈશ્વરમાં અચળ શ્રદ્ધા હતી અને તેની સાથેના આખરી મેળાપ માટે તીવ્ર તમન્ના અને દૃઢ નિશ્ચય હતાં.

વૈષ્ણવ ભક્તિસંપ્રદાયની પેઠે સૂફી કાવ્યસાહિત્ય પ્રેમરસથી છલોછલ ભરાયું છે. વૈષ્ણવોમાં પ્રભુ પ્રિયતમ (કૃષ્ણ) છે જ્યારે ભક્ત પ્રિયતમા (ગોપી) સમાન છે; જ્યારે સૂફીઓમાં તેથી ઊલટું પ્રભુ માશૂક બને છે અને સૂફી તેના સૌન્દર્યથી મુગ્ધ બનેલો આશક છે. વૈષ્ણવ ભક્તિમાર્ગના મુખ્ય રસ પાંચ છે — શાંત, સખ્ય, દાસ્ય, વાત્સલ્ય અને મધુર. ગમે તેટલી વિપત્તિઓ છતાં શાંતરસનો રસિયો ભક્તિમાં અડગ અને સ્થિતપ્રજ્ઞ રહે છે. સખ્યરસમાં ભક્ત અને પ્રભુ વચ્ચે મૈત્રી બંધાય છે. દાસ્યરસમાં જાણે ભક્ત પ્રભુનો દાસ હોય એવી દીનતાથી તે નમ્રભાવે ભક્તિ કરે છે. વાત્સલ્ય ભાવમાં પ્રેમ પ્રકટવા માંડે છે અને પ્રભુ જાણે પોતાનું બાળક હોય એવા પ્રેમથી ભક્ત તેની પૂજા કરે છે. મધુરભાવ પ્રેમની સૌથી ઉત્કટ સ્થિતિ છે અને તે પતિપત્નીના ભાવમાં વ્યક્ત થાય છે. પ્રભુ પ્રેમી બને છે અને ભક્ત પ્રિયા બની જગતમાં સૌનો, કાયદા-કાનૂનનો, રીતરિવાજનો અને આબરૂદરકારનો પણ ભોગ આપી પ્રેમને ખાતર સઘળું ન્યોછાવર કરે છે. પ્રેમદીવાની મીરાના — "મેરે તો ગિરિધર ગોપાલ, દુસરા ન કોઈ" — ના ભાવથી કયું હૃદય ડોલ્યા વિના રહ્યું છે? સૌથી ઉત્કટ ઇચ્છા ધરાવનાર આ મધુરભાવ આપણને સૂફીવાદમાં મળે છે, અને એ ભાવ દર્શાવવામાં અમીર ખુસરૂ અને હાફિઝ જેવા શાયરોએ હદ કરી દીધી છે.

સૂફી શાયરોએ પોતાની પ્રેમભક્તિ દર્શાવવા સારુ એક ખાસ પરિભાષા પણ યોજી છે, જેનો આલંકારિક અર્થ જો ન સમજવામાં આવે તો સૂફી કાવ્યો જડવાદી અને અશ્લીલ પણ માલૂમ પડે. સૂફી કાવ્યોમાં આપણે જોયું તેમ પ્રભુને માશૂક અને ભક્તને આશક ગણવામાં આવે છે. પ્રભુ-મેળાપ માટે જે પ્રેરણાની જરૂર છે તેને "મય" અથવા શરાબ કહે છે;

તે પાનારને "સાકી" કહે છે જેના સુંદર સ્વરૂપથી જ ભક્તને મસ્તી ચડે છે. "મયખાને" અથવા શરાબખાનું તે ઈશ્વરી ગુપ્ત જ્ઞાનના ભેદો ઉકેલનારી શાખા છે; શરાબથી ચડતી ખુમારી તે ઈશ્વરનાં દર્શન કરાવનાર સમાધિની ઉચ્ચ સ્થિતિ છે; શરાબખાનાનો માલિક "પીરે મુઘાન" તે દિવ્ય જ્ઞાન ધરાવતો સદ્‌ગુરુ છે. ભક્તને કોઈ વખત "બુત પરસ્ત" (મૂર્તિપૂજક) અને કોઈ વેળા "રિન્દ" (વ્યભિચારી) કહેવામાં આવે છે, અને માશૂકના રૂપ પછવાડે તેને દીવાનો બનેલો ચીતરવામા આવે છે. પ્રિયાના મુખના એક શબ્દ ખાતર તેના ઝુલ્ફાના એક વાળ ખાતર, તેના નેત્રના એક ચમકાર ખાતર, તેના ગાલ ઉપરના તલ ખાતર તે જાન કુરબાન કરવા સદા આતુર રહે છે. પ્રિયાનાં મુખસૌન્દર્ય અને દેહલાલિત્યનુ વર્ણન કરવામાં ઈરાની કવિઓએ પોતાની તમામ કવિત્વશક્તિ, પોતાનાં કલ્પનાતરંગો અને સાહિત્યિક કૌશલનો છૂટથી ઉપયોગ કર્યો છે. સૂફી શાયરોએ જે પ્રેમભક્તિ પોતાના શૃંગારરસિક કાવ્યોમાં વહાવી છે તે જગતમાં વિરલ છે; એનો યોગ્ય મુકાબલો કરવો હોય તો વૈષ્ણવોના ભક્તિમાર્ગી કાવ્યસાહિત્ય સાથે જ તે થઈ શકે.

શુ આવા શૃંગારી અને જોખમભર્યાં અલંકારો વિના ભક્તિનાં કાવ્યો ન લખી શકાય? શું બધા જ વાચકો આલંકારિક અર્થો કાઢી સાચી ભક્તિનો લાભ ઉઠાવતા હશે? શું કેટલાકો શબ્દશઃ અર્થો કાઢી શરાબ અને સ્ત્રીસંગત પછવાડે ખરાબ નહિ થતા હોય? સૂફીઓનો ઉત્તર એવો હોય છે કે પ્રેમી અને પ્રિયા જેવો નિકટનો સંબંધ જગતમા બીજો હોઈ શકે નહિ. ભક્ત અને પ્રભુ વચ્ચે જો પ્રેમસબધ કલ્પવો હોય તો તેનું સૌથી ઉત્કટ સ્વરૂપ આશકમાશૂક વચ્ચેના પ્રેમનુ હોઈ ભક્ત અને પ્રભુને પણ એ સ્થિતિમા મૂકચા સિવાય બીજો વિકલ્પ નથી. અલબત્ત, આ જાતની ભક્તિની જેમ ખૂબીઓ છે તેમ જોખમો પણ છે, અને સાધારણ માનવીના જ્ઞાનતંતુઓને તે નુકસાન પહોચાડી, તેના મનમાં ઉદ્વેગ જગાવી તેને ચિત્તભ્રમ પણ કરે છે. પરંતુ "હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને," તેમ હરિનો પંથ નબળા પોચા માટે નહિ પણ શૂરવીર માટે જ છે. સામાન્ય મનુષ્ય પોતાને શૂરવીર માની આ સૂત્રની અવગણના કરી જો આ માર્ગે પોતાની શક્તિ ઉપરાંત આગળ ધપ્યો જાય તો પરેશાન હાલતે પહોંચવાનો કદાચ તેને વખત આવે.

સૂફીઓને ચાર તબક્કા પસાર કરવા પડે છે, જોકે ચોથી પાયરીએ પહોંચનારા બહુ થોડા જ હોઈ શકે. પહેલા તબક્કાનું નામ છે "શરીઅત"

(કાયદો): આ સ્થિતિમાં સૂફીએ પોતાના ધાર્મિક કાયદાનુ પૂરેપૂરું પાલન કરવુ જોઈએ, અને કોઈ પણ રીતે તેનું ઉલ્લંઘન ન થાય તે જોવું જોઈએ. આ હાલતમાં સૂફી પોતાનુ ઉચ્ચ ચારિત્ર્ય બનાવી નેકીનાં કાર્યો કરી શકે છે. બીજી ભૂમિકાનુ નામ "તરીકત" (પથ) છે જેમા સૂફી તરફથી વધુ ઉચ્ચ પ્રકારની નીતિની આશા રખાય છે, અને લોકકલ્યાણ સાદુ તે હવે ત્યાગ, આત્મભોગ, નિષ્કામ કર્મ, નિખાલસ ઈશ્વરભક્તિ વગેરે સ્વાભાવિક રીતે અમલમા મૂકે છે. ત્રીજો તબક્કો "મઆરફત" (દિવ્ય જ્ઞાન)નો છે, અને આ સ્થિતિમા ભક્તને ઈશ્વરનું ભાન થવા માંડે છે, અને ઈશ્વર તરફથી તે પ્રેરણા મેળવે છે: તે સમાધિમા પડે છે, તેનુ વર્તન કેટલીક વેળા બહુ વિચિત્ર જણાય છે, અને એ સ્થિતિમાં આવી સૂફી જે કાંઈ બોલે કે કરે તે દોષપાત્ર ગણાતુ નથી. ચોથો અને છેલ્લો તબક્કો "હકીકત" (સત્ય અથવા દેવત્વ)નો છે જ્યારે સૂફીને ઈશ્વરનો સાક્ષાત્કાર થાય છે. એ હવે જગતનો મટી પ્રભુનો જ બને છે. જેમ બિંદુ મહાસાગરમા ભળી જઈ પોતે હવે મહાસાગર જ છે એમ કહી શકે તેમ આ સ્થિતિએ પહોચનાર સૂફી મનસુરની પેઠે "અન ઉલ હક" (હું પ્રભુ છુ) એમ કહી શકે છે. આવુ બોલવા માટે મનસુરને અત્યત ઘાતકી રીતે શહીદ કરવામાં આવ્યો હતો, જે અલબત્ત એક દુષ્કૃત્ય અને મહાપાપ હતું. ચોથે તબક્કે પહોચેલા સૂફીની આધ્યાત્મિક મહત્તા માપવા માટે આપણી પાસે કોઈ સાધન નથી; એ હાલતનું બ્યાન કરવા માટે કોઈ શાયર સામર્થ્યવાન નથી. માનવજાતના કિસ્મતમા સૌથી ઉત્કૃષ્ટ આધ્યાત્મિક દશા જો લખાયેલી હોય તો આ ચોથા તબક્કાની છે. પહેલા બે તબક્કાએ પહોચનાર સૂફીઓને "અહેલે ઉસૂલ" અથવા કાયદા પ્રમાણે ચાલનારા માણસો, અને છેલ્લા બે તબક્કાએ જનારાઓને "અહેલે વુસૂલ" અથવા (પ્રભુ સાથે) સયોગ પામનારા માણસો તરીકે ઓળખવામા આવે છે. કેટલાક પહેલા બે તબક્કા સુધી જનાર સૂફીઓને "બા શરઅ" (કાયદા અનુસાર વર્તનારા) કહે છે, જ્યારે છેલ્લી બે સ્થિતિએ પહોચનારા "બી શરઅ" (કાયદા વિનાના અથવા કાયદો તોડનારા) કહેવાય છે.

એક સૂફી પોતાની આધ્યાત્મિક પ્રગતિમા કઈ સ્થિતિએ પહોચ્યો છે તે જાણવા માટે પ્રો. બ્રાઉન[1] નીચે પ્રમાણે એક દૃષ્ટાંત આપે છે. એક ગુરુએ પોતાના શિષ્યને અમુક સૂફીને લપડાક મારવા કહ્યું પરિણામે તે

[1] "Sufism" by Prof E. G. Browne in 'Religious Systems of the World' by several writers

શિષ્ય પણ લપડાક ખાઈ આવ્યો. તે ઉપરથી જણાયું કે વળતી લપડાક મારનાર સૂફી હજી "શરીઅત"ના પહેલા તબક્કામા જ હતો, અને એણે રોષે ભરાઈ વધુ માર ન માર્યો તે એના કાયદાપાલનનું જ શુભ પરિણામ હતું. બીજા સૂફી સાથે આવું જ વર્તન ચલાવતાં તેનાં મુખ અને શરીરની હિલચાલ ઉપરથી ક્રોધ તો પ્રદર્શિત થયો, પણ તે સૂફી બીજા તબક્કા ઉપર હોવાથી તે પોતાનો ક્રોધ ગળી ગયો અને શાંત રહ્યો ત્રીજા તબક્કાવાળા સૂફીને લપડાક ખાવાથી ક્રોધ ન થયો, અને તેનામાં વૈરવૃત્તિ પણ ન જણાઈ, પણ જાણે કાંઈ બન્યું જ ન હોય તેમ તે બેસી રહ્યો ચોથા તબક્કાવાળા સૂફીને મારવો તે એક મડદાને મારવા સમાન હતુ, કેમકે તે ઈશ્વર સાથે જ સયોગ ભોગવતો હોવાથી અને આત્મામાં જ અસ્તિત્વ ધરાવતો હોવાથી તેને દેહભાન પણ રહ્યું નહોતું. એ ઉપરથી સૂફીઓ પણ અનેક પ્રકારના અને અનેક કોટિના હોઈ શકે એમ જણાય છે.

જગતના યોગીઓનાં આધ્યાત્મિક લક્ષણો અને તેમની કેટલીક માન્યતાઓમાં બહુ સામ્ય જોવામાં આવે છે. દેશ, ભાષા, સંજોગો, રીતરિવાજોમાં ફેર હોઈ શકે, પરંતુ તાત્ત્વિક દૃષ્ટિએ હિંદુ, મુસ્લિમ કે ખ્રિસ્તી યોગીઓમાં ઝાઝો ફેર જણાતો નથી. જેમ જગતનાં બાળકો સૌ સરખાં જ છે તેમ આ પ્રભુનાં બાળકો, ઈશ્વરના સાચા સેવકો, વચ્ચે ઝાઝું અંતર નથી. જ્યાંસુધી માણસ બુદ્ધિમા વસે છે ત્યાંસુધી એને જગતમાં ભિન્નતા જ દેખાશે; જ્યારે એ આત્મામા વસતો થશે ત્યારે એને સર્વત્ર એકતાનાં જ દર્શન થશે. ધર્મને નામે લડવાઝઘડવાની ઘણા વિદ્વાનોને પણ કેટલીક વાર દુર્બુદ્ધિ સૂઝે છે, જ્યારે યોગીઓ એકબીજાથી જુદા પડવા છતાં પોતપોતાનો પંથ ધરે છે, અને એકબીજા સાથે સંપૂર્ણ શાતિ અને પ્રેમભર્યો વર્તાવ રાખે છે. સાચા યોગીને ઓળખવા માટે આ કસોટી સર્વોત્તમ માલૂમ પડશે. જગતના અગમ્યવાદી સાહિત્યમાં સૂફી લેખકોનો ફાળો બહુ અગત્યનો છે, અને દુનિયાના મહાન યોગીઓમાં સૂફીઓ પ્રતિષ્ઠિત સ્થાન ધરાવે છે. મિ. એમ. એ. ફારૂકી[1] કહે છે કે એક વખત ઈરાનમા સૂફીવાદ એટલો પ્રબળ હતો કે દરેક જણને સૂફી બનવાની અગર સૂફીમાં ખપવાની હોંશ થઈ આવતી. પરંતુ ૧૬મી સદીમાં જ્યારથી સફવી વંશનું રાજ્ય થયુ અને શિયાઓનું જોર જામ્યુ ત્યારથી સૂફીવાદનું પૂર ધીમે ધીમે ઓસરવા માંડ્યું, અને તેને ઠેકાણે ઈમામોની પૂજાનો સંપ્રદાય શરૂ થયો. હવે તો એમાં પણ ફેર પડયો છે અને આધુનિક યુગમાં જેમ બધે થયુ છે તેમ ઈરાનમાં પણ

---

૧ 'Reza Shah Pahlavi' by Mr. Muhammad A Farooqui

પારલૌકિક નહિ પણ લૌકિક દૃષ્ટિએ સત્ત્વનું જોવાય છે. આજનો ઈરાની "મિલ્લતપરસ્ત" (રાષ્ટ્રવાદી) છે અને આત્મા કે પરમાત્મા સારુ તે દેશ કે દુનિયાનો ત્યાગ કરે એમ દેખાતું નથી. યોગીઓ તો દરેક દેશમા, વધતા કે ઓછા પ્રમાણમા હતા, છે અને રહેશે, અને હાલના ઈરાનમા પણ સંતો અને સૂફીઓ છેક જ અપવાદરૂપ બની ગયા નથી, જો કે એમનું પ્રાચીન ગૌરવ હવે અસ્ત પામ્યુ કહેવાય. એમ છતાં ઈરાનની સંસ્કૃતિ કેટલી જ્વલંત હતી તે એના સૂફીવાદ ઉપરથી પણ આપણને જણાશે, અને ઈરાનના ચેરાગને પ્રકાશમાન રાખવામા સૈકાઓ સુધી સૂફીઓએ જે ભાગ ભજવ્યો હતો તે ચિરસ્મરણીય રહેશે.

## ૧૪

# ફારસી ભાષાની ઉત્પત્તિ

ઈરાનની સૌથી પ્રાચીન ભાષા અને તે ભાષામાં લખાયેલ જરથોસ્તી ધર્મશાસ્ત્રો "અવસ્તા"ને નામે ઓળખાય છે. જરથોસ્તી ધર્મશાસ્ત્રોને "ઝંદ અવસ્તા" કહેવામાં આવે છે તે શબ્દપ્રયોગ ભૂલભર્યો છે ખરું જોતાં તેને "અવસ્તા વ ઝંદ" કહેવુ જોઈએ, એટલે અવસ્તા અને તેની ઉપરનો ઝંદ અથવા ખુલાસો. બીજી ભૂલ ઝંદને એક ભાષા સમજવામાં થાય છે. ઝંદ એક ભાષા નથી પરંતુ એ શબ્દ પહેલવી "આઝેન્તી" ઉપરથી નીકળેલો છે અને એનો અર્થ ખુલાસો અથવા ટીકા થાય છે. ત્યારે ઝંદ અવસ્તા એટલે અવસ્તા અને તેની ઉપર (આગળ જતાં જે પહેલવી ભાષા નીકળી તેમાં) થયેલો ખુલાસો. આપણે પહેલાં અવસ્તા ભાષા તરફ ફરીશુ. એ ભાષા અને વેદકાળના સંસ્કૃત વચ્ચે એટલુ બધુ સામ્ય છે કે જાણે તે સમયના હિંદુઓ અને ઈરાનીઓ એક જ ભાષાની બે બોલીઓ બોલતા હોય એમ લાગતુ. સિકંદરના હુમલા પછી જરથોસ્તી ધર્મસાહિત્યનો એવો નાશ થયો હતો કે ખુદ જરથુસ્ત્ર અને તેમના સમકાલીનો અને નજદીકના અનુગામીઓ કઈ લિપિમાં અવસ્તા ભાષા લખી ગયા તે જાણવા માટે આજ આપણી પાસે કશાં જ સાધનો નથી,[1] કેમકે વિદ્યમાન અવસ્તા-ગ્રંથો પહેલવી લિપિમા જ લખાયેલા મળી આવે છે; પણ પહેલવી ભાષા અને

---

"1. Zoroastrian Civilization" by Shams ul Ulama Dastur Dr. M. N Dhalla

લિપિ છેક મોડેથી પાર્થિયનોના સમયમાં ઉત્પન્ન થઈ હતી. પરંતુ પયગમ્બર ઝરથુસ્ત્રના કથાની યુગ અને પાર્થિયન યુગની વચ્ચે સૈકાઓનું અંતર છે, જે દરમ્યાન હખામનીવંશ ઈરાનમાં રાજ્ય કરી ગયો હતો.

હખામનીવંશ દરમ્યાન ઈરાનમાં જે ભાષા પ્રચલિત હતી તેનું નામ વિદ્વાનોએ "જૂની ફારસી" પાડ્યું છે, અને એ જ ભાષામાંથી આગળ જતાં પહેલવીનો જન્મ થયો હતો. "જૂની ફારસી" એ અવસ્તાનુ જ એક અપભ્રંશ રૂપ છે. કમનસીબે એ ભાષામાં લખાયેલું કાંઈ પણ સાહિત્ય બચ્યું નથી; જે બચ્યું છે તે હખામની શાહોએ cuneiform (ખિલારોકી હરફો)માં પર્વત ઉપર કોતરાવેલી કેટલીક તખ્તીઓ છે. જ્યારે મુસાફરોએ પર્વત ઉપર આવા વિચિત્ર અક્ષરો જોયા ત્યારે ઘણાઓએ તેને પૂરતી અગત્ય આપી નહિ, અને થૉમસ હાઈડે[૧] તો ૧૭૦૦માં ખુલ્લું કહ્યું કે ખીલારોકી હરફો કાંઈ લખાણ નહિ પણ માત્ર પર્વત ઉપર કોતરેલી કારીગરી હતી, અથવા તો પક્ષીઓ કે પેટે ચાલનારાં પ્રાણીઓએ કરેલા ઘસારા હતા! પરંતુ વસ્તુતઃ ખીલારોકી હરફો શુ છે, અને તે પર્વત ઉપર કોતરવા માટે શા કારણસર પસંદ કરવામાં આવ્યા, અને કઈ કઈ પ્રજાઓએ તે વાપર્યા' વગેરે માહિતી આપણે ત્રીજા પ્રકરણમાં જાણી લીધી છે. સૌ કોઈ એ હખામની લેખો સમજી શકે માટે એ ત્રણ ભાષાઓમાં કોતરવામાં આવ્યા છે—"જૂની ફારસી", સીરિયન અને સ્કીથિયન.[૨] ગાથિકભાષા, અવસ્તા ભાષા અને પહેલવી, પાઝંદ અને ફારસી ભાષાઓ જમણીથી ડાબી તરફ વંચાય છે, પણ આ "જૂની ફારસી"ના ખીલારોકી હરફો ડાબીથી જમણી તરફ વંચાતા. વળી એ પણ જણાય છે કે ખીલારોકી લિપિ તો હખામનીઓએ પર્વત ઉપર કોતરવા પૂરતી જ વાપરી હોવી જોઈએ, અને તેઓની પોતાની જુદી ભાષા અને લિપિ ('જૂની ફારસી") પણ હશે જ, જે આજે અસ્તિત્વમાં નથી, પરંતુ જેમાંથી પહેલવી ભાષા અને લિપિનો જન્મ થયો છે.

હખામનીઓની ભાષા જેમ "જૂની ફારસી" કહેવાય છે તેમ પ્રો. બ્રાઉન[૩] પહેલવીને Middle Persian અથવા "ઈરાનના મધ્યયુગની

"૧. Quoted from "A Literary History of Persia" by Prof. E. G. Browne: Vol. I.

૨. મિ. ખુરશેદજી રૂ. કામાકૃત "જરથોસ્તી અભ્યાસ"

૩. "A Literary History of Persia" by Prof E G. Browne . Vol I

ફારસી" એવુ નામ આપે છે પહેલવી ભાષા પાર્થિયનોના સમયમા ઉત્પન્ન થઈ હતી, પરતુ એની ખિલવણી સાસાની વશમા થઈ હતી કેટલાકોના મત પ્રમાણે પહેલવીનો ધાતુ "પહેલુ" અથવા બાજૂ છે, કેમકે તેઓ માનતા કે એ ભાષા ઈરાનની બાજૂ અથવા સરહદ ઉપર બોલાવી શરૂ થઈ હતી કેટલાકો પ્રમાણે પહેલવી શબ્દ તે "પહેલવ" નામના પ્રાત ઉપરથી નીકળ્યો છે, અને એ જ પહેલવના પ્રાતને ગ્રીક ઈતિહાસકારો પાર્થિયાને નામે ઓળખી ગયા છે દસ્તૂર ખુરશેદજી પાવરી[1] પ્રમાણે પાર્થિયા શબ્દ અવસ્તામા નથી, જો કે "જૂની ફારસી"મા લખાયેલા ખીનારોકી લેખોમા 'પારથવ' શબ્દ મળે છે પહેલવ શબ્દ પાર્થિયનો માટે હમેશ વપરાતો હતો પાર્થિયનો લડાયક હતા એટલે તેમને પહ્લવ અથવા પહેલવાન કહેવુ યથાર્થ હતુ જો કે આગળ જતા, દાખલા તરીકે શાહનામામા, પહેલવાન શબ્દ માત્ર એક લડાયક પાર્થિયન માટે જ નહિ પણ કોઈપણ શૂરવીર માણસ માટે વપરાવા લાગ્યો વળી "પહ્નવ" અને "પારસીક' શબ્દો પ્રાચીન સસ્કૃત સાહિત્યમા મળે છે, અને તેઓ પુરાણકાળના પારસીઓનો અર્થ ધરાવતા હશે એવુ આપણે સાતમા પ્રકરણમા જોઈ ગયા છીએ પહેલવી ભાષા પાર્થિયનોમાથી નીકળી એટલે તેનામા પારકા સેમેટિક (આર્મેઈક અથવા સીરિયન) તત્ત્વો પણ હતા તેમ છતા પહેલવી એક પારકી ભાષા નહિ પણ એક આર્ય ઈરાની ભાષાનુ કાઈક અશુદ્ધ રૂપ હતું દસ્તૂર ડો ધાલા[2] પ્રમાણે પહેલવીમા રોજિંદા ઉપયોગના શબ્દો, સર્વનામો, અવ્યયો, સહાયકારી ક્રિયાપદો અને સખ્યાદર્શક શબ્દો, ઘણે ભાગે આર્મેઈક હતા, પરતુ તેમને ઈરાની પ્રત્યયો લગાડી પહેલવી બનાવી દેવામા આવતા હતા પહેલવી ભાષામા પેસી ગયેલા આ પારકા તત્ત્વોને 'હુઝવારિશ" અથવા અપ્રચલિત એવુ નામ આપવામા આવ્યુ છે

પહેલવી એક બહુ ખામીવાળી અને અપૂર્ણ ભાષા ગણી શકાય એના મૂળાક્ષર માત્ર ચૌદ જ હતા, અને એક અક્ષર વળી જુદી જુદી રીતે વાચી શકાતો દાખલા તરીકે, આકા પૂરે દાઊદ[3] પ્રમાણે એક જ અક્ષરમાથી અ, ઓ, ન, ર અને લ જેવા સૂરો નીકળતા પરિણામે એક વાક્ય અનેક રીતે

---

1 Iranian Studies by Dastur Khurshedji E Pavri

2 Zoroastrian Civilization by Shams ul Ulama Dastur Dr M N Dhalla

3 The Gathas of Zarathushtra by Aqa Pour e Daood

વંચાતું અને અનેક અર્થો ધરાવતું, તેથી ગૂચવણનો પાર રહેતો નહિ એના સેમેટિક વ્યાકરણનું પણ ઠેકાણું નહોતું અને શબ્દોની પૂરતી વિભક્તિ પડતી નહોતી એટલે વિચારપ્રદર્શન માટે આ ભાષા એક યોગ્ય સાધન તરીકે ગણાય એમ હતું જ નહિ. વળી એમા લખેલા સેમેટિક શબ્દો વાચવામાં આવતા નહોતા, પણ તેમને ઠેકાણે તેમના ઈરાની સમાનાર્થક શબ્દો વંચાતાઃ દાખલા તરીકે, કર્નલ સાઈક્સ[1] લખે છે તેમ, સેમેટિક શબ્દ "મલકાન મલકા" લખાતો પણ વાચતી વખતે તે "શહેનશાહ" વંચાતો. કેમકે એ શબ્દનો અર્થ ઈરાની ભાષામા શહેનશાહ થતો. ત્યારે પહેલવી વાચવામાં મુશ્કેલ અને અપરિચિત શબ્દોથી ભરપૂર હતી, પણ જો વચાતી સાભળવામા આવે તો ઈરાનીઓને તે સહેલી લાગતી એવી એ ભાષાની વિચિત્રતા હતી. પહેલવીમાં ફારસી ભાષાના જેવું માધુર્ય કે લાવણ્ય નહોતુ. આપણે પાચમાં પ્રકરણમા જોઈ ગયા તેમ ઈરાન પર થયેલા અરબ હુમલાએ જે મહાન આફત નિર્જાવી હતી તેમા જો કાંઈ મુખ્ય ફાયદો થયો હોય તો એ જ કે પહેલવીને ઠેકાણે ઈરાનને અરબી લિપિનો લાભ મળ્યો. અરબોના વિજય પછી પહેલવી ભાષા ઈરાનમાં બોલાતી બધ થઈ, જોકે ઈરાની ધર્મગુરુઓએ એ સદી સુધી તેનો અભ્યાસ ચાલુ રાખ્યો અને એ ભાષામાં પુસ્તકો પણ રચ્યા.

પહેલવી ભાષા ખુદ જરથોસ્તીઓમાં પણ પૂરતી લોકપ્રિય થયેલી ન કહેવાય. એમાનુ પારકું સેમેટિક તત્ત્વ દરેક સ્વદેશાભિમાની ઈરાનીને સાલતુ, અને આપણે જોયુ તેમ એ ભાષા વાચતાં પણ એ સેમેટિક શબ્દોનો ઉચ્ચાર થતો નહિ, પરતુ તેને ઠેકાણે ઈરાની શબ્દો બોલાતા આખરે એ તમામ પારકા "હુઝ્વારિશ" તત્ત્વને દૂર કરી તેને બદલે ખાલેસ ઈરાની શબ્દો મૂકવામા આવ્યા. એ રીતે જે નવી શુદ્ધ ભાષા જન્મી તેનુ નામ "પાઝંદ" અથવા 'પર્યતી આઝેન્તી' (વધુ ખુલાસો). આ પાઝદ ભાષાને લોકોએ તુરત અપનાવી લીધી અને તે હાલની ફારસીને બહુ મળતી આવે છે. પહેલવી ભાષામાં પારકા શબ્દોનુ પ્રમાણ વિશેષ હોવાના કારણે તેમા પ્રાર્થનાઓ રચાઈ નહોતી, જ્યારે પાઝંદ એક શુદ્ધ ભાષા હોવાથી તેમાં પ્રાર્થનાઓ રચાઈ છે, અને ઘણે ભાગે અવસ્તા પ્રાર્થનાઓની પુરવણી રૂપે તે પઢવામા આવે છે.

અરબોનાં આક્રમણ પછી પાઝંદ પણ અરબી લિપિમા લખાવા માંડી એટલે એક નવી ભાષા શરૂ થઈ અને તે હાલની ફારસી ભાષા છે, જે

1. "A History of Persia" by Lieut. Col. P. M Sykes

વસ્તુતઃ અરબી લિપિ અને મુસ્લિમ વાતાવરણમાં લખાયેલી પાઝંદ જ છેઃ પણ જેમ પહેલવીમાં પાર્થિયનોના સમાગમથી પારકું આર્મેઈક તત્ત્વ ઘૂસવા પામ્યું હતું તેમ ફારસી ભાષામાં અરબોના સંપર્કથી લગભગ ૭૦ ટકા અરબી તત્ત્વ પેસી ગયું. આથી ફારસી ભાષાનું લગભગ અરબીકરણ થઈ ગયુ. તે છતાં ફારસી તે મૂળ ઈરાની પાઝંદ જ છે, અને અરબી આવરણો નીચે અસલ ઈરાની ભાષાનાં દર્શન થાય છે. અરબોએ અનેક પ્રયત્નો કર્યા પણ પોતાની ભાષા તેઓ જબરદસ્તીથી ઈરાન ઉપર ઠેસવી શક્યા નહિ, અને તેઓના આક્રમણના અસોથી વધુ વર્ષો પછી ઈરાની ફારસી ભાષાનો જન્મ, અથવા પુનર્જન્મ, થયો. ત્યારે ફારસી ભાષાની ઉત્પત્તિ જાણવા માટે નીચલા તબક્કા ધ્યાનમાં રાખવા જરૂરી છેઃ—(૧) કયાની યુગની અવસ્તાઃ (૨) હખામની યુગની ખીલારોકી હરફોમાં લખાયેલી "જૂની ફારસી": (૩) પાર્થિયન યુગમાં જન્મેલી પહેલવી અથવા "ઈરાનના મધ્ય યુગની ફારસી": (૪) સાસાની યુગમાં પહેલવીનું શુદ્ધીકરણ કરી ઉપજાવેલી પાઝંદઃ (૫) અને અરબ આક્રમણ પછી અરબ લિપિમાં અને મુસ્લિમ અસર નીચે લખાયેલી પાઝંદ જે આજે આધુનિક ફારસીને નામે ઓળખાય છે. એ રીતે પુષ્કળ ફેરફાર પામ્યા છતાં આધુનિક ફારસી એ કયાની યુગની અવસ્તા ભાષાના કુળની જ પુત્રી કહેવાય. [૧]

છેક પ્રાચીન કાળથી જ જરથોસ્તીઓએ સંજોગો સાથે અનુકૂળ થવાની વૃત્તિ કેળવી હતી, અને એમની ચડતીપડતી દરમ્યાન એ વૃત્તિ એમને ઠીક કામે પણ લાગી હતી. અરબ આક્રમણ વખતે ઈરાનીઓએ ઇસ્લામમાં ધર્માન્તર તો કર્યું, પરંતુ પોતાના કેટલાક ધાર્મિક સિદ્ધાંતો ન છોડતાં તેઓએ ઇસ્લામમાં એક નવો શિયા પંથ ઊભો કર્યો. પોતાનું તત્ત્વજ્ઞાન ન છોડતાં ઇસ્લામમા તેનું રૂપાન્તર કરી તેઓએ

૧. ફારસી ભાષાની ઉત્પત્તિ કેટલેક દરજ્જે સિંધી ભાષાની ઉત્પત્તિ સાથે મળતી આવે છે. શમ્સ ઉલ ઉલમા દસ્તૂર ડૉ. ધાલા પોતાની "આત્મકથા" માં લખે છે કે સિંધી તેના મૂળમાં સંસ્કૃત ભાષા પરથી ઊતરેલી છે, અને પહેલા દેવનાગરી લિપિમાં લખાતી: પરંતુ મુસલમાન મીરોનો અમલ સિંધમાં ચાલુ થતાં તે અરબી લિપિમા લખાવા માડી, અને મુસલમાનોના સંપર્કને લીધે તેમા ઘણા ફારસી અને અરબી શબ્દો દાખલ થયા. જેમ મૂળ સંસ્કૃતમાંથી ઉત્પન્ન થયેલી સિંધી ભાષા હાલ અરબી લિપિમાં લખાઈ અરબી શબ્દોથી સમૃદ્ધ બની છે તેમ ફારસી પણ છેક અવસ્તામાંથી જન્મ પામી અરબી લિપિમા સજ્જ થઇ અરબીગત બની ગઇ છે.

સૂફીવાદ સર્જ્યો. તે જ પ્રમાણે લાંબા કાળ પછી ઈરાનીઓએ અરબીને ફગાવી દઈ સ્વભાષામાં જ પોતાનું સાહિત્યસર્જન શરૂ કર્યું. અરબોએ બે અઢી સદી સુધી જોર વાપરી ઈરાનમાં અરબી ભાષા ચાલુ કરી અને ફારસી લખે તેને દેહાંતદંડની સજા પણ કરી; પણ ઈસ્વી ૭૫૦માં જ્યારથી ઈરાનીઓની મદદથી સત્તા ઉપર આવેલ અબ્બાસી વંશના ખલીફોનો દોર શરૂ થયો ત્યારથી ઈરાની સંસ્કૃતિનો ધીમે ધીમે ઉદય થવા પામ્યો તે આપણે પાંચમા પ્રકરણમાં જોઈ ગયા છીએ. જ્યારે વિલિયમ પહેલાને હાથે ૧૦૬૬માં ઈંગ્લાંડ જિતાયું ત્યારે વિજેતાઓની ફ્રેન્ચ ભાષા એ સરકારી ભાષા ગણાવા લાગી, એમાં બોલવું કે લખવું તે સંસ્કારિતાનું ચિહ્ન મનાવા લાગ્યુ, અને સ્વભાષા ઍંગ્લોસેક્સનનુ માન છેક જ ઘટી ગયુ; એમ છતાં અનેક કારણોસર ઍંગ્લોસેક્સને પોતાનું મસ્તક ઉન્નત રાખ્યુ, અને ફ્રેન્ચ, લૅટિન અને ગ્રીક ભાષાઓની પ્રબળ અસર થઈ હોવા છતાં ઇંગ્લાંડની સ્વભાષા બીજી કોઈ વિદેશી ભાષાથી દબાઈ જવા પામી નહિ, અને આજની અંગ્રેજી એ અનેક ફેરફારો સાથેની અંગ્લોસેક્સન જ છે. એવી જ, બલ્કે એથી વધુ મજબૂત ટક્કર ફારસીએ અરબી સામે ઝીલી, અને જેમ અરબો ઈરાન ખાલી કરતા ગયા તેમ ઈરાનમા ફારસીનુ વર્ચસ વધતું ગયું. સર ઈ. ડૅનિસન રૉસ[1] કહે છે તેમ અરબ સામ્રાજ્યના બીજા ભાગોમાં—સીરિયા, મિસર અને બીજા મુલ્કોમાં—અરબી ભાષાએ તે પ્રાંતોની સ્વભાષાઓનુ નિકંદન કાઢી નાખ્યું; પરંતુ ફારસી તો ચાલુ જ રહી, અને તે ઉપરથી ઈરાનીઓને પોતાની ભાષા પ્રત્યે કેટલી મહોબ્બત અને વફાદારી હશે તે જણાઈ આવે છે.

હવે આધુનિક ફારસીનાં દર્શન ક્યાં અને કેવી રીતે આપણને થાય છે તે જોઈએ. જ્યારે સાસાની શાહ બહેરામગુર (૪૨૦–૪૪૦) પોતાની પ્રિયા દિલારામ સાથે એકવાર શિકારે ગયો ત્યારે તેઓના ભેગા પ્રયાસથી ફારસી કવિતાનું ભેગું ચરણ અસ્તિત્વમાં આવ્યુ એવી દંતકથા છે. કેટલાકોના મત પ્રમાણે નોશીરવાનના રાજ્યમાં "વામિક વ ઉઝરા" નામની જાણીતી પ્રણયકથા લખાઈ હતી જે ૮૩૫માં ધર્માંધ અબ્દુલ્લાહ બિન તાહેરને હાથે નાશ પામી હતી. "વામિક વ ઉઝરા" ને કેટલાકો ફારસી ભાષાનુ સૌથી પ્રથમ પુસ્તક ગણે છે. કેટલાક અભ્યાસીઓ માને છ કે અઝુદ ઉદ દૌલા દયલમીના રાજ્યમા સાસાની શાહ ખુસરૂ પરવીઝ

1. "The Persians" by Sir E. Denison Ross

(૫૯૦-૬૨૮) ની પત્ની શીરીનના મહેલ ઉપર લખાયેલી એક કડીની શોધ થઈ હતી, અને તે કડી ફારસી ભાષાની સૌથી પ્રથમ પંક્તિ હતી ખુસરૂ પરવીઝનો પ્રસિદ્ધ ગવૈયો બારબુદ ફારસીમા ગાયનો ગાતો એમ મનાય છે, પણ આ ગાયનો હાથ આવ્યા ન હોવાથી તે ફારસી ભાષામા સૌથી પ્રથમ હોવાની દંતકથાને ઝાઝુ વજૂદ આપી શકાતુ નથી અરબ આક્રમણથી બે સૈકા પછી ઈરાનમા સફ્ફારી વંશે ૮૬૮થી ૯૦૩ સુધી રાજ્ય કર્યુ હતુ તેના જાણીતા સુલતાન યાકુબ લેથનો બાળપુત્ર એકવાર દડા સાથે રમતા બોલી ઉઠ્યો — "ઘલતાન ઘલતાન મી રવદ તા લુને કુઈ" એટલે (દડો) ગબડતો ગબડતો ગલીના નાકા સુધી જાય છે ઘણાઓના મત પ્રમાણે આ બાળકના ઉદ્‌ગારને ફારસી ભાષાના આદિ વાક્ય તરીકે ગણવો જોઈએ, કેમકે એણે જ ફારસી સાહિત્યના દડાને સૌથી પ્રથમ ગબડતો કર્યો હતો શમ્સ ઉલ ઉલેમા ડા દાઉદપોતા[1] પ્રમાણે જ્યારે યાકુબ લેથ સફ્ફારીએ તાહિરી વંશ ઉપર જીત મેળવી સીસ્તાનમા વિજય કૂચ કરી ત્યારે ત્યાના કવિઓએ અરબી કાવ્યો દ્વારા એનું સન્માન કર્યું હતુ યાકુબ તો પહેલા એક "સફ્ફાર" (કંસારો) હતો અને અરબીનુ એને જ્ઞાન ન હોવાથી તે બોલી ઊઠ્યો — 'હુ જે ભાષાથી બેખબર છુ તેમા મને શા માટે માન અપાતુ હશે'" આ સાભળી મુહમ્મદ બિન વાસિફ નામના એક વિદ્વાને ફારસી ભાષામા એક વીરકાવ્ય રચ્યુ જેની ભાષાની વિરમતા તરફ જોતા તે ફારસી ઝમાનનુ પ્રથમ કાવ્ય હોય એમ ડા દાઉદપોતા માને છે. કેટલાક હનઝને બાદગીસને સૌથી પુરાણો ફારસી કવિ ગણે છે, જ્યારે બીજાઓ એ માન અબૂ હફ્સે હકીમ સોગદી સમરકંદીને આપે છે

આપણે પાચમા પ્રકરણમા જોયુ તેમ ખલીફ અલ મામૂન (૮૧૩-૮૩૩)ના દરબારમા તેના જ હુકમથી મર્વ શહેરના અબ્બાસ નામના એક ઈરાની જવાને ખલીફની પ્રશંસામા ફારસી ભાષામા એક શીતકાવ્ય જોડ્યુ, જે માટે તેને મોતની સજા મળી હતી કેટલાકોના મત પ્રમાણે આ કાવ્ય ફારસી ભાષાનો પ્રથમ નમૂનો ગણી શકાય પરતુ જાણીતા ઈરાની લેખક મીરઝા કઝવીની આ કાવ્યને આધારભૂત માનતા નથી તેઓએ સશોધન કરી ફારસી કવિતાના બે સૌથી જૂના

---

[1] Early Persian Poetry and its Relation to Arabic Poetry an article by Shams ul Ulama Dr U M Daudpota in the Dr Sir Jivanji J Modi Memorial Volume

નમૂના રજૂ કર્યાં છે.[1] તેમના મત પ્રમાણે સૌથી જૂનું ફારસી, કાવ્ય-લખનાર ઈબ્ન મુકર્રિંઘ નામનો કટાક્ષ કાવ્યો રચનાર એક અરબ હતો, અને તેણે તે છેક ૬૭૯માં ઉમૈયા ખલીફ મુઆવીયેના વખતમાં રચ્યું હતું. આવી વિગતો તો ફારસી સાહિત્યના સંશોધનકારને જ રસપ્રદ થઈ પડે, પણ આપણે એટલું તો જોઈ શકયા છીએ કે ઈરાની સંસ્કૃતિની બહુ ધીમી શરૂઆત અબ્બાસી ખલીફોના ઉદયથી થઈ હતી. ખલીફોના રાજ્યની સરહદે જે ઈરાની પ્રાંતો હતા ત્યાંની પ્રજાઓએ હવે સ્વદેશની સંસ્કૃતિમાં ગૌરવ લેવાની હિંમત કરી. એમ છતાં પ્રો. બ્રાઉન[2] કહે છે તેમ નવમી સદીની અધવચ સુધીમાં ફારસી કાવ્યની એક લીટી પણ કયાંયે જડતી નથી, પરંતુ પારસીઓથી મુખ્યત્વે વસાયેલ ખોરાસાન પ્રાંત જ્યારે ખલીફોના વર્ચસથી મુક્ત થઈ આઝાદ બન્યો ત્યારે જ ફારસી ભાષાનો ઉદય થવા પામ્યો. હવે કેટલાક અર્ધસ્વતંત્ર વંશોએ ખિલાફત સામે માથું ઊંચકયું, અને તેમના રાજ્યમાં ઈરાની સંસ્કૃતિએ હળવેથી પોતાનું પોત પ્રકાશ્યું. સૌથી પહેલાં ખોરાસાનમાં તાહિરીવંશ (૮૫૦–૮૬૮) સ્થપાયો, અને ઈરાની સંસ્કૃતિને ઉત્તેજન મળ્યું. પરંતુ મિ. દીનશાહ ઈરાની[3] પ્રમાણે તાહિરીઓ પણ અરબ મૂળના હોવાથી તેઓ ફારસી ભાષા પ્રત્યે નફરતથી જોતા. તેમના પછી સફ્ફારીવંશ (૮૬૮–૮૯૩) સ્થપાયો અને એ ઈરાની તોખમનો હોવાથી તેના રાજ્યમાં ફારસીનો ઉદય થવા પામ્યો. વળી એ વંશના દેશભક્ત સુલતાન યાકુબ લેથ સફ્ફારીએ "શાહનામા"ના મૂળ સમાન "ખુદાઈનામા" નામના મહાન ઐતિહાસિક ગ્રંથ ઉપરથી ચાર જરથોસ્તી વિદ્વાનો પાસે એક "ગદ્ય શાહનામા" ૮૭૨માં રચાવ્યું હતું તે વિશે આપણે છઠ્ઠા પ્રકરણમાં વાંચી ગયા છીએ.

ત્યારબાદ સાસાની સેનાપતિ બહેરામ ચોબીનની ઔલાદથી ઊતરી આવેલા સામાની વંશ (૮૯૩–૧૦૦૫)ની ચડતી થઈ અને સફ્ફારીઓનું પતન થયું. સામાની રાજ્યમાં અનેક ફારસી કવિઓને ઉત્તેજન મળ્યું, અને હવે ગઝલ; કસીદા, મસનવી, રૂબાઈ વગેરે અનેક પ્રકારનાં રૂપોમાં ફારસી કવિતા લખાવા પામી. જ્યારે ફારસી ભાષા લખાવા માંડી ત્યારે

---

૧. મીરઝા મુહમ્મદખાન કઝવીની કૃત ફારસી કિતાબ "બીસ્ત મકાલે"

૨. "A Literary History of Persia" by Prof. E. G. Browne : Vol I

૩. મિ. દીનશાહ જે. ઈરાની કૃત "સખુનવરાને દૌરાને પહેલવી"

એક નવી ભાષા દેશમાં ઊતરી આવી હોય એવું કશું જ નડેલું, પણ સ્વદેશની જ ભાષા અધકારમાથી પ્રકાશમાં આવતી હોય એમ સૌને લાગ્યું અને સમગ્ર ઈરાનમા એ ભાષાને તુરત અપનાવી લેવામા આવી સૌથી જૂના ફારસી કાવ્યસાહિત્યના નમૂના જોઈશુ તો તેમા પણ ફારસી ઠીક ઠીક ખિલવણી પામી ચૂકી હોય એવી ભાષા દેખાશે, અને એનુ ઘડતર થઈ ચૂકેલું હોય એમ લાગશે. મિ. હાદી હસને[1] કહ્યું છે તેમ ફારસી કવિતાનો જન્મ (બાળક તરીકે નહિ પણ) એક પુખ્ત ઉમરના પુરુષ તરીકે થયો હતો

ફારસી કવિતાનો પિતા ગણાતો શાયર રૂદકી સામાની શાહ નસ્ર બિન એહમદ બીજાના રાજ્યમા થઈ ગયો હતો એ જન્મથી જ અધ હતો, પરતુ જે પ્રભુતાથી એણે અનેક રસોની જમાવટ કરી હતી અને જુદા જુદા પ્રકારની કવિતાના રૂપો ઉપર પોતાનો હાથ અજમાવ્યો હતો તે ઉપરથી તેના અનેક પુરોગામીઓ હોવા છતા તેને ફારસી કવિતાના પિતાનું બિરુદ અપાયુ હતું. રૂદકીએ તેર લાખ કાવ્યચરણો રચ્યા કહેવાય છે, જો કે હાલમા તેમાથી બહુ જ થોડુ બચી શકયુ છે. શૃંગારરસિક, અદ્દભુત રસના કાવ્યો અને દરબારી કવિતા રચી તેણે ફારસી સાહિત્યને એ દિશાઓમાં જબરો ઝોક આપ્યો હતો. ૯૯૭મા ગઝનવી વંશ સ્થપાયો અને સુલતાન મહમૂદ ગઝનવીની દરબારમાં લગભગ બાર વર્ષ રહી ફિરદૌસીએ શાહનામાની અમર કૃતિ રચી જે વિષે આપણે છઠ્ઠા પ્રકરણમા વાચી ગયા છીએ. રૂદકી અને ફિરદૌસી જેવા સમર્થ કવિઓએ જે રસગંગા ઈરાનમાં વહાવી તે ચાલુ જ રહી હવે કોઈ ખલીફ કે સુલતાનથી ફારસી ભાષાનો વિરોધ થઈ શક્યો નહિ; અને જાણે બે સદીના ફરજિયાત મૌનનો બદલો વાળવા બેઠી હોય તેમ ઈરાનની ભૂમિમા માતૃભાષા ફારસીની કાવ્યસરિતા અસાધારણ જોમ સાથે પૂરપાટ વહેવા માડી.

---

1 "Studies in Persian Literature" by Mr Hadi Hasan

# ૧૫

## ફારસી સાહિત્યનું ગુલશન

ઈરાનીઓ એક સંગીતપ્રેમી કાવ્યઘેલી પ્રજા છે. મિ. ઈસાદ બે[1] કહે છે તેમ સમગ્ર ઈરાન દેશ મૂર્તિમાન કવિતા જ છે. સાધારણ કેળવણી પામેલા એક ઈરાનીને અને કેટલીકવાર મજૂરો અને ભરવાડો જેવા અસંસ્કૃત લોકોને પણ પુષ્કળ કાવ્યપંક્તિઓ કંઠસ્થ હોય છે, અને તેમની વાતચીત દરમ્યાન તેઓ તેમનો છૂટથી ઉપયોગ પણ કરે છે. ઈરાનમાં એક માણસની સરકારિતા તેની સાથેના વાર્તાલાપમાં થતાં કાવ્યોનાં અવતરણોના ઔચિત્ય ઉપરથી ઘણે ભાગે થાય છે. ઈરાનીઓ ઘણાખરા જન્મજાત કવિ હોય છે. કોઈ પણ નાનો કે મોટો બનાવ બનતાં તેઓ કાવ્ય જોડી દે છે, અને ગદ્યના કરતાં પદ્ય તરફ તેઓનું વલણ વધુ હોય છે. જેમ પીરની કબર ઉપર માનતાસુનતા કરવા લોકો જાય છે તેમ ઈરાની મહાકવિઓની કબરો પણ ઝિયારતગાહો બની ગઈ હોય તેમ તેમના ભક્તોને મોટી સખ્યામાં આકર્ષે છે. રઝાશાહ પહેલવીએ સાદી અને હાફિઝની કબરોની મરામત કરાવી હતી, અને જે જગ્યાએ ફિરદૌસી દફન થયેલો મનાય છે ત્યાં એક ભવ્ય સ્મારકભવન બંધાવ્યું હતુ. સર એ. ટી. વિલ્સન[2] કહે છે તેમ જગતમાં કોઈ બીજી એવી પ્રજા ન હશે કે જેને મુખે ઈરાનીઓ પેઠે સહેલાઈથી અને સાહજિક રીતે કવિતા ફરકતી હોય. એ જ લેખક પ્રમાણે એશિયામા સૌથી સહેલી ભાષા તે ફારસી, અને વ્યાકરણ અને વાક્યરચનાની દૃષ્ટિએ તો એ જગતની ભાષાઓમાં કદાચ સૌથી સહેલી કહેવાય. ગુજરાતી ભાષામાં શબ્દોની જાતિ નક્કી કરવાની બહુ ઉપાધિ હોય છે, જે તકલીફથી ફારસી ભાષા નિરાળી છે. એટલું જ નહિ પણ અંગ્રેજી ભાષામાં પુરુષ માટે he, સ્ત્રી માટે she, અને અચેતન વસ્તુ માટે it વપરાય છે; તેટલો પણ ભેદ ફારસી ભાષામાં રખાતો નથી. જાતિનો ફારસી ભાષામાં ભેદ જ નથી, અને સૌને માટે એક જ શબ્દ વાપરવાથી કામ સરે છે. ફારસી ભાષા એક દિવ્ય વીણા સમાન અલૌકિક માધુર્ય અને નૈસર્ગિક સંગીતથી સભર ભરી છે. એ ભાષામાં અનેક પર્યાયો હોવાથી,

1. "Reza Shah" by Muhammad Esad Bey
૨. "Persia" by Sir Arnold T. Wilson

અને બહુ સહેલાઈથી તેના શબ્દોના પ્રાસ બેસતા હોવાથી તેમા કવિતા જોડવાની અનુકૂળતા પણ અપાર છે સર ઈ ડેનિસન રોસ[1] પ્રમાણે કદાચ બીજી કોઈ પણ ભાષા ન હોય કે જેમા ફારસી જેટલી સહેલાઈથી કવિતા રચવાની સરળતા હોઈ શકે સર ઈ રૉસ જગતની ૨૩ ભાષાઓ જાણતા હતા,[2] અને તેથી એમનો આ મત બહુ વજનદાર ગણી શકાય

ગ્રીસ એક નાનકડો દેશ છે, પરતુ તેની પ્રાચીન સસ્કારિતાએ તેને જગમશહૂર બનાવ્યો છે, તેમ ઈરાને તેના કવિતાસાહિત્યથી દુનિયાનું દિલ જીત્યુ છે મેથ્યુ આરનોલ્ડના જાણીતા શબ્દો—"By nothing is England so great as by her poetry"—આપણે ઈરાન અને તેની કવિતાને લાગુ પાડી શકીએ એક રાષ્ટ્ર તરીકે ઈરાનને એકત્ર કરનારા જે બળો છે તેમા તેની કવિતા મુખ્ય ભાગ ભજવે છે. મિ. ઑટો રોથફિલ્ડે[3] એક અતિ સુદર ભાવનાપૂર્ણ લેખમા કહ્યુ છે કે ઈરાન પાસે જો વિશાળ સત્તા, સાધનસપત્તિ અને સેના હોત પણ જો આવુ વિપુલ કાવ્યસાહિત્ય ન હોત તો તે ક્યારનુયે જિતાઈ ગયુ હોત, અને તે વિભક્ત બની વહેચાઈ પણ ગયુ હોત. ઈરાનીઓના દિમાગમા દેશ માટે ગૌરવ અને અભિમાન પૂરનાર તેની કવિતા છે, અને વધુમા, આપણે છઠ્ઠા પ્રકરણમા જોઈ ગયા તેમ, તેનો પ્રાચીન કીર્તિવત ઇતિહાસ છે અગ્રેજી સાહિત્યના યોગ્ય અભ્યાસ માટે મેથ્યુ આરનોલ્ડ બે સાધનો ઉપરની પ્રભુતા આવશ્યક માને છે એક Hellenism (ગ્રીક પ્રજાની સસ્કારિતા) અને બીજુ Hebraism (બાઈબલમા દર્શાવેલ હિબ્રૂ લોકોની સસ્કારિતા) તેમ ફારસી સાહિત્યનો જેણે તલસ્પર્શી અભ્યાસ કરવો હોય તેણે ત્રણ સાધનો હસ્તગત કરવા જોઈએ એક તો શાહનામા દ્વારા હાસલ થતી પ્રાચીન ઈરાનની સસ્કારિતા, બીજુ કુરાન અને હઝરત મુહમ્મદની હદીસો મારફતે પ્રાપ્ત થતી અરબ સસ્કારિતા, અને સૂફીવાદ દ્વારા થતો એ બનેનો સયોગ આ ત્રણે સાધનો વિના ફારસી સાહિત્યનો અભ્યાસ અધૂરો કહેવાય, અને એ સાહિત્યના ગુણદોષની તુલના પણ યોગ્ય રીતે થઈ શકે નહિ

---

૧ 'The Persians by Sir E Denison Ross

૨ સર ઈ ડેનિસન રોસની આત્મકથા. 'Both Ends of the Candle

3 The Value of Persian Literature by Mr Otto Rothfield an article in the Dr Sir J J Modi Memorial Volume

ફારસી સાહિત્યમાં શબ્દાળુતા, ઠાલો ઠાઠમાઠ અને રંગરૂપની ઝમક વિશેષ હોય છે એમ ઘણા માને છે, અને એ માન્યતા છેક ખોટી પણ નથી. પરંતુ પ્રો. બ્રાઉન[1] લખે છે કે સૌથી પુરાણી ફારસી કવિતા સહેલી, મૌલિક અને નૈસર્ગિક હતી, જો કે વખતના વહેવા સાથે અનેક કઠણ અલંકારો અને સૂક્ષ્મ કલ્પનાતરંગોને પરિણામે તેમાં કૃત્રિમતા આવવા પામી. તેરમી સદીથી ઈરાન ઉપર મોંગોલોના અતિ ક્રૂર હુમલા શરૂ થયા, જેને વિશે કહેવાયું છે કે દુનિયાની તવારીખમાં બીજા કોઈ પણ વિનાશકારક બનાવ કરતાં તેણે માનવજાતને વધુ રક્તસ્નાન કરાવ્યું હતું. ચૌદમી સદીમાં "કાળા રોગ" (Black Death)થી યુરોપની વસતીનો ચોથો ભાગ નાશ પામ્યો, પરંતુ મોંગોલોની પાશવતાથી ઈરાનની વસતીનો ત્રીજો ભાગ ફના થયો હતો.[2] તૈમૂરલંગ પણ મોંગોલ જ હતો અને એના વંશજોના રાજઅમલ દરમ્યાન ફારસી ભાષા કૃત્રિમ બનતી ગઈ. મોંગોલો પ્રથમ તો જંગલી હતા, પણ મુસ્લિમ બન્યા પછી તેઓ સંસ્કારી થયા અને તેઓમાંના કેટલાક તો સાહિત્યકારોના આશ્રયદાતા હતા. તેઓને પ્રશંસાત્મક કવિતા અને ભભકભર્યાં લખાણોનો શોખ હોવાથી સાહિત્યમાં શબ્દાળુતા આવી, અને બાબરશાહ સાથે આ કૃત્રિમ ફારસી સાહિત્ય હિંદ આવ્યુ, અને હિંદમાં પણ આવા જ પ્રકારના સાહિત્યનો શોખ જાગ્યો. આ કૃત્રિમ ફારસી શૈલીનો મુકાબલો રાણી ઈલિઝાબેથના સમયમાં જે "યુફ્યુઇસ્ટિક" નામની ક્લિષ્ટ અને કૃત્રિમ શૈલીનો ઉદ્‌ભવ થયો હતો તે સાથે થઈ શકે. એ શૈલી ઇંગ્લાંડમાં જ પેદા થઈ નહોતી, પરંતુ સ્પેન ઇટલી વગેરે દેશોના કેટલાક લેખકોની અસર જૉન લિલી નામના અંગ્રેજ સાહિત્યકાર ઉપર પડી, અને સોળમી સદીમાં આ અકળાવી નાખનાર "યુફ્યુઇસ્ટિક" શૈલીનો જન્મ થયો હતો. પ્રો. બ્રાઉન પોતાનાં અનેક પુસ્તકોમાં ભારપૂર્વક કહી ગયા છે કે અસલમાં ફારસી કવિતા સહેલી હતી, પરંતુ મોંગોલોના આગમન પછી તેમાં પાંડિત્યદંભ અને આડંબરે પ્રવેશ કર્યો. હિંદમાં પણ એવા જ સાહિત્યની કદર થવા લાગી, અને તુર્કોએ તો આ આડંબરી શૈલીને તેની પરાકાષ્ઠાએ પહોંચાડી. અરબો તો થોડાબોલા હતા અને એઓમાં એક કહેવત છે કે:—"ખયર ઉલ કલામ મા કલ્લ વ દલ્લ" એટલે સર્વોત્તમ લખાણ અત્યંત સંક્ષિપ્ત અને ખુલ્લું

૧. "A Literary History of Persia" by Prof. E. G. Browne : Vol. II

૨. "Persia" by Sir Arnold T. Wilson

હોય છે. પરંતુ આડંબરી શૈલીની અસર એટલી સર્વવ્યાપક બની ગઈ કે અરબો પણ પોતાની ખાસિયત ભૂલી જઈ ભભકભરી ભાષાના ભક્ત બન્યા. ઘણા ફારસી શાયરોના ઉત્કૃષ્ટ કાવ્યો આવી શૈલીને પરિણામે દુર્બોધ બની ગયાં છે.

ફારસી સાહિત્યના ગુલશનમાં થતો બુલબુલેનો કલ્લોલ આપણે થોડી વાર પછી સાંભળીશું. પ્રથમ તો એ ગુલાબવાડીની ખુશબો કેવી મનોહર છે, દિલને દિમાગને કેવી તર કરનારી છે તે આપણે તપાસીએ. પર્વતના શિખર ઉપર વાતા શીતળ વાયુ સમાન ફારસી કવિતા આહ્લાદક અને ઠંડક આપનારી છે. ફારસી કવિતાની સૌથી અજબ ખૂબી તેના શબ્દ-સૌંદર્ય અને પદલાલિત્યમાં છે. એ ભાષા જ સંગીતમય છે અને એના ઉચ્ચારણથી દીર્ઘકાળ પર્યંત મનમાં ઘૂમી રહે એવા ધ્વનિતરંગો ઉત્પન્ન થાય છે. લાંબા સ્વરોવાળી એક ફારસી પંક્તિમાં નૈસર્ગિક સંગીત અને લાવણ્ય ભર્યાં હોય છે અને તેના લાંબા સ્વરપાતોમાં કુદરતી ડોલન સમાયું હોય છે. એક ફારસી કવિને મન કવિતામાં થતી કલાકૃતિ એક ગુનાહિત કાર્ય છે. પોતાની કવિતામાં દર્શાવાતા વિચાર પ્રત્યે કદાચ તે બેપરવા રહે, પણ તે દર્શાવવાની કળા, સ્ફુટ કરવાની રીતિ, અને તે પ્રદર્શિત કરવા સારુ જોઈતા કાવ્યચાતુર્ય ઉપર તે પુષ્કળ ધ્યાન આપશે. ચિત્ર અને સ્થાપત્યના ઉત્તમ નમૂનાઓ જોઈ જે રસાનંદ થાય છે તે જ રસાનંદ ફારસી કવિતામાં વપરાતા શબ્દોના તેજ, નરમાશ અને ગેયતાથી ઉત્પન્ન થાય છે. મિ. ઑટો રૉથફિલ્ડ પોતાના ઉપર્યુક્ત ગ્રંથમાં કહે છે કે.—"Persian poetry has something of a decorative pattern like a fresco and its stanzas have the involuted delicacy of an arabesque." એક ફારસી કવિ બુદ્ધિના કરતા લાગણીને સ્પર્શવા ને ઉત્તેજિત કરવા વધુ ઉત્સુક હોય છે. ફારસી કવિતા વાચનારની ઊર્મિલ થઈ જાય છે, કેમકે શાયરની મતલબ બુદ્ધિને મસ્તીમાં સુવાડી દઈ ઊર્મિ અને લાગણીને ચેતાવવાની હોય છે. ફારસી કવિતાનો વિષય ઘણે ભાગે પ્રેમનો હોય છે; વસ્તુતઃ ફારસી સાહિત્ય પ્રેમસાગરમાં જ ડૂબેલું છે. ગગનગામી કલ્પના, સૂક્ષ્મ વિચારશક્તિ અને કર્ણપ્રિય સંગીતથી આજે ફારસી કવિતા દરેક રસિક જનનું મનડું હરી લે છે. મૌલાના શિબ્લી નોઅમાની પોતાના 'શએર ઉલ અજમ" નામના પ્રસિદ્ધ ઉર્દૂ ગ્રંથમાં કહે છે[1] કે—ઈરાની-

---

૧. Quoted in "Studies in Persian Literature" by Mr. Hadi Hasan

એનો કુદરતી ખવાસ જ શાયરીનો છે. ઇસ્લામે આવી આ ખાસિયતને વધુ ચમકાર આપ્યો, અને કાવ્યવૃત્તિ એટલી હદે પહોંચી કે જો તમામ દુનિયાની શાયરી એક તરફ અને ઈરાનની શાયરી બીજી તરફ મૂકવામાં આવે તો બન્ને સરખાં ઊતરે. અલબત્ત, આ તો અતિશયોક્તિ કહેવાય, પણ મૌલાના શિબ્લી જેવા સમર્થ વિવેચક પણ ફારસી કવિતા ઉપર કેટલા ફિદા થઈ ગયા હતા અને પ્રમાણવિવેક પણ કેમ ચૂકી ગયા હતા તે તેઓના આ મત ઉપરથી જાણી શકાય છે.

પરંતુ ફારસી સાહિત્યની ઉત્કૃષ્ટતા સાથે તેની અનેક મર્યાદાઓ પણ ધ્યાનમાં લેવી ઘટે છે. ફારસી કવિઓ જીવનના ગૂઢ પ્રશ્નોનું નિરાકરણ કરવાને બદલે થોડાક માનીતા વિષયો ઉપર જ પોતાની શક્તિ કેન્દ્રિત કરે છે. જીવનનાં વિશાળ ક્ષેત્રો ખેડતાં અને અનેક ઉપયોગી પ્રશ્નો ચર્ચતાં કળાનો ભોગ આપવો પડે એવો એમને ભય રહેતો લાગે છે. તેને બદલે સંકુચિત ક્ષેત્રમાં અને થોડા જ વિષયો ઉપર પોતાનું તમામ કળાકૌશલ્ય રેડી પોતાનાં કાવ્યોને બને ત્યાંસુધી સુંદર બનાવવાં તેમને વધુ પસંદ છે. એક ફારસી કવિને મન મૂળ વસ્તુ કરતાં તેના રૂપની કીમત વધુ હોય છે: શું કહેવું તે કરતાં કેવી રસિકતાથી તે કહી બતાવવું તે એને વધુ મહત્ત્વનું લાગે છે. જેમ મોરને એનાં પીછાંનું પ્રદર્શન કરવું ગમે છે તેમ ફારસી કવિને ભાષા ઉપરની એની પ્રભુતાની પ્રતીતિ સૌને કરાવવી છે. ફારસી કવિઓમાં મૌલિકતા અને વિવિધતાની ઊણપ તુરત જણાઈ આવે છે. એક ફારસી કવિમાં પોતાના વ્યક્તિત્વ જેવું ખાસ કશું રહેતું નથી. એ કોઈ નવી વિચારસરણી રજૂ કરવાને આતુર નથી. પોતાનું અંગત દૃષ્ટિબિંદુ રજૂ કરવાને તે ટેવાયલો નથી: સમાજને ઉપકારક થઈ પડે એવું વિવેચન તે કવચિત જ કરે છે. જનસમાજના માનસનું પ્રતિબિંબ ઝીલવાની તેને કાળજી નથી. તે ચારિત્ર્યનિરૂપણ કરે છે પણ તે પૂરું વાસ્તવદર્શી નથી, અને જીવનમાં તે પાત્ર કેવું છે તે ચોકસાઇથી વર્ણવવાને બદલે તે તેને કલ્પનાના રંગોથી અને અતિશયોક્તિથી વિકૃત બનાવી મૂકે છે. માનસશાસ્ત્રની દૃષ્ટિએ ચારિત્ર્યનું પૃથક્કરણ કરવાની કળા તો ફારસી સાહિત્યમાં શોધવી નકામી છે. માટે ફારસી ભાષામાં શેક્સ્પિયર કે બ્રાઉનિંગ જેવા સમર્થ સાહિત્યસ્વામીઓ મળી શકે એમ નથી.

ફારસી સાહિત્યમા વિવેચનશાસ્ત્ર, નિબંધો અને નવલો અંગ્રેજી સાહિત્યને મુકાબલે લગભગ અપક્વ અને અધૂરાં જણાશે. ફારસી કાવ્યની પ્રત્યેક પંક્તિનો અર્થ તે પંક્તિમાં જ, વ્યાકરણની દૃષ્ટિએ અને તાર્કિક

દૃષ્ટિએ પણ, ઘણે ભાગે આવી રહે છે. પરંતુ એક પંક્તિમાંથી ઊભરાઈ બીજી પંક્તિમાં અર્થ ક્વચિત જ રેલાઈ જતો જણાય છે. દરેક પંક્તિ ઘણુંખરું સ્વતંત્ર બનવાથી અને ફારસી ભાષામાં પ્રાસ બેસાડવાની અનુકૂળતા પાર વિનાની હોવાથી એ ભાષામાં નિર્બંધ પદ્ય (blank verse) નથી અને કોઈ દિવસ આવી શકે એવું ઝાઝું લાગતું પણ નથી. ફારસી લેખકો પ્રાસ ઉપર એવા મોહિત થઈ ગયા છે કે એમનું ગદ્ય પણ ઘણીવાર પ્રાસ-યુક્ત બની જાય છે, અને એ ગદ્ય છે, પદ્ય છે કે ગદ્યપદ્યાત્મક લખાણ છે તે એકદમ સૂઝતું નથી. પ્રકૃતિનું સૌંદર્ય ફારસી કવિઓએ અતિ સુન્દર બાનીમાં રજૂ કર્યું છે. કોઈ પણ પ્રસંગ શરૂ કર્યો પહેલાં શાયર કુદરતની ખૂબસૂરતીનો નૈસર્ગિક આનંદ લૂંટે છે. એ બ્યાનમા બારીકી અને યથાર્થતા પણ છે; પરંતુ પ્રસંગ હોય યા નહિ તોપણ કુદરતનુ વર્ણન કરવાની પાછળથી એક રૂઢિ પડી ગઈ, અને વસંત ઋતુના અને પક્ષીઓના ટહુકારનાં એક સરખા વર્ણનોની ભૂમિકા વિના તો જાણે પ્રશંસાત્મક કવિતા લખાય જ નહિ એવું થઈ ગયું. આ ઉપરથી તુરત જણાઈ આવતુ કે કવિને કુદરત પ્રત્યે ખાસ આકર્ષણ કે પ્રેમ નથી, પરંતુ એક રૂઢિનો ગુલામ બની જે સૌ કરે તે પોતે પણ કરવું જોઈએ એમ તે માનતો લાગે છે. ફારસી સાહિત્યમાં પ્રકૃતિનાં અતિ સુંદર વર્ણનો મળે છે, પણ શેલી કે વર્ડ્ઝવર્થમાં જે પ્રકૃતિપૂજા, પ્રકૃતિનું તત્ત્વચિંતન કે પ્રકૃતિ પ્રત્યેનો નિઃસીમ પ્રેમ જણાય છે તેનાં દર્શન ફારસી કવિતામા દુર્લભ છે.

ફારસી સાહિત્યની મુખ્ય ખામી તેની રૂઢિરિવાજની ગુલામી છે, જેની બેડી કોઈ મહાન શાયર પણ તોડી શક્યો નથી, પણ જે આપણે ૧૯મા પ્રકરણમાં જોઈશુ તેમ છેક આધુનિક સાહિત્યમાં તૂટવા પામી છે. ફારસી સાહિત્યમાં મૌલિકતા અને વિવિધતાની ખામી હોવાથી એકના એક વિચારો લગભગ એકનાએક બીબામાં ઢાળેલા જણાય છે, અને એકના એક કલ્પનાતરંગો દ્વારા વાંચવા પડે છે. આ પુનરુક્તિઓ અને એકસરખાપણુ ફિરદૌસી કે રૂમી જેવા મહાકવિઓમાં પણ કંટાળાભર્યું થઈ પડે. ચાલુ બનતા બનાવો વિશે પોતાનાં કાવ્યોમાં ઈશારા કરવા એ એક ફારસી કવિને કદાપિ સૂઝતું નથી, પણ પરાપૂર્વથી ચાલતાં આવેલાં ચવાણી વિશેષણો અને અલંકારો એ નવાં રૂપોમા અને સુંદર શબ્દોમાં રજૂ કરવાનો પ્રયાસ કરશે. અલંકારો અને વિશેષણો ચિત્તાકર્ષક અને મોહક હોય છે, પણ તેમાં એક સરખાપણું તો ખરુ જ. રૂપવતી સ્ત્રીનું વર્ણન આપતાં જુદા જુદા શબ્દોમાં એકના એક જ અલંકારો દેખાય છે; દાખલા તરીકે સર્વના

ઝાડ જેવા સીધા કદવાળી, રાત્રિ જેવાં કાળાં ઝુલ્ફાવાળી, લાલા (tulip) નાં પુષ્પ જેવા ગાલોવાળી, પરવાળાં જેવા હોઠોવાળી, મૃગના જેવાં નેત્રોવાળી, પણ પથ્થર જેવા હૈયાંવાળી ચંદ્રમુખી લલનાનું વર્ણન, તેની જુદાઈની જફા, અને તેની સાથેના મેળાપની આરઝૂ એ લગભગ દરેક શાયરમાં આપણને એક કે બીજે રૂપે મળી રહેશે. જ્યાં જુઓ ત્યાં લયલા માટે મજનૂનનો તગવળાટ, શીરીનની જુદાઈ માટે ફરહાદનો ગમ, ગુલાબની બેપરવાઈ માટે બુલબુલનો અફસોસ, અને શમ્મ (મીણબત્તી) ઉપર મરી ફીટવાની પરવાને (પતંગિયા)ની તમન્ના! જ્યાં જોશો ત્યાં કિસ્મતની ક્રૂરતાનું કથન યા મોતની અનિવાર્યતાનુ વર્ણન; બહાર (વસંત ઋતુ) ના સૌન્દર્યનું બ્યાન કે ખિઝાન (પાનખર ઋતુ) થી ગુલશનની ખરાબી ઉપર દિવાન (વિલાપ).

પ્રેમની જુદાઈ, યુદ્ધની પાયમાલી, કિસ્મતની કમનસીબી, જિંદગીની નાપાયદારી અને શરાબની લિજ્જતભરી મસ્તી — એ ફારસી કવિતાના માનીતા વિષયો છે, અને તેમની રજૂઆતમાં આ શાયરીની બિનહરીફ શ્રેષ્ઠતા સ્વીકાર્યા વિના છૂટકો નથી. પરંતુ મનુષ્યજીવન સ્વપ્નવત્ છે, મોત તાકી રહ્યુ છે અને કિસ્મત પાષાણહૃદયી છે — એવા વિચારોની ચાલુ ચર્ચાથી ફારસી કવિતામાં એક પ્રકારનો ધીમો નિરાશાવાદ પેઠો જણાય છે. પ્રાચીન ગ્રીકોમાં થયુ તેમ એ નાસ્તિકવાદમાં પરિણમ્યો નથી, કેમકે શાયરો મુસ્લિમ હોઈ ઈશ્વરમાં અડગ માન્યતા ધરાવતા હોય છે. ફારસી શાયરી બે દિશાઓમા ખાસ ઝળકી ઊઠે છે — ઈશ્કે મજાઝીમા (દુન્યવી સુંદરીના પ્રેમનું બ્યાન કરવામાં) અને ઈશ્કે હકીકીમાં (ખુદાઈ માશૂકની દિવ્ય પ્રેમભક્તિના વર્ણનમાં). કેટલીકવાર જગદીશ્વરને મૂકી પેટ ભરવા સારુ કોઈ દુન્યવી તાજપતિનાં કવિ યશોગાન ગાય છે, અને તેની અતિશયોક્તિભરી ભાષામાં સ્તુતિ કરે છે. એકના એક વિષયો અને અલંકારોથી લખાતી ફારસી કવિતામા સરખાપણુ એટલી હદે આવી ગયુ છે કે પ્રો. બ્રાઉન[1] પ્રમાણે જેટલો ફેરફાર અંગ્રેજી ભાષામાં ત્રણ સદીઓમાં પડે તેથી પણ ઓછો ફેરફાર ફારસી ભાષામા એક હજાર વર્ષમાં પડ્યો છે. એક ફારસી કાવ્ય ચૌદમી સદીમા રચાયુ છે કે અઢારમી સદીમાં તે નક્કી કરવું પણ મુશ્કેલ છે, કેમકે ભાષામા ફેરફાર નથી, વિષયો અને અલંકારો એના એ હોય છે, અને કવિનું પોતાનું

૧. "A Literary History of Persia" by Prof. E. G Browne: Vol. II

વ્યક્તિત્વ પણ ઝાઝું પ્રદર્શિત થતું નથી. ફારસી કવિઓ ઉચ્ચ પ્રકારની કવિતા લખી ગયા છે; તેમાના કેટલાકો તો સાચી કાવ્યપ્રતિભા ધરાવતા હતા; પરંતુ ઈરાનમાં વિવેચનશાસ્ત્ર પૂરું ખીલેલું ન હોવાને કારણે ૪૦૦ વર્ષ સુધી નાના મોટા બધાય ફારસી કવિઓએ એક જ ઘરેડમા ગાડું હાંકે રાખ્યુ અને પોતાના પૂર્વજોનું અનુકરણ કર્યા કર્યું. છેક વીસમી સદીની શરૂઆતમા રૂઢિચુસ્તતાના આ લાંબા દાસત્વનો અંત આવ્યો અને ફારસી સાહિત્યમા વિવિધતા અને મૌલિકતાનાં દર્શન થયા.

ફારસી કવિતા મોટે ભાગે ભાવપ્રધાન કે ઊર્મિપ્રધાન હોય છે. બાહ્ય વસ્તુનુ વર્ણન કરવાને બદલે કવિ પોતાની જ હૃદયોર્મિ સંગીતમય બાનીમાં રેડવાનુ વધુ પસંદ કરે છે. તેની કવિતા તેથી પરલક્ષી કરતાં આત્મલક્ષી વધુ છે. ફારસી સાહિત્યમા વાસ્તવદર્શનની ઊણપ છે. ફારસી શાયર કલ્પનાસૃષ્ટિમા જ વિહરે છે, અને વાસ્તવિક જગત, તેના વતનીઓ અને તેમના પ્રશ્નો જોડે જાણે એને કશી નિસબત જ ન હોય એમ એની કવિતા ઉપરથી દેખાય છે. જે કોઈ વ્યક્તિ કે બનાવનું એ વર્ણન કરે છે તે વાસ્તવિક મટી ભાવનાત્મક અને લગભગ કાલ્પનિક બની જાય છે. ઘણા લેખકોએ ફારસી સાહિત્યની એક ખામી પ્રત્યે ખાસ ધ્યાન ખેચ્યુ છે. એક ફારસી કવિ અમુક પંક્તિના શબ્દચમત્કારથી અથવા અમુક ફકરાના સૌન્દર્યથી એટલો આકર્ષાઈ જાય છે કે કાવ્યોના તે ભાગો ખાતર આખા કાવ્યની ખૂબીનો તે ભોગ આપી દે છે. પ્રાચીન ગ્રીક લેખકોનો મોટો ગુણ એ હતો કે તેઓ એક આખુ કાવ્ય કે નાટક દૃષ્ટિમાં રાખતા, એનો અમુક ભાગ નહિ: પ્રાચીન ગ્રીક લેખકો સૌન્દર્ય-પૂજક હતા છતા હમેશાં અતિરેકનો ત્યાગ કરતા, પ્રમાણવિવેક સાચવતા, સમગ્ર લેખની સમતુલા જાળવતા. તેથી ઊલટુ ફારસી કવિઓ જીવનના, પ્રકૃતિના કે કલ્પનાના સૌન્દર્યદર્શનથી મનની સમતુલા ખોઈ દે છે, અતિશયોક્તિમા રાચે છે, શબ્દોનાં જાદૂ અને ભાષાનાં લાલિત્ય પાછળ પાગલ બને છે, અને ચિત્તાકર્ષક વિગતો ખાતર આખા લેખની ખૂબી જતી કરે છે. સોફોક્લિસના એક કરુણરસપ્રધાન નાટક કે હોમરના એક મહાકાવ્ય સાથે ફારસી સાહિત્યના કોઈ પણ મહાગ્રંથનો મુકાબલો કરતા ફારસી કાવ્યના ગુણદોષ ક્યાં છે તે તુરત જણાશે.

મિ. ગિબ[1] ફારસી સાહિત્યોના લક્ષણોની બહુ કાબેલિયતથી ચર્ચા કરતાં કહે છે કે એક પછી એક વૃક્ષો જોવા પરંતુ વૃક્ષો બનેલુ વન ન

૧ "A History of Ottoman Poetry" by Mr. E. J. W. Gibb

જોવું એ એક ખામી જ છે; ફારસી, કવિઓ માત્ર રસિક વિગતો અને અલંકારો પ્રત્યે જ ધ્યાન આપે છે, પરંતુ સમગ્ર લેખના સૌન્દર્યનું પ્રમાણ સામટી રીતે સચવાયું છે કે કેમ તે જોઈ શકતા નથી. તે કારણે જ મિ. ઍલવેલ સટન[1] કહે છે તેમ એક ફારસી કાવ્ય કોહિનૂર હીરો નહિ પણ એક મોતીની માળા સમાન છેઃ અર્થાત્ એના લેખકને આખા લેખની ખૂબીનું ભાન નથી, પરંતુ અનેક નાના મોટાં મોતીઓથી એનો લેખ શોભાયમાન બન્યો છે. ઘણી વાર અમુક ભાગની ખૂબીથી ખેંચાઈ જઈ એક ફારસી કવિ પાત્રાલેખન અગર વાર્તાના વર્ણન પ્રત્યે શિથિલ બની જાય છે. કેટલીક વાર તો વાર્તા એક વાર્તા નહિ પણ કલ્પનાવિહાર અને શબ્દસંગીત રજૂ કરવા સારુ એક નિમિત્ત, સગવડભરી ખીંટી હોય એમ જણાય છે, અને કોઈ વાર છેવટે તેને એક રૂપક તરીકે ગણી કાઢવામાં આવે છે. દૌલતશાહ સમરકંદી પોતાની "તઝકરત ઉશ શોઅરા" (શાયરોનાં જીવનચરિત્રો) ના ઉપોદ્‌ઘાતમાં કવિતાને માત્ર વાક્યછટાનો એક પ્રકાર ગણે છે, અને કહે છે કે તે ગદ્ય એક રૂપવંતી નવોઢાના કુદરતી સૌન્દર્ય સાથે સરખાવી શકાય, જ્યારે પદ્ય તે સ્ત્રીએ શણગાર કરવા સારુ ધારણ કરેલાં ઘરેણાં સમાન છે. જ્યારે દૌલતશાહ જેવા સમર્થ ગણાતા ફારસી ટીકાકારના મત પ્રમાણે કવિતાનું ધ્યેય આવા ઊતરતા પ્રકારનું, માત્ર બાહ્ય સૌન્દર્યનું, હોય, ત્યારે તે કવિતા વાચકની સઘળી વૃત્તિઓને સંપૂર્ણપણે આનંદ શી રીતે આપી શકે? જીવનના પ્રશ્નોનો ઉકેલ નહિ, જીવનની સમીક્ષા (criticism of life) નહિ પણ માત્ર સૌન્દર્યદર્શન અને ભભકભરી ભાષાને જ કવિતાનો ઉદ્દેશ માનવાનું પરિણામ, મિ. ગિબના ઉપર્યુક્ત ગ્રંથ પ્રમાણે, આફતકારક આવ્યું છે. તેઓના મત પ્રમાણે સાહિત્યકારોના આવા આશયને લીધે જ ઈરાનીઓ ઢચુપચુ મનના હોય છે અને નિશ્ચય કરવાની શક્તિનો તેઓમાં અભાવ હોય છે. મિ. ગિબ કહે છે કે ઈરાનીઓ એક બાહોશ અને બહાદુર પ્રજા છે, પરંતુ ઉપર્યુક્ત ખામીને કારણે તેઓ યુરોપી પ્રજાના હાથમાં રમી જાય છે, કેમકે એ યુરોપી પ્રજાઓ ઈરાનીઓથી બીજી કેટલીક રીતે ઊતરતી હશે, પરંતુ નિર્ણય બાંધવામાં અને નિશ્ચયબુદ્ધિમાં તેઓ ઈરાનીઓથી ચઢિયાતી હોય છે.

ફારસી સાહિત્યનાં લક્ષણો માટે છેવટે કહીશું કે જેમ અંગ્રેજી ભાષા તેના વક્તૃત્વ માટે મશહૂર છે તેમ ફારસી તેનાં માધુર્ય અને સુસ્વરોથી

1. "Modern Iran" by Mr. L. P. Elwell Sutton

સ્વર્ગીય આનંદ આપે છે; પણ ફારસી કવિઓ મધુમક્ષિકાઓ પેઠે એ મધ લૂંટવામાં જ એવા પડી ગયા હોય છે કે જેમ અંગ્રેજી સાહિત્યમાં અનેક ગુણો ખીલવા પામ્યા છે તેમ તેમના સાહિત્યમાં બનવા પામ્યું નથી. ફારસી કાવ્યસાહિત્ય નિર્મળ પાણી સમાન નથી, મીઠા શરબત સમાન છે; તે રસાનંદ જરૂર આપશે પણ જીવનની સઘળી જરૂરિયાત પૂરી નહિ પાડે. ફારસી કવિતા રોટલી સમાન નથી, મીઠાઈ સમાન છે, પરંતુ મીઠાઈના જ ભોજન જે ભોગી રોજ કરે તે રોગી બન્યા વિના ન રહે. પ્રેમની ઈન્દ્રજાળમાં ફારસી સાહિત્ય સપડાયું છે અને છેક આધુનિક સમય પર્યંત તેનાથી તેમાંથી છુટાયું નહિ. રસમાં રસ શૃંગારરસ. અને જેણે એ રસ ફારસી કવિતામાં ચાખ્યો છે તેને બીજી કોઈ ભાષામાં આ રસ મોળો લાગે તો નવાઈ નહિ. પરંતુ એક જ વિષય પછવાડે સ્વાપચ્યા રહેવાથી તેમાં કદાચ નિપુણતા આવી હશે, પરંતુ બીજાં અનેક ક્ષેત્રો વણખેડાયેલાં રહ્યાં તેની ખોટ આપણને ખૂંચ્યા વિના રહેતી નથી.

ફારસી સાહિત્ય ઉપર સૂફીવાદે સદીઓ સુધી સજ્જડ પકડ જમાવી, અને ફારસી કવિતા જો લખાય તો તે સૂફી વિચારો જ અને તે પણ સૂફી પરિભાષામાં જ રજૂ કરે એવી એક પ્રકારની સિતમકારક પ્રણાલિકા પડી ગઈ. આ પ્રણાલિકાનું બળ કોઈ સરકારરચિત કાયદાથી પણ વધુ થઈ પડયું, અને ચાર સૈકા સુધી ઈરાનના સાહિત્યે આ રૂઢિનું દાસત્વ વિના ફરિયાદે સ્વીકાર્યું. જે કવિઓ સૂફી હતા તેઓનું લખાણ નૈસર્ગિક હતું. પણ જે સૂફી નહોતા તેમને પણ રૂઢિઅનુસાર સૂફી વિચારો રજૂ કરવા પડતા અને સૂફી હોવાનો દંભ કરવો પડતો. ગુજરાતી સાહિત્યમાં દયારામ જેવા એક શૃંગારરસિયા કવિનું અસ્તિત્વ સમજી શકાય; પણ જો કુટીબંધ દયારામો પાકે તો એકના એક રસનું પાન કરતાં ગુજરાતીઓ અકળાઈ જાય, અને સાહિત્યનો વિકાસ ન થતાં તેમાં મંદતા અને સંકુચિતતા આવવા પામે. ફારસી સાહિત્યમાં આ જાતનો અતિરેક થયો છે, અને શરાબની ખુમારી અને પ્રેમની મસ્તીથી આ સાહિત્યને નશો ચડ્યો છે. આપણને કહેવામાં આવશે કે આ શરાબ અને ઈશ્ક તો ખુદાઈ છે: કબૂલ. પણ ભક્તિના અનેક પ્રકારો છોડી દેના એક જ પ્રકારને વળગી રહેવું એમાં ડહાપણ નથી. વળી ભક્તિના વિષયને સર્વોત્તમ ગણવામાં આવે તો આપણને વાંધો ન હોય. પરંતુ જાણે ભક્તિ સિવાય બીજો વિષય જ ન હોય એવો એકહથ્થુ ઈજારો સાહિત્યમાં કોઈપણ રસ જમાવી શકે નહિ, અને જમાવે તો બીજા વિષયોની ઊણપ સાહિત્યરસિકોને મોડેવહેલે ખૂંચ્યા વિના રહે

નહિ. ટૂંકમાં, ફારસી કવિતામાં જે થયું છે તે ઉત્તમ થયું: ખુદ ભાવાની મીરાશ, પ્રેમભક્તિ જેવા વિષય અને કવિઓની પ્રતિભાનો સંયોગ થઈ જે રચાયું તે બેનમૂન, બેનઝીર રચાયું; પરંતુ જે વિષયો ન ચર્ચાયા, જે દિશાઓમાં સૈકાઓ સુધી કલ્પનાનું ઉડ્ડયન ન થઈ શક્યું, કવિતા અને જીવનનો સંબંધ જેટલો નિકટનો છે તેટલો નિકટનો ન દર્શાવી શકાયો, તે માટે તો ફારસી સાહિત્યપ્રેમીઓને ખેદ થયા વિના ન જ રહે.

હવે ફારસી સાહિત્યના ગુલશનમાંનાં પક્ષીઓની ખબર લઈએ. એમની સંખ્યા એટલી મોટી છે કે સૌનાં નામ પણ અહીં આપી શકાય એમ નથી. થોડીક દિશાઓ અને વિષયોમાં સૌથી આગેવાન જે કલાપી હોય તેના જ કેકારવ સંબંધી થોડુંક વિવેચન આ પ્રકરણમાં શક્ય બની શકે. એ કારણે આપણે કાળાનુસાર જઈ શકીએ એમ નથી. પરંતુ કાળાનુસાર મુખ્ય લેખકો કોણ થઈ ગયા તે જાણવું હોય તો મિ. ઈરાનીના[1] પુસ્તકમાંથી આપણે નીચે પ્રમાણે સાત યુગોવાળો એક ક્રમ નક્કી કરી શકીએ, જોકે તે અનુસાર આપણાથી ચર્ચા થઈ શકે એમ નથી:— (૧) મહાકાવ્યોનો યુગ — રૂદકીથી ફિરદૌસી સુધી (૮૫૦-૧૦૨૫). (૨) પ્રશંસાત્મક અને અદ્ભુતરસિક કવિતાનો યુગ; ઉન્સરીથી નિઝામી ગંજવી સુધી (૧૦૨૫-૧૨૦૦). (૩) અગમ્યવાદી અને બોધાત્મક કવિતાનો યુગ, જેમાં સાદી અને રૂમી જેવા મહાકવિઓ થઈ ગયા; (૧૨૦૦-૧૩૦૦). (૪) ભાવપ્રધાન કવિતાનો યુગ જેનો મુખ્ય પ્રતિનિધિ હાફિઝ છે; (૧૩૦૦-૧૪૦૦) (૫) ભાવપ્રધાન અને અગમ્યવાદી કવિતાનો યુગ જેનો સૌથી જાણીતો કવિ જામી છે; (૧૪૦૦-૧૫૦૦). (૬) કવિતાની મંદતાનો એક લાંબો યુગ. જેનો મુખ્ય શાયર કાઆની છે; (૧૫૦૦-૧૯૦૦). (૭) સ્વદેશાભિમાનનો યુગ અને ફારસી કવિતાનું નવજીવન (૧૯૦૫થી ચાલુ). છેલ્લા બે યુગો આપણે આ પ્રકરણમાં ન લેતાં ૧૯માં પ્રકરણમા ચર્ચીશું.

ફિરદૌસી અને તેની પહેલાંના કવિઓ વિશે આપણે છઠ્ઠા અને ચૌદમા પ્રકરણોમાં ચર્ચા કરેલી હોવાથી આપણે ઉમર ખૈયામ (મરણ ૧૧૨૩) થી આ વિષયનો આરંભ કરીશું. એનો પિતા ઈબ્રાહીમ નીશાપૂરનો "ખૈયામ" (તંબુ બનાવનાર) હતો તે કારણે ઉમરને ખૈયામનું નામ મળ્યું. ફારસી સાહિત્યમાં એ ઊતરતી પંક્તિનો કવિ ગણાય છે, અને ઔફી અને દૌલતશાહ જેવા જાણીતા જીવનચરિત્રકારો એનું નામ પણ જણાવતા નથી અથવા માત્ર નામનો નિર્દેશ જ કરે છે. ઉમર એક સમર્થ ગણિતશાસ્ત્રી

---

૧. મિ. દીનશાહ જે. ઇરાની કૃત: "સખુનવરાને દૌરાને પહેલવી."

અને ખગોળવેત્તા હતો, પરંતુ આજે એ સૌ ભુલાઈ ગયું છે, અને એણે લખેલી થોડીક રૂબાઈયાત[1] જાણીતી થઈ ગઈ છે. ફિટ્‌ઝજીરાલ્ડ જેવો કવિ ભાષાંતરકાર મળી જવાથી ઉમરની ખ્યાતિ યુરોપમાં વધી ગઈ છે, જોકે ઈરાનમાં કવિ તરીકે એ ભાગ્યે જ જાણીતો છે; એ પણ સાહિત્યની એક વિચિત્રતા જ ગણી શકાય. ગ્રીક સાહિત્યનો અભ્યાસ કરવાથી તે અજ્ઞેયવાદી બની ગયો હતો અને તે કારણે એના ઘણાભાઈ ઓ તરફથી એણે પુષ્કળ વેઠ્યું હતું. એની રૂબાઈઓમાં મળતા મુખ્ય વિચારો — મૌતની સિતમગારી, જિંદગીની નાપાયદારી, તકદીરની જફાકારી, ઇન્સાનની લાચારી અને શરાબની મઝેહદારી છે. એ કહેતો કે જગતમાં મોત સિવાય બીજું કશું નિશ્ચિત નથી, અને સત્ય કોઈ કાળે જણાયું નથી અને જણાશે પણ નહિ. ઉમર દંભનો જબરો દુશ્મન હતો, અને માનતો કે જગતમાં દંભના કરતાં બીજો કોઈ દુર્ગુણ વધુ ફેલાયો નથી.

શમ્સ ઉલ ઉલેમા મૌલાના શિબ્લી[2] પ્રમાણે ઉમરનાં કાવ્યોમાં આવતો દારૂ તે ખુદાઈ પ્રેમની પ્રેરણા નહિ પણ ખરેખરો શરાબ જ છે. શરાબનાં ગુણગાન ગાવામાં અને પ્રભુની પણ મશ્કરી ઉડાવવામાં ઉમર જેવો નફફટ બીજો કોઈ ન હોય. એક વાર એ પ્રભુને કહે છે કે— હું ભક્તિ કરું તો તને શો લાભ, અને હું પાપ કરું તો તેમાં તને શી ખોટ આવવાની હતી? માટે મને ચુપચુપ દારૂ પીવા દે! એક પ્રસંગે ઉમરના હાથમાંથી દારૂનો શીશો પડીને ભાગી ગયો: તે ઉપરથી તેણે એક રૂબાઈ જોડી કે — પ્રભુને મારી ઈર્ષ્યા આવી હશે અને પોતાને દારૂ પીવાનું મન થયું હશે એટલે મારો શરાબ લઈ લીધો! એકવાર એ પ્રભુને કહે છે કે — તું કાંઈક ઓછો સખ્ત થા, નહિ તો તારી બીકે સ્વર્ગમાં કોઈ આવશે નહિ અને દોઝખમાં દાખલ કરવાની જગ્યા પણ નહિ રહે! ફિટ્‌ઝજીરાલ્ડે કરેલો ઉમરનો તરજુમો દરેક સુજ્ઞ વાચકને જાણીતો છે; એ અંગ્રેજ-કવિએ ઉમરનું ભાષાન્તર કર્યું નથી, પણ ઉમરના વિચારોનું સત્ત્વ પોતાની ફારસીનો બરાબર ભાસ આપતી સુંદર ભાષામાં રજૂ કર્યું છે. ઉમર સૌને અંગ્રેજીમાં જાણીતો હોવા છતાં તેની એક અત્યંત સહેલી અને સુંદર રૂબાઈ અસલમાં આપવાની લાલચ થોભાવી શકાતી નથી :—

---

૧. રૂબાઈ એક ચાર લીટીઓવાળી કડી છે જેની પહેલી, બીજી અને ચોથી લીટીઓનો પ્રાસ બેસે છે.

૨. શમ્સ ઉલ ઉલેમા મૌલાના શિબ્લી નોઅમાની કૃત ઉર્દૂ કિતાબ "શેઅર ઉલ અજમ"

"'બર સીનેએ ધમપઝીરે મન રેહમત' કુન:
બર જાનો દિલે અસીરે મન રેહમત કુન
બર પાયે ખરાબાતરવે મન બમખશાઈ,
બર દસ્તે પયાલેગીરે મન રેહમત કુન "

યાને (ઓ ખુદા)[1] મારી ગમભરી છાતી ઉપર તુ રહેમત કર: મારા ગિરફતાર થયેલ જાન અને દિલ ઉપર તુ રહેમત કર' શરાબખાના તરફ જતા મારા પગોને તુ ક્ષમા કર, અને શરાબનો પ્યાલો ધરવા નિર્માણ થયેલા મારા હાથો ઉપર તુ રહેમત કર' ઉમરની ફિલસુફી અને આધુનિક યુરોપની ફિલસુફી વચ્ચે મૌલાના શિબ્લીને ઘણુ સામ્ય દેખાતુ, અને તેથી જ તેઓના મત પ્રમાણે ઉમર યુરોપમા આટલી લોકપ્રિયતા પામી શક્યો હતો એટલુ જ નહિ પણ મૌલાના સાહેબના કહેવા પ્રમાણે જો ઉમર હાલ જીવતો હોત તો એ કદાચ યુરોપિયન પણ બની ગયો હોત'

હવે આ મદિરાભક્ત ઉપરથી એક સાચા પ્રભુભક્ત તરફ અને એક ઉચ્ચ કોટિના કવિ તરફ આપણે વળીશુ. અદ્દભુતરસદર્શક કવિતાનો ખરો પ્રતિનિધિ નિઝામી (૧૧૪૦–૧૨૦૩) છે. એ ગજા શહેરનો રહેવાસી હતો માટે એનુ નામ નિઝામ ગજવી પડ્યુ છે એ જ્ઞાની, બુદ્ધિશાળી અને ધર્મિષ્ઠ હતો' એની કવિતામા ગૂઢ વિચારો, ઊડુ તત્ત્વચિંતન અને ગગનગામી કલ્પના આપણને આકર્ષે છે. એણે પાચ જાણીતા કાવ્યો લખ્યા છે જે "ખમ્સે" અથવા "પજગજ"ને નામે વિખ્યાતી પામ્યા છે. તે કાવ્યોના નામ — "મખઝન ઉલ અસરાર," ,"ખુસરો વ શીરીન," "સિકદરનામે" "હફ્ત પયકર" અને 'લયલી વ મજનૂન" છે, આ પાચમાથી ત્રણના વિષયો ફિરદૌસીના શાહનામા ઉપરથી લીધા છે. નિઝામી ફિરદૌસીનો વખાણનાર હતો, પરતુ એનામા વિચાર અને વાણીની મૌલિકતા હોવાથી તે ફિરદૌસીનુ અધ અનુકરણ કરતો નહિ. નિઝામીના વિચારો ફિરદૌસીના વિચારો કરતા વધુ ગહન અને વ્યંગમા રજૂ થયેલા છે, અને તે વધુ કૃત્રિમ અને સૂક્ષ્મ પણ છે. વિચારોની ગહનતા અને સર્જકશક્તિમા એ ફિરદૌસીથી પણ ચડી જાય એમ મિ. વિલ્સન[1] માને છે. નિઝામીનું "મખઝન ઉલ અસરાર" (ભેદોનો ખજાનો) ધાર્મિક અને નૈતિક વિચારોનો ખજાનો જ છે, અને ટૂકા દષ્ટાતો અને

---

૧. નિઝામી કૃત "હફ્ત પયકર"' પ્રસ્તાવના સહિત ભાષાન્તર કરનાર મિ સી. ઈ વિલ્સન

વાર્તાઓથી એ કાવ્ય રસમય બન્યું છે." ખુસરો વ શીરીન"માં સાસાની શાહ ખુસરો પરવીઝની રૂમી શાહઝાદી શીરીન પ્રત્યેની મહોબ્બતનો દિલચસ્પ કિસ્સો છે એ જ કિસ્સામાં ફરહાદ નામનો સલાટ શીરીન ઉપરના પોતાના વૃથા પ્રેમને ખાતર પોતાની જિંદગીની કેમ બરબાદી કરે છે તેનું કરુણ વર્ણન છે. ત્રીજું કાવ્ય "લયલી વ મજનૂન" એક મનહર અરબ પ્રેમ-કિસ્સો રજૂ કરે છે. "રોમિયો અને જુલિયેટ"ના નાટકમાં બને છે તેમ બન્ને પ્રેમીઓનાં કુટુંબો વચ્ચે સખ્ત દુશ્મનાવટ હોવાથી તેઓ વચ્ચે લગ્ન તો શું પણ મેળાપ પણ દુર્લભ થઈ પડે છે. પ્રેમદીવાનો મજનૂન જંગલમાં ભટકી લયલીનું નામ પુકાર્યા કરે છે; સૌની નજર ચુકાવી લયલી એક વાર તેને આવી મળે છે: તે બાદ લયલીનું મરણ થાય છે અને થોડા જ વખતમાં મજનૂન પણ આ ક્રૂર જગતથી વિદાયગીરી લે છે. એનાં સોબતીઓ જંગલનાં જાનવરો હતાં, અને જ્યાંસુધી તેનું શબ દફન થયું નહિ ત્યાંસુધી તે પશુઓએ પોતાના માનવમિત્રના શરીરનું રક્ષણ કર્યું. શીરીન-ફરહાદ અને લયલી-મજનૂનના પ્રેમકિસ્સાઓના અસંખ્ય ઈશારાઓથી તમામ ફારસી સાહિત્ય ભરપૂર છે

નિઝામીનું એક બીજું કાવ્ય "હફ્ત પયકર" (સાત પ્રતિમાઓ) છે. એ કાવ્યનો નાયક જાણીતો સાસાની બાદશાહ બહેરામગુર છે. તે જ્યારે રાજકુમાર હતો ત્યારે એક મહેલમાં તેણે દુનિયાના જુદા જુદા દેશોની રાજકુંવરીઓની સાત તસવીરો જોઈ, અને જ્યારે તે તખ્તનશીન થયો ત્યારે તે સાતે શાહઝાદીઓ સાથે તેણે શાદી કરી. દરેકને માટે તેણે એક જુદો મહેલ બંધાવ્યો અને "અરેબિયન નાઈટ્સ"માં થાય છે તેમ દરેક શાહઝાદીએ વાર્તા કહી બહેરામગુરને રીઝવ્યો. પરંતુ નિઝામી તત્ત્વચિંતનનો શોખીન હતો, અને ટેનિસને રાજા આર્થરની વાર્તાઓને જેમ રૂપક આપ્યુ છે તેમ નિઝામી પણ હવે આ બાબતને એક રૂપક તરીકે સમજાવે છે, અને સાત શાહઝાદીઓ તે એક સૂફીના સાત અનુભવો છે એવો ખુલાસો આપે છે. છેલ્લું પુસ્તક "સિકંદરનામે" અત્યંત જાણીતું છે અને "શાહનામા"ની બરાબરી કરે એવું છે. એના એક ભાગમાં સિકંદરને જગાવજેતા તરીકે મહાકાવ્યને શોભે એવી ભવ્ય વાણીમાં વર્ણવ્યો છે; પરંતુ જેમ "હફ્ત પયકર"માં કર્યું હતું તેમ બીજા ભાગમાં નિઝામીએ રૂપકથન દાખલ કર્યું છે, અને સિકંદર એક સંત અને પયગમ્બર બની જાય છે. નિઝામીને એક મહાન કવિ ગણી શકાય, અને વીર અને શૃંગાર રસોમાં તો એ મહાન ફિરદૌસીનો બરાબરિયો હતો.

પ્રશંસાત્મક દરબારી કવિતામાં સૌથી ઉચ્ચ સ્થાન અનવરી (મરણ ૧૨૦૦ માં)ને ઘટે છે. પરંતુ પેટ ભરવાને ખાતર રાજાની ખુશામદ કરવાથી, તેને દેવ બરાબર ગણવાથી અને પોતાને નીચા પાડવાથી કવિનુ સ્વમાન હણાય છે અને એની લાઘવગ્રંથી પોષાય છે. જ્યાં કવિઓ લોભિયા અને રાજાઓ ખુશામદભૂખ્યા હોય ત્યાં ચારિત્ર્યને હાનિ પહોંચાડતી આવી કવિતાનો પ્રચાર થાય છે. અનવરી પહેલાં તો નિર્ધન હતો, પણ એકવાર એક રાજકવિને ઠાઠમાઠથી પોતાના રસાલા સાથે ઘોડેસવાર થઈ જતો જોવાથી તે પોતે પણ શાયર બન્યો, અને સલજુકી વંશના સુલતાન સંજરનાં વખાણો કરી તેણે ઉચ્ચ મરતબો મેળવ્યો. ૧૧૫૩માં ગઝ તુર્કો સામે લડતાં આ સુલતાન હાર્યો અને એના મુલકની તારાજી થઈ. તે ઉપર "ખોરાસાનનાં આંસુ" નામનું દર્દનાક કાવ્ય અનવરીએ લખ્યું. જે સત્ય, વાસ્તવિકતા અને સહૃદયતા એનાં પ્રશંસાત્મક કાવ્યોમાં નથી તે આ કરુણ કાવ્યમાં છે, કેમકે જે બરબાદી અનવરીએ નજરે જોઈ તેનુ જ તેણે વર્ણન કર્યું છે. અનવરી એક બાહોશ કવિ હતો, પરંતુ એના અતિ સામાન્ય વિષયને ન્યાય આપવા ખાતર તે ખેંચીતાણીને અનેક પ્રકારનાં રૂપકો અને ઉપમાઓ વાપરતો અને અતિશયોક્તિનો પણ ઉપયોગ કરતો. જીવનના છેવટના ભાગમાં તેણે દરબારને અને કાવ્યદેવીને છેલ્લી સલામ કરી એકાંતવાસ સેવ્યો. અનવરીના જેવી જ દુર્બોધ, કૃત્રિમ અને પાંડિત્યદર્શક કવિતા એના સમકાલીન ખાકાનીએ પણ લખી છે. બન્ને ખરી કવિત્વશક્તિ ધરાવતા હતા, પરંતુ તેમનો કવિતાનો આદર્શ ઊતરતા પ્રકારનો હોવાથી તેમનાં કાવ્યોની કદર પૂરેપૂરી થઈ શકતી નથી.

ફારસી સાહિત્યની ખરી મહત્તા અને મોજ તેની સૂફી કવિતામાં જણાય છે. "મસનવી"ના રૂપમાં સૂફી કવિતા પ્રથમ જોડવાનુ માન હકીમ સનાઈ (મરણ ૧૧૩૧)ને જાય છે. એ શાયર પહેલાં તો પ્રશંસાત્મક કવિતા લખતો. એના વખતમાં એક અર્ધદીવાનો શખ્સ હતો, જેનું નામ લોકોએ મશ્કરીમાં "લાઇખુર" (કાદવ ખાનાર) પાડ્યું હતું. એક દિવસ લાઈખુરે જાહેરમાં ઇચ્છા દર્શાવી કે ખુદા સનાઈને અંધ બનાવે. કારણ પૂછતાં તે બોલ્યો કે સનાઈ જેવા સમર્થ કવિની કવિતા પ્રભુભક્તિને નહિ પણ એક દુન્યવી રાજાની વખાણને અર્પણ થતી હોવાથી તેને આવી સજા જરૂર થવી જોઈએ. સનાઈ આ વાત સાંભળી સૂફી બની ગયો અને "હદીકત ઉલ હકીકત" (સત્યનો બાગ)

નામનું જાણીતું કાવ્ય તેણે રચ્યું. હવે દુનિયા ઉપરથી તેનું મન ઊઠી ગયું હતું, અને જ્યારે સુલતાન બહેરામશાહે એને પોતાની બેટી શાદીમાં આપવાનું કહ્યું ત્યારે સનાઈએ ચોખ્ખી ના પાડી

સનાઈ પછી જો બીજો મહાન સંત કવિ થયો હોય તો તે ફરીદ ઉદ્દીન અત્તાર (૧૧૧૯–૧૨૩૦) હતો, જે મોગોલોના ભયંકર હુમલા દરમ્યાન બહુ મોટી વયે કતલ થયો હતો તેનો ધંધો પ્રથમ તો "અત્તાર" (સરૈયા) નો હતો. એક દિવસ તેણે એક દરવીશને પોતાની દુકાન પાસેથી હાંકી કાઢચો. દરવીશે કહ્યું—"પ્રભુ પાસે જવુ મારે માટે સહેલ છે, કેમકે આ ઝભ્ભા સિવાય મારી પાસે કશું નથી; પણ તું આટલી દુન્યવી માલમત્તા છોડી માલક પાસે શી રીતે જઈ શકીશ?" એટલું બોલી દરવીશ લુગડું ઓઢી સૂઈ ગયો અને ખુદાની દરબારે પહોંચી ગયો આ જોઈ અત્તારને વૈરાગ્ય ઉત્પન્ન થયો; તેણે અત્તરની દુકાન લૂંટાવી દીધી, અને પોતે સુફી થઈ ગયો. એનું જાણીતું પુસ્તક "મનતિક ઉત તયર" (પક્ષીઓનું તર્કશાસ્ત્ર) સૂફીવાદનું મહાન કાવ્ય છે; તે એક રૂપકકથા છે અને અનેક વાર્તાઓ અને દષ્ટાંતોથી તે મનોહર બન્યું છે. એ કાવ્યમાં અનેક પ્રકારનાં પક્ષીઓ (એટલે મનુષ્યાત્માઓ) કાફ પર્વતમાં રહેતા સીમુર્ગ નામના એક મહાન પક્ષી (એટલે પરમાત્મા) ને મળવા ઊડે છ, અને આઠ ખીણોમાંથી (અનેક અનુભવોમાંથી) પસાર થાય છે. આ મુસાફરી બહુ કષ્ટદાયક પુરવાર થાય છે અને માત્ર ત્રીસ પક્ષીઓ ધારેલી મંઝિલે પહોચે છ. પણ જ્યારે તેઓ સીમુર્ગને મળ્યાં ત્યારે તેઓને એક આશ્ચર્યકારક અનુભવ થયો કે આટલા લાંબા પ્રવાસ છતાં તેઓ તો પોતાને જ પહોંચ્યા હતા, અને સીમુર્ગ તો તે સઘળાનો સામટો સરવાળો જ હોય એમ જણાયું. શાયર એવું બતાવવા ઇચ્છે છે કે બ્રહ્મસાક્ષાત્કાર તે માત્ર આત્મસાક્ષાત્કાર જ છે, અને ઈશ્વરને સંપાદન કરવા પહેલાં વ્યક્તિએ પોતાની જાતને જ યોગ્ય રીતે સમજવી જોઈએ. ખૂબી એ છે કે સીમુર્ગ એક મોટા પક્ષીનું નામ છે, પણ અત્તાર એ શબ્દ ઉપર શ્લેષ કરી એનો અર્થ "સી–મુર્ગ" અથવા ત્રીસ પક્ષી એવો કરે છે: એટલે પ્રવાસ કરનાર પેલા ત્રીસ પક્ષીઓ છેવટે તો 'સી–મુર્ગ' ને (ત્રીસ પક્ષીઓને) એટલે પોતાની જ ખરી જાતને પિછાની શકયાં હતાં. અંગ્રેજી સાહિત્યમાં જોન બન્યનની અમર ગદ્યકૃતિ "પિલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ" માં ક્રિશ્ચિયન નામના નાયકે મોક્ષનગર તરફ પ્રવાસ કર્યો હતો; તેને કેટલેક દરજ્જે મળતું આ કાવ્ય

છે. અત્તારનું બીજું જાણીતું પુસ્તક "તઝકરત ઉલ ઔલિયા" (સંતોના જીવન ચરિત્રો) છે. વળી "પંદનામા" (શિખામણની ચોપડી) નામનો તેનો એક લઘુગ્રંથ બહુ લોકપ્રિય પુરવાર થયો છે.

હવે સૂફી શાયરોના સિરતાજ મૌલાનાં જલાલુદ્દીન રૂમી (૧૨૦૭–૧૨૭૨) ઉપર આવીએ. એ ઈકોનિયમ શહેરમાં રહેતો અને એ શહેર એશિયા માઈનર (રૂમ) માં આવેલું હોવાથી એ રૂમી કહેવાતો. છેક કિશોરાવસ્થાથી જ અત્તારે તેનું ભવિષ્ય ભાખ્યું હતું અને રૂમી એક મહાન સૂફી થશે એમ જાહેર કર્યું હતું. રૂમીએ પણ આભાર દર્શાવતાં કહ્યું છે કેઃ—

"અત્તાર રૂહ બૂદ વ સનાઈ દો ચશ્મે ઉ;
મા અઝ પયે સનાઈ વ અત્તાર આમદીમ :"

યાને, અત્તાર આત્મા સમાન છે અને સનાઈ તેનાં બે ચક્ષુઓ છે. અમે તો માત્ર સનાઈ અને અત્તાર પાછળ ચાલ્યા આવ્યા છીએ. રૂમી એક સાચો સૂફી હતોઃ અનેક વાર તેને આધ્યાત્મિક દર્શનો થતાં અને તે સમાધિમાં પડતો. એનામાં આધ્યાત્મિકતા અને ઉચ્ચ શાયરીનો વિરલ સંયોગ થયો હતો. એનો ગુરુ શમ્સે તબરીઝ એક ભટકતો દરવીશ હતો, જેનું લોકોએ મશ્કરીમાં "પરન્દા" (ઊડનાર) નામ પાડ્યું હતું. લોકો શમ્સની વિચિત્રતાથી ત્રાસ પામી તેને હેરાન કરતાંઃ ખુદ રૂમીના અનુયાયીઓએ તેને આ પાગલ દરવીશની સોબત છોડવા કહ્યું, પણ રૂમી પોતાના ગુરુને છેવટ સુધી વળગી રહ્યો. જ્યારે શહેરમા ફાટી નીકળેલા એક તોફાન દરમ્યાન શમ્સ બેજાન થયો ત્યારે તેની યાદમાં રૂમીએ "નૃત્ય કરતા દરવીશો" નો એક સંઘ સ્થાપ્યો. રૂમીએ ગઝલોનો એક દીવાન (કિતાબ) રચી, અને દરેક ગઝલમાં પોતાનું નામ નહિ પણ જાણે તે શમ્સે લખી હોય તેમ શમ્સનું નામ મૂકી પોતાના ગુરુ પ્રત્યેનું અહેસાન વાળ્યું. આજે પણ રૂમીએ લખી હોવા છતાં એ કિતાબ "દીવાને શમ્સે તબરીઝ" ના નામથી પ્રસિદ્ધ છે.[1]

૧. ગ્રીક ફિલસૂફીના ઇતિહાસમાં આને મળતો એક દાખલો જગપ્રસિદ્ધ છે. પ્લેટોના "સંવાદો" માં તેના ગુરુ સૉક્રેટિસને જ બોલતો ચીતરેલો છે. પ્લેટોનાં પુસ્તકો જાણે તેણે પોતે નહિ પણ સૉક્રેટિસે રચ્યાં હોય એવી રીતે તેમની રજૂઆત થઈ છે. સ્વામી વિવેકાનંદ પણ પોતાની અસામાન્ય શક્તિ અને વિદ્વત્તાનો જશ હમેશાં પોતાના નિરક્ષર ગુરુ શ્રી રામકૃષ્ણ પરમહંસને આપતા એ સૌને સુવિદિત છે.

રૂમીનું મહાન પુસ્તક "મસનવી" ને નામે ઓળખાય છે. મસનવી તો ગઝલ, કસીદા, રૂબાઈ વગેરેની પેઠે કવિતાનો એક પ્રકાર છે; પરંતુ રૂમીએ જ્યારથી મસનવીનો ઉપયોગ કર્યો ત્યારથી એ શબ્દ જાણે ખાસ રૂમીના જ કાવ્ય માટે વપરાતો થઈ ગયો છે. રૂમીએ કુરાન ઉપર મનનચિંતન કરી તેનું રહસ્ય નિચોવી પોતાના ગ્રંથમાં ભર્યું છે. કુરાનની આયતોના આલંકારિક અર્થો કરતા પણ એ ડગ્યો નથી અને સૂફીવાદ કુરાન સાથે સુસંગત છે એમ એણે પોતાના કાવ્યમાં બતાવ્યું છે. એણે કહ્યું છે કે:—

"મા ઝ કુરઆન મગ્ઝ રા બર દાશ્તીમ,
ઉસ્તુખ્વાન ખેહરે સગાન અન્દાખ્તીમ"

યાને, અમે કુરાનમાંથી તમામ રહસ્ય ખેંચી લીધું છે અને ખાલી હાડકું કૂતરાઓને ફેંક્યું છે. સૂફીવાદનું કોઈ ધર્મશાસ્ત્ર નથી; પણ જો હોઈ શકે, તો એ માનને લાયક કિતાબ રૂમીની "મસનવી" છે. એને માટે કહેવાયુ છે કે —

"મસનવીએ મૌલવીએ મઅનવી
હસ્ત કુરઆન દર ઝબાને પહેલવી"

યાને મૌલાના રૂમીની રહસ્યપૂર્ણ મસનવી તે ઈરાની ઝબાનમાં લખાયેલી કુરાન જ છે. રૂમીને એક ઈશ્વરનિષ્ઠ સૂફી અને મહાન શાયર તરીકે બહુમાન મળતું અને તેને માટે કહેવાય છે કે.—'નીસ્ત પયગમ્બર વલી દારદ કિતાબ", યાને જો કે રૂમી પયગમ્બર નથી તોપણ તે (ઈશ્વરી પ્રેરણાવાળી) કિતાબ ધરાવે છે.

રૂમીને ક્રિયા, રીતરિવાજ, રૂઢિ, પ્રણાલિકા, સ્થાપિતમત વગેરેની કશી જ પડી નહોતી: એને માત્ર ઈશ્વરની જ લગની લાગી હતી, અને જે માર્ગે તે ઈશ્વરના સતત સાન્નિધ્યમાં રહેવા ઇચ્છતો તે પ્રેમમાર્ગ હતો. બીજા સૂફી કવિઓની પેઠે એનામાં શરાબ (આધ્યાત્મિક પ્રેરણા), સાકી (શરાબ પાનાર), મયખાને (શરાબખાનું) અને પીરે મોગાન (શરાબખાનાનો માલિક અર્થાત્ સદ્ગુરુ) વગેરેની ઝાઝી વાતો પણ આવતી નથી. એની વાણી અત્યંત ગંભીર, અને એના વિચારો ગૂઢ અને સૂક્ષ્મ છે. એના શબ્દો બહુ સહેલા છે, પણ વિચારો એટલા મુશ્કેલ હોય છે કે કેટલીકવાર ટીકા વિના એને સમજવો કઠણ થઈ પડે છે. જાણે કોઈ દેવવાણી દ્વારા સંક્ષિપ્તમાં સૂત્ર ઉચ્ચારાતું હોય એવી એની શૈલી અર્થભારથી અસ્પષ્ટ બની જાય છે. એની મસનવીમાં ૨૬૦૦૦

એતો (ચરણો) છે, અને તે પુસ્તક ૭ વિભાગમાં વહેંચી નાખવામાં આવ્યું છે. પૂરતી યોગ્યતા વિના એક સામાન્ય વાંચક આ મસનવી સમજી શકે નહિ, જો કે "દીવાને શમ્સે તબરીઝ" સહેલાઈથી અને આનંદપૂર્વક વાંચી શકાય છે. મિ. નિકલ્સન[1] મસનવીની અસ્પષ્ટતાથી અકળાઈ તેને વર્ડ્ઝ્‌વર્થની "એક્સકર્ઝન" સાથે સરખાવી તેને ઉતારી પાડે છે, અને કહે છે કે એ બન્ને કાવ્યો રેતીના રણ સમાન છે; જો કે તેઓમાં ઠેરઠેર તાઝગીભરી, ખુશનુમા જગ્યાઓ આવે છે. રૂમીમાં હાફિઝની ઝમક નથી, સાદીનો હાસ્યરસ નથી, ફિરદૌસીનો જોશ નથી; પણ પોતાના વિષયને અનુસરતા ગુણો એનામાં પૂરતા પ્રમાણમાં છે. જાણે શાંત ભક્તિ અને ગૂઢ તત્ત્વજ્ઞાન ભવ્ય કવિતાનું રૂપ ધારણ કરી આવ્યાં હોય એમ મસનવીના વાચકોને લાગે છે. વિચારોના સ્પષ્ટીકરણ વાસ્તુ રૂમીએ અનેક નાની મોટી વાર્તાઓ અને દૃષ્ટાંતો આપી વાંચકોને ઉપકૃત કર્યા છે. સૂફી કાવ્યસાહિત્યની ગિરિમાળામાં સૌથી ઉચ્ચ શિખરે રૂમીની મસનવી વિરાજે છે.

બોધાત્મક કવિતાનો સૌથી આગેવાન પ્રતિનિધિ તે સમસ્ત ફારસી સાહિત્યનો સૌથી શ્રેષ્ઠ પ્રતિનિધિ છે. તમામ ફારસી લેખકોમાં સૌથી જાણીતો અને લોકપ્રિય લેખક શેખ સાદી ૧૧૮૪માં જન્મી ૧૨૯૧મા ૧૦૬ વર્ષની અતિ બુઝુર્ગ વયે જન્નતનશીન થયો. ઈરાનનો સૌથી જાણીતો પ્રાંત તે ફાર્સ; ફાર્સનું સૌથી જાણીતું શહેર તે શીરાઝ, અને શીરાઝનુ ખાસ ગૌરવ તે એના બે મહાન લેખકો — સાદી અને હાફિઝ. સાદીએ અતાબેક સુલતાન સાદ બિન ઝંગીની અને પાછળથી એના પુત્ર અબૂબક્રની ખિદમત કરી હતી, અને તેમનાં નામ ઉપરથી એણે પોતાનું ઉપનામ સાદી રાખ્યુ. બગદાદની પ્રસિદ્ધ નિઝામિયા મદ્રેસામાં એણે અભ્યાસ કર્યો અને એના ગુરુ શહાબુદ્દીન સહરાવર્દીએ એનામાં સૂફી સંસ્કારો રેડ્યા. ઘણાં વર્ષો પછી મોંગોલ બાદશાહ હલાકુખાનના પાશવી હુમલાથી બગદાદ ૧૨૫૮માં પડ્યું, અને એ કરુણ પ્રસંગે સાદીએ એક જાણીતુ કાવ્ય લખ્યું હતુ. સાદીને મુસાફરીનો ભારે શોખ હતો અને લગભગ ત્રીસ વર્ષો સુધી એણે અનેક ઠેકાણે પ્રવાસ કરી જ્ઞાન અને અનુભવ પ્રાપ્ત કર્યાં, એકવાર તો તે ફ્રૅંક લોકોને હાથ કેદ પકડાયો, પરંતુ એક ઓળખીતા માણસે ખર્ચ કરી તેને છોડાવ્યો, અને પોતાની બેટી સાથે સાદીનું લગ્ન કર્યુ. એ સ્ત્રી એક કર્કશા હતી. અને સાદી પોતાનાં પુસ્તકોમાં સ્ત્રી જાતિ માટે જે

1. "Selections from the "Divan e Shams e Tabriz'" Introduction by R A. Nicholson

હલકો વિચાર રજૂ કરે છે તેનું મૂળ કારણ તેની પત્નીની તરફથી તેને મળેલો કડવો અનુભવ છે. પોતાના "બોસ્તાન"નામના કાવ્યમાં સાદી પોતાની હિંદુસ્તાનની મુસાફરી વિશે લખે છે, અને સોમનાથના મંદિરમાં એક બ્રાહ્મણ યુક્તિ વાપરી કેમ લોકોને ઠગી દેવાનો "ચમત્કાર" બતાવતો હતો, પરંતુ સાદીને હાથે કેમ પકડાઈ જવામાં ફેંકાયો હતો, તેનું વર્ણન આપે છે[1]

સાદીએ મોટી ઉંમરે લખવું શરૂ કર્યું અને તે એના પુસ્તકો ઉપરથી તુરત જણાઈ આવે છે ઈરાનમાં કોઈ એવું બાળક કે વૃદ્ધજન ન હોય કે જેણે ગુલિસ્તાન (બગીચા) વાચ્યું ન હોય, અને "ગુલિસ્તાન" વાચવું એ એક જિંદગીનો લહાવો છે જાણે કોઈ જ્ઞાનવૃદ્ધ પણ ખુશમિજાજી ગુરુનો હાથ ઝાલી જગતમાં ફરવા નીકળ્યા હોઈએ એવો આપણને વાચતાં અનુભવ થાય છે 'ગુલિસ્તાન' ગદ્યમાં છે જો કે તેમાં પુષ્કળ પદ્ય આવે છે અનેક વાર્તાઓ, દૃષ્ટાંતો વિચારરત્નો કાવ્યકણિકાઓ અને ખાસ કરી લેખકના પોતાના જીવનના અનુભવો અને પોતાની મુસાફરીની વિગતોની તે એક ખાણ છે એમાં તત્ત્વજ્ઞાનની ચર્ચા નથી, પરંતુ સમસ્ત જીવન ઉપર એક વયોવૃદ્ધ અનુભવીની ટીકા છે જુવાનીની મસ્તી બુઝુર્ગીની નાતવાની, સુલતાનોના મનસ્વી ફાટા, દરવેશોની દુનિયા પ્રત્યે બેપરવાઈ, હિમ્મતનો કદર જમાનાના રંગઢંગ, સદ્ગુણનું શુભ પરિણામ અને બૂરાઈનો બદઅંજામ વગેરે તમામ દુન્યવી શાણપણ સાદીના ગ્રંથોમાંથી મળશે પોતાના વિશાળ પ્રવાસો અને અનુભવોમાંથી એણે બોધનું નવનીત તારવ્યું છે અને હીરા સમાન ચમકતા સૂત્રોમાં રજૂ થઈ તે ફારસી સાહિત્ય દીપાવે છે સાદીએ જીવનની લીલીસૂકી પુષ્કળ જોઈ હતી તોપણ એના મનની સમતુલા ખોરવાતી નથી અને એની વાણીમાં કટુતા આવતી નથી ફારસી લેખકોમાં સાદી જેવો વ્યવહારુ જ્ઞાન અને નીતિ ચર્ચતો કોઈ બીજો લેખક ન હોય સાદી ચાતુ કહેતો કે ધનસંપત્તિ કરતાં સદ્ગુણોની ખિનવ ણી ગડેનર હોય છે ન કે સદ્ગુણ જ દૈલત છે, સદ્ગુણ જ સુખનું સાધન છે પ્રેમ, સખાવત શાંતિ મતોષ ક્ષમા પ્રામાણિકપણું વગેરે અનેક સદ્ગુણો ઉપર સાદીએ દૃષ્ટાંતો સાથે રસિક ચર્ચા કરી છે નમી સાદી સમજ અને હાસ્યરસને લીધે એ લેખ વાચકને અનિદ્રિય થઈ પડ્યો છે એની શૈલી અત્યંત મીઠી શિષ્ટ અને સુમધુર છે, અને પ્રસંગાનુસાર લેખક ઉચિત શબ્દો વાપરી શકે છે એની સઈની એમારતનુ

[1] શ્રી રત્નમણિરાવ ભીમરાવે તેમના સોમનાથ માં આ કિસ્સાને સાજબી રીતે કલ્પિત ઠરાવ્યો છે આ બાબતની વિસ્તૃત ચર્ચા મોનાના સૈયદ અબુઝફર નદવીએ ગુજરાતનો ઈતિહાસ (ભાગ ૧) માં કરી છે

અનુકરણ ઘણાએ કર્યું છે પણ કોઈ એટલો સફળ નીવડ્યો નથી. એને મજાક ઉડાવવાનો પણ શોખ છે અને દંભી ધર્મગુરુઓની એણે બરાબર ખબર લીધી છે; પરંતુ કોઈ પણ ખાનગી વ્યક્તિની એણે નિંદા કરી નથી. સાદીના અનેક વિચારો અને દૃષ્ટાંતો લોકમુખે ચડી ગયા છે, અને જેટલા સાદીના પુસ્તકોમાંના અવતરણો ઈરાનીઓ છૂટથી વાપરે છે તેટલાં કોઈ બીજા લેખકના વપરાતા નથી. ઈરાનનો મોટામા મોટો નીતિશિક્ષક તે શેખ સાદી. ઈરાની ચારિત્ર્ય ઉપર કોઈ પણ સાહિત્યકારે સૌથી વધુ, સૌથી કલ્યાણકારી અને કાયમની અસર જો કરી હોય તો તે સાદીએ કરી છે. મિ. કલોડ ફિલ્ડ[૧] કહે છે તેમ પૂર્વના દેશોમા કુરાન સિવાય જો કોઈ પુસ્તક સૌથી વધુ વંચાતુ હોય તો તે સાદીનુ "ગુલિસ્તાન" છે.[૨] ધર્મ-ગુરુઓ ધર્મસ્થળોમા સદીઓ સુધી ઉપદેશ આપી જેટલી અસર દેશના ચારિત્ર્ય ઉપર ન કરી શક્યા તે સાદી પોતાના પુસ્તકોમાંનાં વ્યવહારુ જ્ઞાન, રસિકચર્ચા અને ઉચિત દૃષ્ટાંતો વડે કરી શક્યો.

પરતુ સાદીની નીતિચર્ચા હંમેશાં ઉચ્ચ કોટિની રહેતી નથી તે અખેદ નોધવુ પડે છે. કેટલીકવાર તે ઉપદેશે છે કે સમો જોઈને સોગઠી મારવી અને સજોગ પ્રમાણે નીતિ રાખવી. સાદીનુ એક વાક્ય સૌ કોઈને યાદ રહી ગયુ છે:—"દરૂધે મસલેહત આમીઝ બેહ અઝ રાસ્તીએ ફિતને અંગીઝ" યાને ભલુ કરવાના હેતુથી બોલાયેલુ અસત્ય ફિતનો જગાડનાર સત્ય કરતા બેહતર છે. કમનસીબે સાદીના મહાન પુસ્તકોમા પણ કેટલીકવાર અશ્લીલ વિચારો અને અશિષ્ટ ભાષા જોવામાં આવે છે "ખબીસાત" (દુષ્ટ વિચારોનો ગ્રથ) નામનું એક પુસ્તક પણ એણે લખ્યુ હતુ કે જે લંપટી વિચારો અને હલકી રમૂજોનો સગ્રહ છે. પરતુ તે પુસ્તક સાદીએ રાજીખુશીથી લખ્યુ ન હતું, પણ એક બદચાલના શાહજાદાએ જોરજબરીથી એની પાસે લખાવ્યુ હતું. પ્રો. બ્રાઉન[૩] જેમ ફિરદૌસીની કદર ન કરી શક્યા તેમ સાદીની પણ કદર કરવામા નિષ્ફળ નીવડ્યા, અને તેઓ "ગુલિસ્તાન"ને માટે "ફારસી ભાષામાં સૌથી વધુ ચાણક્યનીતિ શીખવતી કિતાબોમાંની એક" એવો મત ઉચ્ચારે છે પ્રો. બ્રાઉન વધુમાં કહે છે કે "ગુલિસ્તાન" ઉચ્ચ કે

૧. "Persian Literature" by Claud Field

૨ આગ્લ સાહિત્યમા બાઈબલ સિવાય જો કોઈ પુસ્તકનો સૌથી વધુ ખપ હોય તો તે જૉન બન્યનનુ "પિલગ્રિમ્સ પ્રોગ્રેસ" છે.

૩. "A Literary History of Persia" by Prof. E G. Browne, Vol II

નીચ અભિરુચિને માફક આવી રહે એવુ પુસ્તક છે, અને તે અકહાર્ટ અને થોમસ એ કેમ્પિસ (જેવા સતો) ને અને સીઝેર બોર્જ્યા અને હેનિયોગેબાલસ (જેવા દુષ્ટો)ને એકસરખુ પ્રિય થઈ પડશે સાદીની અમુક ખામી ઉપર બહુ વધારે પડતુ વજન મૂકીને પ્રો બ્રાઉને આ ટીકા કરી છે તે સાથે આપણે સમત થતા નથી ફારસી સાહિત્યની અને ઈરાની સમાજની સાદીએ કરેલી સેવાએ અદ્વિતીય છે અને તે સહેલાઈથી ભુલાય એમ નથી સાદીના બુઝુર્ગી, વિદ્વત્તા, પવિત્ર જીવન અને સાહિત્યસેવા માટે ઈરાનમા એને બહુમાન મળતુ માનાર્થે એને મૌ શેખ સાદી કહી બોલાવતા અથવા માત્ર શેખ કહીને જ સબોધતા અને કેટલાકો વળી એમ માનતા કે એ ચમત્કારો પણ કરતો એ ગમે તેમ હોય પણ સમસ્ત જીવનના અનેક પાસાનો ચિતાર, અને સદ્ગુણથી જીવન કેવુ ઉન્નત થાય છે તેનો ખ્યાલ, આપણને શેખ સાદીમાથી સૌથી ઉત્તમ રીતે જાણવા મળશે ફારસી સાહિત્યમા જો કોઈ પણ જીવનનો અભ્યાસી શેક્સ્પિયરની વધુ નજદીક આવી શક્યો હોય તો તે શેખ સાદી છે

બોધાત્મક સાહિત્યના એક બીજા લેખકનુ નામ નાસિરઉદ્દીન તુસી (૧૩મી સદી) હતુ, જેણે દેશદ્રોહ કરી પોતાના નામ ઉપર મોટુ કનક લગાડયુ હતુ એ "Assassins" નામની એક બહુ જાણીતી ખૂની ટોળીની સેવા કરતો, પણ મોગોલોના હુમલા વખતે એણે પોતાના આશ્રયદાતાઓને બરાબર ફસાવી પોતાની સલામતીનો રસ્તો કાઢયો આગળ જતા એ જ વિદ્વાન લેખકે વિશ્વાસઘાત કરી બગદાદના છેલ્લા ખલીફને મોગોલ શાહ હુલાકુખાનના હાથે ૧૨૫૮મા ફસાવી કતલ કરાવ્યો તે દેશદ્રોહી એક મહાન ફિલસૂફ, ખગોળવેત્તા અને ગણિતશાસ્ત્રી હતો તે મોગોલ સેના સાથે ફરતો, અને જ્યારે પુસ્તકાલયો ફના થતા ત્યારે તેમાથી એણે પોતાનો ચાર લાખથી વધુ પુસ્તકોનો ખાનગી ગ્રથભડાર બનાવ્યો સૌ સાથે દગો કરી આ નીતિનો નમૂનો હવે જગતને નીતિબોધ આપવા બેઠો એણે "અખલાકે નાસિરી" (નાસિરઉદ્દીનનો નીતિબોધ) નામનો એક જાણીતો ગ્રથ લખ્યો, જેમા એણે અનેક સદ્ગુણો વિશે ચર્ચા કરી છે. પરતુ એ ગ્રથની શૈલી બહુ જ કઠણ હોવાથી તે લોકપ્રિય થઈ શક્યો નહિ નાસિરઉદ્દીને અનેક વિષયો ઉપર ૫૬ ગ્રથો લખ્યા હતા. એની વિદ્વત્તા માટે બે મત નથી. પણ અગ્રેજ કવિ પોપે બેકન માટે લખ્યું હતું તેમ આપણે નાસિરઉદ્દીન માટે કહીશુ કે—"the wisest. brightest, meanest of mankind" (માનવજાતમા તે સૌથી ડાહ્યો, સૌથી તેજસ્વી, પણ સૌથી નીચ હતો)

હવે ફારસી ભાવપ્રધાન કવિઓના મુગટમણિ સમા શાયર હાફિઝ વિશે થોડીક ચર્ચા કરીશું. તેનો જન્મ ૧૪મી સદીના પૂર્વાર્ધમાં થયો હતો, અને આખું કુરાન એને કંઠસ્થ હોવાથી એને "હાફિઝ" (યાદ રાખનાર) નું નામ અપાયું. ફારસી સાહિત્યના ગુલશનમાં હાફિઝ જેવું બુલબુલ બીજું કોઈ નથી. એક કિન્નરનું ગાયન સાંભળ્યા પછી કયો દુન્યવી સંગીતકાર આપણને સંતુષ્ટ કરી શકે? હાફિઝની ગુલાબ સમાન ગઝલોના મધનો આનંદ માણનાર મધમાખીને તે જ પુષ્પો ઉપર ચાલુ ભમવું ગમે છે, અને બીજાં ગુલશનો ઉપર ઊડવાનું મન પણ થતું નથી. ફારસી કવિતાનાં પ્રેરણા અને પદલાલિત્ય. સૌન્દર્ય અને માધુર્ય હાફિઝમાં પરાકાષ્ઠાએ પહોંચ્યાં. જેમ ફિરદૌસીમાં શૌર્ય, નિઝામીમાં કલ્પના, રૂમીમાં ભક્તિ, સાદીમાં શાણપણ, અને ગઝ્ઝાલીમાં વિદ્વત્તા તેમ હાફિઝનાં કાવ્યોમાં એક પ્રકારની મસ્તી કે ઉન્માદનો અનુભવ થાય છે. હાફિઝ વાંચતાં હૈયું હેલે ચડે છે, દિલ આનંદમાં ડોલે છે, ચિત્તમાં ખુમારીનો નશો આવે છે. કદાચ આ સર્વની જરૂર જીવનમાં ન હોય, પણ એ પ્રેમઘેલાને જીવનની પડી હતી જ ક્યાં?

હાફિઝની ખૂબીનું બ્યાન, કરતાં અતિશયોક્તિ પણ થઈ જવાનો ભય રહે છે. મિ. ઑટો રોથફિલ્ડ[1] હાફિઝ માટે લખે છે:—"No other lyric poet in any language that I know, not even Ronsard, has ever attained so great a loveliness or can be likened to this Raphael among Persian poets." ગ્રીક કવિઓમાં એનેક્રીઓન અને આંગ્લ કવિઓમાં રોબર્ટ હેરિક સાથે હાફિઝને સરખાવી શકાય, કેમકે એ સઘળાનો માનીતો વિષય હતો— "ઇશ્કબાઝી ઓ જવાની ઓ શરાબે લઅલફામ" (ઇશ્કબાજી, જુવાની અને માણેક સમાન રાતો શરાબ). ગુજરાતના શૃંગારરસિક ભક્તકવિ દયારામ અને હાફિઝ વચ્ચે તો અતિઘણું સામ્ય છે.[2] હાફિઝમાં શરાબ છે જે દયારામમાં નથી, પરંતુ બન્નેમાં પ્રેમનાં તોફાન, ઉન્માદ અને ઉત્કટતા છે, અને પ્રેમથી ઉદ્ભવતાં ત્યાગ અને જગત પ્રત્યેની બેપરવાઈ છે. બંનેનો પ્રેમભક્તિનો કટોરો સૌંદર્ય અને માધુર્યથી છલોછલ ભરેલો છે. બન્નેની

1. "The Value of Persian Literature": an article by Mr. Otto Rothfield in the Dr. Sir J. J. Modi Memorial Volume

૨. દી. બ. કૃષ્ણલાલ મો. ઝવેરીએ ૧૯૦૦માં આપેલું વ્યાખ્યાન:— "દયારામ અને હાફિઝ"

હૃદયવીણામાથી નીકળતા ઉદ્દગારો વાચકની લાગણીઓમાં ચેતન જગાવે છે. બન્નેની વાણીમાં કુદરતી સગીન અને સાચી કવિત્વશક્તિ તુરત જણાઈ આવે છે. બને કવિઓ મસ્ત, નિરકુશ અને પોતપોતાના ગાનમા સુલતાન છે. તેમના આ છેક ઉઘાડા શૃંગારરસનુ પાન કરવુ હોય તો તેમનો પ્રેમ દુન્યવી નહિ પણ ખુદાઈ હતો એ હરઘડી યાદ રાખવુ જોઈએ; નહિતો મદિરાપાન, બલ્કે વિષપાન, કરતા વધુ આફતકારક પરિણામ આવશે, અને સમાજની અધોગતિ થવાનો ભય રહેશે.

મુઝફ્ફરીવશનો શાહ મુબારેઝઉદ્દીન અને તેનો પુત્ર શાહ શુજાઅ અને તેનો વઝીર કવામઉદ્દીન હાફિઝના આશ્રયદાતાઓ હતા. હાફિઝને શીરાઝ અત્યત વહાલુ હતુ અને દયારામની એક ગોપી કહે છે તેમ.— "વ્રજ વહાલુ રે વૈકુઠ નહિ જાઉ" તેમ હાફિઝને શીરાઝ છોડી જન્નત પણ જવુ ગમતુ નહિ! બીજા પ્રાતોના રાજાઓના આમત્રણોનો એ ચાતપૂર્વક અસ્વીકાર કરતો. બગાળના શાહ ગયાસુદ્દીનના આમત્રણનો પણ એણે એવો જ ઉત્તર વાળેલો. પરતુ દક્ષિણ હિંદના સુલતાન મુહમ્મદશાહ બાહમનીનુ આમત્રણ એણે કબૂલ રાખ્યુ, અને હિંદ આવવાની તૈયારી કરી: પરતુ સમુદ્રના દેખાવથી તેને એવો ભય પેઠો કે તે બાદશાહની ક્ષમા યાચી ગાયરે પાછું શીરાઝ ભણી પ્રયાણ કર્યું ૧૩૯૨મા તૈમૂરલગે મુઝફ્ફરીવશનો અંત લાવી તેના પાયતખ્ત શીરાઝની ખરાબી કરી. તે પ્રસગે તૈમૂરે હાફિઝને પોતા પાસે બોલાવી ખખડાવ્યો કે:— "મેં મારી શમશીરથી સમરકદ અને બોખારા જીત્યાં છે; પણ તે તારી એક ગઝલમા માશૂકના ગાલ ઉપરના એક તલ ખાતર એ બને શહેરો કોની રજાથી કુરબાન કરી દીધા?" હાફિઝે તુરત કહ્યુ:—'જહાંપનાહ! આવી મારી અવિચારી કુરબાનીઓથી જ હુ પાયમાલ બની ગયો છુ." તૈમૂર પ્રસન્ન થયો અને હાફિઝ પોતાની આ હાજરજવાબીથી તે નરવ્યાઘ્રના પજામાથી છૂટો થયો. આ કિસ્સો દૌલતશાહે નોધ્યો છે, પણ તે ખરો છે કે કેમ તે વિષે શંકા રહે છે હાફિઝની કબર ઉપર જે લેખ લખાયો છે તે પ્રમાણે શુમાર કરતા તે હિજરી ૭૯૨ (ઈસ્વી ૧૩૯૦)મા મરણ પામ્યો કહેવાય; પરતુ તેમ હોય તો ૧૩૯૨માં તૈમૂર એને બોલાવી શકે નહિ. બીજાઓના મત પ્રમાણે હાફિઝ ૧૩૯૩મા મરણ પામ્યો હતો. આશ્ચર્યકારક એ છે કે હાફિઝ જેવા પ્રસિદ્ધ કવિની મૃત્યુની સાલ તદ્દન નિશ્ચિત નથી.

એમ કહેવાય છે કે સૌથી પ્રથમ હાફિઝ તદ્દન કંગાલ અને હાસ્યજનક કવિતા રચતો. પરતુ નીચે દર્શાવેલા ચમત્કાર પછી તે એક મહાન

કવિ બનવા પામ્યો. હાફિઝ શાખે નબાત નામની એક સુંદરીના પ્રેમમાં હતો. એના વખતમાં એવી માન્યતા હતી કે બાબા કુહી નામની ટેકરી ઉપર આવેલી "પીરે સબ્ઝ" નામની વેરાન જગ્યામાં જો કોઈ શખ્સ ઊંઘ્યા વિના ૪૦ રાત્રિઓ પસાર કરે તો તે એક મહાન કવિ બની શકે. હાફિઝે આ કાર્ય માથે લીધું અને દિવસમાં ઊંઘ લઈ રાત્રિઓ એણે "પીરે સબ્ઝ"માં પસાર કરી. છેક ચાલીસમે દિવસે શાખે નબાતે હાફિઝ પ્રત્યે પોતાનો પ્રેમ જાહેર કર્યો, જે તે દિન પર્યંત તેણે કર્યો હતો નહિ, અને શાયરને પોતા પાસે આવવાનું કહ્યું. હાફિઝ ડગમગી ગયો, પરંતુ અપૂર્વ સંયમ રાખી માશૂક કરતાં કવિતાને પસંદ કરી તે ચાલી નીકળ્યો અને "પીરે સબ્ઝ" ગયો, જ્યાં તેને આગુદીહ ખ્વાજા ખિઝ્રનાં દર્શન થયાં, અને તેમના આશીર્વાદથી હાફિઝે ઉત્કૃષ્ટ કાવ્યામૃતની પ્રસાદી ચાખી. મિ. દીનશાહ જે. ઈરાનીના મત પ્રમાણે હાફિઝ જરથોસ્તી ધર્મના સિદ્ધાંતો માનતો અને જે "પીરે મુઘાન" એની ગઝલોમાં આવે છે તે તેના ખરા અર્થમાં, એટલે એક ઈરાની ગુરુના અર્થમાં, મિ. ઈરાની લેતા. એઓ પ્રમાણે હાફિઝે પોતાની પ્રેરણા એક જરથોસ્તી સૂફી પાસેથી મેળવી હતી. આપણે એ પ્રશ્ન હાલ ચર્ચી શકીએ એમ નથી.[1]

હાફિઝ એક સૂફી હતો પરંતુ એ ત્યાગી વેરાગી નહોતો. પવિત્રતાનો દંભ કરનાર ધર્મગુરુઓ અને ખુદ સૂફીઓને એણે સખ્ત ચાબખા માર્યા છે. હાફિઝે પ્રેમની પરિપૂર્ણતા અને તેના આનંદ કરતાં પ્રિયાના વિરહ અને તેથી ઊપજતી અનહદ અશાંતિ વિશે વધુ લખ્યું છે. એને મનથી પ્રેમ અને પ્રિયા, શરાબ અને શીશો, ગુલ અને બુલબુલ, યૌવન અને વસંત વિના સૃષ્ટિમાં બીજું કાંઈ નથી. ફરજ કે જવાબદારી, કાયદો કે રીતરિવાજ, નીતિ કે ધર્મ, કશું જ સ્વીકારવા આ પ્રેમઘેલો ના પાડે છે. એના વિચારો દર્શાવવા એની એક ગઝલમાંથી થોડી પંક્તિઓ લઈએ:—

"આશકે યારમ મરા બા કુફ્રો બા ઈમાન ચે કાર?
તિશ્નેએ દર્દમ મરા બા વસ્લો બા હિજ્રાન ચે કાર? . . . . .
કિબ્લે ઓ મિહરાબે મન અબ્રુએ દિલદારસ્ત ઓ બસ;
ઈન દિલે શૌરીદેહ રા બા ઈન ચે વ બા આન ચે કાર?
ચુન કે અંદર હરદો આલમ યાર મીબાયદ મરા,
બા બિહિસ્ત ઓ દોઝખ ઓ બા હૂર ઓ બા ધિલમાન ચે કાર?"

---

૧. વધુ માટે જુઓ "Hafiz of Shiraz", an article by Mr. Sohrab H. Batliwala in the Dinshah J. Irani Memorial Volume.

યાને હું પ્રિયાનો આશક છું; મને અધર્મ અને ધર્મ સાથે શી લેવાદેવા? હું (પ્રેમના) દર્દનો તરસ્યો છું; મને સંયોગ અને જુદાઈ સાથે શી નિસબત? . . . . દિલદારની આંખો ઉપરની ભમર એ જ મારો કેબલો[1] અને મિહરાબ છે અને તે પૂરતું છે: આ પ્રેમી પાગલના દિલને પેલી કે ઓલી વસ્તુ સાથે શું કામ? મને તો બન્ને દુનિયામા પ્રિયા જ જોઈતી હોવાથી બહેશ્ત કે દોઝખ, અપ્સરા કે સોહામણા કિશોરોની મનેશી જરૂર?

હાફિઝ એક સુફી હતો અને જામી તેને "લિસાન ઉલ ગેબ" (ગેબી ઝબાન) અને "તરજુમાન ઉલ અસરાર" (ભેદોનો ભાષ્યકાર) જેવા ખિતાબો આપે છે. જેઓ શબ્દશઃ એને સમજશે તેઓ એને એક અધર્મી, બિનજવાબદાર, બેપરવા, શરાબી જ ગણશે. કેટલાક ટીકાકારો એણે લખેલી દરેક લીટીનો આલંકારિક અર્થ કરતા નથી, પરંતુ કેટલીક લીટીઓનો અર્થ તો જેમ છે તેમ જ થવો જોઈએ એમ માને છે હાફિઝ જ્યારે મરણ પામ્યો ત્યારે પણ અધર્મી ગણી એને કબ્રસ્તાનમાં દફન ન કરવો એમ ધર્માંધોએ નિશ્ચય કર્યો. આ ઉપરથી એની દીવાન (ગઝલોની કિતાબ) ખોલીને ફાલ જોવામાં આવી અને નીચેની લીટીઓ વાંચી સૌ આશ્ચર્યચકિત થયા :—

"કદમ દરીઘ મદાર અઝ જનાઝેએ હાફિઝ;
કે ગરચે ઘર્કે ગુનાહસ્ત મીરવદ બબિહિશ્ત"

યાને હાફિઝના જનાઝાથી તારાં પગલાં અટકાવીશ નહિ, કેમકે ગુનાહોમાં ડૂબ્યો હોવા છતાં એ બહેશ્તમાં પહોંચી જાય છે. તે બાદ માનપૂર્વક એની દફનક્રિયા કરવામાં આવી હતી. મુસીબતના વખતમાં હાફિઝની દીવાન ખોલી જે લીટી ઉપર પહેલી નજર પડે તે ફાલ જોનારની મુશ્કેલીઓનો ઉકેલ કરશે એવી માન્યતા વધવા લાગી બાઈબલ, કુરાન અને વરજિલનાં મહાકાવ્ય "ઈનીઈડ"નો પણ ફાલ જોવા માટે આવો જ ઉપયોગ થાય છે.[2] ડૉ. સૈયદ અબ્દુલ મજીદ[3] પ્રમાણે ઑરગઝેમ જેવા

---

૧. "કિબ્લો" એટલે નિમાઝ પઢનાર જ્યા પોતાનું મુખ ફેરવે તે જગ્યા અથવા દિશા: ઘણે ભાગે કાબાને માટે આ શબ્દ વપરાય છે. "મિહરાબ" મસ્જિદની ભીંતમા કોતરેલા એક નકશીદાર ગોખને કહે છે જે કાબાની દિશા બતાવે છે; એ ગોખમાં ઊભા રહી ઈમામ પોતાની પાછળ ઊભેલી મંડળીને નિમાઝ પઢાવે છે. માટે કિબ્લો અને મિહરાબનો અહીં અર્થ આરાધ્ય વસ્તુ થાય છે.

૨ "Some Interesting Forms of Divination" from "Art & Morality and other Essays" by Prof. Firoze C. Davar.

3. "The Rubaiyat of Hafiz": translated with Introduction by Dr. Saiyad Abdulmajid.

સંસ્કારી બાદશાહ અને નાદિરશાહ જેવા અજ્ઞાન લૂંટારા પણ હાફિઝની દીવાનમાંથી ફાલ જોતા. એક વિદ્વાન મિત્ર તરફથી જાણવા મળે છે કે જ્યારે સ્વ. ડૉ. રવીન્દ્રનાથ ટાગોર ઈરાન ગયા ત્યારે એઓને હાફિઝની દીવાન આપવામાં આવી હતી: તે ખોલી ફાલ જોતાં નીચલી પંક્તિઓ વાંચી તેના ઔચિત્યથી તેઓ આશ્ચર્ય પામ્યા હતા:—

'શકરશિકન શવન્દ હમે તૂતિયાને હિંદ
ઝ ઈન કંદે પારસી કે બબંગાલે મી રવદ:"

યાને જ્યારે આ ઈરાની ખાંડ બંગાળ પાછી ફરશે ત્યારે હિંદુસ્તાનના સઘળા પોપટો સાકર ચાવતા થઈ જશે! હાફિઝ સૂફી હતો તે વિશે બે મત હતા, પણ સઘળા અભ્યાસીઓ સંમત છે કે એના જેવો શીરીન ઝમાનનો શાયર અને હૃદયમાં અજનવી ઊર્મિઓ જગાડનાર કવિ ફારસી સાહિત્યમા બીજો કોઈ થયો નથી.

ઈરાનના શિષ્ટ સાહિત્યના યુગ (classical age) નો છેલ્લો મહાન શાયર જામી (૧૪૧૪–૧૪૯૨) હતો: ખોરાસાનમાં આવેલા જામ નામના ગામડાનો એ વતની હોવાથી એને એ નામ મળ્યું હતું. તૈમૂરી-વંશનો હેરાતનો સુલતાન હુસેન ઈબ્ન બયકરા અને ખાસ કરી તેનો અતિ બાહોશ વઝીર મીરઅલી શીર નવાઈ જામીના આશ્રયદાતાઓ હતા. મીર અલી શીરની સરખામણી રોમના મિસીનાસ અને હિંદના અબ્દુર રહીમ ખાનખાનાન સાથે સાહિત્યકારોના એક મહાન આશ્રયદાતા તરીકે થઈ શકે. મીર અલી શીરે અવિવાહિત જીવન ગાળ્યું હતું. તે પોતે શાયર હતો અને "ફાની"ના તખલ્લુસથી કવિતા રચતો અને કવિઓનાં જીવનચરિત્રો પણ લખતો. પ્રો. બ્રાઉન[1] પ્રમાણે એણે ૩૭૦ મદ્રેસાઓ સ્થાપી હતી અગર તેમને નાણાંની મદદથી નભાવી હતી. જામીનું સૌથી જાણીતું પુસ્તક "બહારિસ્તાન" (વસંતનું ધામ) સાદીના "ગુલિસ્તાન"ના અનુકરણમાં લખાયેલું હતું, જો કે તે ગુલિસ્તાન જેટલી લોકપ્રિયતા સંપાદન કરી શક્યું નહિ. એમાં સૂફીઓ અને શાયરો વિશે પુષ્કળ ઉપયોગી માહિતી આપવામાં આવી છે. તે ગદ્યમાં છે, પરંતુ તેમાં પદ્યનું પ્રમાણ બહુ મોટું છે. જામીની શૈલી આડંબરી અને અતિશયોક્તિભરી હોય છે, અને મોંગોલ સમયમાં લખાયેલી હોવાથી એમાં શબ્દાળુતા, ભભક અને વધારે પડતા અલંકારો જોવામાં આવે છે. જામીનું બીજું પુસ્તક "સલમાન વ અબસાલ" હતું જેનો પણ

૧. "Persian Literature under Tartar Dominion" by Prof. E. G. Browne

તરજુમો કરી ફિટ્ઝજિરાલ્ડે ઉમર ખૈયામની રૂબાઈઆત પેઠે તેને યુરોપ જાણીતુ કરી દીધું છે. આ ગુહ્યાર્થ ધરાવનારા પુસ્તકમા સલમાન (આત્મા) અબસાલ (શરીર) ઉપર મોહિત થાય છે. અબસાલ મરણ પામી સલમા શોકસાગરમાં ડુબાડી જાય છે. પરંતુ ધીમેધીમે આ દુન્યવી પ્રેમ ઉપર સલમાન એક સદ્દગુરુની મહાયથી ખુદાઈ મહોબત તરફ પહોચે છે

ફિરદૌસીએ "યુસુફ વ ઝુલેખા" નામનું કાવ્ય લખેલું કહેવાય જો કે એ વિશે હાલના અભ્યાસીઓ શકાશીલ છે. બાઈબલ અને કુરાન યુસુફ (જોસફ) નુ નામ પ્રસિદ્ધ છે. જામીએ પણ એ જ વિષય ઉપર એ અતિ સુંદર કાવ્ય લખ્યુ છે જે ફિરદૌસીને નામે ચડાયેલા તે નામના કાવ્ય કરતા ચડિયાતું ગણી શકાય. જામીના બીજા પુસ્તકોમા એક "નફહાત ઉ ઉન્સ" (મિત્રાચારીના શ્વાસો) કે જેમા સૂફીઓના જીવનચરિત્રો આપવામા આવ્યા છે. વળી "લવાયેહ" (ચમકારા) નામનુ એનુ પુસ્તક સૂફીવા ઉપર પ્રકાશ પાડે છે. જામીનો રાજા સુલતાન હુસેન બયકરા તૈમૂરી વંશનો છેલ્લો રાજા હતો ઇસ્માઈલ નામના એક સાહસિક સૈનિકે ૧૪૯૯મા એની ઉપર જીત મેળવી ઈરાનનો મોટો ભાગ એકત્ર કર્યો. એણે જાણીતે સફવી વંશ સ્થાપ્યો, અને એ પોતે શિયા હોવાથી હવે ઈરાનમા શિય પંથનુ જોર પુષ્કળ ફેલાયુ સફવી વંશના આરંભથી ફારસી સાહિત્યનુ ગુલશન ધીમે ધીમે કરમાવા માડ્યુ; તેના શિષ્ટ સાહિત્યના યુગ (classical age)નો જામી છેલ્લો શાયર મનાય છે

હવે ગદ્યમા જે મુખ્ય ફારસી ગ્રંથો લખાયા તે તપાસીએ, જો કે આપણે ચર્ચેલા સાદી, નાસિરઉદ્દીન તુસી વગેરે લેખકોએ ગદ્યમા પણ લખ્યુ હતુ. ફારસી કવિતાની પેઠે ફારસી ગદ્ય પણ પહેલાં સહેલી અને સૌને સુગમ પડે એવી શૈલીમા લખાતુ, જો કે ધીરે ધીરે તેમા કૃત્રિમતા, શબ્દાળુતા અને પાંડિત્યદંભ એટલા પ્રમાણમાં આવી ગયાં કે તે વાચવુ પણ કઠણ થઈ પડ્યું. સહેલા ગદ્યમા વિચારોની સ્પષ્ટતા, અને ઇતિહાસ, તત્ત્વજ્ઞાન વગેરે કોઈ પણ વિષયની તાર્કિક રજૂઆત થઈ શકે છે, જ્યારે કઠણ અને ગૂંચવણ ઉત્પન્ન કરનારા ગદ્ય દ્વારા તેમ થઈ શકતુ નથી. એક પાના ઉપર શરૂ થતુ વાક્ય બીજા પાના ઉપર પૂરુ થાય એવી ગદ્યશૈલીની અંદર લેખકના શબ્દો ઉપરના પ્રભુત્વ માટે થઈ શકતી હશે. પરંતુ તેવી શૈલીમા લખાયેલો ઇતિહાસ હાસ્યાસ્પદ બની જાય છે, અને કમનસીબે ફારસી સાહિત્યમા તેમ થયુ છે પણ ખરું. પ્રો. બ્રાઉન[1] પ્રમાણે ફારસી

1 'A Literary History of Persia" by Prof E. G Browne Vol II

ગદ્ય ત્રણ પ્રકારનું હોય છે — (૧) "આરી" (નગ્ન અથવા શણગાર વિનાનું); (૨) મુરજ્જઝ (સ્વરપાતવાળું, cadenced); અને (૩) મુસજ્જઅ (પ્રાસયુક્ત, rhymed). કેટલીકવાર ફારસી ગદ્યમાં પુષ્કળ પદ્ય પણ આવે છે. આપણે જોઈ ગયા તેમ એ ભાષામાં પ્રાસ જોડી શકાય એવી કુદરતી સવડતાઓ પુષ્કળ હોય છે, અને જ્યારે "મુસજ્જઅ" ગદ્યમાં લખાણ થયું હોય ત્યારે ગદ્ય વાંચીએ છીએ કે પદ્ય તે પણ સમજાતું નથી. આવા લખાણથી ગદ્ય સમજવાની મુશ્કેલીમાં વિશેષ વધારો થાય છે.

ઈરાનીઓ ઇતિહાસના શોખીન છે અને સૌથી પહેલો જાણીતો ઈરાની ઇતિહાસકાર તબરી (૮૩૮-૯૨૨) ફિરદૌસીની પણ પહેલાં થઈ ગયો. એણે જગતનો ઇતિહાસ અરબીમાં લખ્યો અને સહેલી અને સાદી ફારસી ભાષામાં તેનું ભાષાન્તર સામાનીવંશના વઝીર બલઅમીએ ૯૭૦માં કર્યું. બલઅમીનો આ ફારસી તરજુમો ફારસી ગદ્યસાહિત્યનો જૂનામાં જૂનો નમૂનો છે. મોંગોલ સમય દરમ્યાન અતા મલેક જુવયનીએ મોંગોલ વિજેતા ચંગીઝખાન ઉપર "તારીખે જહાનકુશા" (જહાન જીતનારની તવારીખ) નામનો ઐતિહાસિક ગ્રંથ ૧૩મી સદીમાં લખ્યો. મોંગોલો તવારીખનો ભારે શોખ ધરાવતા અને ઇતિહાસકારોને ખાસ ઉત્તેજન આપતા. તે જ સમયનો બીજો જાણીતો ઇતિહાસકાર વસ્સાફ હતો, જેણે પોતાની "તારીખ" (તવારીખ) માં આડંબરી અને કૃત્રિમ ભાષાને તેની પરાકાષ્ઠાએ પહોંચાડી હતી. કોઈને સજા કરવી હોય તો ફરજિયાત તેની પાસે "તારીખે વસ્સાફ" વંચાવવી તે જ સમયના સંસ્કારી અને બાહોશ વઝીર રશીદ ઉદ્દીન ફઝલુલ્લાહે "જામઅ ઉત તવારીખ" (ઇતિહાસનો સારસંગ્રહ) નામનું જાણીતુ પુસ્તક રચ્યું. હમદુલ્લાહ મુસ્તોફીએ "તારીખે ગુઝીદા" (પસંદ કરવા જોગ તવારીખ) અને "ઝફરનામે" (વિજય ગ્રંથ) લખ્યાં. "ઝફરનામે" પદ્યમાં છે; તેની ૭૫૦૦૦ બેતો છે, અને તે ઇસ્લામના આરંભથી લેખકના સમય — લગભગ ૧૩૩૦ સુધીનો ઇતિહાસ વર્ણવે છે. એક રીતે તો તે "શાહનામા"નું અનુસંધાન કહેવાય. ઈરાનનો સૌથી જાણીતો ઇતિહાસકાર મીરખોંદ ૧૪૩૩ ૧૪૯૮ હતો એણે "રોઝત ઉસ સફા" (સફાઈનો બાગ) નામનો બહુ લોકપ્રિય ઇતિહાસ-ગ્રંથ લખ્યો. એનો આશ્રયદાતા જાણીતો વઝીર મીરઅલી શીર નવાઈ હતો, જેણે જામી જેવા શાયર, દૌલતશાહ જેવા જીવનચરિત્રકાર, મીરખોંદ જેવા તવારીખનવીસ અને કાશેફી જેવા અતિ લોકપ્રિય ગદ્યલેખક વગેરે

સાહિત્યકારોને આશરો આપ્યો હતો. "રોઝત ઉસ સફા" નો ઘણોભાગ મીરખોંદની બીમારી દરમ્યાન લખાયો હતો. ઇતિહાસ હોવા છતાં તેમાં વાગ્વિસ્તાર અને વધારે પડતી શોભા અને શણગારનો દોષ તો ખરો જ. મીરખોંદનો પૌત્ર ખોંદમીર (૧૪૭૫–૧૫૩૫) પણ એક પ્રસિદ્ધ ઇતિહાસકાર હતો. ઈરાનમાં અશાંતિ જોઈ તે હિંદમાં બાબરશાહના દરબારમાં આવી ચડ્યો અને હુમાયુને ગુજરાત ઉપર કરેલી ચડાઈ દરમ્યાન તેની છાવણીમાં જ એ મર્ણ પામ્યો. ખોંદમીરની કૃતિઓમાં સૌથી જાણીતો ગ્રંથ "હબીબ ઉસ સીયર" (જીવનચરિત્રોનો મિત્ર) છે.

ફારસી સાહિત્યમાં વિવેચનશાસ્ત્ર જેવું બહુ ઓછું છે. અમુક લેખકના સમયની સામાજિક અને રાજકીય ભૂમિકા આપવી, અથવા એના ગુણદોષોની શાસ્ત્રીય પદ્ધતિએ સમીક્ષા કરવી, અથવા સાહિત્યમા એનો શો ફાળો હતો તે નક્કી કરવો એવું કશું ટીકાકારો ખાસ કરતા નહિ, પરંતુ પ્રત્યેક લેખકની પાર વિનાની પ્રશંસા કરી જાણે તેના યુગમાં તે જ સર્વશ્રેષ્ઠ હોય તેમ જાહેર કરવામાં આવતું. નિઝામી અરૂઝી સમરકંદીની[1] "ચહાર મકાલે" (ચાર નિબંધો) માં યા જામીની "બહારિસ્તાન"માં પણ આ પ્રકારની સમીક્ષા થતી જણાતી નથી. જીવનચરિત્રકારો અને ટીકાકારોમાંથી આપણે બાંધેલી હરીની ૧૫૦૦ સુધીની હદમાં આવતા બે જ લેખકો લઈશું. મુહમ્મદ ઔફી (મરણ ૧૩મી સદી) હઝરત મુહમ્મદના અબ્દુર રહેમાન બિન ઔફ નામના એક સોબતીનો વંશજ હતો; તેણે "લુબાબ ઉલ અલબાબ" (રહસ્યોનું રહસ્ય) નામનો ફારસી સાહિત્યમાં જીવનચરિત્રનો સૌથી જૂનો ગ્રંથ લખ્યો હતો, જેમા તેણે લગભગ ૩૦૦ કવિઓ વિશે લખાણ કર્યું છે. આ પુસ્તકમાં ઉપયોગી માહિતી કે ટીકાને ઠેકાણે ઠાઠમાઠભરી ભાષાને વધુ મહત્ત્વ અપાયું છે. સુલતાન હુસેન બયકરાના રાજ્યમાં (૧૫ મી સદીમા) દૌલતશાહ સમરકંદીએ પોતાનું "તઝકરત ઉશ શોઅરા" (શાયરોનાં જીવનચરિત્રો) નામનું પ્રસિદ્ધ પુસ્તક રચ્યું જે બહુ લોકપ્રિયતા પામ્યું. એ પુસ્તક દૌલતશાહે પોતાના આશ્રયદાતા મીર અલી શીર નવાઈને અર્પણ કર્યું હતું. એમાં ઉપયોગી અને રસિક વિગતોનો સારો ભંડાર છે, જો કે વિગતોની ચોકસાઈ માટે લેખકે ઝાઝો શ્રમ લીધેલો લાગતો નથી.

---

૧. આ ગદ્યલેખકને પ્રસિદ્ધ શાયર નિઝામી ગંજવી સાથે ભેળવી દેવો જોઈતો નથી.

બીજા પરચૂરણ ગદ્યલેખકો વિશે હજી થોડીક ચર્ચા કરવાનું રહે છે. બુ અલી સીના (૯૮૦–૧૦૩૭) એક અસંત બુદ્ધિમાન, પ્રતિભાશાળી, જ્ઞાનપિપાસુ ફિલસૂફ હતો, જેની સરખામણી પ્રસિદ્ધ જર્મન લેખક ગટે સાથે જ થઈ શકે. દશમે વર્ષે આખું કુરાન કંઠસ્થ કર્યા પછી તે ફિલસૂફી, વિજ્ઞાન, તર્કશાસ્ત્ર, ગણિત અને વૈદકવિદ્યા પછવાડે મંડયો. ભૂમિતિનાં પાંચ પાનાં વાંચી તે આખું શાસ્ત્ર પોતાની મેળે જ શીખ્યો. વૈદ તરીકે તો એ લગભગ ચમત્કારો જ કરતો અને ચમત્કારથી લોકોને બચાવતો. એણે બે પુસ્તકો "કાનૂન" અને "શફા" અનુક્રમે વૈદકવિદ્યા અને તત્ત્વજ્ઞાન ઉપર લખ્યાં હતાં. એની ફિલસૂફી ઉપર પ્લેટો અને ઍરિસ્ટોટલની અસર હતી. એનું એક વિશાળ પુસ્તકાલય આગથી ફના થયું હતું, પરંતુ લોકમત પ્રમાણે બુ અલી સીનાએ તે તમામ કંઠસ્થ કરી જાણી જોઈને ફૂંકી માર્યું હતું કે કોઈ બીજો એનો ઉપયોગ કરી ન શકે! એ શાયર પણ હતો અને એની થોડીક રૂબાઈઓ ઓમર ખૈયામની રૂબાઈઓ તરીકે પ્રસિદ્ધ થઈ જવા પામી છે. સુલતાન મહમૂદ ગઝનવી આ અદ્‌ભુત શક્તિવાળા વિદ્વાનને હાથ કરવા માગતો હતો, પરંતુ બુ અલી સીના ભાગી છૂટયો હતો. એનો સમકાલીન અલબીરૂની પણ મહામુસીબતે એ જ સુલતાનના પંજામાંથી છૂટી નાઠો. અલબીરૂની ગણિત અને જ્યોતિષમાં અતિ કુશળ હતો. એનું "આથાર ઉલ બકીયેહ" (બાકી રહેલાં સ્મરણચિહ્નો) ઈરાની સંસ્કૃતિના અભ્યાસ માટે બહુ આવશ્યક ગણાય. અલબીરૂની હિંદ આવ્યો, સંસ્કૃત ભણ્યો અને "તારીખ અલ હિંદ" નામે એક અતિ જાણીતી કિતાબ લખી ગયો. સલજુક વંશના શાહ અલ્પ અરસલાનનો વિદ્વાન વઝીર નિઝામ ઉલ મુલ્ક પણ ૧૧ મી સદીમાં થઈ ગયો હતો. તેણે બગદાદમાં એક મહાન જ્ઞાનકેન્દ્ર સ્થાપ્યું હતું જે તેના નામ ઉપરથી "નિઝામિયા મદ્રેસા" તરીકે ઓળખાયું. નિઝામ ઉલ મુલ્કે "સિયાસત નામા" (રાજકારણનો ગ્રંથ) નામની મશહૂર કિતાબ લખી હતી. તેમાં ચાણક્યનીતિ જેવું કશું નથી, પણ તેમાં પારસીઓ, ખ્રિસ્તીઓ, યહૂદીઓ વગેરેને સરકારી નોકરી ન આપવા વિશે સૂચન છે. સ્વાનુભવ ઉપરથી એણે આ રાજકારણનું પુસ્તક લખ્યું હતું. "ઈસ્માઈલી" નામની પુષ્કળ અપજશ પામેલી એક ખૂની સંસ્થા વિરુદ્ધ તેણે લખેલું હોવાથી તે જ ખૂનીઓને હાથે તે ૧૦૯૨માં કતલ થવા પામ્યો હતો.

એક અતિ જ્ઞાનવાન અને બુદ્ધિશાળી નર વિશે થોડુંક વિવેચન કરી આ પ્રકરણ સમાપ્ત કરીશું. અલ ગઝ્ઝાલી (૧૦૫૮–૧૧૧૧) ઈરાન અને

ઇસ્લામની મગરૂરી સમાન છે. એ ઘણે ભાગે અરબીમાં લખતો અને એણે ૯૯ ગ્રંથો રચેલા કહેવાય છે. એનો સૌથી જાણીતો અરબી ગ્રંથ "અહેયા અલ ઉલુમ વ અદ્દીન" (વિદ્યા અને ધર્મનું નવજીવન) છે. ગઝ્ઝાલીએ પોતે એનો સંક્ષેપમા "કીમીયા એ સઆદત" (સુખનુ કીમ્યુ) નામે ફારસી અનુવાદ કર્યો હતો. મૂળ અરબી ગ્રંથને માટે કહેવાયુ છે કે ઇસ્લામને લગતી બધી કિતાબો જો નાશ પામે અને ગઝ્ઝાલીની આ એક જ કિતાબ બાકી રહે તોપણ આપણને કાંઈ ખોટ પડે નહિ. સુયુતી નામના લેખકે તો કહ્યુ છે કે હઝરત મુહમ્મદ પછી જો કોઈ પણ પયગમ્બર થઈ શકતો હોય તો તે માન ગઝ્ઝાનીને મળવું જોઈએ. એની બુદ્ધિ પણ બુ અલી સીનાની બુદ્ધિ જેવી કુશાગ્ર હતી. એકવાર મુસાફરીમાં એનો તમામ સામાન લૂંટાઈ ગયો, ત્યારે તેણે લુટારુઓને કાકલૂદી કરી પોતાનાં વ્યાખ્યાનોની નોંધ પાછી આપવાની વિનતિ કરી. એક લુટારાએ તે પાછી આપી કટાક્ષ કર્યો કે જે જ્ઞાન સહેલાઈથી લૂંટાઇ જાય તેની કીમત કેટલી ! ગઝ્ઝાલીની આ શબ્દોથી આંખો ખૂલી : તે ઘેર ગયો અને તેણે પોતાનુ આખું કિતાબખાનું કંઠસ્થ કરેલું કહેવાય છે.

ગઝ્ઝાલીએ નાસ્તિકવાદથી શરૂઆત કરી હતી, પરંતુ છેવટે તત્ત્વજ્ઞાન, તર્કશાસ્ત્ર અને બુદ્ધિબળ વડે એણે ઇસ્લામની શ્રેષ્ઠતા પુરવાર કરી. એમ છતા એ ધરાયો નહિ; એને લાગ્યુ કે શ્રદ્ધા વિના તત્ત્વજ્ઞાન લાંબું છેટું કાપી શકશે નહિ; માટે જીવનમાં એણે ધર્મ અને આધ્યાત્મિકતાની જરૂર જોઈ, અને ઇસ્લામ ધર્મની પરાકાષ્ઠા એને સૂફીવાદમાં જણાઈ. એ પોતે પણ સૂફી થઈ ગયો, અને મરતા પહેલાં સૂફીઓ માટે એક મઠ બંધાવતો ગયો. સૂફીઓએ જે પ્રેરણા અને સમાધિ દ્વારા મેળવ્યું તે ગઝ્ઝાલીએ બન્યુ ત્યાંસુધી બુદ્ધિ દ્વારા મેળવવાનો પ્રયાસ કર્યો. રૂમીએ જે પ્રેમભક્તિ અને આલંકારિક અર્થોથી પ્રાપ્ત કર્યું તે ગઝ્ઝાલીએ તર્કશાસ્ત્રાનુસાર પદ્ધતિસર જ્ઞાન દ્વારા સંપાદન કર્યું. એની સેવાઓથી તત્ત્વજ્ઞાનીઓ, ધર્મગુરુઓ અને સૂફીઓ સૌને સંતોષ થયો, અને એને "હુજ્જત ઉલ ઇસ્લામ" (ઇસ્લામની સાબિતી) નો અદ્વિતીય ખિતાબ એનાયત કરવામાં આવ્યો. ફારસી સાહિત્યની મગરૂરી તેના વિદ્વાનોમાં હશે, પણ ફારસી સાહિત્યનાં ગુલશનની ખરી ખૂબી, શોભા અને રોનક તો એના શાયરોમાં જ સમાયેલી રહેશે.

# ૧૯

# ફારસી સાહિત્યની ઉર્દૂ અને તુર્કી સાહિત્યો ઉપર અસર

ફારસી ભાષા અને સાહિત્યની અસર ઉર્દૂ ઉપર એટલા વિશાળ પ્રમાણમા પડી હતી કે તેના પ્રતાપે ઉર્દૂનાં રંગ, રૂપ અને માનસિક વાતાવરણમાં ક્રાંતિકારી ફેરફારો થયા હતા. દ્રવિડી ભાષાઓના અપવાદ સિવાય, ભારતવર્ષીય પ્રાંતિક ભાષાઓનું મૂળ સંસ્કૃતમાં જ છે. હિંદી પણ શૌરસેની પ્રાકૃત દ્વારા સંસ્કૃત ઉપરથી જ ઊતરી આવી છે. પશ્ચિમ હિંદમાં દિલ્હી અને મીરત તરફ બોલાતી હિંદીમાંથી ઉર્દૂનો જન્મ થયો. ઉર્દૂનો ખરો અર્થ છાવણી છે,—એટલે છાવણીમાં સમાગમમાં આવતા હિંદુ-મુસ્લિમો મારફતે ઉર્દૂ ભાષા ઉદ્ભવી. હિંદી અને ઉર્દૂ એક જ મૂળમાંથી ઉદ્ભવેલી હોવા છતાં તેમની ખિલવણી જુદી જુદી દિશાઓમાં થઈ. હિંદીમાં સંસ્કૃત શબ્દો વધતા જ ગયા અને તે પ્રધાનતઃ હિંદુઓને હાથે ખીલવા પામી, જ્યારે ઉર્દૂ ફારસી-અરબી શબ્દોથી સમૃદ્ધ બની અને મુખ્યત્વે તેના લેખકો મુસ્લિમો હતા. આરંભમાં તો ઉર્દૂમા લગભગ ૬૦થી ૭૦ ટકા હિંદી શબ્દો હતા અને તે હિંદી વ્યાકરણને અનુસરતી: પણ જેમ જેમ ઈરાનમાંથી આવતા મુસ્લિમો સાથેનો સંપર્ક વધતો ગયો અને ફારસી ભાષા જાણમા આવતી ગઈ તેમ તેમ ઉર્દૂ હિંદી સાથેનો સંબંધ છોડતી ગઈ, અને તેણે ફારસી વ્યાકરણ અને પદાન્વયની નકલ કરવા માંડી. પ્રથમ તો ઉર્દૂ સહેલી, સાદી, "સબકી બોલી" સમાન હતી, પરંતુ ફારસી-અરબી શબ્દોથી જ્યારે એ સમૃદ્ધ બની ત્યારે એ એક સાહિત્યકીય ભાષા બની ગઈ. હવે ઉર્દૂ દેવનાગરીમાં નહિ પણ ફારસી લિપિમાં લખાવા લાગી. ઉર્દૂમાં માત્ર શબ્દો જ ફારસી છે એમ નથી પણ વિચારો, વિષયો, છંદો, કાવ્યોનાં રૂપો, વાક્યરચના, અલંકારો, કલ્પનાતરંગો, શૈલી વગેરે બધું જ ફારસીમાંથી આવ્યું છે, અને ઉર્દૂ જાણે ફારસી અસર નીચે ડૂબી અદૃશ્ય થઈ ગઈ હોય એવું લાગે છે.

જ્યારથી ૧૫૨૬માં હિંદમાં મુઘલોનું રાજ્ય થયું. ત્યારથી ફારસીની મહત્તા વધી અને તે રાજભાષા થઈ. ત્યારબાદ તો ઉર્દૂ ઉપર ફારસીની

શોખ વિશેષ લાગ્યો. પરિણામે ઉર્દૂ દક્ષિણ હિંદમાં પોષાવા લાગી. પરંતુ ઔરંગઝેબના સમયમાં ઈરાન સાથેનો વ્યવહાર ઓછો થઈ જવાથી ફારસીની મહત્તા ઘટી અને ઉર્દૂનું જોર દક્ષિણમાં કમતી થઈ ઉત્તર હિંદમાં વધવા પામ્યું.

ફારસીએ ઉર્દૂ ઉપર એટલી મજબૂત પકડ જમાવી હતી કે ઉર્દૂ સાહિત્યનું હવે ફારસીકરણ થવા માંડયું, અને તેમાં સ્વદેશી તત્ત્વ બહુ ઓછું રહેતું. આપણે ૧૫મા પ્રકરણમાં જોઈ ગયા તેવા ફારસી સાહિત્યમાં રૂઢ થયેલા કલ્પનાતરંગો હવે ઉર્દૂમાં વાપરવાની એક રૂઢિ થઈ પડી. શ્રી રામબાબુ સકસેના[1] કહે છે તેમ હિંદના શૂરવીરો નહિ પણ રુસ્તમ અને અસફન્દિયાર, હિંદની નદીઓ નહિ પણ જયહુન (Oxus) અને સયહુન (Jaxartes), હિંદના પ્રેમીઓ નહિ પણ લયલી–મજનૂન યા શીરીન–ફરહાદની ઉપમાઓ હવે ઉર્દૂ સાહિત્યમાં અપાવા લાગી. ઉર્દૂ કવિતા આ દાસત્વને કારણે અકુદરતી, યંત્રવત્ અને અવાસ્તવિક દેખાવા લાગી. વિચારો, વિષયો, છંદો, કાવ્યોનાં રૂપો, અલંકારો અને શૈલી પણ જ્યાં ફારસીમાંથી લેવાની રૂઢિ થઈ પડી ત્યાં ઉર્દૂ કવિતા શાયરોના પોતાના વિચારો અને વાણીનું સાચું પ્રતિનિધિત્વ ધરાવતી બંધ પડી. ફારસી કવિતાની પેઠે ઉર્દૂ કવિતામાં પણ સૂફીવાદે દેખાવ દીધો, અને શાયર પોતે સૂફી હો યા ન હો તોપણ સૂફી વિચારો અને પરિભાષા ઉર્દૂમાં જણાવા લાગ્યાં. ઉર્દૂ કવિતામાં પણ ફારસીની પેઠે શૃંગારને પ્રધાનત્વ મળ્યું.

ફારસીની પેઠે ઉર્દૂમાં પણ પ્રાસયુક્ત ગદ્ય લખાવા પામ્યું. મોંગોલોના આગમન પછી, એટલે ૧૩મા અને ૧૪મા સૈકા બાદ, ફારસી સાહિત્યમાં ભભકભરી અને આડંબરી શૈલી સાવ સાધારણ થઈ પડી હતી. સફવી રાજ્યઅમલ દરમ્યાન ૧૬મી સદીમાં પણ તે ચાલુ રહી, અને ઠેઠ ૧૯મી સદી સુધી તેનાં દર્શન થયા જ કરતાં. તેવી જ શૈલીમાં હવે ઉર્દૂ સાહિત્ય લખાવા પામ્યું. ઘણા ઉર્દૂ શાયરોને રાજ્ય અને બાદશાહ, અમીરો વગેરેનો ટેકો હોવાથી જેમ ફારસી સાહિત્યમાં આપણે જોયું તેમ ઉર્દૂમાં પણ પ્રશંસાત્મક કવિતાએ દેખાવ દીધો. ટૂંકમાં ફારસી સાહિત્યનાં જે લક્ષણો આપણે ૧૫માં પ્રકરણમાં જોયાં તે ઘણે ભાગે ઉર્દૂમાં આપણને જોવા મળે છે; માટે એ સઘળાં લક્ષણોની પુનરુક્તિ

---

૧. "History of Urdu Literature" by Mr. Ram Babu Saksena.

અહીં કરવાની કશી જરૂર નથી અરબોના વિજય પછી ફારસી ભાષામા ૭૦ ટકા અરબી શબ્દો પેસી ગયા હતા અને તેનું અરબીકરણ થઈ ગયુ હતુ ઉર્દૂ ભાષાના પણ ફારસી અસરથી તેવા જ હાલ થયા, અને તે પણ હવે જાણે અરબીમય ફારસીની બીજી આવૃત્તિ જ બની ગઈ ફારસી ભાષાના અભ્યાસ માટે જેમ અરબીના જ્ઞાનની ભારે જરૂર હોય છે તેમ ઉર્દૂના અભ્યાસ માટે ફારસી અને અરબીની તાલીમની આવશ્યકતા રહે છે. જેવી ભારે અસર અરબીએ ફારસી ઉપર અને ફારસીએ ઉર્દૂ ઉપર કરી હતી તેવી ભાગ્યેજ એક ભાષાએ બીજી ઉપર કરી હશે

હવે હિંદમા જે ફારસી ભાષા પ્રવેશવા પામી તેના સાહિત્યનો બહુ સક્ષિપ્ત ખ્યાલ મેળવવાનો આપણે પ્રયાસ કરીશુ સૌથી પહેલો ઉર્દૂ કવિ તે પ્રસિદ્ધ શાયર અમીર ખુસરો દેહલવી (મરણ ૧૩૨૫) છે, અને એ "તૂતીએ હિંદ" (હિંદનો પોપટ) ના નામથી મશહૂર છે. પરતુ એ ભેળસેળ ઉર્દૂ લખતો, અને કેટલીક વાર એક લીટી ઉર્દૂમા અને બીજી ફારસીમા લખતો વળી એણે હિંદીમા પણ કાવ્યો રચ્યા છે. એણે એક પ્રાસયુક્ત અરબી ફારસી શબ્દકોશ અને બીજો પ્રાસયુક્ત હિંદી ફારસી શબ્દકોશ રચ્યા હતા હિંદી ફારસી શબ્દકોશનુ નામ એના પહેલા બે શબ્દો ઉપરથી "ખાલેકબારી" પડયુ છે. તે અત્યત જાણીતો છે અને પ્રાસયુક્ત હોવાથી તે દ્વારા બાળકો માટે હિંદી અને ફારસી બન્નેનો અભ્યાસ સુગમ થઈ પડે છે તેની એક "ચીસ્તાન" નામની જાણીતી કિતાબ કવિતામા સમસ્યાઓ બહુ ચતુરાઈથી રજૂ કરે છે. એ મશ્કરો અને વિનોદી હતો અને ભાષા ઉપરનું પોતાના પ્રભુત્વ અને બુદ્ધિચાતુર્ય બતાવવા તે બહુ ઉત્સુક રહેતો એણે કેટલાક એવા કાવ્યો રચ્યા છે જે જમણી બાજૂથી વાચતા ફારસી અને ડાબી બાજૂથી વાચતા અરબી વચાય વળી કેટલાક લેખો એણે નુક્તા (ટપકા) વિનાના જ હરફોમા લખી પોતાની બાહોશી બતાવી છે. નિઝામી ગજવીનુ અનુકરણ કરી એણે પણ ફારસીમા "પજગજ" (પાચ ખજાનાઓ અર્થાત્ પાચ કાવ્યો) લખ્યા છે. એ કવિતામા સૂક્ષ્મ વિચારો, પુષ્કળ અલકારો અને અતિશયોક્તિઓ કૃત્રિમ ભાષામા રજૂ કરતો એણે પોતાના બુઝુર્ગ સમકાલીન સાદીનુ અનુકરણ કરી કેટલીક અતિ સુદર ગઝલો લખી છે જેમાની કેટલીક તો જાણે હાફિઝની હોય એવી રસિક અને માધુર્યભરી છે સુલતાન અલાઉદ્દીન ખિલજીનો પુત્ર ખિઝરખાન ગુજરાતના

. હિંદુ રાજા કરણ વાઘેલાની પુત્રી દેવળરાણી જોડે પરણ્યો હતો : એ
ના અતિ કરુણ પ્રેમકિસ્સા ઉપર "ખિઝર વ દવલ" નામનું એક
અમીર ખુસરોએ રચ્યું હતું. પોતાના બાદશાહ અલાઉદ્દીન
જીની જીતો ઉપર એણે એક "ખઝાઈન અલ ફુતુહ" (ફતેહોના
ના) નામનો ગ્રંથ લખ્યો હતો, જે પ્રો. મુહમ્મદ હબીબ[1] પ્રમાણે
શયોક્તિથી ભરપૂર છે. અમીર ખુસરો અગમ્યવાદી હતો અને
તેનો પણ ભારે શોખ ધરાવતો. ઉર્દૂ સાહિત્યના અને હિંદના
ી સાહિત્યના ઇતિહાસમાં એનું નામ હમેશાં પહેલું જ મુકાશે.

ઈરાન સાથેના હિંદના સંપર્કથી હિંદમાં જે ફારસી સાહિત્ય ખીલવા
યું તેનો મુઘલોના આગમનથી પુષ્કળ વિકાસ થવા પામ્યો, અને
અકબરના દરબારમાં એ સાહિત્ય તેની ચડતી કળાએ પહોંચ્યું.
લે હવે અલાઉદ્દીન ખિલજીના સમય ઉપરથી ૧૬મી સદી ઉપર
ીશું. અકબરના દરબારના પ્રસિદ્ધ નવ રત્નોમાં ફૈઝી અને તેનો ભાઈ
નફઝલ પણ હતા. પ્રો. મુહમ્મદ અબ્દુલ ઘની[2] પ્રમાણે અમીર
રો પછી જો કોઈ બીજો મહાન કવિ હિંદી-ફારસીમા થયો હોય
તે ફૈઝી (૧૫૪૭-૧૫૯૫) હતો. ફારસી, અરબી અને સંસ્કૃતમાં
ભારે વિદ્વત્તા સંપાદન કરી હતી. મિ. ક્લૉડ ફિલ્ડ[3] પ્રમાણે એણે
ણનો વેશ ધારણ કરી એક વિદ્વાન બ્રાહ્મણ પાસથી સંસ્કૃતનું જ્ઞાન
: આ ઠગાઈનો ભોગ બની તે ગુરુએ ફૈઝીની પોતાની પુત્રી જોડે
પણ કરી આપી ખરી વિગત જણાતાં તે બ્રાહ્મણ આત્મહત્યા
નીકળ્યો પણ ફૈઝીએ તેનું મન મનાવી લીધુ. ફૈઝીએ મહાભારતનુ
ક્ષિપ્ત ભાષાન્તર સંસ્કૃતમાંથી ફારસીમાં કર્યું. શાહ અકબરના ઉત્તેજનથી
આશ્રય નીચે ઘણા સંસ્કૃત પુસ્તકો — મહાભારત, રામાયણ,
ાવતી (ગણિત ઉપરનો એક ગ્રંથ), અથર્વવેદ, શ્રીકૃષ્ણચરિત્ર,
ા, યોગવાસિષ્ઠ વગેરે — નો તરજુમો ફારસીમાં થયો હતો. ફૈઝીએ
ામી ગંજવીની "લયલી વ મજનૂન"નું અનુકરણ કરી "નલ દમન"

---

૧. "Hazrat Amir Khusru of Delhi" by Prof. Muhammad bib

૨. "History of Persian Literature at the Mughal Court" Prof. Muhammad Abdul Ghani

3 "Persian Literature" by Claud Field

(નળ દમયતી)નો કિસ્સો પણ ફારસીમા ઉતાર્યો છે એણે કુરાન ઉપર એક ટીકા લખી છે જેમા નુકતા(ટપકા)વાળા હરફોનો બિલકુલ ઉપયોગ કરવામા આવ્યો નથી અકબરના દરબારમા એને "મલેક ઉશ શોઅરા" (કવિઓના રાજા) ની પદવી મળી હતી ફૈઝી વૈદક વિદ્યા પણ જાણતો અને એક યુનાની હકીમ તરીકે પણ તે મશહૂર હતો

એનો ભાઈ અબુલફઝલ એક રાજમુત્સદ્દી તરીકે અત્યત જાણીતો હતો, અને તે અકબરના જમણા હાથ સમાન હતો ફૈઝીના જેવા જ એના ધર્મસબધી વિચારો ઉદાર હતા, અને એ બન્ને ભાઈઓની સગતથી અકબર પણ ઉદાર વિચારો ધરાવતો થયો હતો અબુલફઝલનુ મહાન અને પ્રસિદ્ધ પુસ્તક તે "અકબરનામા, જેના એક ભાગનું નામ 'આઈને અકબરી' (અકબરના કાયદા) હતું જો કે તે ભાગ જ વધુ જાણીતો થઈ ગયો છે અબુલફઝલની શૈલી અતત વિદ્વત્તાભરી અને આડબરી છે, અને તેના પાડિત્ય અને શબ્દાળુતાથી વાચક અકળાઈ જઈને આગળ પણ વધી શકતો નથી હિંદી-ફારસી પાડિત્યદભી કહેવાય, અને તેનો સૌથી દિલ ગભરાવનારો નમૂનો તે અબુલફઝલ છે તેણે દુનિયાના અનેક રાજાઓને પત્રો પણ લખ્યા હતા, અને એમ કહેવાય છે કે તે રાજાઓને જેટલો અકબરની શમશેરનો નાહ તેટલો અબુલફઝલની કલમનો ડર રહેતો

અકબરના દરબારના નવ રત્નોમાનુ ત્રીજુ રત્ન તે બહેરામખાનનો પુત્ર અબદુર્રહીમ ખાનખાનાન હતો, જેનું નામ સાહિત્યકારોના આશ્રય દાતા તરીકે હિંદમા જ નહિ પણ ઈરાન અને તુર્કસ્તાનમા પણ પ્રસિદ્ધ થયુ હતું આશ્રયદાતા તરીકે તો તેનો મુકાબલો ઈરાનના ૧૫ મી સદીના નામીચા વઝીર મીરઅલી શીર નવાઈ સાથે થઈ શકે કૌસરી[૧] નામનો એક શાયર એને માટે લખે છે —

"કે નબુવદ દર ઝમાનએ દૌરાન
ખરીદારે સખુન જુઝ ખાનખાનાન "

યાને ખાનખાનાન જેવો શબ્દોનો ખરીદનાર તે યુગના શબ્દપરીક્ષકોમા બીજો કોઈ નહોતો "રામચરિતમાનસ 'ના કર્તા ગોસ્વામી તુલસીદાસ જીનો આશ્રયદાતા પણ આ જ ઉદારમતવાદી મુસ્લિમ અમીર હતો પોતાના

---

૧ Quoted from History of Persian Literature of the Mughal Court by Prof Muhammad Abdul Ghani

પિતાની પેઠે તે પોતે એક સેનાપતિ હતો, અને ગુજરાત ઉપર મેળવેલા વિજય માટે એને "ખાનખાનાન" (અમીરોના અમીર) ની પદવી મળી હતી. એ પોતે ફારસી, અરબી, તુર્કી, સંસ્કૃત અને હિંદીમાં "રહીમ"ના તખલ્લુસથી કવિતા રચતો. એનું નામ હિંદુઓ અને મુસ્લિમોમાં યાદગાર રહી જશે.

અકબરના દરબારમા પુષ્કળ ફારસી કવિઓ થઇ ગયા, પરંતુ તેઓમાંથી બહુ જ થોડાને વિશે આપણે ચર્ચા કરીશું. ઉર્ફી શીરાઝથી આવ્યો હતો: તે ભારે ગર્વિષ્ઠ અને અહંકારી હતો. એક વખત તેણે લખ્યું હતું કે સાદી શીરાઝ માટે મગરૂર હતો તેનું કારણ એ હોવું જોઈએ કે સાદીમાં દીર્ઘદૃષ્ટિ હતી કે શીરાઝ મને (ઉર્ફીને) ભવિષ્યમાં જન્મ આપશે! તેના આવા સ્વભાવને લીધે તેને કોઈ સાથે બનતું નહિ. તેણે ઉચ્ચ કોટિનાં ગઝલો અને કસીદાઓ લખ્યા છે. નઝીરી ખાનખાનાનનું નામ સાંભળી ઈરાનથી આગ્રા આવ્યો હતો, પરંતુ અમદાવાદમાં એણે કાયમનો મુકામ કર્યો. એની શૈલી સાદી હતી જોકે સૌન્દર્ય અને માધુર્યમાં એને હિંદનો કાઆની (૧૯ મી સદીનો ઈરાનનો મહાન કવિ) ગણવામાં આવે છે. ઝુહુરી પણ ઈરાનના ખોરાસાન પ્રાંતમાંથી આવી અહમદનગરમાં વસ્યો હતો, અને બુરહાન નિઝામશાહનો રાજકવિ બન્યો હતો. ખાનખાનાનના આગ્રા આવી વસવાના આમંત્રણનો એણે માનપૂર્વક અસ્વીકાર કર્યો હતો. બીજાપુરના રાજા ઈબ્રાહીમ આદિલશાહે "નવરસ" (નવો મેવો) નામે લખેલાં કાવ્યોની એણે "સેનસ્ર" (ગદ્યમાં ત્રણ નિબંધો) નામની પ્રસ્તાવના લખી હતી. પ્રો. ધનીએ પોતાના ઉપર્યુક્ત ગ્રંથના પરિશિષ્ટમાં એ આખી આપી છે જે ઉપરથી જણાય છે કે શબ્દાળુતા અને ભભકભરી શૈલીમાં એ અબુલફઝલને પણ વટાવી જાય છે. વળી રાજાની ખુશામદ કરવામાં પણ એણે બાકી રાખી નથી. કવિતામાં કલ્પનાશક્તિ અને વર્ણન કરવાની શક્તિ એણે સારા પ્રમાણમાં બતાવી છે, જોકે એના વાગ્વિસ્તારના કારણે એને વાંચવો કઠણ થઈ પડે છે. પ્રો. ધની કહે છે તેમ ઉર્ફીમાં વિચારોની ઉત્કૃષ્ટતા હતી, ઝુહુરી બ્યાન કરવામાં બાહોશ હતો, જ્યારે નઝીરી એહમદાબાદીમાં એ બન્ને ગુણો માલૂમ પડે છે. જહાંગીરની દરબારના ફિલસૂફોમાં મિયા વજીહુદ્દીન અલવી એહમદાબાદી જાણીતા હતા, અને હજી અમદાવાદમાં ખાનપુર રસ્તા ઉપર એ સંત-વિદ્વાનનો રોઝો ઊભો છે.

અનેક ઇતિહાસકારોમાં અબુલફઝલ ઉપરાંત તે સમયમાં બદાયુની અને ફિરિસ્તા મશહૂર છે. બદાયુની ધર્માંધ હતો અને અકબરના ઉદાર વિચારો

એને મળે ઊતરતા નહિ "મુનતખબ ઉત તવારીખ" (ઇતિહાસનુ સત્વ) નામનો એનો ગ્રથ જાણીતો છે મુહમ્મદ કાસમ ફિરસ્તાનો જન્મ ૧૫૭૦ મા કાસ્પિયન સમુદ્ર પાસે આવેલા અસ્ત્રાબાદમા થયો હતો, પરતુ ૧૨ વર્ષની વયે જ તે પોતાના પિતા સાથે હિદ આવી અહમદનગરમા વસ્યો હતો પાછળથી તેણે બીજાપુરમા મુકામ કર્યો હતો બીજાપુરનરેશ ઇબ્રાહીમ આદિનશાહના નામ ઉપરથી એની પ્રસિદ્ધ તવારીખનું નામ એણે "ગુનશને ઇબ્રાહીમી" પાડયુ એ પુસ્તક ઇતિહાસ હોવા છતા શબ્દાળુતાથી અને ગદ્ય હોવા છતા પદ્યથી ભરપૂર છે એવી જ આડબરી અને પાડિત્યભરી શૈલી નઆમતખાન આલીના 'વકાયેઅ" (બનાવો) મા, ઇરાદતખાનના "મીના બાઝાર મા અને મેદિનના રુક્કઆત' (પત્રો) મા જોવા મળે છે શાહી ખાનદાનના લેખકોમા — બાબરની પુત્રી ગુલબદન બેગમ, જહાગીર, ઔરગઝેબ અને ઔરગઝેબની પુત્રી ઝેબઉન્નિસાના લખાણોમા આ શબ્દાળુતા આવતી નથી એ નોધપાત્ર છે

આડબરી શૈલીનો દોષ હિદી ફારસી ઉપર મૂકી શકાય, પરતુ ઈરાની લેખકો પોતે આવી આડબરી શૈલી વાપરતા હોવા છતા તેઓ હિદી ફારસી લેખકોમા એ દોષ જોવા નીકળે એ વાજબી નથી એમ પ્રો ઘની કહે છે મોગોલોના ઈરાન ઉપરના વિજય પછી ફારસી શૈલી જે સહેલી હતી તે આડબરી બની, ૧૬ મી સદીની શરૂઆતથી સફવી વશનો ઉદય થયો ત્યારથી તો એ શૈલીનો વાગ્વિસ્તાર વધ્યો, અને ઠેક ૧૯ મી સદીના અત સુધી તે ચાલુ રહ્યો તે આપણે જોયુ ત્યારે પોતે આડબરી શૈલીથી નિરાળા ન હોવા છતા જાણે હિદમા જ આવી ફારસી શૈલી જોવામા આવતી હોય એવો આરોપ ઈરાનના ગ્રથકારો હિદીઓ ઉપર મૂકે અને તેઓને પ્રો બ્રાઉન ટેકો આપે એ મુનાસિબ લાગતું નથી હિદી ફારસી જો આડબરી બની હોય તો તેનો અપયશ પણ ઈરાનની ફારસી ભાષાને અપાવો જોઈએ, કેમકે આપણે જોઈ ગયા તેમ હિદના ફારસી લેખકો ઈરાની ગ્રથકારોનું સદીઓ થયા અનુકરણ કરતા આવ્યા હતા છેવટે ફારસી ભાષાનું જોર હિદમાથી ઘટવા માડયુ, મુઘનશાહી નબળી પડતી ગઈ પાછળના મુઘન શાહોમા પહેનાના જેવી દાનવૃત્તિ કે સાહિત્યકારોને ઉત્તેજન આપવાની ધગશ રહી નહિ એ કારણે ઈરાનથી હિદ આવતા કવિઓની સખ્યા પણ ઠેક ઘટી ગઈ બ્રિટિશોએ હિદમા સત્તા જમાવી અને તેઓએ ઉર્દૂને રાજભાષા તરીકે જાહેર કરી છેવટે જ્યારે બ્રિટિશો જ હિદના રાજકર્તા થયા ત્યારે ઉર્દૂને ઠેકાણે અગ્રેજી રાજભાષા બની ગઈ

સાહિત્ય ઉપરાંત બીજી અનેક બાબતોમાં હિંદ ઈરાનનું ઋણી છે. મિ. અલ્લાહબક્ષ રજપૂત[1] પ્રમાણે નવરૂઝ અને મહેરગાન જેવા ઈરાની ઉત્સવો હિંદના મુસ્લિમ રાજ્યકર્તાઓ પાળવા લાગ્યા. સૂફી વિચારોએ હિંદમાં સારી પેઠે પગપેસારો કર્યો, અને ચિસ્તી, કાદરી, નક્સબંદી, સહેરાવર્દી વગેરે સૂફી સંપ્રદાયો હિંદમાં શરૂ થયા. હિંદના સૌથી પ્રથમ ઇસ્લામધર્મપ્રચારક બારમી સદીમાં થઈ ગયેલા મોઈનુદ્દીન ચિસ્તી નામે ઈરાની હતા. એ મહાન સંતમાં અકબરને અપાર શ્રદ્ધા હતી; દર વર્ષે તે એઓની કબર ઉપર ઝિયારતે જતો, અને "યા મોઈન" "યા મોઈન" એવો યુદ્ધનાદ ગજાવી તે જંગમાં ઘૂમતો. હિંદ ઈરાની કળાકારો, ચિત્રકારો અને સ્થાપત્યકારોનું પણ ઋણી છે. ઈરાની પોશાકો, પકવાનો, શરાબો અને ફળમેવા પણ હિંદમાં લોકપ્રિયતા પામ્યા. મિ. એચ. બેવરિજ[2] નામના એક ગૃહસ્થે એક વિદ્વત્તાપૂર્ણ લેખમાં ઈરાનની હિંદ સાથેની નિસબત બહુ સારી રીતે બતાવી આપી છે. બાબરશહની પટરાણી મુહિમ્મ બેગમ એક ઈરાની બાનૂ હતી, અને શાયર જામીના આશ્રયદાતા અને હેરાતના સુલતાન-હુસેન બયકરાની બહેન હતી. હુમાયુનની પત્ની અને અકબરની માતા હમીદા બેગમ પણ એક ઈરાની મૌલવીની પુત્રી હતી. મિ. બેવરિજ પ્રમાણે એડવર્ડ ધી કન્ફેસરના સમયમાં (૧૧ મી સદીમાં) ફ્રાન્સમાં આવેલા રૂઆં (Rouen) શહેરને જેમ તે વખતના લંડન સાથે સંબંધ હતો તેવો સાંસ્કૃતિક સબંધ એક વખતે ઈરાનમાં આવેલા હેરાત શહેરને દિલ્હી આગ્રા સાથે હતો: અથવા જેમ ચાર્લ્સ બીજાના વખતમાં ઇંગ્લાંડ જેમ પૅરિસ ભણી સંસ્કૃતિના ધામ તરીકે જોતું અને તેનું અનુકરણ કરતું તેમ એક વાર હિંદ પણ ઈરાનને નિહાળી ઈરાની સાહિત્ય, કળા, રીતરિવાજ, સંસ્કારિતા વગેરે અપનાવતું. જેમ ૧૫મી-૧૬મી સદીમાં યુરોપમાં પ્રબોધકાળ (Renaissance) બેઠો હતો અને ઉત્તર યુરોપની નજર ઇટલીના કળાકારો અને ગ્રંથકારો પ્રત્યે ખેંચાતી, તેમ મુગલ સમયના આરંભમાં મુસ્લિમ હિંદ પણ પોતાની તમામ સંસ્કૃતિ સારુ ઈરાન તરફ નિગાહ કરતું.

૧૬ મીથી ૧૮ મી સદીઓ સુધી ઈરાને હિંદને અનેક જાહેર કાર્યકર્તાઓ અને રાજપુરુષો આપ્યા છે. જાહાંગીરની મહારાણી નૂરજહાન એક સંસ્કારી ઈરાની બાનૂ હતી, અને તેના પિતા ગ્યાસબેગ અએતમાદ-ઉદ્દૌલા અને

૧. "Iran Today" by Mr. Allah Baksh Rajput (1945)'

૨. "India's Debt to Persia". an article by Mr. H. Beveridge I. C. S. in the Spiegel Memorial Volume

ભાઈ આસફખાને પણ હિંદના રાજકારણમા સારો ભાગ લીધો હતો. હાલના હૈદરાબાદની નિઝામશાહી ગાદીના સ્થાપક નિઝામ-ઉલ મુલ્ક, તેમના જાણીતા પિતા ઘાઝીઉદ્દીનખાન ફિરોઝજંગ બહાદુર (જેઓ ઔરંગઝેબના એક સેનાપતિ હતા), તેઓના પિતા આલમશેખ (જેઓ સમરકંદના એક પ્રસિદ્ધ સત વિદ્વાન હતા)— એ સૌ ઈરાનના એક મશહૂર સૂફી (અને શેખ સાદીના ગુરુ) શેખ શહાબુદ્દીન સહારાવર્દીના વંશજો હતા[૧] દક્ષિણ હિંદના બહામની સુલતાનોનો અતિબાહોશ પણ કમનસીબ વઝીર મહમૂદ ગાવાન, અકબરનો મિત્ર, જાણીતો તબીબ અને સરદાર હકીમ અબુલ ફતહ; શાહજહાનના સમયનો પ્રસિદ્ધ સરદાર અને જાહેર બાંધકામોનો કુશળ અને કલારસિક યોજક અલીમર્દાનખાન, ઔરંગઝેબનો નામાંકિત મંત્રી રૂહઅલ્લાહખાન, એ જ શહેનશાહના જમણા હાથ સમાન સેનાપતિ મીર જુમના, ને બાહોશ અમનદાર અને શાયર આકિલખાન અને બીજા અનેક નામદારોએ ઈરાનથી આવી ભારતમૈયાને ચરણે પોતાની સેવાઓ અર્પણ કરી હતી.[૨] ના આગાખાન પણ ઈરાનના જ અમીર ખાનદાનથી ઊતરી આવ્યા છે એ સૌને સુવિદિત છે. રાજ્યપદ્ધતિમા પણ મુઘલ શાહો ઈરાની દરબારને આદર્શ સમાન ગણતા હતા મિ બેવરિજ પોતાના ઉપર્યુક્ત લેખમા પારસીઓને પણ યાદ કરી કહે છે કે ઈરાને હિંદને પારસીઓ પણ આપ્યા, અને જેવી સેવા ઇંગ્લાડથી ૧૭ મી સદીમા નાસેલા પ્યુરિટનોએ અમેરિકાની કરી, અને ફ્રાન્સથી લુઈ ૧૪ માના રાજ્યમાથી ૧૬૮૫મા હિજરત કરી ગયેલા હ્યુગ્વેનોટો (ફ્રેન્ચ પ્રોટેસ્ટન્ટો)એ ઇગ્લાડની કરી તેવી સેવા પારસીઓએ હિંદની કરી છે પરતુ ઈરાને હિંદ ઉપર નાદિરશાહ જેવો ભયંકર વિજેતા પણ મોકલ્યો, જે અહીં આવી મયૂરાસન ઉઠાવી ગયો, તે જણાવવાનું મિ. બેવરિજ ભૂલી ગયા છે, જોકે હિંદ તે ભૂલી ગયુ નથી. પરતુ સામટી રીતે જોતા સાહિત્ય, કળા અને અનેક બીજી બાબતોમા હિંદ ઈરાનનુ ઋણી બન્યુ છે તે નિર્વિવાદ છે.

હવે ફારસી સાહિત્યની તુર્કી ઉપર કેવી વિશાળ પ્રમાણમા અસર થઈ હતી તે તપાસીએ તુર્ક એક લડાયક કોમ હતી તેઓમા બહાદુરી અને વફાદારીના ગુણો હતા પરતુ મિ ગિબ[૩] કહે છે તેમ

૧ "Anecdotes of Aurangzebe — being Sir Jadunath Sarkar's translation of 'Ahkam i Alamgiri' by Hamid ud Din Khan Nimchai Alamgiri

૨ "Studies in Mughal India" by Sir Jadunath Sarkar

૩ A History of Ottoman Poetry by Mr E J W Gibb

ધાર્મિક લાગણી અથવા તત્ત્વચિંતનવૃત્તિ જેવું ખાસ તેઓમાં કાંઈ હતું નહિ. તેઓમાંથી કેટલાક બૌદ્ધ અને કેટલાક ખ્રિસ્તી થયા અને છેવટે એક ગંજાવર બહુમતીએ ઇસ્લામ સ્વીકાર્યો. ઇસ્લામ તેઓની ખાસિયતને બંધ બેઠો એમ પણ નથી, પરંતુ સંજોગવશાત્ તેને અપનાવવામાં આવ્યો હતો. તુર્કોને ઈરાનીઓ જોડે બનતું નહિ: તેઓ ઈરાનીઓને બહુબોલા અને કાયર કહેતા, અને તે છતાં ઈરાની સંસ્કૃતિના ચઢિયાતાપણાનો સ્વીકાર કરી તે તમામ સંસ્કૃતિ તેઓએ અપનાવી લીધી. પોતાની ખાસિયતને અનુકૂળ છે કે નહિ તે તપાસ્યા વિના અથવા તેમાં પોતાના દેશને બરના ફેરફારો પણ કર્યા વિના તુર્કોએ ઈરાની સંસ્કૃતિ સ્વીકારી લીધી. ફારસી અને અરબી શબ્દોનો ધોધ હવે તુર્ક ભાષામાં વહેવા લાગ્યો. વિચારો, રીતરિવાજો, કળા અને સાહિત્યનાં ધોરણો જેમ ફારસીમાંથી ઉર્દૂમાં લેવામાં આવ્યાં તેમ તે તુર્ક સમાજ અને સાહિત્યમાં પણ અપનાવવામાં આવ્યાં. ખાસ કરીને તુર્ક કવિતા તો ઈરાની કવિતાના પ્રતિધ્વનિ સમાન બની ગઈ.

ફારસીની પેઠે તુર્કી ભાષામાં જાતિભેદ નથી. ફારસીની પેઠે તુર્કી કવિતા હમેશાં પ્રાસયુક્ત હોય છે, અને નિર્બંધ પદ્ય (blank verse) નું ત્યાં પણ નામનિશાન નથી. જેમ પિંગળ અને કવિતાનાં રૂપો અરબી-માંથી ફારસીમાં આવ્યાં તેમ તે ફારસીમાથી હવે તુર્કીમાં ગયાં, અને જ્યાંસુધી ૧૮૭૯માં અબ્દ ઉલ હક હમીદ એ દ્વારા પશ્ચિમના કાવ્યસાહિત્યનો સ્પર્શ ન થયો ત્યાંસુધી તે તુર્ક સાહિત્યમાં ચાલુ રહ્યાં. પરંતુ માત્ર બાહ્ય રૂપો જ નહિ પણ વિચારો સુધ્ધાં ફારસીમાંથી લેવામાં આવ્યા. મિ. ગિબ કહે છે તેમ ફારસીમાંથી તુર્કોએ વિચારો લીધા, વિચારો દર્શાવવાની કળા લીધી, શું વિચારવું અને કેવી રીતે વિચારવું તે પણ લીધું. ફારસી કવિતાનું અનુકરણ કરી તુર્કી કવિતામાં પણ એક કવિ ઘણે ભાગે સૂફી જ હતો, અથવા સૂફી હોવાનો દેખાવ કરતો, અને સૂફી વિચારો અને પરિભાષાનો ઉપયોગ કરતો. પરિણામે તુર્ક સાહિત્યમાં ફારસી કવિતા તુર્ક શબ્દોમાં દેખાવા માંડી. તુર્કી ખાસિયતમાં સાદાઈ છે, ફારસી ખવાસમાં સૂક્ષ્મતા છે: તુર્કો પરલક્ષી હોય છે, ઈરાનીઓ આત્મલક્ષી હોય છે. એમ છતાં ફારસી વિચારસરણી તુર્કોને બંધ બેસે છે કે કેમ તેનો ખ્યાલ કર્યા વિના યાહોમ બધું જ ફારસીમાંથી અપનાવવામાં આવ્યું. તુર્કો ફારસી સંસ્કૃતિ અપનાવવામાં એવા પડ્યા કે પોતાનાં સંસ્કૃતિ, વિચારો અને લાગણીઓ પણ તેમણે કોરે મૂકી દીધાં. પરિણામે તુર્કી ભાવનાઓ ચાર સદીઓ સુધી

ફારસી સંસ્કૃતિની પ્રબળ અસર નીચે તદ્દન દબાઈ જવા પામી આ સ્થિતિ એ દેશના હિત માટે પ્રતિકૂળ જ કહેવાય. પરંતુ ઉર્દૂ, તુર્ક, અને મિ ગિબ પ્રમાણે છેવટે અફઘાન અને તાતાર ભાષાભાષી પ્રજાઓમા પણ ફારસીના અનુકરણથી આવુ જ પરિણામ આવવા પામ્યુ હતુ એ ભાષાઓમા લખાયેલી કવિતા વસ્તુત ફારસી વિચારો અને ભાવનાઓ પોતપોતાની ઝબાનમા રજૂ કરતી. આવુ ન થવુ જોઈએ એ ખરુ, પરતુ આ ઉપરથી આજુબાજુની પ્રજાઓ ઉપર ફારસી સસ્કૃતિ, વિચારો અને સાહિત્યની કેટલી બળવાન અસર થઈ હતી તે સમજાશે

હવે તુર્કી સાહિત્ય ઉપર નજર કરતા આ અસર શી રીતે થવા પામી તે જણાશે છેક ૧૦૩૭મા સનજુક નામની એક તુર્ક પ્રજાએ ઈરાન ઉપર હુમલો કરી ત્યા એક રાજ્ય સ્થાપ્યુ જે ૧૧૯૭ સુધી ચાલુ રહ્યુ એ જ રાજ્યમા ઓમર ખૈયામ, નિઝામ ઉલ મુલ્ક અને ગઝઝાલી જેવા મહાન સાહિત્યકારો થઈ ગયા. પરતુ એ તુર્ક રાજ્યકર્તાઓ તો પોતાની સસ્કૃતિ જ ભૂલી ગયા અને ફારસીને જ તેમણે રાજભાષા બનાવી દીધી તુર્કી ભાષાનો ઉદય થવાને તો હજી વાર હતી કેટલીક તુર્કીઓનીઓમાથી આખરે એક બોલી તુર્ક ભાષાનું રૂપ લઈ ૧૩ મી સદીમા અસ્તિત્વમા આવી, અને મિ રૉથફિલ્ડ[1] પ્રમાણે તેને હસ્તીમા લાવનાર એક ફારસી શાયર જ હતો તે શાયરનુ નામ બહાઉદ્દીન હતુ, અને તે મશહૂર શાયર મૌલાના જલાલુદ્દીન રૂમીનો પુત્ર હતો તેણે ફારસીમા એક "રૂબાબ નામા" (સારગીની ચોપડી) નામની મસનવી લખી, અને તેમા ૧૫૬ તુર્કી પંક્તિઓ પણ રચી એ રીતે ફારસી પ્રેરણાથી અને એક ફારસી શાયરના પ્રયાસથી તુર્કી સાહિત્યનો ઉદય થયો. ૧૫મી સદીમા જાણીતા ફારસી શાયર જામીએ અને તેના પ્રસિદ્ધ આશ્રયદાતા મીર અલી શીર નવાઈએ એક સૈકા સુધી તુર્કી સાહિત્ય ઉપર પુષ્કળ અસર કરી મીર અલી શીર તો પોતે તુર્કી ભાષામા લખતો અને લાબા કાળ સુધી જામી તુર્કોમા એક આદર્શ કવિ ગણાવા લાગ્યો ત્યારબાદ ૧૬મી સદીમા હિંદના ફારસી કવિઓ, ફૈઝી અને ઉર્ફી, તુર્કી કાવ્યસાહિત્યમા આદર્શરૂપ મનાવા લાગ્યા તે પછી ૧૭મી સદીમા સાયબ ઈસ્ફહાની, જે જામી અને કાઆની (૧૯મી સદી)ની વચમા સૌથી મહાન કવિ હતો, તેની અસર તુર્કી કવિતા ઉપર પડી ત્યાર

---

૧ 'The Value of Persian Literature an article by Mr Otto Rothfield in the Dr Sir J J Modi Memorial Volume

બાદ શૌકત નામના ફારસી શાયરે તુર્કી કવિતા ઉપર વશીકરણ અજમાવ્યું.

પરંતુ શૌકત પછી કોઈ એવો મહાન ફારસી શાયર થયો નહિ જે તુર્કી કવિતા ઉપર પ્રભાવ પાડી શકે. જેમ ફારસી શાયરીનું પૂર ઓસરવા માંડયું તેમ હવે તુર્કોએ પોતાના સ્વદેશી વિચારો અને ભાવનાઓ પ્રદર્શિત કરવાનો પ્રયાસ કર્યો. ફરી ૧૯મી સદીના આરંભમાં તુર્કો ફારસી કવિતા તરફ કાંઈક ઢળ્યા, પરંતુ હવે તુર્કોમાં સ્વદેશભક્તિનું જોશ ઊભરાયું, અને તેઓમાંથી બે સાહિત્યકારો આગળ આવ્યા — શનાસી એફન્દી અને અબ્દુલ હક હમીદ બે. આ બે મહાન સુધારકોએ પશ્ચિમની કવિતાનું અનુકરણ કરી તુર્કી ભાષાને કુદરતી અને સહેલી બનાવી, અને ફારસી કવિતાનાં સદીઓનાં બંધનમાંથી મુક્ત કરી. ૧૯મી સદીમાં હિંદમાં પણ બે મહાન સુધારકો — શમ્સ ઉલ ઉલેમા મૌલવી મુહમ્મદ હુસેન આઝાદ અને ખાજા અલતાફ હુસેન હાલી — નીકળ્યા હતા, અને ઉર્દૂ સાહિત્યનું ફારસીનું જમાનાજૂનું દાસત્વ તોડી તેમાં તેઓએ વિવિધતા, મૌલિકતા, વાસ્તવિકતા અને સાદાઈ આણ્યાં હતાં. એવી જ મહાન સેવા શનાસી એફન્દી અને હમીદ બેએ તુર્કી સાહિત્યની કરી, પશ્ચિમની કવિતાની અસરથી તુર્ક સાહિત્ય પશ્ચિમના દાસત્વમાં પડયું નહિ, પરંતુ યુરોપી કવિતાથી તુર્કી શાયરો પોતાને, પોતાના દેશને અને સ્વદેશી ભાવનાને સારી રીતે સમજતા થયા, અને તે પ્રદર્શિત કરવાનો પ્રયાસ કરવા લાગ્યા. પરિણામ અતિ સંતોષકારક આવ્યું, અને મિ. ગિબ પોતાના ઉપર્યુક્ત પુસ્તકમાં કહે છે તેમ ૧૯૦૦માં લખાયેલી તુર્કી સાહિત્યની એક કૃતિ અને તેની માત્ર ૫૦ વર્ષ પૂર્વે રચાયેલી એક કૃતિ વચ્ચે ચોસર અને ટેનિસનની સાહિત્યકૃતિઓ વચ્ચે જેવું વિશાળ અંતર છે તેવું દેખાવા લાગ્યું. હવે જ તુર્કીઓને માલૂમ પડયું કે તેઓનો સાહિત્યિક ઉત્કર્ષ ઈરાનીઓના કે કોઈ પણ પ્રજાના દાસત્વમાં નહિ પણ પોતાના જ દેશના પ્રશ્નોના ઉકેલમાં અને પોતાની જ ભાવનાઓને યોગ્ય રીતે વ્યક્ત કરવામાં સમાયેલો હતો. આ પરિણામ અભિનંદનીય ગણી શકાય, પરંતુ આ પ્રકરણની મતલબ તુર્કી સાહિત્ય માટે શું ઇચ્છવાયોગ્ય છે અને શું નહિ તેની ચર્ચા કરવાની નહિ, પરંતુ ફારસી સાહિત્યે ઉર્દૂ અને તુર્કી સાહિત્યો ઉપર સૈકાઓ સુધી કેવી પ્રબળ અસર કરી હતી તે બતાવવાની જ છે.

## ૧૭

# ઈરાનની કળા

ઈરાન એટલે ખંડેરોની ભૂમિ. ઈરાન પણ ભારત અને મિસરની પેઠે પોતાના પ્રાચીન ગૌરવ ઉપર રાચે છે. ઈરાની ખંડેરો ઐતિહાસિક દસ્તાવેજો સમાન છે, અને ઇતિહાસને અનુમોદન આપવા અને ઈરાનના પ્રાચીન માહાત્મ્ય વિશે સાક્ષી પૂરવા પ્રભુએ હજી એમને ખડા રાખ્યાં છે. અનેક વિપત્તિઓ છતા આ ભાગ્યાતૂટ્યા અવશેષો હજી અસ્તિત્વમાં છે તે ઉપરથી એમનું બાંધકામ કેટલું સંગીન હશે તેનું અનુમાન સહેજે નીકળી શકે. જાણે મનુષ્યોએ નહિ પણ રાક્ષસોએ બાંધ્યા હોય એવો વિશાળ તેનો વિસ્તાર અને તેનાં ખડો, સ્તંભો, દાદરો અને આકૃતિઓ છે. યુરોપ અમેરિકાના સાહસિક વિદ્વાનોએ આ ખંડેરો વિશે જીવના જોખમે જે સંશોધન કર્યું છે તે માટે આપણે એઓના ઋણી થયા છીએ.

હખામની ઈરાનીઓએ કળાના ક્ષેત્રમાં એસીરિયા, બેબિલોનિયા અને મિસર દ્વારા પ્રેરણા મેળવી હોવી જોઈએ, એ એમનાં બાંધકામો ઉપરથી ખુલ્લું દેખાય છે: એમ છતાં ઈરાનીઓ અંધ અનુકરણ કરનાર નહોતા અને તેઓએ છેવટે પોતાની એક સ્વતંત્ર સ્થાપત્યશૈલી ઉત્પન્ન કરી હતી એમ દસ્તૂર ડૉ. ધાલા[1] માને છે. સર ઈ. ડી. રૉસ[2] ડૉ. ધાલાના ઉપલા મત સાથે સંમત થતાં લખે છે કે ઈરાનીઓએ એમના લાંબા ઇતિહાસ દરમ્યાન બીજી પ્રજાઓ પાસેથી સ્થાપત્યના પુષ્કળ વિચારો લીધા છે અને પચાવ્યા છે, પરંતુ તેમનાં બાંધકામોમાંથી ખાસ ઈરાની ખાસિયત નજરે પડે છે, અને એમાં જ એમની મૌલિકતા સમાઈ છે. ઈરાનીઓએ પોતાના જમાનાને લાયક સુધારા પણ કર્યા હતા. જ્યારે એસીરિયનો લાકડાં કે ઈંટનો ઉપયોગ કરતા ત્યારે ઈરાનીઓએ પથ્થર

---

૧. "Zoroastrian Civilization" by Shams ul-Ulama Dastur Dr. Dhalla ; also G. Rawlinson, quoted in "તવારીખે હખામનીયાન" by Mr. Palanji B. Desai

૨. "The Persians" by Sir E Denison Ross

વાપરવાનું શરૂ કર્યું હતું.[1] એસીરિયા અને બેબિલેનિયામાં પથ્થર મળતો નહોતો માટે ત્યાંનાં બાંધકામોમાં માટી અને ઈંટ વપરાતી, કેમકે બીજા દેશોમાંથી પથ્થર લાવવાનું પણ સહેલ નહોતું. ઈરાનમાં પથ્થર પુષ્કળ મળતો તે તો ત્યાંના પર્વતો ઉપરનાં કોતરાયેલાં શિલ્પો અને લેખો ઉપરથી પણ જણાય છે. અલબત્ત, સૌથી સારો પથ્થર મિસરમાં મળતો અને તે ત્યાંના પિરામિડો વગેરે ઉપરથી જાણી શકાય છે.

ઈરાનીઓ બીજી પ્રજાઓના કેટલા ઋણી હતા તે દસ્તૂર ડૉ. ધાલાએ[2] સારી રીતે બતાવ્યું છે. તેઓ કહે છે તેમ મહાન સાઈરસના પાંખવાળા આવલ્લામાં માથા ઉપરનું તાજ મિસરી ઢબનું છે, જ્યારે આંખો એસીરિયન આવનાઓમાંની આંખો જેવી છે. પાંખવાળા ગોધાઓની આકૃતિઓ તો એસીરિયન જ છે, અને અર્ધમનુષ્યની પૂંછડીવાળી આકૃતિ, જે જરથોસ્તીઓમાં "ફરોહર" તરીકે ઓળખાય છે, અને જેને વિશે કાંઈક ખુલાસો આઠમા પ્રકરણમાં થઈ ગયો છે, તે માટે પણ ઈરાનીઓએ એસીરિયનોનું અહેસાન માનવાનું છે. જે કોતરકામમાં શાહ દરાયસ હિસ્તાસ્પિસ વિચિત્ર જાનવરો જોડે લડતાં ચિત્રાયો છે તે પણ એસીરિયનોની નકલ છે. આપણે જોઈ ગયા તેમ બેહિસ્તુન પર્વત ઉપરના ખીલારોફી હરફોવાળા લેખો પણ એસીરિયન અને બેબિલોનિયન પ્રજા તરફથી હખામની શાહોને મળેલો વારસો છે. વળી હખામની મહેલોને રોનકદાર બનાવવા માટે ગ્રીક કારીગરોની મદદ લેવાઈ હતી. આ ઉપરથી જણાય છે કે ઈરાનીઓ વિના સંકોચે બીજી પ્રજાઓ પાસેથી અપનાવતા, પરંતુ તે અપનાવી પોતાની એક ખાસ શૈલી ઊભી કરતા. વળી આપણે આઠમા પ્રકરણમાં જોઈ ગયા તેમ ઈરાનીઓની પોતાની ધાર્મિક ફિલસૂફી હતી, પરંતુ તે ફિલસૂફીને બંધ બેસે એવાં ચિહ્નો — પાંખવાળા ગોધા, અર્ધ-મનુષ્યની પૂંછડીવાળી આકૃતિ વગેરે — તેઓએ એસીરિયનો અને મિસરીઓ પાસેથી લીધાં હતાં.

ઈરાની કળાના ખાસ નિષ્ણાત ડૉ. એ. યુ. પોપ[3] કહે છે કે જગતની સંસ્કૃતિઓના ચાલુ અને સીધા સંપર્કમાં જો કોઈ દેશ રહ્યો

---

૧. Prof. Spiegel in "Civilization of the Eastern Iranians in Ancient Times" by Dr. W. Geiger

૨. શમ્સ ઉલ ઉલેમા દસ્તૂર ડૉ. માણેકજી ન. ધાલાકૃત "આત્મકથા"

૩. "Introduction to Persian Art Since the 7th Century A. D." by Dr. Arthur Upham Pope

હોય તો તે ઈરાન છે, અને તેણે સારા પ્રમાણમાં આપલે પણ કરી છે હખામની કાળમાં એસીરિયા, બેબિલોનિયા, મિસર અને ગ્રીસ, અને સાસાની સમયમાં રોમ અને બાઈઝેનશિનમમાંથી ઈરાને કળાની કાંઈક પ્રેરણા મેળવી, અને શાહ દરાયસ હિસ્તારિપસ એના એક મશહૂર લેખમાં બીજી પ્રજાઓનું ઋણ પણ સ્વીકારે છે ઈરાન ઉપર વિજય મેળવનાર અરબો અને મોગોલો જેવી અસરકૃત પ્રજાઓ ઈરાની કળા ઉપર પોતાના અજ્ઞાનને કારણે અસર ઉપજાવી શકી નહિ, પરંતુ પોતે તેની અસર નીચે આવી ગઈ અને ઈરાની કળાસદેશ જગતને પહોચાડવાને શક્તિવાન થઈ ડૉ પોપ કહે છે તેમ જો ઇસકદરના ગ્રીક વશજો ઈરાનમા લાબો કાળ હરીહામ થઈ રહ્યા હોત તો તેઓ સરકારી હોવાને કારણે ઈરાની કળા ઉપર અસર ઉપજાવી શકયા હોત. જો હિદ કે ચીન જેવી પ્રજાએ ઈરાન સર કરી ત્યા સત્તા જમાવી હોત તોપણ આ પ્રજાઓના સરકારી સપર્કથી ઈરાની કળાનુ કાંઈક રૂપાન્તર થાત. પરતુ તેવા સજોગો અસ્તિત્વમા આવ્યા નહિ અને ઈરાનની કળાપરપરા અખડિત રહેવા પામી

કાળ અને કુદરતે કરેલી ખરાબી અને શત્રુઓએ વેરેલા વિનાશ છતા ઈરાનમા ખડેરોની સખ્યા બહુ મોટી રહેવા પામી છે, પરતુ તે સઘળા ધ્યાનમા ન લેતા આપણે બહુ થોડા અને જાણીતા નમૂનાઓ વિશે ચર્ચા કરીશુ કેટલીક વેળા એક જ પર્વત ઉપર અથવા એક જ જગામા હખામનીઓએ અને સાસાનીઓએ પણ શિલ્પો કોતરાવ્યા છે દાખલા તરીકે પરસિપોલિસના ખડેરો હખામની શાહોના જ છે, "નક્શે રજબ"ના ખડેરો માત્ર સાસાની શાહોની જ કલાપ્રિયતાનુ પરિણામ છે, પરતુ "નક્શે રુસ્તમ"ના શિલ્પનમૂનાઓ હખામનીઓ અને સાસાનીઓ બન્નેના છે[1] એટલા માટે આપણે પહેલા હખામની શિલ્પો જોઈ જઈશુ અને તે બાદ સાસાની ખડેરો ઉપર આવીશુ. હખામની શાહો શિયાળો સુસામા કાઢતા અને ઉનાળામા એકબટાના (હમદાન) જતા જોકે તેઓનું પાયતખ્ત તો ઇસ્તખ્ર હતું, જેને ગ્રીકો "પરસિપોલિસ" અથવા પારસીનગરને નામે ઓળખતા એ જ શહેરનો નાશ સિકદરને હાથે ઈ સ પૂ ૩૩૦મા થયો અને આજે પણ ખડિત સ્થિતિમા પડેલા એના આલીશાન મકાનો તેના પ્રાચીન ગૌરવની સાક્ષી પૂરે છે આપણે પહેલા મર્વદસ્તના મેદાનમા આવેલા પરસિપોલિસના ખડેરોથી શરૂઆત કરીશુ

---

૧ મિસિસ કુવરબાઈ મા. ધાલા કૃત "ઈરાન અને ઈરાકમા મુસાફરી"

પરસિપોલિસનાં ખ ડેરોને "તખ્તે જમશીદ"નું વિચિત્ર અને ભુલાવો ખવડાવનારુ નામ અપાયુ છે. આ મહેલોને બાંધનારાઓ તો હખામનીઓ હતા, પરંતુ આપણે જોઈ ગયા તેમ ઈરાની તવારીખમા હખામનીઓનુ નામ જ નથી, અને જમશીદ ઈરાની સંસ્કૃતિનો પિતા હોવાથી વગર માલિકીનું સઘળું જમશીદને લાગુ પાડી દેવાનો ઈરાનીઓમાં જાણે રિવાજ પડી ગયો હતો. હખામનીઓના મહેલ પરસિપોલિસ, પાર્સાગર્દ, સુસા અને હમદાન ખાતે આવેલા હતા, જોકે બીજા નાના મહેલો પણ અન્ય સ્થળોએ માલૂમ પડે છે. પરસિપોલિસના મહેલો બહુ જ ઊંચા તખ્તા ઉપર બાંધવામા આવ્યા હતા અને એ ભવ્ય ઊંચાઈ ઉપરથી આખું નગર નજરે પડતું. ગંજાવર પથ્થરના ટુકડાઓ કાપી સિમેંટ વિના ધાતુના ચાપડાઓથી તેમને મજબૂત કરેલા દેખાય છે. એ તખ્તા ઉપર જવા સારુ અતિ ભવ્ય અને વિશાળ કાળા સંગેમરમરના દાદરો હતા. દાદરની દરેક પગથીની ઊંચાઈ ત્રણથી ચાર ઈંચ જ હતી. દાદરની પહોળાઈ ૨૨ ફીટની હોનાથી એકસામટા દસ ઘોડેસ્વારો તે ઉપર લગભગ સો પગથીઓ ચડી સહેલાઈથી તખ્તા ઉપર જઈ શકે છે. આવા ભવ્ય દાદરો પ્રાચીન કે અર્વાચીન જગતમાં વિરલ જ કહેવાશે. પ્રો. સ્પીગલ[1] પ્રમાણે પ્રાચીન પ્રજાઓમા માત્ર ઈરાનીઓ જ દાદરનો કલાત્મક ઉપયોગ કરતાં શીખ્યા હતા. સુસા ખાતે પથ્થર લઈ જવાનુ મુશ્કેલ હોવાથી માટી વાપરવામા આવતી. જુદી જુદી જાતની માટીને વધતી ઓછી ગરમી આપી અનેક પ્રકારના રંગો ઉત્પન્ન કરવાની કળા ઈરાનીઓ ખાલ્ડિયનો પાસેથી શીખ્યા હતા[2] સૌથી મોટા મહેલનો વિસ્તાર એક લાખ ચોરસવાર હતો. મહેલોની એક ખાસ ખૂબી તેના ગંજાવર સ્તંભોવાળા દીવાનખાનાઓમા હતી. મિ પાલનજી બ. દેસાઈ[3] પ્રમાણે "સદ મિનાર" અથવા સો મિનારાવાળું એક ગંજાવર દીવાનખાનું હતું, જે ૫૧૦૦૦ ફીટ જગ્યા રોકતુ દરેક સ્તંભની ઊંચાઈ ૩૫ ફીટ હતી અને દરેક સ્તંભ વચ્ચે ૨૦ ફીટનું અંતર રહેતું. આજે તેમાથી માત્ર આઠ સ્તંભો જોવામા આવે છે. શાહ ઝર્કસિસે "ચહલ મિનાર" અથવા ચાલીશ સ્તંભોવાળુ દીવાનખાનુ રચ્યુ હતુ, જેની વિશાળતાને મુકાબલે ઇંગ્લાંડ, ફ્રાન્સ કે જર્મનીનું એકે દેવળ આવી શકતું

૧. Prof. Spiegel in "Civilization of the Eastern Iranians in Ancient Times" by Dr W Geiger

૨ "Zoroastrian Civilization' by Sham-ul-Ulama Dastur Dr. M. N. Dhalla

૩. મિ. પાલનજી બ. દેસાઈકૃત "તવારીખે હખામનીયાન"

નથી એમ સત્તાવાર રીતે મિ. દેસાઈ પોતાની ઉપર્યુક્ત કિતાબમા જણાવે છે આ સ્તભોમા દરેકની ઊચાઈ ૬૫ ફીટની હતી ઇટલીના નાશ પામેના પોમ્પીઆઈ અને હરકયુલેનિયમ નામના શહેરોમાથી જે મકાનો હાલ સશોધકોએ ખોદી કાઢ્યા છે તે જોતા, અમર મહાન ગ્રીક પાર્થિનોન મદિર તરફ નજર કરતા આ ઈરાની દીવાનખાનાઓ કેટલા વિશાળ અને ભવ્ય છે તેનો આપણને ખ્યાલ થશે, જોકે સૌન્દર્ય અને સપ્રમાણતામા પાર્થિનોન ચડિયાતુ જણાશે

દાદર ઉપર ચડી આગળ જતા ભીતો ઉપરના શિલ્પો આપણુ ધ્યાન ખેચે છે એમા સિંહ અને ગોધાની આકૃતિ ઈરાનીઓમા માનીતી હોય એમ જણાય છે કોઈવાર આ બે પશુઓ વચ્ચેનુ યુદ્ધ દર્શાવાયુ છે, કોઈ વાર સશસ્ત્ર સૈનિકોને પહેરો ભરતા બતાવ્યા છે, કોઈવાર પરાજિત દેશોના કેદીઓને ખડણી ભરતા દેખાડયા છે મુખ્ય પ્રવેશદ્વાર આગળ પાખો વાળા મનુષ્યમુખના બે ગોધાઓની જાણીતી આકૃતિ હોય છે, જેને વિશે આપણે આઠમા પ્રકરણમા પૂરતી ચર્ચા કરેલી છે દરેક સ્તભના શરા ઉપર ગૂઢણુ વાળેના બે ગોધાઓ એકેકથી જુદી દિશાએ જોતા બેસાડવામા આવ્યા છે ઘણીવાર રાજાની પોતાની આકૃતિ પણ પાડેલી હોય છે તેને કેદીઓએ ઉપાડેલા તખ્ત ઉપર બેઠેલો દેખાડવામા આવે છે, અથવા કોઈ રાક્ષસી પ્રાણીઓ જોડે તેને લડતો બતાવ્યો હોય છે. આ પ્રાણીઓ કોણ હોઈ શકે તે વિશે પુષ્કળ મતભેદ છે કોઈ એ પ્રાણીઓને દિવ્ય શક્તિઓ ગણે છે, જ્યારે બીજાઓ એમને પાપના મૂર્તિમત આકારો માની શાહને હાથે તે નાશ પામ્યા એવો ખુલાસો આપે છે આ મહેલોથી થોડે દૂર આર્ઈરસના મહેલનો એક ભાગ ખડિત સ્થિતિમા પડેલો જણાય છે, અને ત્યાના અજ્ઞાન લોકોએ તેને "તખ્તે સુલેમાન"નુ ખોટુ નામ આપ્યુ છે[1]

હવે મહેલો ઉપરથી "અસ્તોદાનો" ઉપર આવીશુ તે સમયના જરથોસ્તીઓના રિવાજ પ્રમાણે મૃતદેહનો ભક્ષ થઈ ગયા પછી હાડકા એક પેટીમા ભરી રાખવામા આવતા અને તેની ઉપર એક "અસ્તોદાન" અથવા હાડકાવાળી કબર બાધવામા આવતી સાઈરસનું અસ્તોદાન ખડિત સ્થિતિમા હજુ પાસાર્ગદના મેદાનમા ખડુ છે તે મેદાનને મુર્ગાબ (બતક)નું મેદાન કહેવામા આવે છે તે જગ્યાનુ નામ પાસાર્ગદ (પારસીઓનો કિલ્લો) છે, અને તે પારસીઓની પ્રથમ રાજધાની હતી, અને ત્યારબાદ એ શહેરથી

[1] મિસિસ મહેરબાનુ બે તે અકલેસરિયા કૃત 'પહેલવી ઈરાનમા મુસાફરી"

૩૫ માઈલ દૂર પરસિપોલિસ વસ્યું હતું. સાઈરસનું અરતોદાન ઊંચા તખ્તા ઉપર આવેલું છે, અને બબ્બે ફીટની સાત ઊંચી સીડીઓ ચડી ત્યાં જવાય છે. જમીનથી છાપરાં સુધી તે ૩૫ ફીટ ઊંચું છે, પરંતુ તેમાં દાખલ થવાનું દ્વાર બહુ નીચું છે. અંદર જે કાંઈ રાચરચીલું હશે તે સૌ લૂંટાઈ ગયું છે, અને સિકંદરે આ અરતોદાનને ભાંગીતૂટી હાલતમાં જોયું. તે અંદર ગયો અને એશિયા ધ્રુજાવનાર સાઈરસના અરતોદાન ઉપર તેણે નીચે પ્રમાણે એક ટૂંકો લેખ વાંચ્યો :—"હે માનવી! તું કોઈ પણ હોય અને કોઈ પણ ઠેકાણેથી આવ્યો હોય (કેમકે તું આવશે જ એમ મને ખબર છે); તું જાણ કે હું પારસી શાહેનશાહતનો સ્થાપનાર અને એશિયાખંડનો જીતનાર બાદશાહ કુરશ (સાઈરસ) છું: માટે આ થોડી મટ્ટી જે મારાં હાડકાં ઉપર ઢંકાઈ છે તેની તું ખુદાને વાસ્તે અદેખાઈ કરતો ના." આ વાંચવાથી સિકંદર ઉપર ઊંડી અસર થવા પામી: મનુષ્યજીવનની અને તેના દોરદમામની ક્ષણભંગુરતાની તેને એક ઘડીમાં પ્રતીતિ થઈ, અને તેના હુકમથી તે કબરનો જીર્ણોદ્ધાર કરવામાં આવ્યો.

સાઈરસના અરતોદાનને ત્યાંના અજ્ઞાન લોકોએ "કબ્રે માદરે સુલેમાન" (સુલેમાનની માતાની કબર)નું તદ્દન ખોટું નામ આપ્યું છે. આને વિશે મિ. કાવસજી કયાસ પોતાના ઉપયોગી પુસ્તકમાં[1] કહે છે કે સુલેમાન તે યહૂદીઓના મહાન રાજા સોલોમન નહિ પણ એ નામ ધરાવતો હઝરત અલીના વંશનો ૧૪મો ખલીફ હતો; પરંતુ તેની યા તેની માતા સાથે સાઈરસના અરતોદાનને લગારે નિસબત નથી. મિસિસ અંકલેસરિયાની[2] ધારણા મુજબ જરથોસ્તીઓએ જાણી જોઈને આવું નામ આપ્યું હશે કે એક ખલીફની માતાની કબર છે એમ જાણી કોઈ મુસ્લિમો ત્યાં ભાંગફોડ કરે નહિ. પણ પરિણામ તો જુદું જ આવ્યું: મુસ્લિમોએ જાણ્યું કે કોઈ ખલીફની માતાની ત્યાં કબર છે એટલે સૌ કોઈએ ત્યાં દટાવા માગ્યું, અને આજુબાજુ એક કબ્રસ્તાન ઊભું થઈ ગયું! હવે તે જગ્યાનો કોઈ માનમરતબો રહ્યો નથી. મુસાફરોએ ત્યાં જઈ પોતાનાં નામો દીવાલોમાં કોતર્યાં છે. એટલું જ નહિ પણ ત્યાં માનતાસુનતાનો રિવાજ પડી ગયો છે અને લોકો ત્યાં પોતાની માગી મુરાદ બર આવે તે માટે ધૂતમધાતમ કરે છે. મિ. કાવસજી કયાસના

૧. મિ. કાવસજી દીનશાહજી કયાસ કૃત "કદીમ નક્શે ઈરાન"

૨. મિસિસ મહેરબાનુ બે. તે. અંકલેસરિયા કૃત "પહેલવી ઈરાનમાં મુસાફરી"

'ઉપર્યુક્ત પુસ્તક પ્રમાણે ત્યા એવી માન્યતા છે કે કોઈ હડકાયેલા કૂતરાથી કરડાયેલો માણસ ૪૦ દિવસ સુધી રોજ બે ત્રણ વાર જો તે અસ્તોદાન આસપાસ પ્રદક્ષિણા કરે તો તે જરૂર સાજો થાય પારસાગર્દમા એક જાણીતી ચાર પાખોવાળી માનવ આકૃતિ છે જેની ઉપર માત્ર પાચ શબ્દોનો ટૂકો લેખ છે — "હુ હખામની શાહ સાઈરસ ' સાઈરસની કના થયેલી શહેનશાહત ઉપર વિનાપ કરતી આ એક ટૂમી લીટી ખીનારેકી હરદોમા લખાયેલી હજી મોજૂદ છે 'નક્શે રુસ્તમ ' ઉપરની કારીગરીનુ વર્ણન આપણે પછીથી કરીશુ, પરતુ તેમાનુ એક શિલ્પ જેને વિશે આપણે આઠમા પ્રકરણમા ચર્ચા કરી ગયા છીએ, તે વિશે અહીં જ ઉલ્લેખ કરવો ઠીક થઈ પડશે એ શિલ્પ શાહ દરાયસ હિસ્તાસ્પિસના અસ્તોદાન ઉપર છે ત્યાના એક સ્તભપદ (pedestal) ઉપર શાહની ભવ્ય આકૃતિને અગ્નિ સન્મુખ પ્રાર્થના કરતી બતાવી છે શાહે ડાબા હાથે ધનુર પકડયુ છે, જ્યારે જમણો હાથ ઈશ્વરની આરાધના સારુ તેણે ઊચો ધર્યો છે સૂર્યનુ ચિહ્ન પણ ત્યા બતાવ્યુ છે, વળી શાહનું જ મુખ ધરાવતી એક પાખવાળી આકૃતિ છે જે શાહની જ "ફ્રવશી" હોવી જોઈએ આ અતિ જાણીતો ચિતાર આજે પણ અગ્નિમદિરોમા અને ઘણા પારસી ઘરોમા જોવા મળે છે

બેહિસ્તુનના પર્વત ઉપરના શાહ દરાયસના લેખો વિશે આપણે ત્રીજા પ્રકરણમા લબાણથી ચર્ચા કરી છે ત્યાના એક કોતરકામમા શાહ દરાયસને તીરકમાન લઈ ઊભેલો ચીતર્યો છે તેના માથા ઉપર "ફ્રવશી' નો આકાર છે તેના પગ તળે ગૌમત નામનો તખ્ત પચાવી પાડનાર ઠગારો હાથ જોડી કાકલૂદી કરતો પડેલો જણાય છે, અને શાહની સામે હાથકડી પહેરેલા અને ગળામા બધ સાથે એક પછી એક નવ રાજાઓ ઊભેલા દેખાય છે આ બેહિસ્તુન પર્વત વિશે એવી જાણીતી દતકથા છે કે જ્યારે સાસાની શાહ ખુસરૂ પરવીઝે જાણ્યુ કે એક ફરહાદ નામનો સલાટ તેની શીરીન ઉપર મોહિત થયો હતો, ત્યારે તે પીડા ટાળવા શાહે ફરહાદને કહ્યુ કે જો તુ એક પર્વતને તમામ કોતરી કાઢી પાસેની નદીનું પાણી ત્યાની ખીણમા વહેતુ કરે તો હુ શીરીનને આપી દેવા તૈયાર છુ આ અશક્ય શરત સાભળવા છતા ફરહાદ ટાકણુ અને હથોડી લઈ કામ ઉપર મડી ગયો, અને રાતદિવસ "શીરીન, શીરીન" ના પોકારથી તે એકાત પ્રદેશ ગજવતો તે પર્વત કોતરવા ઉપર જ મડયો રહ્યો શાહને ભય લાગ્યો કે પર્વત કોતરાઈ જશે, એટલે એક ઘરડી સ્ત્રીને ફરહાદ પાસે શીરીનના મરણની ખોટી ખબર સાથે રવાના કરી

સ્થાપત્ય અને શિલ્પના પણ કેટલાક ખંડિત નમૂનાઓ તેઓ હોત્રા અને અલ હદ્ર ખાતે મૂકી ગયા છે. પાર્થિયનો યુદ્ધમાં કુશળ હતા, પરંતુ તેઓમાં કળાત્મક ભાવના સારી રીતે ખીલેલી કહેવાય નહિ, અને એસીરિયા, બૅબિલોનિયા અને હખામની કળા કરતા તેઓની કળા બહુ ઊતરતી કહેવાય. એમ છતા પાર્થિયનોએ અમુક દિશામા સાસાનીઓને માર્ગદર્શન આપ્યુ હોય એ બનવાજોગ છે. હખામનીઓના પતન બાદ લગભગ પાચસો પચાસ વર્ષ પછી ઈરાની કળાનુ નવજીવન સાસાની સમયમા જોવા મળે છે. સાસાનીઓ પાર્થિયનો પાસેથી ઝાઝું મેળવી શક્યા નહિ, અને તેઓને પોતાને જ એ કળા ફરી સપાદિત કરવી પડી હતી. સાસાની કળા હખામની કળા જેટલી ભવ્ય અને ચિત્તાકર્ષક નહોતી. સાસાની શાહો અર્દશીર બાબકાન, શાહપૂર પહેલો, નોશીરવાન અને ખુસરૂ પરવીઝે કળાને બહુ પોષી હતી, અને તે દ્વારા પોતાનુ પણ નામ અમર કર્યું હતુ. સાસાની કળા ઉપર રોમ અને બાઈઝેનશિયમની અસર પડેલી જણાય છે. સાસાની કળાનાં સૌથી અગત્યનાં રૂપો તેના ગુબજો અને કમાનદાર આરકાઓ હતાં, જેની નકલ આગળ જતા મુસ્લિમોએ સારી રીતે કરી હતી.

હખામનીઓ પેઠે સાસાનીઓ પણ મહેલો બાધવામા કુશળ હતા આ મહેલોનાં ખડેરો ફીરૂઝાબાદ, સર્વિસ્તાન, મશીતા અને મદાઈન ખાતે મળે છે. હખામનીઓ પેઠે આ મહેલો કોઈ બુલદ તખ્તા ઉપર રચાયા નથી અને તેને પહોચવા માટે દાદર પણ નથી. પાખનાળા ગોખાઓને ઠેકાણે અહીં કમાનદાર આરકાઓ નજરે પડે છે અને જગ્યાએ જગ્યાએ ગોળ અથવા ઈંડારોકી ગુબજો દેખાય છે. સાસાનીઓ પોતાના બાધકામોમા નક્કર પથ્થર વાપરતા નહિ, અને પોતાના મહેલો ઉપર ઝીણા સાગોળનો લેપ કરાવતા. ચાર સાસાની મહેલોમા સૌથી નાનો સર્વિસ્તાન ખાતેનો છે જે કદાચ શાહપૂર બીજાએ બધાવ્યો હોય એમ લાગે છે. તેનાથી મોટો ફીરૂઝાબાદનો મહેલ યઝદેજર્દ પહેલાએ બધાવેલો કહેવાય છે. સૌથી મોટો મહેલ મદાઈન[1] ખાતે આવેલો "તાકે કિસરા" અથવા ખુસરો પહેલા (નૌશીરવાન)નો

---

૧. "મદાઇન" એ "મદીને"નુ બહુવચન છે, અને અરબીમાં એનો અર્થ "બે શહેરો" થાય છે સાસાનીઓની રાજધાની ટાઈગ્રિસ નદીની બે બાજુએ વહેચાઈ ગઈ હતી અને જાણે બે નગરો હોય એવુ દેખાતુ હતું, માટે અરબોએ એ રાજધાનીને મદાઈન નામ આપ્યુ. રોમનો એને ટેસિફોન (Ctesiphon)ના નામે ઓળખે છે.

મહેલ છે, અને તેને બાંધવા માટે ગ્રીક કારીગરો બોલાવવામાં આવ્યા હતા.[૧] એનો દરબારખંડ તો જગતની અજાયબી સમાન ગણાતો. એ એટલો વિશાળ હતો કે જ્યારે ખલીફ અબૂ જાફર મનસુરે તેનો નાશ કર્યો ત્યારે તેને નાશ કરવાનો ખર્ચ પણ ભારે પડી ગયો. ડૉ. હર્ઝફેલ્ડ[૨] પ્રમાણે આ મહેલમાં ગ્રીક અને રોમન શૈલીનું અંધ અનુકરણ કરવામાં આવ્યું હતું, તેથી જાણે એક ઈરાની પશ્ચિમના કોઈ અકુશળ દરજીએ બનાવેલું વસ્ત્ર પહેરી ઊભો હોય એવું લાગતું. આ મહેલને કદાચ ત્રણ કે ચાર માળ હશે. એનો માત્ર એક જ ખંડ ખંડિત સ્થિતિમાં બચ્યો છે; બાકીનું સઘળું ફના કરવામાં આવ્યું છે; પરંતુ એ ખંડ ૧૧૫ ફીટ લાંબો, ૭૨ ફીટ પહોળો અને ૮૫ ફીટ ઊંચો છે, અને જેમ રાવણના અંગૂઠા ઉપરથી તેનું શરીરબળ મપાયું તેમ આ એક ખંડ ઉપરથી તે વિશાળ મહેલના વિસ્તારનો કાંઈક ખ્યાલ આપણને આવશે. મશીના ખાતે આવેલો મહેલ "તાકે કિસરા" કરતાં નાનો હશે પરંતુ તે વધુ દમામદાર અને શોભાયમાન હતો. એનો બંધાવનાર હતો ખુસરો પરવીઝ, જે શાહજહાન પેઠે ઠાઠમાઠ અને જાહોજલાલીનો શોખીન હતો. આ મહેલમાં પક્ષીઓ અને પશુઓનાં પુષ્કળ કોતરકામો છે, અને આ નકશીકામને મિ. રોલિન્સન[૩] અદ્વિતીય ગણે છે, એટલું જ નહિ પણ એ લેખક પ્રમાણે ભાગ્યેજ કોઈ પણ જમાનાની કે કોઈ પણ પ્રજાની ઇમારતબંદી આનાથી ચડતી હોઈ શકે. ત્યારે સામટી રીતે જોતાં સાસાનીઓ હખામનીઓ કરતાં ભવ્યતામાં કાંઈક ઊતરતા હતા પરંતુ કારીગરી અને ઠાઠમાઠમાં તો તેમનાથી પણ ચડી જતા.

હવે "નક્શે રુસ્તમ" નામે ઓળખાતાં શિલ્પોના નમૂનાઓ તરફ ફરીશું. આ નમૂનાઓ શીરાઝ નજદીક આવેલા છે અને હખામની શાહોની પર્વતમાંથી કોતરાયેલી કબરોની નીચે જ આ સાસાની શિલ્પો બનાવવામાં આવ્યાં છે. આ રીતે "નક્શે રુસ્તમ" માં બન્ને હખામની અને સાસાની વંશોની કારીગરી જોવા મળે છે. "તખ્તે જમશીદ" અને "કબ્રે માદરે

---

૧. આ મહેલ સુરસાન શહેરમાં બંધાયો હતો અને ફિરદૌસીએ તેનું બ્યાન "શાહનામા"માં કર્યું છે. આ મહેલમાં પુષ્કળ આરકાંઓ અને કમાનો હોવાથી આગળ જતા તેનું નામ "તાકે કિસરા" અથવા ખુસરો (નોશીરવાન)નો આરકાંઓવાળો મહેલ પડયું હતું.

૨. "Archaeological History of Iran" by Dr. Ernst E. Herzfeld

3. મિ. પાલનજી બ. દેસાઈ કૃત "તવારીખે સાસાનીયાન"માંથી આ અવતરણ લેવામાં આવ્યું છે.

સુલેમાન" પેઠે "નક્શે રુસ્તમ"નું નામ પણ તદ્દન ખોટી રીતે અપાયું છે. આ નક્શોને કયાની વંશમાં થઈ ગયેલા પહેલવાન રુસ્તમ સાથે કાંઈ પણ સબધ નથી, પરતુ કોઈપણ જાણીતા માણસનું નામ આપી દેવાની મતલબથી આ નક્શોને રુસ્તમના નામ સાથે જોડવામાં આવ્યા છે.[1] આ નક્શોમાથી આપણે માત્ર બે જ શિલ્પી નમૂનાઓ લઈશુ. એકમા સાસાની શાહ અર્દશીર બાબકાનને પાર્થિયનોના છેલ્લા રાજા અર્દવાનને પગતળે કચડતો અને એક બીજી ઘોડેસવાર થયેલી આકૃતિ પાસેથી એક ચક્ર સ્વીકારતો બતાવવામાં આવ્યો છે. આ બીજી આકૃતિ અહૂરમઝ્દની મનાય છે, અને તે ચક્ર પાદશાહતના ચિહ્નના અર્થમા લેવામા આવે છે. એક બીજુ શિલ્પ શાહપૂર પહેલાની રોમન શહેનશાહ વેલેરિયન ઉપરની ફતેહ બતાવે છે. શાહપૂર ઘોડેસવાર થયેલો છે જ્યારે વેલેરિયન ઘૂંટણીએ પડેલો છે અને કાકલૂદી અર્થે તેણે હાથ લાબો કર્યો છે. આ બન્ને શિલ્પો ઐતિહાસિક બનાવોને સમર્થન આપે છે અને તેઓ ઉપરથી તે સમયના રિતરિવાજ, પોશાક વગેરે માટે જાણવાનુ મળે છે. "નક્શે રુસ્તમ" આગળ એક ખડેર મળે છે જેનું નામ "કઆએએ ઝરદુસ્ત" અથવા ઝરથુસ્ત્રની કબર એવુ પાડેલુ છે. એ નામ પણ ખોટી રીતે પડેલું છે. ઝરથુસ્ત્ર પયગમ્બર હજારો વર્ષ પહેલા કયાની સમયમા થઈ ગયા હતા. તેઓની કબર બને અને વળી સાસાની સમય સુધી મોજૂદ રહે એ બન્ને વિગતો બિલકુલ અસભવિત છે. આ ખડેર અસ્તોદાનોની પાસે આવેલું છે, તેથી કદાચ તે એક "સગડી"[2] હશે એમ મિ કયામ[3] અનુમાન કરે છે

"નક્શે રુસ્તમ" કરતા "તાકે બુસ્તાન"ના શિલ્પોનું માહાત્મ્ય ઘણું વધારે છે. "તાકે બુસ્તાન" નો અર્થ બગીચાની કમાન થાય છે, અને એ ખડેરો કેરમાનશાહની પાસે છે અને બેહિસ્તુનના પર્વતથી ઝાઝા દૂર નથી. એના માહાત્મ્યનું ખરુ કારણ એમા કોતરાયેલી એક આકૃતિમા સમાયુ છે, જેને આજ સુધી પારસીઓ પયગમ્બર ઝરથુસ્ત્રની માને છે, અને જે તે

---

૧. ૧૬મી ૧૭મી સદીઓમા શાહ અબ્બાસ સફવી નામનો એક મહાન રાજા થઈ ગયો હતો, જેણે અનેક ભવ્ય ઇમારતો બધાવી હતી. તેના મરણ બાદ જો કોઈ પણ બાધકામની માલિકી ન જણાય તો લોકો તુરત તેને શાહ અબ્બાસના નામ સાથે જોડી દેતા, અને ઈરાનમા આમ કરવાનો એક રિવાજ જ પડી ગયો છે, જો કે તેમ કરતા ઇતિહાસની કેવી અવગણના થાય છે તેની કોઈને પડી લાગતી નથી.

૨ દરેક દોખમાની પાસે અગ્નિ બાળવતુ એક નાનુ મકાન હોય છે, જ્યા પ્રાર્થનાઓ થાય છે અને જેને "સગડી" કહેવામા આવે છે

૩ મિ ..વસજી દીનશાહજી કયાસ કૃત "કદીમ નક્શે ઈરાન"

કારણે અતિશય પૂજ્યભાવ અને લોકપ્રિયતાને પાત્ર થઈ છે. એ આકૃતિમાં દર્શાવાયેલા પુરુષની ઊંચાઈ સાત ફીટની છે, તેમના મસ્તક પછવાડે પયગમ્બરોને હોય છે તેવો તેજઃપુંજ પ્રકાશે છેઃ તેઓ સૂરજમુખી ફૂલ જેવી દેખાતી એક વસ્તુ ઉપર ઊભા છે, અને બે હાથે તેમણે એક દંડ ધારણ કર્યો છે. પરંતુ પ્રો. જૅકસન,[1] જેઓએ ઈરાન જઈ આ શિલ્પોને ખાસ અભ્યાસ કર્યો હતો, તેઓ જણાવે છે કે આ આકૃતિની બન્ને આંખો, નાક અને કપાળ તોડી નાખવામાં આવ્યાં છે. પ્રો. જૅકસન માને છે કે આ ભાંગફોડ અરબોએ કરી હશે, કેમકે કુરાન પ્રમાણે મનુષ્ય આકૃતિ કોતરાઈ શકાય નહિ. મિસિસ ધાલા,[2] જેઓ પણ પોતાના પતિ સાથે આ શિલ્પો જોઈ આવ્યા હતાં, તેઓ લખે છે કે આ આકૃતિ જોનારની એટલી પાસે છે કે કોઈ પણ ધર્માંધ અને તોફાની માણસને તેને બદસૂરત બનાવતાં વાર લાગે નહિ. આજુબાજુની પણ ઘણી આકૃતિઓને વિરૂપ બનાવવામાં આવી છે. આ આકૃતિના જ માથા પછવાડે સૂર્યરૂપી ઓજસ પાડેલો છે, અને સમસ્ત ઈરાનમાં આ જ આકૃતિને સૌથી વધુ માન મળતું. સર જૉન માલ્કમે[3] આ ચિત્ર પોતાની ઈરાનની તવારીખમાં આપી સૌ કોઈનું પ્રથમ ધ્યાન ખેંચ્યું હતું.

સાધારણ રીતે એ પયગમ્બર ઝરથુસ્ત્રની શિકલ મનાય છે, જોકે આ વિશે વિદ્વાનોમાં બહુ મતભેદ છે પ્રો. જૅકસન પોતાના ઉપર્યુક્ત પુસ્તકમાં તેને જરથોસ્તી ધર્મનું મૂર્તિમંત સ્વરૂપ ગણે છે. મિ. થોમસ અને પ્રો. રૉલિન્સન પ્રમાણે એ ખુદ અહુરમઝ્દની જ શિકલ છે. ડૉ. જસ્ટી એને મિથ્રનું સ્વરૂપ ગણે છેઃ દસ્તૂર ડૉ. ધાલા[4] તેને અગ્નિનો ફિરસ્તો, આતર, માનેછે જ્યારે સર જહાંગીર કોયાજી[5] તેને બહેરામ ઈઝદ નામના વિજયના ફિરસ્તાનું

૧. " Persia Past and Present " by Prof. A. V. W. Jackson ( written 1903–1906)

૨. મિસિસ કુંવરબાઈ માણેકજી ધાલા કૃત "ઈરાન અને ઈરાકમાં મુસાફરી" (૧૯૨૨)

૩. "History of Persia " by Sir John Malcolm

૪. "The Nimbus-crowned Figure at Taq i Bustan " an article by Shams ul Ulama Dastur Dr. Dhalla in the Dr. Sir Jivanji J Modi Memorial Volume

૫. " The Supposed Sculpture of Zoroaster on tha Taq i Bustan ": a Chapter by Sir Jehangir C Coyaji in his "Cults and Legends of Ancient Iran and China "

સ્વરૂપ ધારે છે. કોઈ અતિ પવિત્ર પુરુષ કે દેવી શક્તિની એ પ્રતિમા હોય એ દેખીતું છે, પરંતુ આ રસિક ચર્ચામાં આપણે અહીં ઊતરી શકીએ એમ નથી એ પૂજ્ય આકૃતિની લગોલગ બે પાદશાહો એક સૂતેલા શખ્સના શરીર ઉપર ઊભા છે. એમાંનો એક શખ્સ બીજાને એક ચક્ર આપતો જણાય છે આ ચક્રને 'હલકે એ સુલ્હ' અથવા સુલેહની વીંટી કહે છે આ શાહોમાંનો એક તે અર્દશીર બાબકાન છે જે પોતાના પુત્ર શાહપૂર પહેલાને રાજપાટનું ચક્ર સુપ્રત કરતો દેખાય છે, જ્યારે તેઓના પગ નીચે કચડાયેલો પુરુષ તે પાર્થિયન યા રોમન સલ્તનતનું સ્વરૂપ હોય એમ લાગે છે

"તાકે બુસ્તાન" ઉપરના એક બીજા શિલ્પમાં શાહ ખુસરો પરવીઝને એક પુરુષ પાસેથી એક માળા સ્વીકારતો બતાવ્યો છે, શાહના જમણા હાથે એક સ્ત્રીની આકૃતિ કોતરવામાં આવી છે, જે એક હાથે શાહને વિજયમાળ અર્પે છે અને બીજા હાથે એક પાત્ર ધરતી ઉપર ખાલી કરે છે પડદો ધારણ કર્યા વિનાની સ્ત્રીઓ પર્વત ઉપર કોતરવામાં આવી છે તે જોતાં પડદો એ જરથોસ્તી રિવાજ નથી એ જણાય છે, અને સ્ત્રીઓને તે સમયમાં કેટલું છૂટાપણું મળતું તે સિદ્ધ થાય છે. તે ઉપરાંત "તાકે બુસ્તાન" ઉપર શાહ ખુસરૂ પરવીઝનું એક ગંજાવર શિલ્પ છે, જેમાં શાહ પોતાના જાણીતા શબદીઝ નામના કાળા ઘોડા ઉપર બખ્તર પહેરી સવાર થયેલો દેખાય છે શાહ અને ઘોડો બન્ને રાક્ષસી કદના છે પ્રો. જૅકમન[1] પ્રમાણે ઈરાનીઓમાં એવી માન્યતા છે કે આ સઘળાં શિલ્પો ફરહાદે કોતર્યાં હતાં, પરંતુ તે લોકો ભૂલી જાય છે કે ફરહાદ મનુષ્ય હતો, કોઈ રાક્ષસ કે જીન નહોતો જેમ અનેક શિલ્પો જમશીદ અને રુસ્તમના હુકમથી કોતરાયેલાં માનવામાં આવે છે તેમ અનેક શિલ્પોનો કારીગર એકલો ફરહાદ મનાયો છે, પછી ભલે જમશીદ પેશદાદી વંશમાં, રુસ્તમ કયાની વંશમાં અને ફરહાદ છેક સાસાની વંશમાં થઈ ગયા હોય આ ઉપરથી ઈરાની જનસમાજમાં તવારીખનું કેટલું અજ્ઞાન પ્રવર્તે છે તે જણાય છે[2] મિ. કાવસજી કયાસ[3] પ્રમાણે બહેરામગુર પછી જે સાત શાહો થયા તેઓ નૌશીરવાન સુધ્ધાં કાંઈ પણ શિલ્પો મૂકી ગયા નથી અલબત્ત, નૌશીરવાને "તાકે કિસરા" નામનો એક અતિ ભવ્ય મહેલ બંધાવ્યો હતો જેનું વર્ણન આપણે વાંચી ગયા

१ ' Persia Past and Present by Prof A V W Jackson

૨ હિંદુઓમાં કૃષ્ણદ્વૈપાયન વ્યાસનું નામ એક મહાન તપસ્વી અને લેખક તરીકે જાણીતું હોવાથી તેઓને જ વેદનો વિસ્તાર કરનાર, તેમજ મહાભારત અને પુરાણોના પણ રચનાર ગણ્યા છે અલબત્ત વિદ્વાનો આ મત સ્વીકારતા નથી

૩ મિ કાવસજી દીનશાહજી કયાસ કૃત "કદીમ નક્શે ઈરાન"

છીએ. નૌશીરવાનનો પૌત્ર ખુસરૂ પરવીઝ શિલ્પો મૂકી ગયો છે, પરંતુ તેના પછીના શાહોના પણ કાંઈ જ નમૂના મળતાં નથી.

શાહપૂર પહેલાએ પોતાના જ નામનું એક નગર વસાવ્યું હતું જે આજ નીશાપૂરને નામે ઓળખાય છે. ત્યાંના એકાદ બે શિલ્પો ઉપર આપણે નજર નાખીશું. ત્યાં એ જ બાદશાહે પોતાની ઘોડેસવાર આકૃતિ કોતરાવી છે, અને ઘોડાના પગ નીચે કોઈ શત્રુ સરદારને સૂતેલો પાડવામાં આવ્યો છે. પરંતુ આ તરફનાં શિલ્પોમાં શાહપૂર પહેલાની એક રાક્ષસી આકૃતિ આપણું ખાસ લક્ષ ખેંચે છે. મિ. બ્રેડલી બર્ટ[1] પ્રમાણે આ આકૃતિની ઊંચાઈ ૨૦ ફીટ છે અને ખભા આગળની પહોળાઇ ૮ ફીટ છે. કમનસીબે એ પૂતળું તમામ ભાગીતૂટી હાલતમાં સ્તંભપદ ઉપરથી નીચે પડયું છે અને શાહનું મુખ ધરતીમાં અડધું ડટાઈ ગયું છે. શાહના મોંને જાણે જોઈને વિકૃત કરવામાં આવ્યું છે, અને મિ. બ્રેડલી બર્ટ પ્રમાણે જ્યારે વિજયી અરબો આવી મહાન કળાનું અનુકરણ ન કરી શક્યા ત્યારે તેનો નાશ કરવામાં જ તેઓએ પોતાનું ગૌરવ માન્યું. મનુષ્યની મહત્ત્વાકાંક્ષા લાંબો કાળ ટકતી નથી અને તેનો દોરદમામ ક્ષણિક છે તે આવા દાખલાઓ ઉપરથી સ્પષ્ટ થાય છે. આ ખંડિત થયેલ પૂતળાનું વર્ણન વાંચતાં આંગ્લ સાહિત્યના અભ્યાસીઓને કવિ શેલીના પ્રસિદ્ધ કાવ્ય Ozymandias of Egypt નું સ્મરણ થયા વિના ન રહે.

"નક્શે રજબ" ઉપર કોતરાયેલાં સાસાની શાહોનાં શિલ્પો ઉપર વખત કાઢવાની જરૂર નથી. એ શિલ્પોની વિશિષ્ટતા એ છે કે એમાં સ્ત્રીઓની પણ આકૃતિઓ કોતરાયેલી છે, જે ઉપરથી ઈરાની સમાજમાં પુરુષો અને સ્ત્રીઓ લગભગ સમાન પંક્તિએ હતાં એમ માનવાને કારણ મળે છે. દારાબગર્દ નામના શહેરનાં ખંડેરો ઝાઝી અગત્ય ધરાવતાં નથી. મીડ લોકોનું પાયતખ્ત હમદાન હતું જે આજે એકબટાનાના નામે ઓળખાય છે. એ શહેર બહુ શોભાયમાન હતું અને હિરોડોટસ એને વિશે ઠીક માહિતી આપે છે. ઈરાની શાહોનું તે હવાખાવાનું સ્થળ હતું, જોકે હાલમાં તે તદ્દન ખંડિત સ્થિતિમાં છે. ત્યાં એક બાર ફીટ લાંબા બેઠેલા સિંહની ભાંગીતૂટી આકૃતિ છે, અને ઈરાન શું હતું અને તેનું શું થયું તે ઉપર જાણે તે પ્રાણી મનન કરતું હોય તેમ તે બેઠું છે.

હવે સાસાની સિક્કાઓ ઉપર દૃષ્ટિપાત કરીએ. પાર્થિયન સિક્કાઓ ઉપર રોમનોની અસર પડી હતી, અને અર્દશીર બાબકાને એ પાર્થિયન

1. "Through Persia" by Mr. F. B. Bradley-Birt

સિક્કાઓની પ્રથા ચાલુ રાખી. સાસાનીઓ રૂપાના સિક્કાઓને દિરમ અને સોનાના સિક્કાઓને દીનાર કહેતા, અને એ જ શબ્દો આગળ જતાં ફારસી ભાષામાં ચાલુ રહ્યા. કળાની દૃષ્ટિએ એ સિક્કાઓ સુંદર કહેવાય નહિ. હમેશાં સિક્કાઓ ઉપર રાજાની શિકલ હોય છે; ઘણી વખત રાજા એકલો જ હોય છે, પરંતુ કોઈ વાર તેની સામે તેના શાહઝાદાની મુખાકૃતિ હોય છે. ખુસરૂ પરવીઝના કેટલાક સિક્કાઓમાં એક બાજૂએ તેની શિકલ છે, જ્યારે બીજી બાજૂએ એક સ્ત્રીનું મુખ જોવા મળે છે: એ સ્ત્રી ઘણું કરીને તે શાહની જાણીતી પત્ની શીરીન હોવી જોઈએ. સિક્કાની બીજી બાજૂએ હંમેશાં અગ્નિ, જે જરથોસ્તી ધર્મનું ચિહ્ન છે, તેનું ચિત્ર પાડવામાં આવ્યું હોય છે. દસ્તૂર ડૉ. ધાલા[1] પ્રમાણે એ સાસાની સિક્કાઓ ઉપરથી અનેક ઉપયોગી માહિતી મેળવી શકાય છે. તે વખતના રાજાઓ લાંબા ગુચ્છાદાર વાળ રાખતા તે જણાય છે. તેઓ કાનમાં કડી અને મોતીની માળા પહેરતા: તેઓના માથા ઉપર બલૂનના ઘાટની ટોપીઓ હતી. ઈરાનીઓમાં એક વિચિત્ર રિવાજ હતો કે જ્યારે એક રાજા રાજ્ય કરવા માંડે ત્યારે તે એક નવો જ સનો શરૂ કરતો. સિક્કાઓ ઉપર રાજાની શિકલ અને તેણે રાજ્ય કર્યું હોય તેટલાં વર્ષો લખાયેલાં રહેતાં. મિ. કાવસજી કયાસ પોતાના ઉપર્યુક્ત પુસ્તકમાં કહે છે કે સિક્કાઓ ઉપરની શિકલ જોઈ પર્વતો ઉપરની પ્રતિમાઓ ઉકેલવામાં બહુ સરળતા થતી.

સાસાની યુગમાં ચિત્રકામે પણ સારી પ્રગતિ સાધી હતી અને રંગોની મિલાવટ હોશિયારીથી કરવામાં આવતી. ભીંત ઉપર પણ ચિત્રો દોરવામાં આવતાં. માની નામનો ધર્મસુધારક (ઈસ્વી ત્રીજી સદી) એક નામીચો ચિત્રકાર હતો, જોકે તેનાં કોઈ ચિત્રો ઈરાનની અનેકવાર થયેલી તારાજી પછી આજ સુધી મોજૂદ રહે એમ તો બને જ નહિ. માની ખુશનવીસી (સુંદર લેખનકળા) માં પણ પૂરેપૂરો પાવરધો હતો. ડૉ. પોપ[2] પ્રમાણે જ્યારે માનીને પાખંડમતવાદી ગણી તેનાં પુસ્તકોને અગ્નિમાં ફેંકવામાં આવ્યાં ત્યારે અગ્નિમાંથી સોનાના પાણીના ઝરાઓ નીકળતા જોવામાં આવ્યા હતા. જાણીતા તવારીખનવીસ મસઉદી[3] પ્રમાણે ઈરાનમાં રિવાજ

૧. "Zoroastrian Civilization" by Shams-ul-Ulama Dastur Dr M. N. Dhalla

૨. "Introduction to Persian Art since 7th Century A. D. by Dr. Arthur U. Pope

૩. Quoted from "Zoroastrian Civilization" by Shams-ul-Ulama Dastur Dr. M. N. Dhalla

હતો કે રાજા મરણ પામે તે પહેલાં તેની તસવીર ખેંચવામાં આવતી અને રાજમહેલમાં તે મૂકવામાં આવતી, અને મસઉદી માને છે કે તસવીર ઉતારવાના હુન્નરે સાસાની જમાનામાં ઠીક પ્રગતિ કરી હતી.

જાણીતા :પ્રાચીનવસ્તુવિદ્યાવિશારદ ડૉ. હર્ઝફેલ્ડ[૩] ઈરાની કળા ઉપર સખત પ્રહાર કરી કહે છે કે એની ખિલવણીમાં સાતત્ય રહી શક્યું નથી: તેઓ માને છે કે ઈરાનીઓ ઉચ્ચ પ્રકારની સર્જકશક્તિ ધરાવતા નહોતા અને તેઓ બીજા દેશોની કળાની અસર નીચે દબાયેલા હોવાથી પોતાની સ્વતંત્ર કળા ઉત્પન્ન કરી શકતા નહિ, જોકે ડૉ. હર્ઝફેલ્ડ કબૂલે છે કે સાસાનીઓ છેવટે વિદેશી અસરમાંથી નીકળી છૂટયા હતા. પરંતુ ઈરાની કળાના હાલના અમેરિકન નિષ્ણાત ડૉ. આર્થર યુ. પોપ પોતાના ઉપર્યુક્ત ગ્રંથમાં એ કળાનાં મુક્ત કંઠે વખાણ કરતાં કહે છે કે અરબોના વિજય સમયે જગતના જુદા જુદા દેશોની અગત્યની કળાઓમાં આપણે ઈરાની કળાને મૂકી શકીએ, જે કળા ઈરાનમાં જ નહિ પણ આજુબાજુના વિસ્તારમાં જ્યાં ઈરાની સલ્તનત ફેલાઈ હતી ત્યાં ખીલી નીકળી હતી. ડૉ. પોપ હખામની કળા માટે ઊંચો મત ઉચ્ચારતાં કહે છે કે ઇસ્લામના પ્રાદુર્ભાવની એક હજારથી વધુ વર્ષ પહેલાં પરસિપોલિસની સ્પષ્ટ અને બુદ્ધિગમ્ય નગરરચના, એના મહેલોની વિશાળતા, એના બુલંદ પણ નાજુક અને પોલા સ્તંભો અને તેમની રોનકદાર કુંભીઓ અને મથોટીઓ, તે સ્તંભો ઉપરની સુંદર કારીગરીવાળી ફરતી પટ્ટીઓ (friezes) અને તેજસ્વી રંગો — એ સૌએ તે મહાન નગરનું નામ કળાસૃષ્ટિમાં મશહૂર બનાવ્યું હતું. એ જ લેખક કહે છે કે સાસાની મહેલોની અદ્‌ભુત ભવ્યતા અને કારીગરીની સરસતા ઉપર ભાગ્યેજ કોઈ દેશે સરસાઈ ભોગવી હશે. ઈરાનીઓ સ્પષ્ટતા અને ચોકસાઈના શોખીન હતા, અને કળામાં તેઓ બુદ્ધિચાતુર્ય દાખવતા હતા. ડૉ. પોપ પ્રમાણે આજુબાજુના દેશો ઈરાની કળાની નકલ કરવામાં ઝાઝા કામયાબ થયા નહોતા: થયા હશે તો રંગોના સૌન્દર્ય કે કારીગરીની ઝીણવટમાં હશે, પરંતુ બુદ્ધિચાતુર્યમાં તો નહિ જ. ઈરાની કળાના એક ખાસ નિષ્ણાતના આવા મતની કોઈપણ સમજદાર મનુષ્ય અવગણના કરી શકે એમ નથી.

ઈરાનીઓમાં ગાલીચા બનાવવાનો હુન્નર પ્રાચીન કાળમાં હતો અને તે હજી સુધી જોવામાં આવે છે. સાસાનીઓનો બાદશાહી ગાલીચો અદ્‌ભુત હતો અને સૌન્દર્ય અને ભવ્યતામાં અદ્વિતીય જ હતો એમ ખાત્રીથી કહી

૩. "Archaeological History of Iran" by Dr. E. E. Herzfeld

શકાય. તે ૪૫૦ ફીટ લાંબો અને ૯૦ ફીટ પહોળો હતો અને તે એક બગીચાના રૂપમા બનાવવામા આવ્યો હતો તે તમામ સોનાના દોરાથી ભરેલો હતો, અને તે બગીચામાંના જુદા જુદા માર્ગો રૂપેરી દોરાથી દર્શાવવામા આવ્યા હતા. તે બગીચામાની લિલોતરીવાળી જગ્યાઓ બતાવવા સારુ લીલમો વપરાયા હતા, અને નદીનાળા દર્શાવવા મોતીઓનો ઉપયોગ થયો હતો, અને એ રીતે ઝાડ, પાન, ફૂલ વગેરે દર્શાવવા અનેક જવાહિરો પૂર છૂટથી વાપરવામા આવ્યા હતા આ ગાલીચો માસાનીઓના રાજ વૈભવ અને જાહોજલાલીના એક પ્રતીક સમાન હતો. જ્યારે અરબોએ ઈરાન સર કર્યું ત્યારે તેઓ એવા જગલી હતા કે કપૂરને મીઠુ સમજી મોમા મૂકી દેતા તેઓ આ ગાલીચો જોઈ સ્તબ્ધ થઈ ગયા અને તે ખલીફ ઉમર ઉપર મદીના મોકલાવી દીધો. ઇસ્લામી શરીયત પ્રમાણે લૂટમા મળેલી વસ્તુઓ સૌ મુસનમાનોને સરખે ભાગે વહેચી આપવી જોઈએ. તેથી હઝરત ઉમરે કળાના આ બેનઝીર નમૂનાને કપાવી કાઢી તેનો એકેક કકડો દરેક મુસ્લિમને વહેચી આપ્યો[૧] વળી જ્યારે કુદુસિયાના જગમા અરબોને હાથે ઈરાનીઓ હાર્યા ત્યારે વિજેતાઓના હાથમા ઈરાનનો "દરફશે કાવયાની" નામનો મહાન રાષ્ટ્રધ્વજ આવવા પામ્યો. એ પણ ધ્વજોમા બેનમૂન હતો અને ઈરાની શાહોનો રોઆબ અને ખર્ચાળ સ્વભાવ એમા પણ પ્રતિબિંબિત થયો હતો. તેની લબાઈ ૧૮ ફીટ અને પહોળાઈ ૧૨ ફીટ હતી, અને તેની ઉપર જવાહિરો જડવામા કોઈ પ્રકારની કચાશ રખાઈ નહોતી આ પ્રાચીન રાષ્ટ્રધ્વજ પણ ખલીફ ઉમર ઉપર તેના પાયતખ્ત મદીને રવાના થયો. તેનો પણ ઉપલા જ કારણસર નાશ કરવામા આવ્યો અને દરેક મુસ્લિમને તેનો એકેક કકડો ઈનામમા મળ્યો.[૨] કળાના ઉત્તમ નમૂનાઓની આવી બેહાલી જોઈ દરેક કલારસિકને ખેદ થયા વિના નહિ રહે

ઈરાનીઓ પોતાના ગાલીચાઓમા ઉત્તમ ચિત્રકામ અને ભરતકામ કરવા ઉપરાત તરેહવાર રગો પણ પૂરતા, અને અનેક પ્રકારના રગો બનાવવા અને તેની મિનાવટ કરવી તે ઈરાની કારીગરોની એક વિશિષ્ટતા હતી. મહેલો ઉપર પણ તેઓ અનેક પ્રકારના રગો લગાડી તેમને સુશોભિત કરતા હતા, અને એ કળા છેક હખામની શાહોના મહેલોમાં પણ

---

૧ The Caliphate Its Rise, Decline and Fall ' by Sir William Muir

૨ મિ પાવનજી બ દેસાઈ કૃત "તવારીખે સાસાનીયાન"

જોવામાં આવે છે. આધુનિક સમયમાં પણ ગાલીચા બનાવવાની કળામાં ઈરાનીઓ સર્વોપરિપણું ભોગવે છે. સર ઈ. ડી. રોસ[1] પ્રમાણે ઈરાની ગાલીચાઓનો જગતમાં સર્વોત્તમ નમૂનો હાલ વીએનામાં છે, અને તે ઉપર એક શિકારનું દૃશ્ય પાડેલું હોવાથી તેને "શિકારી ગાલીચો" કહેવામાં આવે છે. ઈરાનીઓને ભપકાબંધ વસ્ત્રપરિધાનનો પણ શોખ હતો, અને અરબોના વિજય પછી પણ સુંદર વસ્ત્રો બનાવવાની કળા ચાલુ રહી હતી. ખલીફાના દરબારમાં ઈનામ દાખલ પોશાક અને પાઘડીઓ અપાતાં અને કલાત્મક વસ્ત્રાલંકારોની કદર કરવામાં આવતી. ઈરાનમાં લાંબા કાળથી ચીનાઈ માટીનાં વાસણ બનાવવાનો હુન્નર પ્રચલિત હતો, અને તેની ઉપર પશુપંખીઓની સુંદર આકૃતિઓ ચીતરવામાં આવતી. હજુ પણ એ હુન્નર ઈરાનમાં ચાલુ છે. પ્રાચીન શહેર રય (હાલનું તહેરાન) તેનાં માટીનાં વાસણ માટે પ્રખ્યાત હતું: પણ સૌથી ઉત્તમ વાસણો હાલ કાશાનમાં બને છે, અને એ શહેર એ કારીગરી માટે એટલું જાણીતું થયેલું છે કે તેના નામ ઉપરથી માટીનાં કલાત્મક વાસણોને "કાશી" કહેવામાં આવે છે.

હવે ઈરાની ચિત્રકામ વિશે થોડીક ચર્ચા કરીશું. આપણે જોઈ ગયા તેમ સાસાની યુગમાં એ કળાએ ઠીક પ્રગતિ કરી હતી, અને માની નામનો જગમશહૂર ચિતારો એ જ યુગમાં થઈ ગયો હતો. ઈરાનીઓ શાહ બહેરામગુર અને તેની પ્રિયા બાનૂ આઝદેહ ઘોડેસવાર થઈ શિકારે જતાં તેનાં ચિત્રો દોરતા. ઇસ્લામના આગમન પછી મનુષ્યનાં ચિત્રો તરફ ધર્મચુસ્તો નફરતથી જોતા. તે છતાં રફતે રફતે ચીત્રકામમાં તો એ નફરત નકામી નીવડી અને મનુષ્યોની પ્રતિમાઓ ચીતરાવા લાગી, જો કે સ્થાપત્ય અને શિલ્પમાં તો મનુષ્યની આકૃતિઓ કાઢવી એ મૂર્તિપૂજા સમાન મનાવા લાગ્યું અને તેનો નિષેધ થયો. જ્યારે ઇસ્લામના આગમન પછી મનુષ્યની આકૃતિ ચીતરવા તરફ અણગમો ઉત્પન્ન થયો ત્યારે ઈરાની માનસ ખુશનવીસી (સુશોભિત લેખનકળા) તરફ ફર્યું, અને અતિ સુંદર અને આંખે ઊડી વળગે એવા કલાત્મક હરફોથી પુસ્તકો લખાવા માંડ્યાં. તે ઉપરાંત ઈરાનીઓએ અનેક પ્રકારના વિચિત્ર અને તરંગી પરંતુ શોભાયમાન ધારો ઉત્પન્ન કર્યો, અને અરબો ઉપરથી એ કળાને અંગ્રેજીમાં arabesque નું નામ મળ્યું. કળા વિના કોઈ દેશને ચાલ્યું નથી અને ચાલવાનું નથી: માત્ર એક દ્વાર બંધ થતાં બીજું ખૂલવા પામે એવું બને છે. ઈરાની કળામાં વિવિધતાની ખામી છે; એનામાં એકસરખાપણું ઘણું છે.

---

૧. "The Persians" by Sir E. Denison Ross (1931)

દોરાયેલી આકૃતિમાં જે ચેતન જોઈએ તે નથી, અને કળાકારમાં પ્રમાણભાન પણ હમેશાં રહેતું નથી. તેઓનાં ચિત્રોમાં એક પ્રકારની જડતા અને રૂઢિબંધન જણાઈ આવે છે. પરિણામે સર ઈ. ડી. રોસ પોતાના ઉપર્યુક્ત ગ્રંથમાં કહે છે તેમ તેઓએ દોરેલાં ચિત્રોમાંનાં ગ્રહો જાણે સૈનિકો પહેરો ભરવા ઊભા હોય એવાં જડ દેખાય છે.

ઈરાનના મોગોલ વિજેતાઓ અતિ ક્રૂર અને જંગલી હતા. પરંતુ ઈરાનમાં રહી તેઓ કલાપ્રેમી અને સંસ્કારી થયા. ૧૨૫૮ સુધી બગદાદના ખલીફોનું રાજ્ય રહ્યું ત્યાંસુધી ઇસ્લામના આદેશ પ્રમાણે ચિત્રકળાને ઝાઝું ઉત્તેજન મળ્યું નહિ: પરંતુ ત્યારબાદ મોગોલોએ આવી જે સર્વનાશ વેર્યો તેમાં એ ધાર્મિક પ્રતિબંધનો પણ નાશ થયો, અને હવે કળાને છૂટથી પ્રોત્સાહન મળવા લાગ્યું. મોગોલો હવે કળાકારોના આશ્રયદાતા બન્યા, અને યુરોપમાં જેમ જંગલી ગૉથ લોકોએ કળામાં નવી પ્રેરણા રેડી તેમ ઈરાનમાં પણ મોંગોલોએ કર્યું, અને મોંગોલ સમયમાં ચિત્રકળા તેની પરાકાષ્ઠાએ પહોંચી. જે મોંગોલો ઓ બાળક સુધ્ધાં તમામ વસ્તીનો નાશ કરતાં અચકાતા નહોતા તે કારીગરોના જાન બચાવતા. જ્યારે તૈમૂરલંગ હિંદમાં કેર વરતાવી પાછો ફર્યો ત્યારે અહીંના સૌથી કુશળ મિસ્ત્રીઓને લેતો ગયો અને તેઓ પાસે સમરકંદમાં મસ્જિદ બંધાવી. તૈમૂરલંગનો પૌત્ર બૈસંકરખાન અત્યંત કળારસિક હતો, અને ૧૫મી સદીમાં હેરાત ખાતે તેણે એક કળાભવન સ્થાપ્યું. એ જ સદીના અંતભાગમાં તૈમૂરી વંશના છેલ્લા સુલતાન હુસેન બૈકરા નામના મશહૂર આશ્રયદાતાના રાજ્યમાં ઈરાનનો સૌથી નામીચો ચિત્રકાર બેહઝાદ થઈ ગયો માની પછી જો કોઈ મહાન ચિત્રકાર ઈરાનમાં થઈ ગયો હોય તો તે બેહઝાદ હતો. તેનો જ સમકાલીન હતો આગા મીરક, જેણે હઝરત નબી મુહમ્મદે ઘોડેસવાર થઈ જે "મએરાજ" કરી હતી (સ્વર્ગારોહણ કર્યું હતું) તેનું સુંદર ચિત્ર દોર્યું છે.[૧] એ ઉપરથી જણાય છે કે મનુષ્યની આકૃતિ ચીતરવાને લગતી નફરત હવે નષ્ટ પામતી જતી હતી. ૧૬મી સદીમાં સુલતાન મુહમ્મદ અને તેનો શિષ્ય ઉસ્તાદ મુહમ્મદી થઈ ગયા. શાહ અબ્બાસ સફવીના રાજ્યમા, ૧૬મી–૧૭મી સદીમા, રઝા અબ્બાસી નામનો એક મહાન ચિતારો થયો જે બેહઝાદનો હરીફ ગણાતો. કાજાર વંશના આરંભ સાથે ૧૯મી સદીમાં ઈરાની કળાની પડતી આવવા માંડી.

---

૧. "The Persians by Sir E. Denison Ross

ઈરાની ચિત્રકળાએ હિંદ ઉપર પણ મોટી અસર કરી હતી, અને તે ખાસ કરી મુઘલોના રાજ્યમાં જોવામાં આવે છે. ઇ. બી. હેવેલ[1] પ્રમાણે મુસ્લિમોના આગમનની સહેજ પહેલાંના સમયના હિંદુઓ અને બૌદ્ધોમાં ચિત્રકળા હતી, પણ તેમાં પૂરતું મન મૂકીને કામ થતું નહોતું, અને ચિત્રો બહુધા ધર્મને લગતાં દેવદેવીઓ અને પૌરાણિક કાળની વ્યક્તિઓનાં હતાં. પરંતુ મુઘલ રાજ્ય હિંદમાં સ્થપાયું ત્યારથી લૌકિક વિષયો ઉપરનાં ચિત્રો દોરાવા લાગ્યાં, અને ચિત્રકળાની એક ખાસ શાખા પણ ઊભી થવા પામી. મિ. હેવેલ ખુલ્લું કહે છે કે એ ચિત્રકળાની શાખાનું મૂળ ઈરાનમાંથી મળેલી પ્રેરણામાં હતું. ઈરાને હિંદી કળા ઉપર કરેલી આ અસર તેઓ પ્રબોધકાળ ( Renaissance )માં યુરોપ ઉપર ઇટલીએ કરેલી અસર સાથે સરખાવે છે. બાબરશાહની સાથે ચિત્રકારો ઈરાનથી હિંદ આવ્યા: તેઓ ઉપર મહાન ચિત્રકાર બેહઝાદની અસર તાજી જ હતી, અને હવે હિંદમાં ચિત્રકળા અને સુંદર લેખનકળા પાંગરવા માંડી. હુમાયુનના રાજ્યમાં ખોરાસાનનો એક શાહપૂર નામે ચિત્રકાર હતો. બીજા ચિત્રકારોમાં તબરીઝનો મીર સૈયદઅલી અને શીરાઝનો અબ્દુસસમ્દ હતા: અબ્દુસસમ્દને "શીરીનકલમ" (મધુર કલમ ધરાવનાર)નો ખિતાબ મળ્યો હતો. આ ત્રણે કળાકારો ખોરાસાન, તબરીઝ અને શીરાઝથી આવ્યા હોવાથી ઈરાની કળાની અસર હજી ચાલુ હતી તે દેખીતું છે. અકબર અને જહાંગીર અત્યંત કળાપ્રેમી શાહો હતા, અને શાહજહાનના રાજ્યમાં ચિત્રકળા એની પરાકાષ્ઠાએ પહોંચી. કમનસીબ શાહઝાદો દારા શિકોહ પણ ચિત્રકળામાં બહુ રસ લેતો, પણ કળાવિરોધી ધર્માંધ શાહ ઔરંગઝેબ ગાદી ઉપર આવ્યો ત્યારથી ચિત્રકળાનું પતન થવા માંડ્યું. મુસ્લિમો જેમ હિંદુઓ ઉપર પણ આ નવી કળાની અસર થઈ. પરંતુ આ હિંદુમુસ્લિમ કળામાં પણ એક પ્રકારની જડતા તો હતી જ, અને ચિત્ર એક ચેતનવાળી જીવંત વસ્તુ હોવાને બદલે જાણે ભૂમિતિની એક આકૃતિ હોય એવું દેખાતું. મિ. હેવેલના ઉપર્યુક્ત ગ્રંથ પ્રમાણે જે તાઝગી અને ચેતન અજંટાના ચિત્રોમાં હતાં તે મુઘલ સમયનાં હિંદુ ચિત્રોમાં જણાતાં નહિ. ત્યારે આ રીતે ઇસ્લામનો વિરોધ છતાં ઈરાનમાં કળા કેમ ખીલી નીકળી અને તેની અસર હિંદ ઉપર કેટલા બહોળા પ્રમાણમાં થવા પામી તે આપણે જોયું.

1. "Indian Sculpture and Painting" by Mr. E. B. Havell

ઈરાનીઓને કળા પ્રત્યે કુદરતી જ પ્રેમ હોય છે. બીજા દેશોની કળાની અસર તેઓ સ્વીકારે છે, પરંતુ પોતાની કળાની પ્રણાલિકાનું સાતત્ય જાળવી રાખે છે, અને બીજા દેશો ઉપર અસર પણ કરી શકે છે. ઈરાનની કળાની પ્રબળતા અને વિશાળતાનું એક કારણ કદાચ ઈરાનનું ભૌગોલિક સ્થાન હોઈ શકે, કેમકે અનેક દેશોની વચમાં આવેલું હોવાથી તે દેશોની સંસ્કારિતાનો લાભ તેને મળેલો છે. પરંતુ ડૉ. પોપ કહે છે તેમ એવી અનુકૂળતા તો બીજા દેશોને પણ મળી છે, જો કે તેઓએ કળામાં કશું જ નામ કાઢ્યું નથી. માટે ડૉ. પોપ ઈરાની કળાની શ્રેષ્ટતાનો જશ ઈરાનના ભાગોલિક સ્થાનને નહિ પણ ઈરાનીઓની કળાપ્રેમી ખાસિયતને જ આપે છે. અરબોએ જ્યારે ઈરાન ઉપર વિજય મેળવ્યો ત્યારે તેઓ કાદવ અને લાકડાંનાં ઘર અને કપડાંના તંબુ સિવાય બીજું કશું જ બાંધી જાણતા નહોતા એમ ડૉ. પોપ[૧] ખુલ્લું કહે છે. આ મતમાં લગારે અતિશયોક્તિ નથી, કેમકે મિ. ટાલબટ રાઈસ[૨] જણાવે છે તેમ (અરબો જેવી) તમામ ભટકનારી (nomadic)પ્રજાઓમાં વિશાળ પાયા ઉપર કશું જ થઈ શકતું નથી. તેઓમાં ઈમારતોનાં બાંધકામ, શિલ્પકામ, ચિત્રકામ વગેરે મોટા પાયા ઉપર થતાં નથી, કેમકે ચાલુ રખડનારી પ્રજાઓને કાંઈપણ સ્થિર સ્થાવર બાંધકામો પરવડતાં નથી: માટે જ તેઓ કાપડ સારું બનાવી જાણે છે, ખાસ કરી તંબુઓ માટેનું કાપડ, ધાબળા, કામળા વગેરે. આ ઉપરથી જણાય છે કે ઈરાનીઓ અરબો પાસથી કળાના વિષયમાં તો કાંઈ શીખે એમ હતું જ નહિ. અરબોએ ઈરાની પાયતખ્ત મદાઈનનો બની શકે એટલો નાશ કર્યો અને ખલીફ અબુ જાફર મનસુરે જ્યારે ૭૬૨માં બગદાદ બાંધ્યુ ત્યારે તેણે મદાઈનનાં ખંડેરોનો છૂટથી ઉપયોગ કરી તેમને એક ખાણુ હોય તેમ વાપર્યાં.[૩] ઈરાનીઓએ ઇસ્લામનો સ્વીકાર કર્યા પછી પોતાનું કળાકૌશલ્ય મસ્જિદ અને મિનારા બાંધવામાં દાખવ્યું. પરિણામે Saracenic (મુસ્લિમ) કળા ઉત્પન્ન થઈ: પણ તે માટીનાં ઝૂંપડાં ને તંબુમાં રહેનાર અરબોમાંથી નહિ, પણ ઇસ્લામમાં વટલી ગએલા ઈરાનીઓમાંથી ઉદ્દભવી હતી તે દેખીતું છે. આપણે જોઈ ગયા

૧. "Introduction to Persian Art Since the 7th Century A. D." by Dr. Arthur U. Pope

૨. "The Background of Art" by Mr. D. Talbot Rice

૩. હિંદના મુસ્લિમોએ ખંડિત હિંદુ મંદિરોના અવશેષો પોતાની ઇમારતોમાં અવારનવાર વાપર્યાં છે તે સૌને જાણીતુ છે.

તેમ મોંગોલો પણ પ્રથમ તો જંગલી હતા, પરંતુ તેઓ પણ સંસ્કારી થયા અને તેઓના બાદશાહો કળાકારોના આશ્રયદાતા બન્યા.

ડૉ. હર્ઝફેલ્ડના મત પ્રમાણે ઈરાનીઓમાં સર્જકશક્તિનો અભાવ હતો અને તેઓની કળાની પ્રણાલિકા ખંડિત થવા પામી હતી. આ મતનું દાખલા દલીલો સહિત સચોટ ખંડન ડૉ. પોપ[1] તરફથી થયું છે. તેઓ કહે છે કે ઈરાનીઓનો કળાપ્રેમ હજારો વર્ષોનો જૂનો છે અને અનેક વિઘ્નો છતાં તે અખંડિત રહ્યો છે. તેનાં કારણો ઈરાનીઓની કળા પ્રત્યેની ધગશ, ઉત્તમ વસ્તુઓ વાપરવાની ચીવટ, બની શક્તી સંપૂર્ણતા પ્રાપ્ત કરવાની ઉત્કંઠા, અને બીજા દેશોની કળાત્મક અસર પચાવી તેમાંથી એક સ્વતંત્ર કળા ઉત્પન્ન કરવાની અભિલાષામાં આપણને મળી આવશે. ડૉ. પોપ પ્રમાણે ઈરાનીઓને અસ્પષ્ટતા પ્રત્યે નફરત હતી. તેઓની કળાની મુખ્ય ખૂબી *તેનાં સનાતન યૌવન અને તાઝગી, તેની સ્પષ્ટતા, તેનો વિવિધ રંગોનો* શોખ અને તેના વિશાળતાના પ્રેમમાં સમાયેલી હોય છે, અને અરબો આવે કે મોંગોલો આવે તે છતાં તેમનો કળા પ્રત્યેનો શોખ વ્યક્ત થયા વિના રહેતો નહિ. આપણે પાંચમા પ્રકરણમાં જોઈ ગયા તેમ આફતમાં પણ કાંઈક લાભ કુદરતે સમાવેલો હોય છે. એક સંસ્કારી પ્રજા ઉપર એક અસંસ્કૃત પ્રજા જ્યારે રાજ્ય જમાવે છે, ત્યારે તે સંસ્કારી પ્રજામાં સાહિત્ય અને કળાને લગતો એક પ્રબોધકાળ બેસે છે. યુરોપમાં જ્યારે ગૉથ જેવા જંગલીઓનો દોર ઈસ્વી પાંચમી સદીથી શરૂ થયો ત્યારે યુરોપની ખરાબી તો થઈ, પરંતુ તેને અણીદાર કમાન (Gothic arch)વાળી સ્થાપત્ય-કળાનો લાભ પણ મળ્યો. ભટકનારા અરબોને કળાનું ભાન ન હતું, પણ ઈરાન ઉપર જીત મેળવી એ કળાપ્રેમી બન્યા. તે જ પ્રમાણે સલજુકીઓ તુર્ક હતા પણ ૧૧મી સદીથી ઈરાન ઉપર વિજય મેળવ્યા બાદ તેઓ સાહિત્ય અને કળાને ઉત્તેજન આપનારા સંસ્કારી બની ગયા. તે જ પ્રમાણે મોંગોલોએ ૧૩મી સદીમાં ઈરાન ઉપર હેવાનિયત વરસાવી, પરંતુ મોંગોલ શાહો જ વખત જતાં કળા અને સાહિત્યના ઉદાર આશ્રયદાતા બન્યા.

હખામની અને સાસાની કળા તો આપણે જોઈ. તે બાદ મુસ્લિમ સમયમાં, ખાસ કરી ૧૧મી ૧૨મી સદીમાં થઈ ગયેલા સલજુકી વંશ દરમ્યાન ગુંબજ અને કમાનદાર આરકાંઓ શરૂ થયાં. ત્યારપછી મોંગોલ વિજેતા હલાકુખાનના પ્રપૌત્ર ગાઝાનખાને ૧૪મી સદીની શરૂઆતમાં તબરીઝ ખાતે એક અતિ સુંદર

---

૧. "Introduction to Persian Art since the 7th Century A. D." by Dr. Arthur Upham Pope

નીલવર્ણી મસ્જિદ બંધાવી. તૈમૂર લંગના સંસ્કારી પુત્ર શાહરૂખે અને તેની બહેને ૧૪મી સદીમાં મશહદ ખાતે જે ગોહરશાદની મસ્જિદ બંધાવી છે તે ઈરાનમાં સૌથી શોભાયમાન ઇમારત ગણાય છે. તૈમૂર લંગનો પૌત્ર બૈસંકર-ખાન તો અત્યંત કળાપ્રેમી હતો અને મશહૂર ચિત્રકારોનો આશ્રયદાતા પણ હતો. સફવીવંશનો પહેલો શાહ ઇસ્માઇલ ૧૪૯૯માં ગાદીએ આવ્યો અને જાણીતા ચિત્રકાર બેહઝાદને પોતાની અર્ધી સલ્તનત બરાબર ગણીને તેણે પોતાની કળાપ્રિયતા સિદ્ધ કરી આપી. ૧૬મી સદીનો શાહ તેહમાસ્પ સફવી, જેણે હિંદના મુઘલ શાહ હુમાયુનને આશ્રય આપ્યો હતો, તે પણ કળારસિક હતો. શાહ અબ્બાસ સફવી, જે હારૂન અલ રશીદ પછી સૌથી મહાન ઈરાની શાહ કહેવાયો છે, તેણે ઇસ્ફહાનમાં અનેક ઇમારતો બંધાવી તે શહેરની શાન અને રોનકમાં વધારો કર્યો હતો. ૧૯મી સદીના તુર્ક બુન્યાદના કાજારવંશી શાહો કળાસંસ્કારશૂન્ય હતા, પરંતુ જ્યારે ઈરાની તોખમના રઝાશાહ પહેલવી ગાદી ઉપર આવ્યા ત્યારે ઈરાનમાં દરેક દિશામાં તેઓએ નવું જીવન રેડ્યું અને જૂની ઇમારતો વગેરેનો જીર્ણોદ્ધાર કરાવ્યો. આ ઉપરથી જણાય છે કે પ્રાચીનકાળથી તે અદ્યાપિ પર્યંત ઈરાની કળાની પ્રણાલિકા અખંડ રહેવા પામી છે.

ઈરાની કળાનાં સૌથી અગત્યનાં અંગો કમાન (arch) અને કમાનદાર છત (vault) છે. એ બંનેનો ઉપયોગ એસીરિયા અને બીજા પ્રાચીન દેશોમાં થયો છે, પરંતુ ડૉ. પોપ કહે છે તેમ મોટા પાયા ઉપર એ બે અંગોની ખિલવણી કરી તેને લોકપ્રિય કરનાર સાસાની ઈરાનીઓ હતા. સ્થાપત્યના જાણીતા ઓરિયન્ટલ નિષ્ણાત સ્ટ્રઝીગાઉસ્કી[1] ઉપલા શબ્દો સાથે સંમત થતા દેખાય છે; તેઓ કહે છે કે:—"The system of massive construction in brick might perhaps belong to the lowland of Mesopotamia, where it was the natural building material but the vault and the dome, the love of low-relief carving and all-over ornament, a taste for non-representational rather than naturalistic art, and the use of a highly symbolical system of decoration were all features to be associated with the upland region of Persia." સ્ટ્રઝીગાઉસ્કીના મત પ્રમાણે ઈરાની મૂળની એક નવીન અને

1. Quoted from "The Background of Art" by D. Talbot Rice

અનોખી સ્થાપત્યશૈલી ઈસ્વી પૂ. ત્રીજી અને બીજી સદીઓમાં પશ્ચિમ તરફ ગઈ, અને એ નવીન શૈલી ઘણે દરજ્જે ખ્રિસ્તી કળાના પાયા સમાન હતી. રૉસ્ટૉવ્ટઝેવ[1] નામના વિદ્વાન પ્રમાણે જાનવરો કોતરવાની કળા સૌથી પહેલી મેસોપોટેમિયા[2] માં શરૂ થઈ અને ત્યાથી ઈરાન ગઈ, જ્યાં તેનો પુષ્કળ વિકાસ થયો અને જ્યાં તેનામાં અનેક ફેરફારો પણ થયા; અને ઈરાનમાં જ એ કળાએ પોતાનું લાક્ષણિક રૂપ ધર્યું.

ઈરાની ઈમારતો બહુ વિશાળ પાયા ઉપર બાંધવામાં આવતી હતી. તે સંબંધમાં ડૉ. પોપ કહે છે કે પ્રો. હર્ઝફેલ્ડે અર્દશીર બાબકાનના એક મહેલનું ખંડેર દક્ષિણ ઈરાનમાં ખોળી કાઢ્યું છે, અને તેમાંની એક કમાનદાર છત બારસિલોનાનાં પ્રખ્યાત દેવળની છત સિવાય યુરોપની કોઈ પણ બીજી છત કરતાં વધુ વિશાળ છે. નૌશીરવાનના "તાકે કિસરા" નાં ખંડેરની લંબગોળ છતની ઊંચાઈ કે પહોળાઈની બરાબરી જગતમાં ક્યાંયે થયેલી જણાઈ નથી. સાસાનીઓની કમાન લંબગોળાકાર હતી, જેની ઉપરથી મુસ્લિમો નવમી સદીમાં અણીદાર કમાન બાંધતા શીખ્યા, ઈરાનમાં તેઓએ તેનો સર્વત્ર ઉપયોગ કર્યો, અને તે યુરોપને પણ શિખવાડી.[3] ઈરાની કળાનું ત્રીજું અગત્યનું અંગ તે ઘુંમટ (dome) છે. ગુંબજો પણ પ્રાચીન કાળમાં હતા જ, અને ઍસીરિયા અને બૅબિલોનિયાના ખંડેરોમાં કાદવની ઈંટોના બાંધેલા ગુંબજો જોવામાં આવે છે. પરંતુ રોમનોએ જે ઘુંમટોની નકલ કરી તે ફીરૂઝાબાદ અને સર્વિસ્તાન ખાતે આવેલા વિશાળ સાસાની ગુંબજોની હતી. ઈરાની કળાનું ચોથું અંગ તેઓના સુંદર અને તેજસ્વી રંગો છે. આપણે જોઈ ગયા તેમ હખામની મહેલો ઉપર પણ રંગ લગાડવામાં આવતો, અને સાસાનીઓનાં "તાકે બુસ્તાન" ની કારીગરીઓ ઉપર પણ રંગની અચૂક નિશાની છે.

હખામનીઓના સ્થાપત્યની અસર હિંદના મૌર્યવંશના સ્થાપત્ય ઉપર કેટલી પડી હતી તે આપણે સાતમા પ્રકરણમાં જોઈ ગયા છીએ, અને

---

૧. Quoted from "The Background of Art" by D. Talbot Rice

૨. યુફ્રેટિસ અને ટાઈગ્રિસ નદીઓ વચ્ચે આવેલો પ્રદેશ, જેમાં પ્રાચીન એસીરિયા, બૅબિલોનિયા અને ખાલ્ડિયા સમાઈ જાય છે. સેલ્યુકસના ગ્રીક વંશજોએ તેને મેસોપોટેમિયા નામ આપ્યું હતું.

૩. ડૉ. પોપ પ્રમાણે કદાચ ઈરાનીઓને અણીદાર કમાનનો ખ્યાલ હિંદના સ્થાપત્યમાંથી મળ્યો હશે, કેમકે તે હિંદમાં, દાખલા તરીકે એલિફન્ટા ખાતે, જોવામા આવે છે.

તે અહીં ફરી રજૂ કરવાની જરૂર નથી. ખુદ પર્વત ઉપર લેખો કોતરવાની પ્રેરણા અને લાકડાને ઠેકાણે પથ્થરમાં કારીગરી કરવાની સમજ અશોકે હખામની શાહ દરાયસ હિસ્તાસ્પિસ મારફતે મેળવી હતી. આપણે જોઈ ગયા તેમ ઈરાનીઓ પોતાના શિલ્પો, સિક્કાઓ વગેરેમા સિંહોની શિકલ પાડવાનો બેહદ શોખ ધરાવતા હતા, જેવો શોખ ભાગ્યેજ કોઈ બીજી પ્રજામાં જોવામાં આવતો હોય. મિ. વિન્સેન્ટ સ્મિથ[1] કબૂલ કરે છે કે બનારસ પાસે આવેલ સારનાથ ખાતેના અશોકના જાણીતા સ્તંભના શરાં ઉપરની સિંહોની ચાર પ્રતિમાઓ અને તેનું ઘણુખરું આલેખન ઈરાની સ્થાપત્ય ઉપરથી લેવામાં આવ્યુ છે, જોકે મિ. સ્મિથ પ્રમાણે ઈરાની સિંહો કરતાં હિંદી સિંહોની આકૃતિ અને ઢબ વધુ સરસ છે. જ્યારે ડૉ. આર્થર પોપે ૧૯૪૮ના જાન્યુઆરીમાં મુંબઈ ખાતે એક જાહેર ભાષણ કર્યું હતું ત્યારે તેઓએ જણાવ્યુ હતું કે સારનાથ ખાતેના અશોક સ્તંભ ઉપરની ચાર સિંહોની પ્રતિમા અને ધર્મચક્ર એ પ્રાચીન ઈરાનનાં ચિહ્નો છે, અને હખામનીઓનાં "તખ્તે જમશીદ" નાં ખંડેરોમાં તે મળી આવે છે. માટે ડો. પોપ પ્રમાણે જ્યારે હિંદે સિંહ અને ધર્મચક્રનાં નિશાનો સારનાથના સ્તંભ ઉપરથી પોતાનાં રાષ્ટ્રચિહ્નો તરીકે અપનાવ્યાં ત્યારે આડકતરી રીતે પ્રાચીન ઈરાનના સ્થાપત્યની અસર મુસ્તકમ્ થઈ બની, અને ઈરાનનું સ્થાપત્ય પણ અમર બન્યું. આ બનાવ ખચીત પારસીઓ માટે ગૌરવ લેવાજોગ કહેવાય.

ઈરાને હિંદ ઉપર જ નહિ પરંતુ જગતના ઘણા દેશો ઉપર પોતાની કારીગરીથી અસર કરી છે, અને તે હવે આપણે ડો. પોપના ગ્રંથ ઉપરથી જોઈએ. શહેનશાહ ડાયોકલીશિયનના સમયમાં ઈસ્વી ત્રીજી સદીમાં રોમમાં જે સ્થાપત્યની ખિલવણી થઈ તે ઈરાનીઓની પ્રબળ અસર નીચે થઈ હતી. રોમન સામ્રાજ્યમાં ઈરાનના માનીના સંપ્રદાય અને મિથ્રધર્મની અસર તો હતી જ, તેમાં વળી ઈરાનીઓની કારીગરીની પણ અસરનો વધારો થયો. ઈરાનીઓની વસ્ત્ર બનાવવાની કળા અને રેશમ ઉપરનાં ભરતકામની નકલ બાઈઝેન્શિયમમાં પણ થવા લાગી. ઈરાની સ્થાપત્યમાં અણીદાર કમાનની ખિલવણી બગદાદમાં થઈ અને ત્યાંથી તે યુરોપમાં જઈ વિખ્યાતિ પામી. આપણે જોયું તેમ જ્યારે તુર્કો ઈરાનના સમાગમમાં આવ્યું ત્યારે તે સંસ્કારશૂન્ય હતુ, પરંતુ તેણે ઈરાન પાસેથી તમામ સાહિત્ય રચવાની પ્રેરણા અને રૂઢિઓ ગ્રહણ

---

૧. "Oxford History of India" by Mr. Vincent Smith

કર્યા હતા. તે પ્રમાણે કળામાં પણ તુર્કીઓ ઈરાનના ઋણી બન્યા, અને ખાસ કરી ઈરાનના ગાલીચા બનાવવાના અને ચીનાઈ માટીનાં વાસણ બનાવનાના હુન્નરો તેઓએ અખ્તયાર કર્યા. હિંદમાં મૌર્ય વંશના સમયમાં અને સદીઓ પછી, ખાસ કરી મુઘલ સમયમાં, ઈરાની કળાની કેટલી ભારે અસર થઈ હતી તે આપણે જોઈ ગયા. પરંતુ ડૉ. પોપ કહે છે તેમ હિંદમાં તો લાંબા કાળથી કળાની પરંપરા ચાલી આવી હતી; તે ઉપરાંત ઈરાનીઓની અસરથી એક હિંદુ-મુસ્લિમ સંયુક્ત કળા જન્મી; બલ્કે હિંદી કળા વધુ હિંદી થઈ, પણ ઈરાની કળાથી દબાઈ જઈ પોતાનું અસ્તિત્વ ખોઈ બેઠી નહિ. પુસ્તકો શણગારવાની કળા ઇટલીએ, અને વાસણ બનાવવાની કળા સ્પેને ઈરાન પાસેથી મેળવી હતી, ત્યારે ગ્રીસથી મેળવેલા કળાના વારસા ઉપરાંત યુરોપે જો કોઈ પણ દેશ પાસેથી સૌથી વધુ કળાની પ્રેરણા મેળવી હોય તો તે ઈરાન પાસેથી હતી. ડૉ. પોપના પોતાના જ શબ્દોમાં કહીએ તો: — "The influence of Persian art has extended throughout the world to a degree and with a persistence that has been equalled or surpassed only by that of Greece."

લગભગ ૨૦૦ વર્ષથી ઈરાની કળાની ઊતરતી દશા બેઠેલી દેખાય છે. ૧૯મી સદીના ઈરાનના કાજારવંશી શાહો સંસ્કારશૂન્ય હતા, એટલું જ નહિ પણ પ્રજાનો પૈસો અગત મોજશોખમાં ઉડાવતા, અને પ્રજા ઉપયોગી ઉદ્યોગ કે કળાને આશ્રય આપતા નહિ. કાજારવંશમાં કળાના નવા નમૂના ઉત્પન્ન થતા તો રહ્યા, પણ કેટલાક જૂના ઈરાની નમૂના હતા તેનો પણ નાશ કરવામાં આવ્યો. ૧૯મી સદીમાં થઈ ગયેલા ફતેહઅલીશાહ કાજાર અનેક સ્ત્રીઓ જોડે પરણ્યા હતા અને તેમનાં સંતાનોની સંખ્યા ચોક્કસ નક્કી થઈ શકી નથી. એ અભિમાની રાજ્યકર્તાએ રય (તહેરાન) આગળ પર્વત ઉપર કોતરાયેલા એક અમૂલ્ય સાસાની શિલ્પનો નાશ કરાવી ત્યાં પોતાની અને પોતાના છ શાહઝાદાઓની પ્રતિમાઓ કોતરાવી હતી. એ કાર્ય એવી અણઘડ રીતે થયું હતું કે તે બેડોળ પ્રતિમાઓ લોકહસીમાં આવી પડી હતી. ગઈ સદીમાં જ ઝિલ્લ અસ સુલતાન નામના ઈસ્ફહાનના એક હાકેમને કળાના નમૂનાઓનો નાશ કરવાની જાણે ઘેલછા જ લાગી હતી. મહાન શાહ અબ્બાસ સફવીનું નામ તે સહન કરતો નહિ, અને તે કળાપ્રેમી શાહે બંધાવેલી ઇમારતો બની શકે ત્યાંસુધી તેણે ફના કરી. ઈસ્ફહાનમાં તો લોકવાયકા છે કે અફઘાનો જેવા શત્રુઓના

હુમલા કરતાં ઝિલ્લ અસ સુલતાનની હકૂમત વધુ નાશકારક નીવડી હતી. ૧૯મી સદીના અંતભાગમાં, મિ. હાસ[૧] પ્રમાણે, પશ્ચિમની કળાએ ઈરાન ઉપર અસર કરી હતી. ડૉ. પોપના મત મુજબ ઈરાનનો પોતાનો કળાનો વારસો એટલો વિશાળ છે કે તેને કોઈ પણ દેશની શેહમાં તણાવાની જરૂર નથી હજી પણ ઈરાનીઓ :એ વારસાને વફાદાર છે, અને તહેરાનની "બંકે મિલ્લી" (રાષ્ટ્રીય બેંક) ના સ્તભો પરસિપોલિસના સ્તભોની નકલ કરી રચવામાં આવ્યા છે.

ઈરાનની તવારીખ ઉપરથી જો કાંઈ બોધ મળતો હોય તો તે એ જ કે ઈરાનીઓની ચેતનશક્તિ કોઈ કાળે મંદ પડી નથી, અને મુસિબતોનો સામનો કરી અથવા સંજોગો સાથે અનુકૂળ થઈ જઈને પણ ઈરાનીઓ પોતાનો રસ્તો કાઢી લે છે. સૌન્દર્ય પ્રત્યેનો એમનો પ્રેમ અને કળા પ્રત્યેની એમની ધગશ અનેક વિપત્તિઓ છતાં સતત વહ્યા જ કરે છે. ઈરાની કારીગરો સ્વદેશની પ્રાચીન કળાના ગૌરવથી વાકેફ છે. તેમાં રઝાશાહ પહેલવીએ પ્રાચીન કળા અને સંસ્કૃતિનો પુનરુદ્ધાર કરી ઈરાનની અદ્વિતીય સેવા બજાવી છે. પરિણામે જે કળાકૌશલ્ય અદ્યાપિ પર્યંત છુપાઈ રહ્યું હતું તે આ પ્રોત્સાહનથી પ્રકાશમાં આવવા પામ્યું છે. ઈરાનીઓના અંતરમાં વસેલો કળાપ્રેમ હવે જાગ્રત થયો છે, અને અનુકૂળ સંજોગોમાં ઈરાની કળાનો ચેરાગ એના સંપૂર્ણ તેજથી પ્રકાશમાન થશે એવી દરેક ઈરાનપરસ્તની ઉમેદ છે.

---

૧. " Iran " by William S. Haas (1945)

# ઈરાનની રાજકીય અને સામાજિક ક્રાન્તિ

જેમ રજનીનું તિમિર તૂટી સૂર્યોદયનું તેજ પ્રકાશતાં માત્ર થોડા કલાકો જ થાય છે તેમ એક દેશને રાજકીય અંધાધૂંધી અને સામાજિક અધોગતિમાંથી આઝાદી અને ઉન્નતિમાં પ્રવેશતાં માત્ર થોડાં જ વર્ષોની જરૂર રહે છે, એમ ગાંધીયુગનું હિંદ અને લેનિનયુગનું રશિયા બાપોકાર જાહેર કરે છે. આ પ્રકરણમાં લખાયેલી વિગતો કપોળકલ્પિત નથી, જો કે તે વાંચતાં ઘડીભર એમ જ થશે કે રઝાશાહ પહેલવીના હાથમાં રાજ્યદંડ નહિ પણ અલ્લાદીનનું જાદુઈ ફાનસ હશે જે વડે ઈરાનના આ આધુનિક તારણહારે દેશને પારકાં રાજ્યોની ધૂંસરીમાંથી મુક્ત કરી તેને સ્વાશ્રયી અને સ્વતંત્ર કર્યો.

પરંતુ રઝાશાહ પહેલાં ઈરાનની કેવી ભયંકર દુર્દશા હતી તે આપણે જોઈએ. ઈંગ્લાંડ અને રશિયા ઈરાન સાથે એક ફૂટબોલ પેઠે રમત કરતાં, અને ઈરાન દ્વારા પોતાનો સ્વાર્થ સાધી લેતા. છેક ૧૮૮૯માં એક કાયદો પસાર થયો તે પ્રમાણે ઈરાન પોતાની રેલવે બાંધી શકે નહિ. ઈંગ્લાંડ અને રશિયાની રજા વિના ઈરાનથી કોઈ પણ દેશને કોઈ પણ પ્રકારના વેપાર સંબંધી હકો આપી શકાય નહિ એવું ૧૯૧૦માં નક્કી થયું. ૧૯૧૨માં ઈરાન એક કાયમનું લશ્કર રાખી શકે નહિ એવી અશક્ય કલમ ઉપર તેને સહી કરવાની ફરજ પડી.[1] ઈરાનની પોતાની રાજકીય સ્થિતિ બ્રિટિશ અમલ દરમ્યાન હિંદના એકાદ દેશી રાજ્ય કરતાં પણ બદતર હતી. શાહના જ હાથમાં તમામ આપખુદ સત્તા હતી અને તે કોઈ પણ ઘડીએ વડા વઝીરને પણ બરતરફ કરતો. એમ હોવાથી તક મળી હોય તેટલા વખતમાં વડો વઝીર પોતે દેશને ભોગે અંગત લાભો ઉઠાવી લેતો. અતાબેક આઝમ માટે કહેવાય છે કે એણે ૮૦૦ ગામડાં પચાવી પાડ્યાં, એક આખો પ્રાંત લાંચ લઈ રશિયાને વેચ્યો, અને બીજી મોટી લાંચ લઈ બ્રિટિશોને દક્ષિણ ઈરાનમાં તેલને લગતા અનેક પરવાના આપ્યા.[2] વીસમી

૧. ૧૯૨૨ના "સાંજ વર્તમાન" ના પતેતી અંકમાં "Modern Persia" ઉપર મિ. જી. કે. નરીમાનનો લેખ

૨. "Reza Shah" by Muhammad Esad Bey

સદીની શરૂઆતમાં પણ શાહો લાંચ લઈ ઊંચા મરતબાઓ વેચતા. શાહ વડા વઝીરનો હોદ્દો વેચતો· વડો વઝીર હાકેમપદાં અને લશ્કરના ઊંચા હોદ્દા વેચતો: એ પ્રમાણે દરેક અમલદાર લાંચ લઈ હોદ્દાઓ આપતો. લાંચ આપવા અને લેવાની "કુશળતા"મા તે વખતના ઈરાને અજબ અપકીર્તિ પ્રાપ્ત કરી હતી. મિ. ઈસાદએ ઉપર્યુક્ત ગ્રંથમા કહે છે તેમ માત્ર મજૂરોના જ નસીબમા પૈસા લેવાનુ નહિ પણ ભરવાનું નિર્માણ થયું હતું, અને તે મજૂરો છેવટે યા તો ચોરી કરતા કે દેશ છોડી ભાગી જતા. ૧૯૧૯માં થયેલી ઇંગ્લાંડ અને ઈરાન વચ્ચેની શરમજનક સંધિ (Anglo Persian Agreement), જેની રૂએ ઇંગ્લાંડને અનેક વેપારી લાભો મળ્યા હતા, અને જેને પ્રતાપે વસ્તુતઃ ઈરાનના રાજ્ય અને તેના લશ્કરની લગામ ઇંગ્લાંડના હાથમા મુકાઈ હતી, તે સંધિ ઈરાનના વડા વઝીર વુસુક-ઉદ્દૌલાને[1] આપવામાં આવેલી ગંજાવર લાચનું પરિણામ હતું.[2]

વળી બીજું અનિષ્ટ એ હતું કે તે વખતના શાહો મોટા ઝનાનો રાખતા. ૧૯મી સદીમાં થઈ ગયેલા ફતેહઅલીશાહ કાજાર ૮૦૦ સ્ત્રીઓ જોડે સંબંધ રાખતા, અને એમનો પુત્રપરિવાર અત્યંત બહોળો હતો. આખો દેશ "શાહઝાદા"ઓથી ખદબદી રહ્યો હતો. ઈરાનમાં સાધારણ રીતે બોલાતું કે "શુતુર વ શુપુસ વ શેહઝાદે હમે જા પયદાસ્ત," યાને ઊંટો, માથામાંની જૂ અને શાહઝાદાઓ જ્યાં જુઓ ત્યાં મળી આવે છે ! એ શાહઝાદાઓને ઊંચા હોદ્દાઓ મળતા, અને લાંચ ખાઈ તેઓ બીજાઓને હોદ્દાઓ આપતા; દેશમાં દરિદ્રતા આણવામાં એ રાજકુમારોનો ફાળો મોટો હતો. છેક આટલી હદે જ્યાં દેશનું ચારિત્ર્ય કથળેલું હોય ત્યાં કાર્યક્ષમતાની આશા રાખવી ફોકટ હતી.

દેશની પરાધીન સ્થિતિનું તેને ભાન કરાવનાર સૈયદ જમાલુદ્દીન અલ અફઘાન (૧૮૩૮–૧૮૯૭) નામનો એક વીર હતો. તેનામાં મૌલાના અબુલકલામ આઝાદ જેવી ઊંડી સ્વદેશભક્તિ, પ્રખર વિદ્વત્તા, અસ્ખલિત વાક્પ્રવાહ ઉચ્ચ પ્રકારનું ચારિત્ર્યબળ અને તેજીલી કલમબાજી હતાં. એનાં નીડર વ્યાખ્યાનો અને લખાણોથી બાદશાહો ધ્રૂજી ઊઠતા. એના ઉપર અનેક વિપત્તિઓ પડી, પણ મરવા પડેલાં એણે ઈરાન, તુર્કી અને મિસરને જાગ્રત કર્યાં. મુસ્લિમ દેશોને બેદાર કરનાર અને ભવિષ્યની સિદ્ધિની

---

૧. આ વુસુક ઉદ્દૌલા ઉપર શાયર ઈશ્કીએ "મિલ્લતફરૂશ" (રાષ્ટ્રદ્રોહી) નામનું એક કટાક્ષ કાવ્ય લખ્યું છે.

૨. "Iran" by William S. Haas (1945)

આગાહી આપનાર આ મહાપુરુષે દાદાભાઈ નવરોજી જેવું પ્રારંભિક કાર્ય કર્યું. તે બીજ વાવી ગયો; પાકનો લણનાર તો હજી આવવાનો હતો. સૈયદ જમાલુદ્દીનની સાથે એક બીજું પણ નામ આપણું ધ્યાન ખેંચે છે અને તે આર્મિનિયન પ્રિન્સ માલ્કમખાનનું છે. તે "કાનૂન" પત્રનો અધિપતિ હતો, અને દેશનું માનસ ઘડવામાં તેણે સારી મદદ કરી હતી.

ઈરાનમાં રાજકીય ક્રાન્તિનો આરંભ ૧૯૦૫થી ૧૯૦૯ સુધીમાં થયો જેનો યથાર્થ ચિતાર પ્રો. બ્રાઉને પોતાના મશહૂર ગ્રંથમાં આપ્યો છે.[૧] જ્યારે ૧૮૯૦ માં નાસિરુદ્દીન શાહ કાજારે મોટી રકમ સ્વીકારી ઈરાનમા તંબાકુ ઉગાડવાનો અને વેચવાનો એકહથ્થુ હક એક અંગ્રેજ કંપનીને આપ્યો ત્યારે ઈરાનીઓની ધીરજ ખૂટી, કેમકે લોકોને તંબાકુ વિના ચાલતુ જ ન હતું, અને એક વિદેશી પેઢી તેમને તે પૂરી પાડે એ તેમને અસહ્ય લાગ્યું. પરંતુ મન ઉપર ભારે સંયમ રાખી પ્રજાએ તંબાકુનો બહિષ્કાર કર્યો, અને છેવટે ૧૮૯૧ મા શાહે અંગ્રેજ કંપનીને આપેલો હક પાછો ખેંચી લીધો. રાજ્ય વિરુદ્ધ પ્રજાનો આ પ્રથમ વિજય હતો. ફ્રેન્ચ વિપ્લવનુ કારણ મીઠા ઉપરનો કર, અમેરિકા સ્વતંત્ર થયું તે લડાઈનું કારણ ચા ઉપરનો કર, અને ઈરાનની ક્રાન્તિનું મૂળ આ તંબાકુનો એકહથ્થુ ઇજારો હતો. ૧૮૯૬ મા શાહ નાસિરુદ્દીનનું ખૂન થયુ અને તેનો પુત્ર મુઝફ્ફરઉદ્દીન શાહ તખ્ત પર આવ્યો. એ નબળી તબિયતનો હતો: એના સમયમાં રાજકીય ચળવળ જોરશોરથી ચાલી અને મુઝફ્ફરે ૫ ૮–૧૯૦૬ ને દિવસે દેશને "મશરૂતે" અથવા ૨૦૦ સભ્યોની બનેલી રાષ્ટ્રિય મહાસભાનો હક બક્ષ્યો. એ "મશરૂતે" અથવા બંધારણીય મજલિસ તે ઈરાનના મૅગ્નાકાર્ટા સમાન હતી, અને લોહી રેડ્યા વિના તે પ્રાપ્ત થઈ હતી. તે પછી બહુ જ થોડી વારમાં ૧૯૦૭ માં શાહ મુઝફ્ફરઉદ્દીન મરણ પામ્યો, અને એનો ખટપટી પુત્ર મુહમ્મદઅલી શાહ દેશને દુર્ભાગ્યે ગાદીએ આવ્યો. તેણે અનેકવાર કુરાન ઉપર સોગંદ ખાધા હતા કે હુ "મશરૂતે" ને વફાદાર રહીશ, પણ વફાદાર રહેવાની તેની દાનત જ નહોતી. ગાદીએ આવતાં જ "મશરૂતે" ઉપર એણે ઓચિંતો છાપો મારવા વિચાર કર્યો. પણ છેલ્લી ઘડીએ તે હિંમત હાર્યો, અને શહેરના લોકોની મદદથી મજલિસના સભ્યો બચી ગયા. પરંતુ મુહમ્મદઅલી શાહ ધરાયો નહિ. એણે ઘણા દેશનેતાઓને કેદમાં પૂર્યા અને તહેરાનમા રશિયનોની ભરતી કરી. આખરે ૧૯૦૮માં રશિયન કર્નલ

૧. "The Persian Revolution of 1905–1909" by Prof. E G Browne

લીયેખોફની આગેવાની નીચે મજલિસ ઉપર સફળ હુમલો કરવામાં આવ્યો : સભ્યોમા નાસભાગ થઈ : ઈરાની પત્રોને કાંઈ પણ છાપવાની મનાઈ કરવામા આવી, અને દેશદ્રોહી રાજાએ રશિયનોની મદદથી ઈરાનનો આત્મા રૂંધી દીધો. પરતુ થોડી જ વારમા દેશની જાગ્રત થયેલી શક્તિ અનેક બળવાઓના રૂપમા ફાટી નીકળી. આખરે શાહ અને કર્નલ લિયેખોફ નમી પડયા. શાહે ૧૬-૭ ૧૯૦૯ ને દિવસે રાજત્યાગ કર્યો, અને પોતાના ૧૨ વર્ષના પુત્ર એહમદશાહને તે ગાદીએ બેસાડતો ગયો મુહમ્મદઅલીએ પારકા રાજ્યોનુ પુષ્કળ કરજ કર્યું હતુ અને ઈરાનને તળિયાઝાટક કરી છેવટે તે રશિયા જઈ રહ્યો.

ઈંગ્લાંડ અને રશિયાની દખલગીરીથી ઈરાન બરબાદ થતું હતું તે વિશે ૧૯૦૪મા યઝ્દના શાયર ફર્રુખીએ નીચેના શબ્દોમા અફસોસ કર્યો હતો.—

“ઈન હમે ઈરાન કે મનઝિલગાહે કયકાઉસ બૂદ,
ખાબગાહે દારિયુશ વ મામને સીરૂસ બૂદ,
જાએ ઝાલો રૂસતમો ગુદર્ઝો ગીવો તૂસ બૂદ,
નય ચુનીન પામાલે જૂરે ઈંગ્લીસો રૂસ બૂદ:”

યાને આ ઈરાનવતન જે શાહ કયકાઉસનુ રહેઠાણુ હતું, જે દારાયસનું આરામસ્થાન અને સાઈરસનુ આશ્રમ હતું. જે ઝાલ, રુસ્તમ, ગુદર્ઝ, ગીવ અને તૂસનું મુકામ હતું, તે વતન જેવું આજે ઇંગ્લાંડ અને રશિયાની જફાથી પાયમાલ થયુ છે તેવુ કોઈ કાળે થયુ ન હતું. આવા શબ્દો લખવા માટે શાયરને સજા થઈ હતી અને તેના હોઠ સીવી લેવામા આવ્યા હતા.[1] ૧૯૦૭ મા ઇંગ્લાંડ અને રશિયા વચ્ચે ઈરાન સબધી કોલકરાર થયા, જેની જગતને બતનાવવાની મતલબ એવી હતી કે બન્ને યુરોપી દેશો ઈરાનની સ્વતત્રતા માન્ય રાખશે. પરંતુ તે પ્રસગે ઈંગ્લાંડના “પચ” પત્રે એક હાસ્યચિત્ર પ્રકટ કર્યું; તે પ્રમાણે બ્રિટિશ સિંહ અને રશિયન રીંછ એક ઈરાની બિલાડી સાથે “લાડ” કરતા હતા, અને બિનાડી બાપડી બોને બોલતી કે “મારો તો કોઈ મત પૂછતુ જ નથી.” સર એ. ટી વિલ્સન[2] પ્રમાણે આ હાસ્યચિત્ર જોઈ આખુ ઈરાન ડરી ગયું હતું. ઈરાનનું શોષણ કરવાની મતલબથી થયેલી એ જ ઈંગ્લાંડ-રશિયાની સધિ વિશે જાણીતો રાજકવી શાયર ઈરેજ મીરઝા લખે છે કે —

---

૧ Quoted from “Modern Persian Poetry’ by Dr M Ishaq
૨ “Persia by Sir Arnold T Wilson

"ગુયન્દ કે ઈંગ્લિસ બા રૂસ-ઓહદી બસ્તે અસ્ત તાઝેહ ઈમ સાલઃ
અઝ સુલ્હ મિયાને ગુરબે વ મૂશ—બરબાદ રવદ દુક્કાને બક્કાલ."

યાને એમ સંભળાય છે કે આ સાલ (૧૯૦૭)માં ઈગ્લાંડ અને રશિયાએ પોતાની વચ્ચે નવા કોલકરાર કર્યો છેઃ બિલાડી અને ઉંદર વચ્ચેની આ સુલેહથી હવે કાછિયાની દુકાન બરબાદ થઈ જશે.[1] અને વાત પણ ખરી હતી. આ ઉંદર બિલાડીના ધમપછાડાથી બિચારો કાછિયો એવો પરેશાન થઈ ગયો હતો, કે જો રઝાશાહે ઈરાનમાંથી આ ઉંદર બિલાડીને તગડી ન કાઢ્યાં હોત અને ઈરાનની કાયાપલટ ન કરી હોત તો તે કાછિયાની શી સ્થિતિ થાત તે કહેવું કઠિન હતું. પરંતુ રઝાશાહના આગમન પહેલાં ઈરાનની જે વધુ દુર્દશા થઈ તે હવે આપણે તપાસીએ.

આપણે જોઈ ગયા તેમ ૧૯૦૯માં બાળ રાજા એહમદશાહ ગાદીએ આવ્યો. તેના વખતમાં રશિયન ફોજની દાદાગીરી એટલી વધી ગઈ કે ૧૯૧૦માં ઈરાનીઓએ શોક પાળી નવરોઝનો માંગલિક ઉત્સવ ઊજવ્યો નહતો, જે બહુ અસાધારણ કહેવાય. ત્યારબાદ માજી શાહ મુહમ્મદઅલીએ તખ્ત પાછું મેળવવા ઇરાન ઉપર હુમલો કર્યો, પરંતુ તે હારીને ૧૯૧૧માં રશિયા પાછો ફર્યો. રશિયાનો ત્રાસ વધી પડયો, રશિયનોએ અનેક દેશભક્તોને ફાંસીએ ચડાવ્યા, કેટલાંક પત્રો બંધ કરાવ્યાં, તબરીઝ ઉપર તોપમારો કર્યો, અને બીજી વાર "મશરૂતે" (ઈરાની મજલિસ) ને તાળાં મરાવ્યાં. સૌથી આફતકારક બનાવ એ હતો કે ૨૯-૩-૧૯૧૨ને દિને ઈરાનના સૌથી પવિત્ર સ્થળ મશહદ ઉપર વિના કારણે રશિયાએ તોપબાજી ચલાવી. આ બનાવથી તમામ મુસ્લિમ આલમને અને ખાસ કરી શિયાઓને બેહદ દુઃખ થયું. હવે ઈરાનીઓએ "ઈસ્તેકલાલ યા મર્ગ" (સ્વતંત્રતા યા મોત) નું યુદ્ધસૂત્ર પોકારવા માંડયું. ઈરાનની નાણાંકીય સ્થિતિ એટલી બગડેલી હતી કે ઈરાની સરકારે અમેરિકાથી મિ. ડબ્લ્યુ. મોર્ગન શુસ્ટર નામના નિષ્ણાતની નિમણૂક કરી, પણ રશિયાએ અનેક કાવાદાવા કરી તેને બરતરફ કરાવ્યો. ત્યારબાદ ૧૯૧૪માં પડેલું વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું અને યુરોપી રાજ્યોની દખલગીરીમાથી ઈરાનને ચાર વર્ષ સુધી રાહત મળી. ખુદ રશિયામાં જ બોલ્શેવિક વિપ્લવ ફાટી નીકળ્યો, અને તે દરમ્યાન અને યુદ્ધ પછી ઈંગ્લાંડે જેમ પોતાને ફાવે તેમ ઇરાન સાથે વર્તાવ રાખ્યો.

છેવટે ૯-૮-૧૯૧૯ને દિને ઈંગ્લાંડ અને ઈરાન વચ્ચે સંધિ થઈ (Anglo-Persian Agreement) અને એ સંધિથી ઈરાની સ્વતંત્રતાનો સમૂળગો

1 Quoted from "Modern Persian Poetry" by Dr. M Ishaq

નાશ થયો[1] જાણીતા તવારીખનવીસ સર પરસી સાઈક્સ પ્રમાણે ઈંગ્લાંડ તો ઈરાનનું હિતાર્થી હતુ પણ ઈરાને જ ઈંગ્લાંડની ભનાઈની કદર કરી નહિ પરતુ બ્રાઉન ઈરાનપરસ્ત હતા અને પોતાના જ દેશ ઉપર સખત ટીકા કરવા ચૂકતા નહિ આપણને પણ પારકા રાજ્યનો કડવો અનુભવ હોવાથી કોઈપણ પારકુ રાજ્ય કેવળ નિઃસ્વાર્થવૃત્તિથી બીજા દેશ ઉપર હકૂમત કરતુ હોય એમ આપણે માની શકતા નથી ઈરાનની સ્થિતિ એટલી કગાલ બની હતી કે સર પરસી સાઈક્સે[2] ૧૯૨૨મા ખુલ્લા શબ્દોમા કહે છે કે—"Persia is marching down the broad road that leads to destruction' — ઈરાન હવે વિનાશના રાજમાર્ગે આગળ ધપી રહ્યુ છે એ દેશને બચાવનાર હવે કોઈ ન હતુ ઈરાનીઓ પૂરેપૂરા હતાશ થઈ ગયા હતા ઈરાનની ભૂમિ ઈંગ્લાંડ અને રશિયા વચ્ચે વહેંચાઈ જવાનો પણ ભય ઉપસ્થિત થયો હતો તેટલામા ઈશ્વરેચ્છાથી ઈરાનનો આધુનિક તારણહાર પેદા થયો રઝાશાહની શમશેરના ચમકારથી અધકાર નાબૂદ થયો, પારકા રાજ્યોની દખલગીરી દૂર થઈ, ઈરાનીઓમા હિંમત અને ચારિત્ર્યબળનો સચય થયો, અને દેશમા આઝાદી અને સમાજ સુધારાના યુગનો આરભ થયો

સૈયદ જમાલુદ્દીન અને અફઘાન ઈરાનના દાદાભાઈ હતા રઝા ઈરાનના ગાધી પુરવાર થયા સૈયદે દેશને જાગ્રત કર્યો, રઝાએ પારકા રાજ્યોની પીડ માથી તેને આઝાદી બક્ષી સૈયદે તૈયારી કરી, રઝાના પ્રતાપે સિદ્ધિ પ્રાપ્ત થઈ જેમ ગાધીજીએ હિંદમા સ્વમાન, સમાનતા અને સ્વદેશપ્રેમ પ્રગટાવી બ્રિટિશોની ધૂસરીમાથી દેશને છોડાવ્યો, તેમ રઝાએ પણ પારકા દેશોનો અમલ ફગાવી દઈ સ્વદેશની કાયાપલટ કરી લોકહિતમા અનેક સુધારા-વધારા કર્યા રઝા ગાધી હતા પણ મહાત્મા ન હતા, દેશના તારણહાર હતા પણ સાધુસત નહતા. તેઓ તલવારની બરકતમા માનનાર હતા અને બૂરાઓ સાથે ભલાઈ કરવાને બદલે તેમની સાથે સખ્તાઈથી વર્તતા ગાધીજી નહોત તો હિંદ હજુ ગુલામ રહ્યુ હોત અગર રઝા નહોત તો ઈંગ્લાંડ અને રશિયા ઈરાનને ક્યારનુંએ હજમ કરી ગયા હોત જેમ ગાધીજીને રાષ્ટ્રપિતા કહેવામા આવે છે, જેમ મુસ્તફા કમાલ પાશાને "અતા તુર્ક" અથવા તુર્કોના

---

૧ Reza Shah Pehlavi by Mr Muhammad A Farooqui (1939)

૨ History of Persia by Sir P M Sykes (small edition 1922)

પિતા ગણવામાં આવે છે, તેમ રઝાને પણ આધુનિક ઈરાનના પિતા અને તારણહારનું બિરુદ અપાયું છે. પરંતુ જ્યારે ગાંધીજી બુઝુર્ગ વયે સફળતા સાથે, હસતે મુખે મોતને ભેટ્યા ત્યારે રઝા પોતાની મેળવેલી તમામ સિદ્ધિ ઇંગ્લાંડ અને રશિયાના હાથમા છોડી, હતાશ થઈ, ભગ્ન હૃદયે દક્ષિણ આફ્રિકામાં મરણ પામ્યા. એ દર્દનાક કિસ્સાનું બ્યાન આપણે યોગ્ય ઠેકાણે કરીશું.

રઝાખાનનો જન્મ માઝન્દરાનમાં ૧૬-૩-૧૮૭૮ને દિને એક શૂરવીર કુળમાં થયો હતો. તેમના પિતા અબ્બાસ અલીખાન એમને નાનો મેલી મરણ પામ્યા હોવાથી રઝાને તેમના કાકા નુસરતુલ્લાખાને લશ્કરમાં લઈ લીધા અને ત્યાં રઝા પોતાની યોગ્યતાથી આગળ વધી કર્નલની પદવીએ પહોંચ્યા. દેશનું અધઃપતન જોઈ રઝાખાનનું દિલ દ્રવી ગયું, અને ફિરદૌસીની કબર આગળ એમણે પ્રતિજ્ઞા લીધી કે યુરોપી દેશોની ગુલામગીરીમાંથી તેઓ માદરવતનને આઝાદ કરશે ત્યારે જ તેઓ જંપીને બેસશે. આપણે જોઈ ગયા તેમ ૧૯૧૯માં ઈરાનના વડા વઝીર વુસુક ઉદ દોલાએ ઈરાનને ઇંગ્લાંડને લગભગ વેચી દીધુ હતું. રઝાએ લાગ જોઇ ૨૩ ૨-૧૯૨૧ને દિને પોતાની ટુકડી સાથે તહેરાન ઉપર હુમલો કરી તેને જીતી લીધુ. ત્યારબાદ તેઓ વડા સેનાપતિ નિમાયાઃ તે પછી તેઓ યુદ્ધપ્રધાન અને વડા વઝીર બન્યા, અને તે જ વર્ષમાં તેઓને ઈરાનના સરમુખ્તયાર નીમવામાં આવ્યા. હવે જ ઈરાનની પ્રતીતિ થઈ કે એક સાચો બિનસ્વાર્થી નેતા તેને પ્રાપ્ત થયો હતો. કાજાર શાહઝાદાઓએ રઝાનો જાન લેવા પ્રપંચ કરવા માંડયોઃ તેનાથી કંટાળી આખરે રઝાએ એહમદશાહને તેમની તબિયતના સુધારા માટે પૅરિસ જઈ રહેવાની ભલામણ કરી. સૌ કોઈ જાણતા હતા કે નમ્ર વિનંતીના રૂપમાં આ એક હુકમ જ હતો, અને ઈરાનનો છેલ્લો કાજારવંશી રાજા એહમદશાહ માદરવતન છોડી યુરોપ નીકળી પડ્યો [૧]

ત્યારબાદ "રઝાની પલટણનું રાજ્ય" શરૂ થયું. જંગલી તાયફાના સરદારો બળવા કરવા નીકળ્યા, પણ રઝાએ સૌને સખ્તાઈથી દાબી દીધા. દેશની અંધાધૂંધીમાં લુટારુઓ પણ ધીકતો ધંધો ચલાવતાઃ તેઓ પણ રઝાની શમશેરથી ઠેકાણે આવી ગયા. પછી ઈરાનના મુલ્લાંઓએ બંડ ઉઠાવ્યું અને કુરાનની મદદથી પુરવાર કરવાનો પ્રયાસ કર્યો, કે "જમહૂરિયત"

૧. મિ. જૉન ગન્થર પોતાની "Inside Asia' મા એહમદશાહની નાલાયકી માટે લખે છે કે એકવાર દુકાળના સમયમા તેણે દેશનો તમામ પાક પોતે ખરીદી લીધો અને પછી ભૂખે મરતી પ્રજાને પુષ્કળ નફો ખાઇ તે વેચ્યો હતો. એ ઉપરથી પ્રજાએ તિરસ્કારપૂર્વક એહમદશાહને 'કણિયા'નુ બિરુદ આપ્યુ.

(પ્રજાશાસન) ઇસ્લામના સિદ્ધાંતોથી વિરુદ્ધ હતું. આ ધર્માંધોએ લોકોને ઉશ્કેરી મૂક્યા અને રઝાની મોટર ઉપર પથરા પડ્યા. પરંતુ રઝા જેમ શૂરા સરદાર હતા તેમ ચતુર મુત્સદ્દી પણ હતા, અને શાંત મને જરૂરી નમ્રતા અને સખ્તાઈ વાપરી એઓએ બાજી સંભાળી લીધી. એકવાર શેખ ખઝલ નામના એક જાણીતા સરદારે મુહિમ્મરામા ગંભીર બળવો ઉઠાવ્યો. એ શેખને મોટરસવારીનો બહુ શોખ હતો એમ જાણવાથી રઝાએ તેને ખુશ કરવા એક સુંદર મોટર મોકલી. શેખ આ યુક્તિથી ફસાયો. તે મોટર મા બેઠો અને તેને લઈને મોટર સીધી રઝા આગળ આવી ઊભી. પરંતુ રઝાએ શેખને ઊંચો હોદ્દો આપી જીતી લીધો, અને બળવો શમી ગયો. રઝા ગાંધી હતા પરંતુ મહાત્મા નહોતા તેનો માત્ર આ એક જ દાખલો છે.

રઝા જ્યારે સત્તા ઉપર આવ્યા ત્યારે ઈરાનની પતિત દશા લગભગ અકલ્પનીય હતી. તેનો ચિતાર આપતાં ખાનબહાદુર પ્રો. મોલવી[1] લખે છે કે ઈરાનના ઘણાં ખાતાંઓનો કારભાર પરદેશીઓના હાથમાં હતો. જકાત (Custom) અને ટપાલખાતું બેલ્જિયનો ચલાવતા; તારખાતું એક એંગ્લો-ઇન્ડિયન કંપનીના હાથમાં હતું. સ્વીડ લોકો પોલીસ ખાતાના ઉપરી હતા: વૈદ્યકખાતુ ફ્રેન્ચોની વ્યવસ્થા નીચે કામ કરતું, અને કાયદા અને ન્યાય-ખાતામા પણ ફ્રેંચોની જ મદદ લેવાતી. રાજ્યની તિજોરીનું તો વર્ષો થયાં તળિયું જ આવ્યું હતું. સરકારી નોકરોના અને પેન્શન લેનારાઓના પગારો મહિનાઓ થયાં ચડી ગયા હતા. શિક્ષકોને પણ પગાર મળ્યો ન હતો અને તેઓ હડતાળ ઉપર જવાનો વિચાર કરતા હતા. ભૂખે મરતા દેશ પાસે કાર્યક્ષમતા અને ચારિત્ર્યબળની પૂરી વકી રાખવી વધારે પડતી કહેવાય એમ રઝાને લાગ્યું. આ સ્થિતિની ગંભીરતા પારખી લઈ રઝાએ મિ. મિલ્સપો નામના એક અમેરિકન નિષ્ણાતની નાણાંકીય સલાહકાર તરીકે નિમણૂક કરી. ઈરાનની રાષ્ટ્રિય બેંક પાસેથી ૪૦ લાખ તુમાન ઉછીના લઈ મિ મિલ્સપોએ રાજ્યનાં નાણાંકીય તંત્રમાં સુધારા કર્યા અને સૌને સંતોષ આપ્યો.

રઝા આ સમયે રાજપ્રતિનિધિ નિમાયા હતા, અને હવે તેમને તખ્ત ઉપર લાવવાની ચળવળ ઊપડવા માડી. રઝાને બે વિકલ્પોમાંથી એક પસંદ કરવો પડ્યો—યાતો મુસ્તફા કમાલપાશાની પેઠે પ્રજાશાસનના પ્રમુખ બનવું[2], યાતો ઇબ્ન સઉદ પેઠે દેશના બાદશાહ બનવું[3]. રઝાને તો કોઈ રીતે

---

૧. "Modern Iran" by Khan Bahadur Prof. A. M. Moulvi
૨. "Grey wolf" by Captain H. C. Armstrong
૩. "Lord of Arabia" by Captain H. C. Armstrong

દેશની સેવા જ કરવી હતી, અને તેઓ પોતે કમાલ પાશા પેઠે ઈરાનના પ્રમુખ થવા રાજી હતા. પરંતુ ઈરાની માનસ તુર્કી માનસ કરતાં જુદું હતું અને રઝાને લાગ્યું કે ઈરાનના મુલ્લાઓ, તાયફાવાળાઓ અને જનસમાજ પણ એક પ્રમુખની આજ્ઞા ન માનતાં બાદશાહનું જ ફરમાન કબૂલ રાખશે. દિવસોના મનોમંથન પછી રઝા ઈરાનનો તાજ લેવા કબૂલ થયા. ડિસેમ્બર ૧૯૨૫ માં ઈરાનની મજલિસે રઝાને ૨૪૭ વિરુદ્ધ ૩ મતે તાજ અર્પણ કર્યો. જે ત્રણ સભ્યો વિરુદ્ધ પડયા તેઓ રઝાની વિરુદ્ધ નહોતા, પરંતુ તેઓ સમાજવાદી હોવાથી રાજસત્તાનું તંત્ર જ તેમને પસંદ નહોતુ છેવટે ૫-૪-૧૯૨૬ ને દિને રઝાનો રાજ્યાભિષેક થયો, અને ઈરાનની એક પલટણના કર્નલ રઝાખાન તે સાઈરસ, દરાયસ અને નૌશીરવાનની ગાદી શોભાવી આલા હઝરત રઝાશાહ પહેલવીને નામે મશહૂર બન્યા. નેપોલિયનની પેઠે રઝાશાહે તાજ ઉપાડી પોતે પોતાના જ માથા ઉપર મૂક્યો હતો. રઝાશાહનું વ્યક્તિત્વ અત્યંત પ્રભાવશાળી હતું: તેઓ ૬ ફૂટથી વધુ ઊંચા હતા, અને એક લશ્કરીને છાજે તેવા પહોળા ખભા તેઓ ધરાવતા. તેઓની કામ કરવાની શક્તિ અપાર હતી: તેઓ માત્ર ત્રણ ચાર કલાક ઊંઘ કાઢતા. કોઈ પણ ઘડીએ કોઈ પણ ખાતામાં તેઓ જઈ ઊભા રહેતા અને શિસ્તપાલનની બહુ ચોકસાઈ રાખતા. ખલીફ હારૂન અલ રશીદની પેઠે રાત્રે પણ શહેરમાં ઘૂમતા અને નગરચર્ચા સાંભળતા. એમનો સ્વભાવ અત્યંત તીખો હતો, અને એમની વિરુદ્ધ થતાં લખાણ કે ટીકા તેઓ સહન કરતા નહિ. ઘણાં વર્ષોનુ કામ તેઓ જાણે થોડાં જ વર્ષોમા આટોપી લેવા માગતા, અને બીજાઓ પાસે પોતાના જ જેવી શક્તિની અપેક્ષા રાખતા. રઝાને ઈરાનના પીટર ધી ગ્રેટ કહ્યા છે, કેમકે તે મહાન રશિયન રાજવીની પેઠે એમણે પણ પોતાના દેશને પુનર્વ્યવસ્થિત કર્યો હતો, અને પીટરની પેઠે દરેક કામ પોતાની અંગત જાણ બહાર ન થાય તે જોવા તેઓ ઉત્સુક હતા. મુસ્લિમ હોવા છતાં તેઓ અનેકપત્નીત્વના સિદ્ધાંતમાં માનતા ન હતા; એમ છતાં પોતાનાં પહેલાં બેગમની હયાતીમાં તેઓએ રાજકીય કારણોસર બીજી વાર શાદી કરી હતી તેઓના જ્યેષ્ઠ પુત્ર અને હાલના સુલતાન શાહ આલા હઝરત શાહપૂર મુહમ્મદ પહેલવીનો જન્મ ૨૬-૧૦-૧૯૧૯ ને દિને થયો હતો.

રઝાશાહનો અમલ આપખુદ પરંતુ પૂરેપૂરો દેશહિતકારી કહી શકાય. મજલિસના સભ્યો એમના વ્યક્તિત્વથી એટલા દબાઈ ગયા હતા કે કોઈ એમની વિરુદ્ધ ટીકા કરવાની હિંમત કરતું નહિ. એમની આગળના શાહો

આખા દેશને પોતાની અંગત મિલકત સમાન ગણાતા, જ્યારે રઝાશાહ પોતાને રાજ્યના પ્રથમ સેવક ગણાવવામાં મગરૂરી લેતા. એમના મનથી લોકહિત પ્રધાનપણે હતું, ઇસ્લામ ધર્મ ગૌણુ હતો ખુદ શિયા અને સુન્ની વચ્ચે જે ગંભીર મતભેદો છે તે પ્રત્યે પણ તેઓ બેપરવાઈ ધરાવતા. પોતાનું શિયા કુળ હોવા છતાં પોતાના જ્યેષ્ઠ પુત્રની શાદી તેમણે મિસરની સુન્ની શાહઝાદી ફૌઝીયા જોડે કરી હતી. એમનું જીવનધ્યેય વતનપરસ્તી, દેશભક્તિ હતું: એમની જિંદગીનો આદર્શ દેશને પરદેશીઓની જક્કાકારક દખલગીરીથી મુક્ત કરવાનો હતો. પારકાં રાજ્યોનું કરજ કરી તે પૈસા અંગત મોજશોખ ઉપર વેડફી કાજારશાહો દેશને પૈસે તાગડધિન્ના કરી ગયા હતા: પરદેશીઓ પાસેથી પૈસા લઈ તે શાહોએ તેમને દેશમાં એક-હથ્થુ ઇજારાઓ અને સ્થાપિત હકો આપી માદરવતનને પાયમાલ કર્યું હતું. રઝાશાહે નિશ્ચય કર્યો હતો કે કોઈ પણ વિદેશી પેઢીને દેશમાં હક આપવા નહિ, તેની મદદ સ્વીકારવી નહિ અને તેનો દોર સહન કરવો નહિ; કેમકે વિદેશી વેપારી હક પાછળ તે વિદેશનું સૈન્ય ખડું હોય છે તે તેઓ સારી રીતે સમજતા હતા.

ઈરાનમાં, ખાસ કરી બાકુ અને દામઘાનમાં, તેલના કૂવા હોય છે. ૧૯૦૧ માં તેમાંથી તેલ કાઢવાનો ઇજારો શાહ મુઝફ્ફરઉદ્દીને મિ. ડારસી નામના અંગ્રેજને આપ્યો. આપણે કબૂલ કરવું જોઈએ કે મિ. ડારસીએ પુષ્કળ મહેનત અને ખરચને ભોગે આ કાર્ય ઉપાડયું, અને ૧૯૦૯ માં A. P. O. C. (Anglo-Persian Oil Company) ની શરૂઆત થઈ, અને "મસ્જિદે સુલેમાન" થી આબાદાન સુધી તેલની પાઈપો નાખવામાં આવી. વિદેશી પેઢીને મળેલો આ અતિ અગત્યનો હક રઝાશાહને શૂળની પેઠે ખૂચ્યો, અને ૧૯૩૨માં કંપનીએ પોતાની જવાબદારી પૂરતી રીતે બજાવી ન હોવાને કારણે તેઓએ તેને અપાયેલો પરવાનો રદ કર્યો. એમાંથી જે કાયદાનો ખટલો ચાલ્યો તેમાં ઈરાની સરકારની જીત થઈ, અને ઈરાનને વધુ અનુકૂળ થાય એવી શરતો કરી તે બ્રિટિશ કંપનીનો પરવાનો ચાલુ રાખવામાં આવ્યો.

તે વખતના ઈરાનમાં વિદેશીઓનો પગદંડો એટલો જામી ગયો હતો કે ઈરાની સરકારને નમતું આપી એ પરદેશીઓને સ્વતંત્રતાના ખાસ હકો (Capitulations) આપી નિભાવવા પડતા હતા. એ પરદેશીઓને ઈરાની કાયદાઓ લાગુ પડતા પણ નડતા. ઈરાનના વિનાશનું એક મૂળ આ Capitulations હતું, અને તે દ્વારા વિદેશીઓનાં વિસ્તાર અને વગવસીલો

વધવા પામ્યાં. ઈરાનમાં ઉપસ્થિત થયેલા આ વિદેશી મુલ્કોમાં યુરોપથી પુષ્કળ માલ આયાત થતો અને ઈરાનની સંપત્તિ ખેંચી જતો, અને કોઈ પણ સત્તા દેશમાં ઊભા થયેલા આ "પાકિસ્તાનો" ને તેમ કરતાં રોકી શકતી નહિ. છેવટે આના પરિણામે દેશના કેટલાક ભાગો પણ વિદેશીઓ હજમ કરી ગયા, અને આ Capitulations એક રાષ્ટ્રિય નામોશી સમાન થઈ પડયાં. જ્યારે રઝાશાહ સત્તા ઉપર આવ્યા ત્યારે કલમને એક ઝટકે તેઓએ દેશની એકતા તોડનાર આ Capitulations રદ કરી નાખ્યાં અને દેશનો ઉદ્ધાર કર્યો.

પરંતુ વિદેશમાં જે સારું અને દેશને ફાયદાકારક હોય તેનો લાભ લેવા રઝાશાહ હમેશાં તત્પર હતા. વિદેશથી તેઓ યંત્રો મંગાવી ઈરાની ઉદ્યોગો ખરપા કરતા: વિદેશથી નિષ્ણાતો આવી ઈરાનને પોતાનાં ખાસ જ્ઞાન અને અનુભવનો લાભ આપતા લશ્કરની તાલીમ માટે પણ વિદેશી અફસરોને રાખવામાં આવતા. યુરોપિયન વ્યવસ્થા, શિસ્ત અને પોશાકના રઝાશાહ પ્રશંસક હતા. વળી સરકારને પૈસે ઈરાની યુવાનોને યુરોપમાં કેળવણી લેવા તેઓ મોકલતા અને ત્યાં યોગ્યતા સંપાદન કરી આવનારાઓને ઊંચા હોદ્દા આપતા. પરદેશીઓનું એઓ અંધ અનુકરણ કરતા નહિ, પણ ઈરાની પ્રણાલિકાઓને બંધ બેસે એવી રીતે વિદેશી વસ્તુઓ અને રૂઢિઓ ગ્રહણ કરતા. ઈરાનમાં જે પુરાણું હતું તેનો રઝાશાહે નાશ કર્યો નહિ, પરંતુ બદલાયેલા સંજોગોને બંધ બેસે એવી રીતે તેને સજીવન કર્યું. મુસ્તફા કમાલપાશા અને રઝાશાહ બન્ને પોતાના દેશના તારણહાર હતા; છતાં જ્યારે કમાલપાશાએ પોતાના દેશના ભૂતકાળની કેવળ અવગણના જ કરી ત્યારે રઝાશાહે ડહાપણભર્યો માર્ગ લઈ ઈરાનનો ભૂતકાળ સજીવન કર્યો, અને તે પણ મુસ્લિમ સમયનો ભૂતકાળ નહિ પરંતુ મિ એલવેલ-સટન[1] કહે છે તેમ જરથોસ્તીઓનો — સાઈરસ અને દરાયસનો — જમાનો સજીવન કર્યો. ઇસ્લામને તો માત્ર સમાજને એકત્ર કરનાર એક બળ તરીકે જ રઝાશાહ આવકારતા. સામટી રીતે જોતાં મિ. હાસ[2] પ્રમાણે રઝાશાહનું કાર્ય કમાલપાશાના કાર્ય કરતાં વધુ કઠણ હતું. તુર્ક પ્રજા લડવામાં કુશળ છે, જ્યારે ઈરાનીઓ એક સંસ્કારી પ્રજા છે: તેઓ પોતાના ભૂતકાળ માટે મગરૂર છે, અને દરેક ઈરાની વ્યક્તિગત વિચારસ્વાતંત્ર્યમાં માનનાર હોય છે.

---

૧. "Modern Iran" by L. P. Elwell-Sutton

૨. "Iran" by William S. Haas (1945)

તેથી તુર્ક સમાજમાં ક્રાન્તિકારી ફેરફારો થાય તેની તુર્કો ખાસ વિરુદ્ધ ન હોઈ શકે, જ્યારે ઈરાનીઓ રૂઢિચુસ્ત હોવાથી તેમના સમાજમાં પરિવર્તન કરવું એ જોખમકારક ગણી શકાય. એક વાર અફઘાનિસ્તાનના માજી અમીર અમાનુલ્લાહ તહેરાન આવ્યા હતા, અને તેમની સાથે રઝાશાહે સમાજ અને ધર્મમા શા ફેરફારો કરવા તે સંબંધી ગોઠવણો પણ કરી હતી. પરંતુ ૧૯૨૯મા પશ્ચિમના સુધારા દાખલ કરવાના હદથી જ્યાદા ઉત્સાહમાં અમાનુલ્લાહ પોતાની ઝનૂની પ્રજાના બળવાથી પદભ્રષ્ટ થયા. ત્યારથી રઝાશાહ ચોકી ગયા અને ધીમે પણ સાબૂત કદમે ચાલવુ તેઓને ડહાપણભર્યું લાગ્યુ એમ છતાં ભાગ્યેજ કોઈ રાજાએ કર્યું હોય તેટલું સામાજિક પરિવર્તન ટૂંક સમયમાં રઝાશાહ કરી શક્યા તે એમનાં બાહોશી, ચીવટ અને પ્રભાવશાળી વ્યક્તિત્વનું પરિણામ હતું.

હવે રઝાશાહે દેશમાં જે અનેક સુધારાવધારા કર્યા તે ટૂકમાં તપાસીશું. ઈરાન એક પહાડી પ્રદેશ છે અને તેને સારા રસ્તાની બહુ જરૂર છે. રઝાશાહનું નામ દરાયસ હિસ્તાસ્પિસ અને શાહ અબ્બાસ સફવીનાં નામો સાથે ઈરાનમાં રસ્તા બંધાવનાર એક મહાન રાજવી તરીકે યાદગાર રહી જશે. રઝાશાહની પહેલાં ઈરાનમાં જે રસ્તા બંધાયા તે મુખ્યત્વે ઈંગ્લાંડ અને રશિયાએ પોતાનાં હિત સારુ બાધ્યા હતા, જ્યારે રઝાશાહે દેશહિત ધ્યાનમાં લઈ એ દિશામાં પ્રયાસ કર્યો હતો. ખચ્ચરોની આવજા સારુ ઊંચાનીચા રસ્તાઓને ઠેકાણે રઝાશાહે ૭૦૦૦ માઈલ લાંબા, મોટરો સહેલાઈથી દોડી શકે એવા, રસ્તા બંધાવ્યા. આ રીતે ઊંટો દ્વારા ચાલતા ધીમા વ્યવહારને બદલે હવે ઝડપથી એક શહેરથી બીજા શહેરમા મોટરમાં જઈ શકાય છે. ઈરાનમાં હવામાન સારુ હોય છે અને ધૂમસ હોતો નથી તેથી વિમાનમાં મુસાફરી કરનારને સારી સવળતા રહે છે. શાહને પોતાને વિમાનમાં ફરવાનો ભારે શોખ હતો અને એઓએ વિમાનગૃહો પણ બંધાવ્યાં હતાં.

પરંતુ રઝાશાહનું નામ ઈરાનમાં Trans-Iranian રેલ્વેના બંધાવનાર તરીકે યાદગાર રહી જશે. મિ. બ્રેડલી-બર્ટે[૧] ઈરાનમાં મુસાફરી કરી એક પુસ્તક ૧૯૦૯માં લખ્યું હતું. તેમાં તેઓ જણાવે છે કે ઈરાનની સૌથી પહેલી રેલ્વે તહેરાનથી માત્ર ૭ માઈલ દૂર શાહ અબ્દુલ અઝીમની દરગાહ સુધી ઉતારુઓને લઈ જવા નંખાઈ હતી. જ્યારે ડ્રાઈવરને મન થતું અથવા પૂરતી સંખ્યામાં ઉતારુઓ આવતા ત્યારે એ

૧ "Th[illegible] P[illegible]" [illegible] F. [illegible] Br[illegible] [illegible]

ગાડી દોડતી ! મિ. બ્રેડલી-બર્ટ સ્ટેશન ઉપર આવ્યા અને જ્યારે પણ ટ્રેન માટે પૂછતા ત્યારે તે તત્કાળ આવશે એમ કહેવામાં આવતું. બે કલાક સુધી ફોગટ રાહ જોઈ મિ. બ્રેડલી-બર્ટે ઘોડેસવારી કરી તે મંઝિલ પૂરી કરી નાખી. આવી સુફિયાણી રેલ્વેને ઠેકાણે રઝાશાહે એક મહાન રેલ્વેયોજના ૧૯૩૪માં હાથ ધરી, અને તે ઈજનેરી કળાનો એક શ્રેષ્ઠ નમૂનો પૂરો પાડે છે. તે ૮૬૫ માઈલ લાંબી છે: પર્વતો, જંગલો, ખીણો ઉપર પુલો અને પાકા રસ્તા બાંધવાનું કામ અતિ વિકટ અને જંજાળભર્યું હોય છે, પણ રઝાશાહના નિશ્ચયથી અને યુરોપી નિષ્ણાતોના સહકારથી આ મહાન યોજના પાર ઊતરી, જો કે તેમ થતાં ૧૨૫,૦૦૦,૦૦૦ ડોલરનો ખર્ચ ઈરાનને કરવો પડયો. ખૂબી તો એ છે કે આ મહદ્ કાર્ય પારકાં રાજ્યોની સહેજ પણ આર્થિક મદદ વિના સરંજામ ઊતર્યું. એ બાંધવામાં ઈરાનનો જ પૈસો ખરચાયો, અને તે ચાહ અને ખાંડ ઉપર કર નાખી રઝાશાહે મેળવી દીધો. રઝાશાહની પહેલાંના રાજાઓ પ્રજાનો પૈસો ઉડાવી ખાતા, જ્યારે રઝાશાહ એ જ પૈસો દેશહિતનાં કાર્યો પછવાડે વાપરતા. આ મહાન રેલ્વે ઉત્તર ઈરાનમાં કેસ્પિયન સમુદ્ર ઉપર આવેલા બંદર શાહથી શરૂ થઈ દક્ષિણ ઈરાનમાં ઈરાની અખાત ઉપર આવેલા બંદર શાહપૂર સુધી દોડે છે. આ રેલ્વેનો ખાસ લાભ એ છે કે એનાથી ઈરાન એકત્ર થયુ છે અને અખંડ ઈરાનની ભાવના દૃઢ બની છે.

ઈરાનીઓનાં બહાદુરી અને શારીરિક બળની પ્રાચીન કાળથી પ્રશંસા થતી આવી છે. ઈરાની લશ્કર થોડો ખોરાક લેવા છતાં અજબ જેવી સહનશક્તિ બતાવે છે, પણ લશ્કરી શિસ્ત તેને બરાબર શીખવવામાં આવતી નથી અને સૈનિકોના પગારો નિયમિત ન ચૂકવાતા હોવાથી તેઓ મન મૂકી લડતા નથી મિ. કેર પોટર[1]ના મત પ્રમાણે જો ઈરાની લશ્કરની દોરવણી યુરોપી અમલદારોથી થતી હોય તો ૫૦૦૦૦ સૈનિકોનું એક એવું ઈરાની લશ્કર પોતાથી ચાર ગણાં મોટા અનુભવી અને કુશળ યુરોપી લડવૈયાઓના લશ્કરને હરાવી શકે. આવી જ મતલબનું અનેક યુરોપી મુસાફરો લખી ગયા છે. ૧૯૨૫માં જ્યારે રઝાશાહ પ્રધાન હતા ત્યારે એક કાયદો પસાર થયો હતો જે પ્રમાણે ૨૧ વર્ષથી વધુના દરેક યુવકે ફરજિયાત બે વર્ષ સુધી લશ્કરી તાલીમ લેવી પડતી: જેઓ વિદ્યાપીઠમાં ભણતા હોય તેઓ બે વર્ષને બદલે એક વર્ષની તાલીમ લઈ શકે. યુદ્ધની તાલીમ આપનારાં બે લશ્કરી વિદ્યાલયોની તહેરાન ખાતે સ્થાપના કરવામાં આવી

---

૧. *Quoted from "Persia" by Sir Arnold T. Wilson (1932)*

છે, જ્યા યુરોપથી યુદ્ધકળા શીખી આવેના અમલદારો તાલીમ આપે છે રઝાશાહ પોતે એક બાહોશ લશ્કરી સરદાર હોવાથી લશ્કરની પ્રગતિમા તેઓ બહુ રસ લેતા હતા. પરંતુ ઈરાનની વસ્તી બહુ ઓછી છે, તેની પાસે માત્ર એક લાખનું લશ્કર છે, અને તે કારણે રશિયા જેવા દેશની સામે થવાના સખ્યાબળ અને સાધનસામગ્રી ઈરાન પાસે નથી વળી જેમ યુરોપમા અદ્યતન વૈજ્ઞાનિક શસ્ત્ર બને છે તેમ ઈરાનમા બની શકતા નથી.

ઈરાનમા કાયદાની શી વ્યવસ્થા છે તે હવે આપણે જોઈએ જેમ મુસ્લિમ દેશોમા હોય છે તેમ ઈરાનનુ મુખ્ય કાયદાશાસ્ત્ર ધાર્મિક હતુ અને કુરાન ઉપર રચાયેલુ હતુ રઝાશાહ હમેશા ધર્મને ઠેકાણે દેશહિત તરફ પ્રથમ જોતા અને તેઓએ કાયદાશાસ્ત્રમા પણ ભારે પરિવર્તન કર્યું, અને "કાનૂને શરઈ" (ધાર્મિક કાયદા) ઉપર "કાનૂને ઉર્ફ" (મુનકી કાયદા) ને પ્રાધાન્ય આપ્યુ. યુરોપી કાયદાશાસ્ત્રમાથી અનેક સામાજિક સિદ્ધાતો ઈરાની મુનકી કાયદામા દાખલ કરવામા આવ્યા એમ છતા ધાર્મિક કાયદો નિશાળોમા શીખવાય છે અને બને ત્યાસુધી તેને અનુસરીને કામ લેવાય છે, જોકે હવે તેનો અસલ દોર રહ્યો નથી, અને ઘણે ભાગે વારસા, લગ્ન વગેરે બાબતોમા જ તેની અસર સકુચિત થઈ ગઈ છે ૧૯૨૭ માં ઈરાનની કચેરીઓની જ્યારે પુનર્રચના કરવામા આવી ત્યારે મુલ્લાઓની ખાનગી કચેરીઓને સમૂળગી કાઢી નાખવામા આવી

કેળવણીની બાબતમા પણ ધર્મે હદથી જ્યાદા પ્રવેશ કર્યો હતો. પહેલા તો મક્તબો (નિશાળો) મસ્જિદો સાથે જ જોડી દેવામા આવતી અલગ નિશાળોમા પણ શિક્ષણક્રમમા મુખ્ય વિષય ધર્મ જ હતો, અને ઘણે ભાગે મુલ્લાઓ એ નિશાળનું સચાલન કરતા રઝાશાહ સત્તા ઉપર આવ્યા ત્યારથી નિશાળોની સખ્યામા બેહદ વધારો થયો, અને હાલ ઈરાનમા સખ્યાબધ નિશાળો શિક્ષણ આપી રહી છે ધર્મનું પ્રાધાન્ય હવે બહુ ઓછુ થઈ ગયુ છે, શિક્ષણક્રમ દુનિયાના સુધરેલા દેશોમા હોય છે તેવો અદ્યતન છે, અને પરિણામે લોકોના સકુચિત માનસમા પણ યોગ્ય ફેર પડ્યો છે રઝાશાહે પોતે યુનિવર્સિટીની તાલીમ લીધી ન હતી તે છતા દેશમા કેળવણીનો ફેલાવો થાય તે જોવા તેઓ અત્યત ઉત્સુક હતા કેળવાયેલા દેશમાથી ધર્માધતા અને અસહિષ્ણુતા આપોઆપ નષ્ટ થાય છે તે એઓ બરાબર સમજતા. હવે ઈરાનના દૂર દૂરના ગામડાઓમા પણ પ્રાથમિક કેળવણી ફરજિયાત બની છે અને તે મફત અપાય છે રાત્રિશાળાઓ પણ શરૂ થઈ છે અને તહેરાનમા નાના બાળકોને સહશિક્ષણ આપવાનો

પ્રયોગ-પણ કરવામાં આવ્યો છે. યુદ્ધની તાલીમ આપનારી, ઉદ્યોગ અને હુન્નરકળા વિષયક શિક્ષણ આપનારી અને ખેતીવાડીને લગતી પણ કૉલેજો નીકળી છે. ૧૯૩૫ માં તહેરાનમાં વિશ્વવિદ્યાલય સ્થાપવામાં આવ્યું. વળી તહેરાન ખાતે એક બીજું ખાસ "દાનિશકદેહ" (વિદ્યાલય) માત્ર ધાર્મિક કેળવણી આપવા સારુ ખોલવામાં આવ્યું છે. દર વર્ષે લગભગ સો ઈરાની વિદ્યાર્થીઓને ચડતી કેળવણી માટે યુરોપ મોકલવામાં આવતા અને પાછા ફરતાં તેમને ઊંચા હોદ્દા આપવામાં આવતા. ભારે ખર્ચ અને ઝડેમતના ભોગે રઝાશાહે ઈરાનને સમૃદ્ધ અને આબાદ કર્યું છે. અનેક ઠેકાણે વીજળીનું ઉત્પાદન કરનારી કંપનીઓ ઊભી થઈ છે; કાપડ બનાવનારી મિલો સ્થપાઈ છે; ખાંડ અને સિમેંટનાં કારખાનાં ખૂલ્યાં છે; ખેતીને ઉત્તેજન મળ્યું છે, અને ચાહના બગીચા ઉગાડવામાં આવ્યા છે. વળી અનેક ભવ્ય મકાનો બંધાવી શાહે ઈરાનની રોનકમાં અધિક વધારો કર્યો છે. મોટાં શહેરોમાં ૨૦ થી ૩૦ ફૂટ પહોળા "ખિયાબાન" (avenues, વૃક્ષવાટો) બનાવવામાં આવ્યા છે, જે ઉપરથી ઈરાન, જે કાજારવંશ દરમ્યાન એક પછાત દેશ હતો, તે હવે કેટલેક ઠેકાણે એકાદ યુરોપી દેશ જેવો અદ્યતન દેખાય છે. ટપાલ, ટેલિગ્રાફ, ટૅલિફોનની, અને હવે રેડિયોની સારી સગવડ છે, અને દરેક શહેરની આંતરિક જરૂરિયાતો પૂરી પાડવા માટે સ્થાનિક સ્વરાજ્ય (Municipality) ની પણ ગોઠવણ થઈ છે. ઐયાસી અને સ્વાર્થી કાજારવંશી શાહોના વખતમાં અંધેર અને અંધાધૂંધી અને ચૈતન્યશીલ અને દેશહિતકારી રઝાશાહના વખતની સુવ્યવસ્થા અને આબાદી વચ્ચે આકાશ પાતાળનું અંતર છે; અને તે રઝાશાહ સત્તા ઉપર આવ્યા તે પહેલાંના અને તે પછીના ઈરાન વિશેનાં પુસ્તકોનું અધ્યયન કરતાં જણાઈ આવે છે.

રઝાશાહે કરેલી એક ખાસ સામાજિક સેવા તે મુલ્લાઓનો દોર તોડવાની છે. દરેક દેશના ધર્મગુરુવર્ગે મહાન સેવા બજાવી હશે, પરંતુ તેઓમાં જેઓ ધર્માંધ અને રૂઢિપૂજક છે તેમણે દેશને ભારે નુકસાન પણ કર્યું છે તે કબૂલ કર્યા વિના છૂટકો નથી. ઈરાનમાં પણ, ખાસ કરી જ્યારથી ૧૬મી સદીથી સફવી વંશ સ્થપાયો ત્યારથી, મુલ્લાઓનું જોર બહુ વધી જવા પામ્યું. રાજ્યમાં તેઓએ લોકોના ટેકાથી સત્તા જમાવી, અને ધર્મના નામે તેઓ દરેક સુધારાવધારાની વિરુદ્ધ પડતા. અગ્રેજીમાં કેળવણી આપવાની પણ તેઓ વિરુદ્ધ હતા; યંત્રવાદ અને વૈજ્ઞાનિક સુધારાવધારાઓના પણ તેઓ શત્રુ હતા; જ્યારે દેશમાં રેલવે દાખલ થઈ ત્યારે

તેમણે તદ્દન તોડી નાખ્યો. હવે તહેરાનમાં આવેલા "દાનિશકદેહ" નામના ધાર્મિક વિદ્યાલયમાં જે ચાર વર્ષ સુધી કેળવણી લઈ ઉત્તીર્ણ થઈ બહાર પડે તેને જ મુલ્લા કહેવામાં આવતો. ઘણા મુલ્લાઓએ પોતાનો દોર તૂટી ગયેલો જોઈ બીજી નોકરી સ્વીકારી. રઝાશાહે મુલ્લાઓનું જોર કેમ તોડયું તે આપણે આગળ ચાલતાં અનેક બાબતોમાં જોઈશું: તે સઘળું અહીં જ વર્ણવવું અનુકૂળ થઈ પડે નહિ.

હવે પરદાના રિવાજ વિશે થોડીક ચર્ચા કરીશું. રઝાશાહ સત્તા ઉપર આવ્યા તે પહેલાં કન્યાકેળવણી અને પરદાનિષેધના પ્રશ્નોએ સૌ કોઈનું ઈરાનમાં ધ્યાન ખેંચ્યું હતું. પ્રો. મોઘવી[1] પ્રમાણે તહેરાનમાં લગભગ ૧૯૦૭માં સૌથી પ્રથમ કન્યાશાળા કાઢવાનું માન અમેરિકન મિશનવાળાઓને જાય છે. ત્યારબાદ તુબા ખાનમ નામની ઈરાની બાનૂએ

તેઓએ ભારે ઊહાપોહ જગાવ્યો, ધાર્મિક કાયદાને ઠેકાણે સુનકી કાયદો આવ્યો અને લગ્ન, તલાક વગેરેમા ફેરફાર સૂચવાયા ત્યારે પણ તેઓએ ઉલ્કાપાત મચાવ્યો; રાજ્યસત્તાને ઠેકાણે પ્રજાશાસનની વાત થઈ તો તેમા પણ તેઓએ મજબૂત સામનો કર્યો, અને જ્યારે સ્ત્રીઓએ પરદાનો ત્યાગ કર્યો ત્યારે તો બ્રહ્માંડ તૂટી પડતુ તેમને લાગ્યુ. જાણીતો આધુનિક શાયર ઈરજ મીરઝા મુલ્લાઓ માટે કહે છે કે —

"દર ઈરાન તા બુનદ મુલ્લા વ મુફ્તી,
બરૂઝે બદતર અઝ ઈન હમ બયુફતી."

યાને જ્યાસુધી ઈરાનમા મુલ્લા મુફતીઓનો દોર છે ત્યાસુધી આજના કરતા પણ તમારો વિશેષ બૂરો દિવસ આવશે. મુલ્લાઓને હમેશા ઇસ્લામ ભયમા હોવાની ગંધ આવ્યા જ કરતી, અને રઝાશાહને લાગ્યુ કે જ્યાસુધી આ પ્રત્યાઘાતીઓનુ જોર તૂટે નહિ ત્યાસુધી કશો જ સુધારો શક્ય નથી

પણ આ સૈકાઓનો અભેદ્ય કિલ્લો તોડવો કેમ? કમાલપાશાએ તો તે ભેદ્યો હતો, અમાનુલ્લાહે તેમ કરવા જતા પોતાની રાજગાદી ખોઈ હતી. રઝાશાહે લોકોની નાડ જોઈ ગાળીગાળીને પાણી પીવામા જ પોતાની સલામતી જોઈ મિ. એલવેલ સટન[1] પ્રમાણે રઝાશાહ ઈરાનને તુર્ક માફક એક Lay State (ધર્મગુરુવર્ગની દોરવણી વિનાનુ બિનમઝહબી રાષ્ટ્ર) બનાવવા ઇચ્છતા, પરતુ તેમ થતા જનસમાજ તરફથી વિરોધનો ભારે વટોળ ઊભો થશે એમ તેમને લાગ્યુ. પહેલા તો મુલ્લાઓને ફરજિયાત લશ્કરી તાલીમ લેવામાથી મુક્ત કર્યા, અને ફરજિયાત યુરોપી પોશાક પહેરવામાથી પણ તેઓને બાકાત કરી તેમનું માન જાળવ્યુ રઝાશાહે તે બાદ મુલ્લાઓ સાથે કુનેહથી કામ લેવા માડ્યુ. પહેલવહેલા તો મુલ્લાઓ શહેરમા એક મોટુ સરઘસ કાઢવાની ગોઠવણ કરે તો રઝાશાહ તેનો વિરોધ કર્યા વિના તે જ સમયે મફત સિનેમાના ખેલો બતાવવાનો પ્રબંધ કરતા, એટલે મુલ્લાઓના સરઘસમા કોઈ જતુ નહિ[2] કેટલાક સમય સુધી સાપ મરે પણ લાકડી ભાગે નહિ તેવી રીતે રઝાશાહે કામ રાખ્યુ પરંતુ જેમ જેમ શાહ ફાવતા ગયા તેમ તેમ મુલ્લાઓ સાથે સખ્ત હાથે કામ લેતા ગયા અને છેવટે તેઓનો દોર

૧. "Modern Iran" by L P Elwell Sutton (1941)
૨ "Reza Shah Pahlavi" by Mr Muhammad A Farooqui (1939)

તેમણે તદ્દન તોડી નાખ્યો. હવે તહેરાનમાં આવેલા "દાનિશકદેહ" નામના ધાર્મિક વિદ્યાલયમાં જે ચાર વર્ષ સુધી કેળવણી લઈ ઉત્તીર્ણ થઈ બહાર પડે તેને જ મુલ્લા કહેવામાં આવતો. ઘણા મુલ્લાઓએ પોતાનો દોર તૂટી ગયેલો જોઈ બીજી નોકરી સ્વીકારી. રઝાશાહે મુલ્લાઓનું જોર કેમ તોડ્યું તે આપણે આગળ ચાલતાં અનેક બાબતોમાં જોઈશું: તે સઘળું અહીં જ વર્ણવવું અનુકૂળ થઈ પડે નહિ.

હવે પરદાના રિવાજ વિશે થોડીક ચર્ચા કરીશું. રઝાશાહ સત્તા ઉપર આવ્યા તે પહેલાં કન્યાકેળવણી અને પરદાનિષેધના પ્રશ્નોએ સૌ કોઈનું ઈરાનમાં ધ્યાન ખેંચ્યું હતું. પ્રો. મોલવી[1] પ્રમાણે તહેરાનમાં લગભગ ૧૯૦૭માં સૌથી પ્રથમ કન્યાશાળા કાઢવાનું માન અમેરિકન મિશનવાળાઓને જાય છે. ત્યારબાદ તુબા ખાનમ નામની ઈરાની બાનૂએ બીજી કન્યાશાળા ૧૯૧૦માં કાઢી હતી, પરંતુ મુલ્લાઓએ તેને કાફર કહી; તેની નિશાળનાં બાજઠ, ખુરસી વગેરેને નુકસાન થયું, અને નિશાળે જતી કન્યાઓને પણ માર પડ્યો. પરંતુ હિંમતવાન અને કેળવાયેલી બાનૂઓનો સાથ મળવાથી એ જ નિશાળે પ્રગતિ કરી અને ૧૯૧૩માં ઈરાની સરકારે તેને માન્ય રાખી. પરદાની બાબતમાં રઝાશાહે પહેલાંથી જ હિંમતથી કામ રાખ્યું. તેઓ જાણતા કે જ્યાંસુધી મુલ્લાઓ છે ત્યાંસુધી પરદો છે, અને જ્યાંસુધી પરદો છે ત્યાંસુધી ઈરાનની અડધી વસ્તી અંધકારમાં સબડશે, ઈરાની બાનૂઓ કેળવણી લઈ શકશે નહિ, અને પોતાની શક્તિ કે કાબેલિયત પ્રદર્શિત કરી શકશે પણ નહિ, માટે એમણે મૂળમાં જ ઘા કરી મુલ્લાઓનો દોર તોડ્યો. કુરાન પ્રમાણે પરદો રાખવો કે કેમ એ પ્રશ્ન વિશે તો શાહ તદ્દન બેપરવા હતા, જોકે તેઓ એટલું જ જાણતા કે પ્રજાહિતને માટે આ સુધારો અત્યંત આવશ્યક હતો.

બીજી સ્ત્રીઓને હિંમત આવે તેટલા માટે શાહબાનૂ પોતે પરદા વિના ફરવા લાગ્યાં. એકવાર ૧૯૨૮માં શાહબાનૂ કુમની ફાતેમા અલ્‌ મઆસૂમાની પવિત્ર દરગાહે ગયાં; અને ત્યાં તેમણે પોતાના મુખ ઉપરથી પરદો ખસેડ્યો. તેમ કરવા માટે નમાઝ પઢાવનાર મુલ્લાએ તેઓને સખ્ત ઠપકો આપ્યો, અને ભેગા મળેલા લોકોએ પણ નાપસંદગી દર્શાવી. આ ઉપરથી શાહબાનૂએ પોતાના પતિને ટેલિફોન દ્વારા આ વિગત જણાવી. આ સાંભળી રઝાશાહ થોડાક સશસ્ત્ર સૈનિકોને લઈ મોટરમાં

---

૧. "Modern Iran" by Khan Bahadur Prof. A. M. Moulvi

ચોલ્યા વિના ૭૫ માઈલની મુસાફરી કરી કુમ આવ્યા, અને ભર સભામાં તે મુલ્લાને પોતાના ચાબૂકથી ફટકાવી કાઢ્યો. કુમની દરગાહ જેવું પવિત્ર સ્થળ અને ત્યાં એક ધર્મગુરુની થયેલી આવી બેઈજ્જતી કોઈ બીજા સંજોગોમાં લોકો સહન કરત નહિ; પરંતુ રઝાશાહે પોતાની તાકાત જોઈ કામ લીધુ હતું, અને તે પછી કોઈ પણ સ્ત્રી પરદા વિના ફરે તેની વિરુદ્ધ કોઈ બોલતું નહિ. ૧૯૩૪માં શાહબાનુએ વિના પરદે પુરે પમા મુસાફરી કરી. છેવટે ૮-૧-૧૯૩૬ને દિને એક શાહી ફરમાન અનુસાર પરદાના રિવાજને તિલાજલિ આપવામાં આવી. હવે જો કોઈ સ્ત્રી પરદો ઓઢી બહાર નીકળે તો કોઈ દુકાન પર તે સોદો કરી શકે નહિ, અને કોઈ પણ ગાડીવાળો તેને ગાડીમાં જગ્યા પણ ન આપે હવે ઈરાની બાનૂઓ પોતાનો જૂનો પહેરવેશ ત્યજી યુરોપી લેબાસ સજે છે અને યુરોપી ફેશન પ્રમાણે પોતાના વાળનો શણગાર કરે છે. હવે ઈરાની સરકાર સ્ત્રીઓને નોકરીએ પણ રાખે છે; એટલું જ નહિ પણ નાટકમાં સ્ત્રીપાત્રો ભજવવા સ્ત્રીઓ જ નીકળવાના દાખના બન્યા છે પરદાનો અંધકાર દૂર થતાં ઈરાનની સ્ત્રીશક્તિ પ્રકાશમાં આવી છે, અને સ્ત્રીઓ પ્રકાશમાં આવતાં સમાજ પણ પ્રકાશવાન બન્યો છે.

લગ્ન અને તલાકની બાબતમાં પણ યોગ્ય સુધારા કરવામાં આવ્યા. અનેકપત્નીત્વનો નિષેધ કરવામાં આવ્યો નથી: તેમ કરવું તે ઇસ્લામ વિરોધી કહેવાય, કેમકે કુરાન પ્રમાણે ચાર પત્નીઓ કરવાની છૂટ આપવામાં આવેલી છે (કુરાન ૪, ૩); પરંતુ એકથી વધુ સ્ત્રી કરવાનું મુશ્કેલ બનાવવામાં આવ્યું. જેણે બીજી પત્ની કરવી હોય તેણે તેની આગળ કબૂલ કરવું પડતું કે પોતાની પહેલી પત્ની હયાત છે: એટલું જ નહિ પણ બીજી પત્ની કરવા પહેલાં પહેલી પત્નીની રજા લેવી પડતી, જે ઘણુંખરું સહેલાઈથી મળતી નહિ. બાળલગ્નથી ઈરાની સમાજની ખરાબી થઈ હતી, પરંતુ હવે કાયદો પસાર કરવામાં આવ્યો કે ૧૮ વર્ષની અંદરના કિશોર અને ૧૬ વર્ષની અંદરની કન્યાથી લગ્ન થઈ શકે નહિ. વળી લગ્ન પહેલાં પુરુષ અને સ્ત્રીએ શારીરિક યોગ્યતા વિશેનું પ્રમાણપત્ર પણ રજૂ કરવું પડે છે. લગ્ન થઈ રહ્યા બાદ તે કચેરીમાં રજિસ્ટર કરવું પડે છે. ઈરાનમા તે વખતે "મુત્તઆ" અથવા કામચલાઉ લગ્નનો પણ રિવાજ હતો. જો કોઈ મુસ્લિમ પોતાની પત્ની વિના બીજે શહેર જતો તો ત્યાં "મુત્તઆ" કરી શકતો, યાને કોઈ સ્ત્રી સાથે થોડાક વખત માટે કાયદેસર સંબંધ બાંધી શકતો. આ માત્ર એક

licensed prostitution ( પરવાના માથે કરેલી બદફેલી ) નું જ કૃત્ય હતું, અને હવે એનો સપૂર્ણ નિષેધ થયો. એક બીજો સંબધ "સીધે" નામનો હતો, જે જોડાણમાં પણ સ્ત્રીને પરિણીત પત્નીના હક મળતા નહિ : એ રિવાજને પણ કાયદા પ્રમાણે રદ કરી ઈરાની સમાજનું શુદ્ધિકરણ કરવામાં આવ્યું. તે વખતના ઈરાનમાં પુરુષો નજીવાં કારણસર પોતાની પત્નીઓને તલાક આપતા. ઈરાનમાં રહી ત્યાંના જરથોસ્તીઓની સેવા કરનાર મિ. અરદેશર રિપોર્ટર[૧] પ્રમાણે મુલ્લાઓની ગેરઇન્સાફી સત્તા અને હલકી નીતિરીતિથી પુરુષો તલાક આપવાના હકનો છૂટથી ગેરલાભ લેતા. તેથી અનેક કુટુંબોની ખરાબી થતી અને અનેક સ્ત્રીઓ પોતાના ગુજરાન માટે અવડે રસ્તે ઊતરી પડી પોતાની જિંદગીનો નાશ કરતી. એકવાર તો સેંકડો ઈરાની સ્ત્રીઓનું ગંજાવર ટોળું વડા વઝીરના મહેલ ઉપર ધસી ગયું, અને પુરુષો માટે છૂટાછેડા આપવાનું વધુ મુશ્કેલ થઈ પડે એવા કાયદા માટે તે સ્ત્રીઓએ જોરશોરથી માગણી કરી. હવે આ અન્યાયી, એકતરફી તલાકના રિવાજમાં સુધારો કરવામાં આવ્યો, પરણેલી સ્ત્રીઓને વારસા વગેરેમાં જોઈતું રક્ષણ મળ્યું, અને અમુક સંજોગોમાં સ્ત્રીઓ પોતે પણ પોતાના પતિઓને તલાક આપી શકે એવું નક્કી થયું.

રઝાશાહ યુરોપી દેશોની દખલગીરી સહન કરતા નહિ પરંતુ દેશના ઉદ્યોગોમાં, પોતાની મહાન રેલ્વેનાં બાંધકામ વગેરેમાં તેઓ યુરોપી નિષ્ણાતોની સલાહ લેતા તે આપણે જોયું. યુરોપના દેશોની શિસ્ત અને વ્યવસ્થાશક્તિના પણ તેઓ વખાણનાર હતા. તેઓને યુરોપી પોશાકનો બહુ શોખ હતો, અને તે લેબાસ પોતાની પ્રજા ધારણ કરે તે જોવા તેઓ આતુર હતા. તેઓના હુકમથી દરેક નાની પંક્તિના અમલદારને યુરોપી પોશાક સિવડાવવા માટે એક મહિનાનો વધુ પગાર મળ્યો. છેવટે ઈરાની પુરુષો અને સ્ત્રીઓ યુરોપી પોશાક પહેરતાં થઈ ગયાં. તેમાથી મુલ્લાઓ જ માત્ર મુક્ત રહ્યા અને તેઓ પોતાના અસલી લાંબા ઝભ્ભામાં સજ્જ થતા. તે ઉપરાંત ૬-૧૨-૧૯૨૮ના રઝાશાહના હુકમથી દરેક ઈરાની પુરુષને "કુલાહે પહેલવી" નામે ઓળખાતી, ફ્રેંચ લોકો પહેરે છે તેવી, ટોપી ફરજિયાત ધારણ કરવી પડતી. એ ટોપી સહેલાઈથી ઊંચકી શકાય તે માટે આગળથી તેની કિનારી નીકળી આવતી રાખવામાં આવતી. લોકોના છૂટાપણા ઉપર આ વધુ ત્રાપ

૧. "નામે જમશેદ" સ્મારક ગ્રંથમાં મિ. અરદેશર એદલજી રિપોર્ટરનો લેખ — "આજનું પહેલવી ઈરાન" ( ૧૯૩૨ )

પડી તેથી શીરાઝ, ખુઝિસ્તાન વગેરે સ્થળોએ લોકોએ બંડ ઉઠાવ્યાં; પરંતુ શાહ અડગ રહ્યા અને તોફાન શમાવી દેવામાં આવ્યાં. વળી આ ટોપી તો મુલ્લાઓને પણ પહેરવી ફરજિયાત હતી. તેઓએ બહુ કડવી ફરિયાદ ઉઠાવી કે નમાઝ દરમ્યાન જમીન ઉપર માથું મૂકતાં આ ટોપીની નીકળી આવતી કિનારી તેમને નડતી હતી. રઝાશાહે હુકમ કર્યો કે નમાઝ પઢતાં ટોપી એવી રીતે પહેરવી કે તેની નીકળી આવતી ધારવાળો ભાગ પછવાડે આવે ! ઈરાનના લોકોમા તરેહવાર જાતની પાઘડીઓ અને ટોપીઓ પહેરવાનો રિવાજ હતો: પરંતુ જ્યારે બધા જ આ પહેલવી ટોપી પહેરતા થયા ત્યારે આખા ઈરાનમાં એકત્રતાની ભાવના જાગી અને સૌ સમાન છે એમ પણ લાગ્યુ. જેમ હિંદમા ધોળી ટોપી પહેરવાથી આઝાદીની અને ગાંધીજીના વિચારો પ્રત્યે સહાનુભૂતિની ભાવના જાગી, તેમ "કુલાહે પહેલવી" થી ઈરાનમાં ઐક્યની લાગણી ફેલાવા પામી. ઈરાનીઓને લાંબાલચ જેવા અને બોલતાં મોં ભરાઈ જાય તેવા ખિતાબો ધરાવવાના બહુ શોખ હતો, અને અમુક જાણીતા માણસના નામ સાથે એકાદ બે લીટીઓ ભરી તેના ખિતાબો દર્શાવવાનો કંટાળાભર્યો રિવાજ હતો; પરંતુ સમાનતાની લાગણી વધુ ફેલાવા પામે તે સારુ શાહે તમામ ધાર્મિક અને બિન ધાર્મિક ખેતાબો રદ કર્યા, અને હવે સૌ નાના કે મોટા માત્ર "આકા" (શ્રીયુત) ના જ નામથી ઓળખાય છે ઈરાનીઓ કેટલીક વખત તેમણે ધારણ કરેલાં ઉપનામોથી અથવા આવા રંગીલા ખિતાબોથી જ ઓળખાતા, અને તેઓ અટક ધરાવવાની પરવા કરતા નહિ. રાજ્યનું કાર્ય વધુ સરળતાથી ચાલે તે સારુ રઝાશાહના હુકમથી હવે દરેક માણસને અટક ધારણ કરવી પડી, અને સૌથી પ્રથમ શાહે પોતે જ "પહેલવી" અટક ધારણ કરી બધાયને દાખલો બેસાડયો.

રઝાશાહને મનથી સૌ ધર્મો સરખા હતા, અને સાધારણ મુસ્લિમથી મુલ્લા મોટા અને સુન્ની કરતા શિયા ચડિયાતા એમ તેઓ માનવા બિલકુલ તૈયાર નહોતા. ઈરાનમાં એકવાર એવી વિપરીત સ્થિતિ પ્રવર્તતી હતી કે માત્ર શિયાઓ જ રાજ્યની પ્રજા ગણાતા. પરંતુ હવે રઝાશાહના હુકમ પ્રમાણે ઈરાનમાં જન્મેલો દરેક માણસ, મુસ્લિમ હો યા ગેરમુસ્લિમ, તે એક ઈરાની નાગરિક કહેવાતો, અને ઈરાની નાગરિકત્વ ધરાવવાને તેને હક રહેતો. ઈરાનમા સરકારી નોકરી મેળવવા માટે "ફોર્મ" ભરવુ પડે છે, તેમા બધે હોય છે તેમ નામ, ઠામ, ધર્મ, યોગ્યતા વગેરે કલમો ભરવી પડતી હતી. પરંતુ શાહના હુકમથી અરજદાર કયો ધર્મ પાળે છે તે બતાવવા

સારુ "ફૉર્મ" માં કલમ જ રાખી નથી: કેમકે શાહના મત પ્રમાણે તે માણસની યોગ્યતા જ જાણવા જેવી છે, તે મુસ્લિમ છે કે ગેરમુસ્લિમ તે જાણવાથી કશો જ લાભ નથી. આ રીતે રાજ્યમાં શાહે ધર્મને તદ્દન ગૌણ સ્થાન આપી દીધું. વળી પશ્ચિમના દેશોની નકલ કરી શાહે ઈરાનમાં "રેડ ક્રૉસ" "બૅાય સ્કાઉટ" અને "ગર્લ ગાઈડ્સ" જેવી સમાજોપયોગી સંસ્થાઓ બરપા કરી. દેશમાં ઐકય ફેલાવી વતનપરસ્તીના જોશ જાગ્રત કરવા હવે ઈરાન માટે એક રાષ્ટ્રધ્વજ અને રાષ્ટ્રગીત નક્કી થયાં, અને દરેક ઈરાનીને પોતાના દેશ માટે ગૌરવ ઉત્પન્ન થવા લાગ્યું. ઈરાનમાં હવે વિદેશી કંપનીઓને એકહથ્થુ ઈજારાઓ મળવા તો અશકય જ હતાઃ હવે "બૅંક મિલ્લી" (રાષ્ટ્રિય બૅંક)ની સ્થાપના થઈ: તે ઉપરાંત ખેતીવાડીને લગતી બૅંક પણ સ્થપાઈ કે જે ખેડૂતોને નાણું ધીરી તેમને બીજા લેણદારોના ભોગ થતા અટકાવતી.

દેશનો પૈસો દેશમાં જ રહે તે જોવા શાહ બહુ આતુર હતા. સૌ કોઈ ને ઈરાનમાં આવી વેપારધંધો કરવાની છૂટ હતી. પણ ઇરાનમાં રળેલો પૈસો ઈરાનની બહાર જઈ શકતો નહિ. આ કાયદાને લીધે હિંદના પારસીઓ પૂરતી સંખ્યામાં વેપાર અર્થે ઈરાન જઈ શકયા નહિ કેમકે જો જાય તો ત્યાં મેળવેલી કમાઈ ત્યાં જ છોડી આવવી પડે. આ ધારો બહુ વિચિત્ર કહેવાય, પરંતુ રઝાશાહને હૈડે દેશહિત સૌથી પ્રથમ વસેલું હતું, અને દેશનું દ્રવ્ય દેશની બહાર ખેંચાઈ જતું જોવા તેઓ માગતા નહોતા. રઝાશાહ ઈરાનના પ્રાચીન અવશેષો માટે હંમેશાં મગરૂર હતા, અને કોઈ પણ નાના મોટા અવશેષને ઈરાનની બહાર મોકલવાની સખ્ત બંધી હતી. ઈરાનમાં પરદેશથી પુષ્કળ માલ આયાત થતો હતો—લગભગ ૭૦ ટકાનો. માલ તો માત્ર રશિયાથી જ આવતો હતોઃ તેવી દેશ દરિદ્ર રહે એમાં નવાઈ નહિ. એના ઉપાય તરીકે રઝાશાહે દેશનુ ઉત્પાદન વધે તે સારુ અનેક મિલો, કારખાનાંઓ, હુન્નરશાળાઓ વગેરેની સ્થાપના કરી, અને યુરોપી નિષ્ણાતો રોકીને પણ દેશનું ઉત્પાદન વધારવા ભારે પ્રયાસ કર્યો. ઈરાનમાં સશક્ત શરીરના દરવીશો ભીખ માગવાનો ધંધો લઈ બેસી લોકોને ત્રાસ આપતા અને ગરીબ દેશની ગરીબાઈમાં ઓર વધારો કરતા. રઝાશાહના હુકમથી જે દરવીશો રળી કમાઈ શકે એવા સશક્ત હતા તેમને ભીખ માગતા અટકાવી. યોગ્ય કામે લગાડી દેવામાં આવ્યા, કે જેથી દેશની ઉત્પાદન શક્તિમા વધારો થાય.

ઈરાનમાં પારસીઓની સ્થિતિ ૧૯મી સદીમાં હીનપસ્તીભરી હતી, અને હેરાનિયતભર્યા જુલમ છતાં તેઓ શી રીતે જીવી શકતા તે સમજાતું

પણ નથી. ૧૭૩૦માં ઈરાનમાં ત્રણથી ચાર લાખ પારસીઓની વસ્તી હતી તે ૧૮૫૪માં અનેક કારણોસર ઘટીને માત્ર આઠ હજારની થઈ. હિંદવા ઈરાન જઈ જાણીતા પારસી મિશનરી મિ. માણેકજી હાતરિયાએ હિંદના પારસીઓના પૈસે અને પોતાની અથાગ ઝહેમતના ભોગે જો ઈરાની જરથોસ્તીઓની સેવા ૧૯મી સદીમાં ન બજાવી હોત તો તેઓની આજે શી વલે થઈ હોત તે કહી શકાતું નથી. ૧૮૯૦ મા તેમના નીપજેલા મરણ પછી મિ. અરદેશર રિપોર્ટરે આ નેક કાર્ય ચાલુ રાખ્યુ હતું. તે વખતે પારસી અને મુસ્લિમ વચ્ચે મોટો તફાવત માનવામા આવતો; પારસીઓને જજિયો ભરવો પડતો; સામેથી મુસ્લિમને આવતો જોઈ પોતાના ખચ્ચર ઉપરથી ઊતરી જવું પડતુ; ખાસ જુદાં જણાઈ આવે તેવા વસ્ત્રો પહેરવાં પડતાં; મુસ્લિમનો હાથ.છાપરાને લાગે એવાં નીચાં ઘરોમા રહેવું પડતું; શહેરથી દૂર "ગબ્ર મહોલ્લે" (પારસીનિવાસ) નામના એક અલગ લત્તામાં અસ્પૃશ્યોની પેઠે વસવું પડતું; અને માત્ર જુદો ધર્મ પાળવાને કારણે જ આવા આવા અનેક અસહ્ય અન્યાયી કાયદાઓનો ત્રાસ વેઠવો પડતો. પરંતુ રઝાશાહ સત્તા ઉપર આવ્યા પછી પારસી કે મુસ્લિમ સૌ સમાન ગણાવા લાગ્યા, અને ધર્મને કારણે કોઈ પણ એક કોમ બીજી કોમ ઉપર જુલમ ગુજારી શકતી નહિ.

એટલું જ નહિ પણ હવે પારસીઓ જ સાઈરસ, દરાયસ અને નૌશીરવાનની ઔલાદ છે એમ ગણી એમના માનમરતબામાં વધારો કરવામાં આવ્યો. વળી શાહે પોતે "પહેલવી" અટક ધારણ કરી જાણે પોતે પારસીઓના સંબંધી હોય એમ બતાવ્યું. હવે પારસીઓને રાજ્યમાં જવાબદારીભર્યા હોદ્દા મળવા લાગ્યા, ઈરાની જરથોસ્તીઓને મજલિસમાં પોતાનો એક પ્રતિનિધિ મોકલવાનો હક આપવામાં આવ્યો, અને અરબાબ જમશીદે જમશીદ્યાન અને અરબાબ કયખુસરો શાહરૂખ જેવા જાણીતા ઈરાની જરથોસ્તીઓ મજલિસમાં બિરાજતા થયા. જે હીનપસ્તીભર્યો પોશાક પારસીઓને પહેરવાની ફરજ પાડવામાં આવતી તે તજી હવે તેઓ પોતાનો પોશાક પહેરવા લાગ્યા, જો કે હાલ તો સૌ ભેગા તેઓએ પણ યુરોપી પોશાક ધારણ કર્યો છે. પારસીઓનું અમલ પ્રાચીન "ફ્રવશી" (પૂંછડીવાળી અર્ધમનુષ્યની આકૃતિ)નુ નિશાન રઝાશાહે જાહેર ઈમારતો ઉપર ચિતરાવી તેને એક રાષ્ટ્રચિહ્ન બનાવી દાધું. ઈરાની મુસ્લિમો જરથોસ્તી નામો ધારણ કરે તેને ઉત્તેજન આપવામાં આવ્યું. નવા વર્ષની શરૂઆત પારસીઓના જમશેદી નવરૂઝથી કરવામાં આવી ઈરાની પંચાંગમાં જે મુસ્લિમ મહિનાઓ

હતા તેને ઠેકાણે જરથોસ્તી નામવાળા મહિનાઓ નક્કી થયા. તહેરાનના વિશ્વવિદ્યાલયમાં ઈરાનનાં પ્રાચીન ઇતિહાસ અને સંસ્કૃતિના અભ્યાસને પ્રથમ સ્થાન આપવામાં આવ્યું, અને અવસ્તા પહેલવીના અભ્યાસ માટે ખાસ જોગવાઈ કરવામાં આવી. ઈરાનનાં ખંડેરો અને અવશેષોના અભ્યાસ માટે એક ખાસ પ્રાચીનવસ્તુવિદ્યા (archaeology)નું ખાતું ખોલવામાં આવ્યું. તહેરાનમાં એક ખાસ સંગ્રહસ્થાન ઊભું કરવામાં આવ્યું અને ત્યાં પ્રાચીન ઈરાનના અવશેષો મૂકવામાં આવ્યા. ઈરાનનાં જાહેર બાંધકામોમાં પ્રાચીન હખામની અને સાસાની સ્થાપત્યનું બને ત્યાંસુધી અનુકરણ કરવામાં આવ્યું ઈરાનનાં પ્રાચીન શિલ્પો, કોતરકામો, લેખો, ખંડેરો વગેરેને કોઈ બેદરકારીથી નુકસાન ન પહોંચાડે તે સારુ ખાસ કાયદો ઘડવામાં આવ્યો. વિદેશીઓએ ઈરાનનું નામ તેના પાર્સ નામના પ્રાંત ઉપરથી "પર્શિયા" પાડ્યું હતું: આ પરદેશી નામ રઝાશાહ જેવા વતન-પરસ્તને ખૂંચવા લાગ્યું, અને ૧૯૩૫ના જમશેદી નવરૂઝ (૨૧મી માર્ચ)ના દિવસે એક શાહી ફરમાન અનુસાર આ દેશનું નામ "પર્શિયા" નહિ પણ "ઈરાન" (ઐરાનવએજો અથવા આર્યાવર્ત) નક્કી કરવામાં આવ્યું. ઈરાનને સજીવન કરનાર મહાન રાષ્ટ્રિય શાએર ફિરદૌશીની જન્મ-સહસ્રાબ્દી એ જ વર્ષમાં પડતી હોવાથી તે પ્રસંગ ભારે દબદબાથી ઊજવવામાં આવ્યો, અને દેશદેશાવરના પ્રતિનિધિઓએ તેમાં ઉમંગભેર ભાગ લીધો હતો. ફિરદૌસી જ્યાં દફન થયેલો મનાય છે ત્યાં શાહે એક ભવ્ય મકબરો બંધાવ્યો, અને સાદી અને હાફિઝની કબરો ઉપર પણ સુંદર ઇમારતો બંધાવી. પચાસ સાઠ વર્ષો ઉપર જો કોઈ જ્યોતિષીએ ઈરાનની આવી બેહતરી થશે એવું ભવિષ્ય ભાખ્યું હોત તો જરૂર તેને હસી કાઢવામાં આવત; પણ જે તે દિવસોમાં અકલ્પનીય મનાતું તે રઝાશાહે સિદ્ધ કરી બતાવ્યુ.

રઝાશાહ ઇસ્લામના સિદ્ધાંતોથી નહિ, પણ રાષ્ટ્રભક્તિ અને દેશહિતથી દોરવાતા તે તો તદ્દન ખુલ્લું હતું. તેમ કરતાં એમણે જરથોસ્તી ધર્મ, ઇતિહાસ, સંસ્કૃતિ, તત્ત્વજ્ઞાન, કળા, રીતરિવાજ વગેરે તરફ વધુ વલણ બતાવ્યું એ પણ નક્કી છે. રઝાશાહના ઈરાનમાં ઘણા મુસ્લિમ ઈરાનીઓ જરથોસ્તી ધર્મ અને સંસ્કૃતિ તરફ વલણ બતાવતા લાગ્યા. મિ. અરદેશર રિપોર્ટર[1] ઈરાનમાં એક અધ્યાપકને મળ્યા હતા જેના મત મુજબ તહેરાનમાં

૧. "જામે જમશેદ" સ્મારક ગ્રંથમાં મિ. અરદેશર એદલજી રિપોર્ટરનો લેખ — "આજનું પહેલવી ઈરાન" (૧૯૩૨)

જરથોસ્તી ધર્મને બુદ્ધિથી સ્વીકારતા ઘણા intellectual converts દેખાતા, અને આ તમકકે પારસીઓ તરફથી જો ધાર્મિક પ્રચારકાર્ય શરૂ થાય તો તેમના સહધર્મીઓની સખ્યા જરૂર વધવા પામે એમ તેઓએ જણાવ્યુ મિ હાસ[1] પ્રમાણે કેટલાકોનો એવો મત હતો કે રઝાશાહ પોતે જરથોસ્તી ધર્મને રાજ્યધર્મ તરીકે સ્થાપવાની છૂપી મકસદ ધરાવતા રઝાશાહની મકસદ શી હશે તે આપણે જાણી શકતા નથી પરતુ તેઓની કારકિર્દી ઉપરથી જણાય છે કે ધર્મને એઓ પ્રાધાન્ય આપતા જ નહોતા—પછી તે એક ધર્મ હોય કે બીજો વળી દેશભક્ત હોવાથી તેઓ હખામની અને સાસાની કાળની કીર્તિમા બહુ ગૌરવ લેતા જેમ હિંદનો એક જરથોસ્તી રામ, કૃષ્ણ બુદ્ધ, અશોક કે અકબરને મહાન હિંદીઓ ગણી તેઓ હિંદુ બૌદ્ધ કે મુસ્લિમ હોવા છતા, તેમની પ્રશસા કરે છે, તેમ રઝાશાહ જમશીદ, ઝરથુસ્ત્ર સાઈરસ, દરાયસ કે નોશીરવાનને મહાન ઈરાનીઓ ગણી તેમના ગુણગાન ગાતા રઝાશાહે ઈસ્લામી સસ્કૃતિની મહત્તા ન જોઈ તેનુ એક કારણ કદાચ એ હોઈ શકે કે તેમને જે મહાભારત સમાજસુધારો કરવો હતો તેની પ્રેરણા તેમને ઈસ્લામી નહિ પણ જરથોસ્તી સસ્કૃતિમાંથી પ્રાપ્ત થઈ હતી, અને તે કારણે તેઓ જરથોસ્તી ધર્મ, ઈતિહાસ વગેરે તરફ ઢળેલા દેખાતા પરતુ વધુ અગત્યનુ તો એ છે કે માત્ર રઝાશાહ જ નહિ પણ સમસ્ત ઈરાન દેશ ઈસ્લામી નહિ પણ જરથોસ્તી ધર્મ અને સસ્કૃતિ ઉપર આજે ફિદા થયો છે, અને પોતાની પ્રેરણા ઈરાનના મોટી પ્રાચીન ધર્મમાથી મેળવવા આતુર છે ઈરાની રૂઢિચુસ્ત મુસ્લિમોમા આવો ભારે ફેરફાર થવા પામ્યો છે તે આપણે તેમના સાહિત્યમાથી આવતા પ્રકરણમા જોઈશુ, અને આપણને જણાશે કે અલ્લાહ અને હઝરત મુહમ્મદને ઠેકાણે અહુરમઝદ અને અષો ઝરથુસ્ત્રના નામો છૂટથી લેવાય છે. માત્ર એક રાજાએ જો જરથોસ્તી ધર્મ પ્રત્યે પસદગી બતાવી હોત તો મોટી વાત નહોતી, પણ જ્યાં સમસ્ત જનસમાજ એ ધર્મ તરફ ઢળેલો જણાય ત્યારે એ વિષયની અગત્ય બહુ વધી જાય છે એને વિશે વધુ ચર્ચા આપણે ૧૯ મા પ્રકરણમાં કરીશુ.

રઝાશાહના ઘણાક કાર્યો જરથોસ્તી સસ્કૃતિ પ્રત્યેનો તેઓનો પક્ષપાત બતાવતા જ્યારે તેમના કેટલાક કાર્યો ઇસ્લામી ધાર્મિક રીત રિવાજોનુ ઉલ્લઘન કરનારા હતા મુસ્લિમ નવા વર્ષની શરૂઆતથી જ

1 Iran by William S Haas (1945)

યાને મહોર્રમ માસની પહેલીથી દશમી તારીખ સુધી કરબલાની લડાઈમાં ઈસ્વી ૬૮૦માં શહીદ થયેલા હઝરત મુહમ્મદના દોહિત્રા ઈમામ હુસેનના ગમમાં સમસ્ત ઈરાન ડૂબી જતું. અનેક સરઘસો નીકળતાં, છાતીફાટ રુદન થતું, અને છરીથી પોતાનાં જ માથાં અને શરીર ઉપર જખમ કરી લોકો લોહીલોહાણ થતા. આ અધૂરું હોય તેમ શિયાઓ "તબર્રા" પોકારી પહેલા ત્રણ ખલીફાની સખ્ત નિંદા કરતા, અને હઝરત ઉમરની આકૃતિ બનાવી કેટલેક ઠેકાણે તેનો નાશ કરવામાં આવતો. આવા રીતરિવાજોને મુલ્લાઓ ઉત્તેજન આપતા, અને પ્રો. મોલવી[1] પ્રમાણે દરેક મહિનાના બે દિવસો તો ઈમામ હુસેનની શહાદત ઉપરનાં કલ્પાત સારુ જુદા રાખવા જ જોઈએ એવી વિચિત્ર સલાહ એ મુલ્લાઓ લોકોને આપતા. જાણે સમસ્ત ઈરાન એક રોતલ પ્રજા હોય અને આક્રન્દ કર્યા સિવાય બીજું કાંઈ જગતમાં તેને કાર્ય કરવાનું ન હોય એવું તે દિવસોમાં દેખાતું. રઝાશાહે આ ઉપરથી ફરમાવ્યું કે ઈમામ હુસેનની શહાદત અંગેની ખાનગી સભાઓ ઘરોમાં મળી શકે : પરંતુ શિષ્ટતાનો ભંગ થાય એવી તમામ જાહેર માતમની પ્રવૃત્તિઓનો તેમણે એકદમ પ્રતિબંધ કર્યો. તાજિયા કાઢવાની પણ બંધી ફરમાવવામાં આવી; વળી પહેલા ત્રણ ખલીફાની નિંદા અને હઝરત ઉમરની આકૃતિનો નાશ કરવાનો રિવાજ પણ બંધ થયે શિયા-સુન્ની વચ્ચેના કજિયાનું એક મુખ્ય કારણ પણ નાબૂદ થયું. સૈકાઓ થયાં ચાલતો આવેલો આ રિવાજ બંધ કરવો એ સહેલ નહોતું : તેમ કરવામાં પુષ્કળ જોખમ પણ હતું; પરંતુ રઝાશાહે હિંમત ધરી મુલ્લાઓના દોર ઉપર એક વધુ પ્રહાર કરી લીધો.

પરંતુ આટલાથી રઝાશાહ ધરાયા નહિ અને હવે આગળ વધી તેઓએ મક્કાની હજ (યાત્રા) પણ બંધ કરી. હવે તો સૌને લાગ્યું કે રઝાશાહ ખુલ્લા ઇસ્લામવિરોધી થતા જતા હતા. પણ તેમ ખાસ નહોતું, કારણ કે આવું ફરમાન કાઢવાની એઓની મતલબ અધર્મી હતી નહિ, પરંતુ ઈરાનને આર્થિક લાભ અપાવવાની હતી. રઝાશાહની નેમ માત્ર એટલી જ હતી કે દેશનો પૈસો દેશમાં જ રહે અને પરદેશમાં વેડફાઈ જાય નહિ. શાહ હજની વિરુદ્ધ નહોતા : જો હાજીઓ ઈરાનનો માલ લઈ મક્કા-મદીના જાય અને ત્યાં તે માલ ખપાવી હજ કરી આવે તો તેમ કરવાને તેઓ મુખ્તયાર હતા, પરંતુ ઈરાનનો પૈસો પરદેશમાં ખરચાય તે આ સ્વદેશાભિમાની શાહને પસંદ નહોતું. રઝા-

૧. "Modern Iran" by Khan Bahadur Prof. A. M. Moulvi

શાહનું આ કાર્ય હિંમતભર્યું તો હતું જ, પણ તેમાં ખાસ નવીનતા નહોતી. મિ. માર્કહેમ[1] પોતાની ઈરાનની તવારીખમાં લખે છે કે મહાન શાહ અબ્બાસ સફવીએ ઈરાની શહેરો મશહદ અને કુમનું માહાત્મ્ય એટલું વધારી દીધું હતું કે ઈરાનીઓ મક્કા સુધી જવાને બદલે આ બે સ્થળોએ હજ કરી દેશનો પૈસો દેશમાં જ રાખતા. આપણે જોઈ ગયા તેમ ખોરાસાનનું હાલનું પાયતખ્ત મશહદ છે, જેમાં ૮મા ઈમામ રઝાનો મકબરો આવેલો હોવાથી તે શિયાંઓમાં અતિ પવિત્ર ગણાય છે. વળી કુમ પણ ઈરાનમાં જ છે, અને ત્યાં ઈમામ રઝાનાં બહેન ફાતેમા અલ મઆસૂમાનું છેવટનું વિશ્રામસ્થાન હોઈ તે પણ શિયાઓ માટે હજ કરવા લાયક સ્થળ ગણાય છે. રઝાશાહ ધર્મના બાહ્યાચારો માટે નહિ પણ લોકકલ્યાણ માટે કાળજી ધરાવતા તેનો એક બીજો નાનો દાખલો પણ નોંધીશું મૃતદેહને ચીરી તેનું પૃથક્કરણ કરવામાં આવે તે પ્રત્યે ઇસ્લામી શરીયત નફરત ધરાવે છે. આ જાણવા છતાં તહેરાનના વિશ્વવિદ્યાલયમાં રઝાશાહના હુકમથી શબ ઉપર થતી શસ્ત્ર-ક્રિયાનો ખંડ ( Dissection Hall ) સૌથી પ્રથમ બાંધવામાં આવ્યો, જે ઉપરથી શાહની શરીયત પ્રત્યેની બેપરવાઈ અને જ્ઞાન પ્રત્યેની ઉત્કંઠા બન્ને જણાઈ આવે છે.

પણ એક બાબતમાં તો રઝાશાહે લોકલાગણી સાથે ભારે છૂટ લીધેલી કહેવાય એમના વખતમાં "વકફ" નામે ઓળખાતી, ખાસ કરી ધાર્મિક સખાવત માટે નિર્માણ થયેલી, મિલકતો ઈરાનમાં ઘણી હતી. ઘણે ભાગે તેનું સંચાલન મુલ્લાઓ તરફથી થતું પણ તેનો હિસાબ અને કારોબાર યોગ્ય રીતે થતો નહિ. રઝાશાહને લાગ્યું કે જે નાણાંનો ઉપયોગ દેશહિત માટે થવો જોઈએ તેની આ રીતે મુલ્લાઓને હાથે ગેરવ્યવસ્થા થાય એ ઇચ્છવાજોગ નહોતું. શાહે તેથી એક ફરમાન કાઢી આ વકફની મિલકતો રાજ્ય તરફથી જપ્ત કરી. એમાંની ઘણી મિલકતો ધર્મક્રિયા, પૂજા વગેરે માટે હોવાથી બહુ ઊહાપોહ જાગ્યો. એ વકફોમાંથી મુલ્લાઓનો પણ નિભાવ થતો તેથી તેઓ પણ વિરોધમાં જોડાયા. પરંતુ દેશહિતનું કાર્ય કરનાર શાહ આવા પોકારોથી ડગ્યા નહિ, અને આ નાણાં ઉદ્યોગ, કેળવણી, આરોગ્ય વગેરે જનસમાજને લાભદાયી પ્રવૃત્તિઓમાં વાપર્યાં. રઝાશાહની પહેલાંના રાજ્યકર્તાઓ દેશનો પૈસો

૧. Quoted in "Modern Iran" by Khan Bahadur Prof. A. M. Moulvi

નિચોવી, યા પારકા દેશોને ઈરાનમાં એકહથ્થુ ઈજારા આપી, યા તેમનું કરજ કરી તે નાણાં યુરોપમાં મોજશોખમાં વેડફી નાખતા; ત્યારે રઝાશાહ દેશમાંથી જ હરેક પ્રકારે ધન કઢાવી દેશના જ કલ્યાણાર્થે તેનો ઉપયોગ કરતા. રઝાશાહે જે અનેક દેશહિતકારી કાર્યો કર્યાં તે માટે એમનો રાજ્યઅમલ "દૌરે ઈસલાહ" અથવા સુધારાના યુગને નામે પ્રસિદ્ધ થયો છે. ડૉ. આર્થર યુ. પોપ,[૧] જેમણે પૂર્વના અનેક દેશોનો પ્રવાસ કર્યો છે અને જેઓ ઈરાનની કળાના જાણીતા નિષ્ણાત છે, તેઓના મત પ્રમાણે ઈરાને માત્ર દશ વર્ષમાં જેટલી ઝડપી પ્રગતિ કરી તેટલી પ્રગતિ દુનિયાનો કોઈ બીજો દેશ કરી શકત નહિ. રઝાશાહે પોતે પોતા માટે જે શબ્દો કહ્યા હતા તેમાં કાંઈ પણ અતિશયોક્તિ નથી: તેઓ એક પ્રસંગે બોલ્યા હતા કે — મેં મારા દેશને પુનર્યૌવન પ્રાપ્ત કરાવ્યું છે, પણ તેમ કરતાં હું પોતે વૃદ્ધ બન્યો છું[૨].

આટલું કરવા છતાં, બલ્કે આટલું કરવાને કારણે જ, રઝાશાહ ઈરાનમાં પૂરેપૂરા લોકપ્રિય થઈ શક્યા નહિ, અને દેશના અમુક વર્ગોની ખફગી તેઓએ ખેંચી હતી, જો કે તે ખફગી જાહેરમાં તે શખ્સો પ્રદર્શિત કરી શકતા નહિ. રઝાશાહની મરજી પોતાના દેશને પૂરેપૂરો સમૃદ્ધ અને જગતમાં મશહૂર બનાવવાની હતી: તે કારણે ઈરાનના કોઈ રાજ્યકર્તાએ દેશને ન નિચોવ્યો હોય તેટલો રઝાશાહે નિચોવ્યો હતો. અલબત્ત, દેશહિતને કારણે જ દેશ ઉપર કરો નાખી નાખી તેઓ નાણાં ઊભાં કરતા છેવટે જરૂરી વસ્તુઓના ભાવો આસમાને ચડી જવાથી લોકો ત્રાસી ગયા અને શાહને જ દોષ દેવા લાગ્યા. મુલ્લાઓ તો શાહની વિરુદ્ધ હોય તે સમજી શકાય તેમ હતું. તાયફાવાળાઓ અને બીજા તોફાન અને લૂટફાટ કરનારાઓને પણ શાહે વશ કરેલા હોવાથી તેઓ પણ શાહની સામે દ્વેષ રાખતા વળી રઝાશાહનો કરડો સ્વભાવ તેમને કેટલીક વેળા ક્રૂરતાની હદ સુધી લઈ જતો, જોકે એ કરડાઈ સુવ્યવસ્થા અને શિસ્ત-પાલન માટેની તેમની ધગશનું પરિણામ હતું. લોકનું ભલું કરવા તેઓ બહુ ઉત્સુક હતા, છતાં તેમનો રાજ્યઅમલ આપખુદ જ કહેવાય. તેઓ પોતાના વિરુદ્ધ થતું લખાણ સહન કરી શકતા નહિ, અને તે ટીકા પ્રકટ કરનાર પત્રકારોને સજા થતી. પ્રગતિમાન દેશોનું લોકશાસન પ્રજાના પ્રામા-

---

૧. Quoted from "Modern Iran" by Khan Bahadur Prof. A. M. Moulvi

૨. Quoted in "Inside Asia" by Mr. John Gunther

ણિક ટીકા ઉપર જ નિર્ભર હોય છે તે એઓ ભૂલી જતા. પ્રસિદ્ધ શાયર ઈશ્કીએ એકવાર રઝાશાહની સરકાર વિરુદ્ધ "કર્ને બીસ્તુમ" (વીસમી સદી) નામની પોતાની કૃતિમા ટીકા કરી. થોડા જ વારમાં ત્રીસ વર્ષની ભરજુવાન વયે ૧૯૨૪મા તે બે ખુનીઓની ગોળીથી વીંધાઈ ગયો. ૧૯૨૪માં તો હજી રઝાશાહ તખ્ત ઉપર આવ્યા પણ નહોતા, જોકે એમનો અમલ શરૂ થઈ ગયો હતો. આ અફસોસકારક બનાવ પછી શાયરોએ સરકાર વિરુદ્ધ ટીકા ન કરવામા જ ડહાપણ માન્યુ.

એક બીજો એવો જ દર્દનાક કિસ્સો અત્રે નોંધવો અસ્થાને ગણાશે નહિ. અરબાબ કયખુસરૂ શાહરૂખ એક મહાન જરથોસ્તી દેશભક્ત, કેળવણીકાર અને સમાજસેવક હતા, અને જરથોસ્તીઓ તરફથી મજલિસમાં ચૂંટાઈ પોતાના ઉચ્ચ ચારિત્ર્ય, કાબેલિયત અને વક્તૃત્વકળાથી કોમ પરકોમમાં એકસરખા લોકપ્રિય હતા. વળી અરબાબ કયખુસરૂ રઝાશાહના ખાસ મિત્ર અને સલાહકાર પણ હતા, અને શાહનું ધ્યાન પ્રાચીન જરથોસ્તી સંસ્કૃતિ પ્રત્યે દોરવામાં તેઓનો મુખ્ય હાથ હતો. કમનસીબે અરબાબના પુત્ર શાહ બહેરામે બર્લિન રેડિયો ઉપરથી રઝાશાહ વિરુદ્ધ ટીકા કરી. રઝાશાહને તે સાંભળી ક્રોધ ચડ્યો, અને પુત્રનુ વેર પિતા ઉપર લેવાનો તેઓએ નિશ્ચય કર્યો. એક રાત્રે અરબાબ કયખુસરૂ ઘેર જતા હતા ત્યારે એક બંધ મોટર તેમની પાસે આવી ઊભી, અને તેમને અંદર દાખલ થવાનો આગ્રહ કરવામા આવ્યો. અરબાબ પોતાનો અંત ચેતી ગયા, પણ ના પાડવામા કશો સાર નહોતો. બીજે દિવસે તેમના ઘર પાસે તેઓની લાશ મળી આવી. શું થયુ તે જણાયું નહિ, પણ લોકોમાં માન્યતા છે કે એક બંધ મોટર રઝાશાહના કોઈ પણ શત્રુને ઉપાડી જતી, અને તેમાં બેઠેલો એક તબીબ તે માણસને ઝેરનું "ઇન્જેકશન" આપી ખેલખલાસ કરતો. જરથોસ્તીઓના એક કીમતી રત્ન અને ઈરાનના આભૂષણ સમા અરબાબ કયખુસરૂના આવા અચાનક અને ભેદભર્યા અંતથી તમામ દેશ ત્રાસી ગયો, અને છૂપાછૂપ રઝાશાહ વિરુદ્ધ લોકલાગણી દૃઢ થવા લાગી.[1]

રઝાશાહની ન્યાયપ્રિયતા વિરુદ્ધ જાય એવો એક બીજા દાખલો પણ નોંધીશું. શાહનો એક અતિ બાહોશ વડો વઝીર હતો જેનું નામ અબ્દુલહુસેનખાન તયમૂરતાશ હતું. તેણે યુરોપમાં કેળવણી લીધી હતી

1. તારીખ ૧૧-૪-૧૯૪૮ના "જામે જમશેદ" માં છપાયેલા મિ. "જહાન"ના "મરહૂમ અરબાબ કયખુસરૂ શાહરૂખ" નામના માહિતીપૂર્ણ લેખ ઉપરથી.

અને તેની લોકપ્રિયતા રઝાશાહથી ભાગ્યેજ ઓછી હશે. શાહનો તેનામાં પૂરેપૂરો વિશ્વાસ હતો, અને દેશોન્નતિના કાર્યમાં વઝીરે શાહને સંપૂર્ણ સહકાર આપ્યો. કમનસીબે તયમૂરતાશના આદર્શો રશિયાની સોવિયેટ રાજનીતિથી ઘડાયા હતા, અને તેની જાણ થતાં રઝાશાહને તેની વિરુદ્ધ મજબૂત વહેમ ઉત્પન્ન થયો. તેટલામાં તયમૂરતાશે મોસ્કો ભણી પ્રયાણ કર્યું, અને શાહનો શક વધુ દૃઢ બન્યો. જ્યારે તે પાછો ફર્યો ત્યારે લાંચ લેવાનું આળ એની ઉપર ચડાવી એને ગિરફતાર કરવામાં આવ્યો. કેટલાકોના કહેવા પ્રમાણે તે રઝાશાહને પદભ્રષ્ટ કરવાનું કાવતરું રચતો હતો. એને આઠ વર્ષની કેદ અને સોળ હજાર પાઉંડના દંડની સજા કરવામાં આવી. ત્રીજી ઑક્ટોબર ૧૯૩૭ને દિને તયમૂરતાશ કેદખાનામાં મરણ પામેલો મળી આવ્યો, જે કદાચ આત્મહત્યાનું પણ પરિણામ હોય. આ બનાવે પણ ઈરાનમાં પુષ્કળ ચકચાર જગાવી, અને સૌ કોઈ ને લાગ્યું કે રઝાશાહની મરજી વિરુદ્ધ જવામા સલામતી નથી.

રઝાશાહનું જીવન અત્યંત સાદું અને સરળ હતું, અને મોજમજાહ એઓએ જાણી જ નહોતી: પોતાની તમામ શક્તિ અને સાધનો એઓએ દેશને અર્પણ કર્યાં હતાં. તે છતાં છડેચોક કહેવાતું કે એઓએ પુષ્કળ દૌલત ભેગી કરી હતી, અને જગતના ધનવાન પુરુષોમાંના તેઓ એક ગણાતા. વકફના નાણાં દેશહિતનાં કાર્ય માટે તેઓએ જપ્ત કર્યાં તે પણ લોકોને બહુ સાલતુ હતું: ઇસ્લામને ઠેકાણે જરથોસ્તી સંસ્કૃતિને તેઓ ઉત્તેજન આપતા તે પણ કેટલાકોને પસંદ નહોતુ. ટૂંકમાં જે ઝડપથી એઓએ સંસારસુધારાની નાવ હંકારવા માંડી હતી તે તરફ કેટલાકો સખ્ત અણગમો જાહેર કરતા. મહાત્મા ગાંધી, જેઓ મનુષ્યના રૂપમાં ફિરસ્તા સમાન હતા, તેઓની સાથે પણ કેટલાકોને પ્રામાણિક મતભેદ તો હતો જ, અને તેવા સંત પુરુષનો જાન લેવાનું સફળ કાવતરુ પણ રચાયું. આ ઉપરથી જણાય છે કે દુનિયામાં કોઈપણ માણસ પૂરેપૂરો લોકપ્રિય નથી, અને જ્યાંસુધી મતભેદોને સ્થાન છે ત્યાંસુધી હોઈ શકે પણ નહિ. રઝાશાહમાં ખામીઓ હતી અને તેમણે કરેલી અપ્રતિમ સેવાઓ છતા તેઓ પોતાના દેશમાં દરેકનો ચાહ જીતી શક્યા નહિ એ પણ સમજી શકાય એવું છે.

હવે રઝાશાહના પતન અને તેઓના અવસાનના ગમખાર બનાવ ઉપર આપણે આવીએ. બ્રિટન અને રશિયાએ છેલ્લા કાજાર શાહોના રાજ્યઅમલ દરમ્યાન ઈરાનની ખરાબી કરવામાં કાંઈ બાકી રાખી નહોતી: તે ઉપરથી રઝાશાહને આ બન્ને દેશો, ખાસ કરી રશિયા, પ્રત્યે ભારે

નફરત હતી. તેઓને જર્મની માટે ઊંચો મત હતો, અને જર્મનોની કાર્યક્ષમતા, શિસ્ત અને વ્યવસ્થાશક્તિ ઈરાનમાં દાખલ કરવા તેઓ બહુ ઉત્સુક હતા. એ હેતુ પાર પાડવા સારુ એમણે ઈરાની લશ્કર જર્મન અમલદારોની દોરવણી નીચે મૂક્યું, અને જર્મન નિષ્ણાતોને ઉદ્યોગ, કેળવણી વગેરે અગત્યનાં ક્ષેત્રોમાં નીમ્યા. જર્મન નાઝીઓને સ્વાર્થરહિત માની લઈ રઝાશાહે તેમને આટલું ઉત્તેજન આપ્યું તેમા તેઓએ થાપ ખાધી એમ કદાચ આપણે માનીએ, તોપણ એક સ્વતંત્ર રાજ્ય તરીકે કયા દેશ સાથે સહાનુભૂતિ ધરાવવી અને કયા દેશ સાથે નહિ તે ઈરાની સરકારની મુનસફીનું કામ હતું. એટલામાં બીજા વિશ્વયુદ્ધનો આરંભ થયો, અને ઈરાનમાં જર્મનીનો આટલો પગપેસારો જોઈ બ્રિટન અને રશિયા બન્ને ચોંક્યાં. રઝાશાહ આ જંગમાં સંપૂર્ણપણે તટસ્થ રહ્યા, પરંતુ તટસ્થતા પણ જંગમાં હમેશ કામ આવતી નથી એમ આ વિશ્વયુદ્ધે બતાવી આપ્યું. બ્રિટન અને રશિયાને લાગ્યું કે જો આપણે ઈરાનનો કબજો નહિ લઈએ તો જર્મની લેશે; માટે શત્રુ ખોટું કામ કરી લે તે પહેલાં બ્રિટન અને રશિયાએ જ ખોટું કામ કરી લીધું, અને ઑગસ્ટ ૧૯૪૧માં ઈરાન ઉપર ઓચિંતો છાપો મારી રશિયાએ ઉત્તર ઈરાનનો કબજો લઈ લીધો, જ્યારે બ્રિટને દક્ષિણમાંથી પેસી સૌ ઈરાનીઓને ગાફેલ બનાવી દીધા. બન્ને યુરોપી રાજ્યોએ કબૂલ કર્યું કે આ કબજો કામચલાઉ હતો અને યુદ્ધ બાદ ઈરાન હમેશ મુજબ સ્વતંત્ર રહેશે. આ બાબતમાં ખાસ કરી બ્રિટનની દયાનત સાફ હતી એમ કબૂલીશું. એમ કહેવાય છે કે બન્ને યુરોપી રાજ્યોને ઈરાનનો કબજો લેવાની ફરજ પડી હતી, અને તે સિવાય તેમનો બીજો છૂટકો નહોતો. જો તેઓ તેમ ન કરે તો ઈરાન પોતાના તેલની સઘળી પેદાશ જર્મનીની મુનસફી ઉપર છોડી મિત્રરાજ્યોના બાર વગાડી મૂકે. વળી એવી પણ દહેશત હતી કે ઈરાન મારફતે જર્મની અને ઈટલી મિસરનો કબજો લઈ લેશે. ત્રીજું કારણ એ હતુ કે જર્મન "સબમરીનો" થી બચી ઈરાન મારફતે જ બ્રિટન રશિયાને યુદ્ધસામગ્રી મોકલાવી શકે. આવાં અગત્યનાં કારણોસર એ બન્ને યુરોપી દેશોએ ઈરાનને સર કર્યું.

આ અણધારેલી ઓચિંતી આફતથી ઈરાન ગભરાઈ ગયું. રઝાશાહ પોતાના લડાયક સ્વભાવાનુસાર જો લડી લેત તો નક્કી હાર પામત. એકલા રશિયા જેવા વિશાળ દેશ સામે જો ઈરાન ઝૂઝી ન શકે તો રશિયા અને બ્રિટનના બેવડા અને ઓચિંતા હુમલા સામે તે શી રીતે ટકી શકે? રઝાશાહે જોઈ લીધું કે જો તેઓ સામનો કરે તો પંદર વર્ષની સતત

મહેનત પછી જે દેશને તેઓએ આટલો આબાદ મનાવ્યો હતો તે બૉમ્બમારાથી તારાજ થઈ જાય, અને સ્વદેશની મગરૂરી સમાન હખામની અને સાસાની કાળના લેખો અને શિલ્પો વગેરેની ભયંકર ખરાબી થાય. વળી અંગત રીતે તેઓને લાગ્યું કે તખ્ત મારા પુત્રને મળે એવી ગોઠવણ કરી જો હુ ગાદીત્યાગ કરું તો ઈરાન બચે, નહિતો મેં જ સમૃદ્ધ કરેલા આ દેશને વેરાન થતો જોવાનું મને દુર્ભાગ્ય સાંપડશે. બીજો વિકલ્પ કશો હતો જ નહિ: કિસ્મતની આ એક કરુણ ઘટના હતી, અને જે એ યુરોપી દેશોને ૨૦ વર્ષ પહેલાં તેઓએ ઈરાનમાંથી હાંકી કાઢી પોતાના દેશને સ્વતંત્ર કર્યો હતો તે જ બે દેશોના સંયુક્ત વિજયી બળ આગળ સર નમાવી રઝાશાહે સિંહાસનનો ત્યાગ કરી ઈરાનથી વિદાયગીરી લીધી.

બ્રિટન અને રશિયાએ જગતને સમજાવ્યું કે ઈરાનનો કબજો લેવાની અમને ફરજ પડી તે તો "યુદ્ધનીતિને અંગે લેવાયેલું એક પગલું" (war measure) છે. તે હશે, પરંતુ નૈતિક દૃષ્ટિએ એ બિલકુલ વાજબી નહોતું, અને સાચી દૃષ્ટિ એ નૈતિક દૃષ્ટિ જ છે. એક સ્વતંત્ર દેશના તાટસ્થ્ય ઉપર હુમલો કરવાના પગલાનો બચાવ નીતિની નજરે અશક્ય છે; અગર બચાવ થઈ શકતો હોય તો યુરોપના જ ચાણક્યનીતિવાદી મુત્સદ્દીઓ તે કરી શકે. આ ગેરઇન્સાફી પગલું ભરાયું, એટલું જ નહિ પણ બ્રિટન અને રશિયાએ જાણે ઈરાનના જૂના હિતાર્થીઓ હોય તેમ, ઈરાનના લાભાર્થે જ આ કાર્ય થતું હતું એવો દંભ કર્યો, અને રઝાશાહ એક રાજ્યકર્તા તરીકે નિષ્ફળ નીવડ્યા હતા એવું પણ જાહેર કરવાની હિંમત કરી. આપણે જોયું તેમ રઝાશાહની વિરુદ્ધ પણ ઈરાનમાં કેટલાક હતા જ: તેઓનો સાથ પણ આ સ્વાર્થસાધુ યુરોપી રાજ્યોને બહુ કામ આવી ગયો. જે મહાન રાજાને મુકાબલે આપણે સાઈરસ, દરાયસ કે નૌશીરવાન જેવા દેશોદ્ધારકોને મૂકી શકીએ તેને એક નિષ્ફળ રાજ્યકર્તા કહેવાની ધૃષ્ટતા કરવી એ પણ "યુદ્ધનીતિને અંગે લેવાયેલું પગલું" હોવું જોઈએ એમ લાગે છે. ઘડીભર એમ માનીએ કે રઝાશાહ રાજ્ય ચલાવવાને નાલાયક નીવડ્યા હતા; તો એ પ્રશ્નનું નિરાકરણ ઈરાનને કરવાનું રહ્યું, કે જે એ રાજ્યોએ ઈરાનની પાયમાલી આણી હતી તેમની એ નક્કી કરવાની ફરજ હતી? પારકાં રાજ્યોને ઈરાનના શાહ સફળ થયા કે નિષ્ફળ ગયા તેની સાથે શી નિસબત? બ્રિટન અને રશિયામાં રાજ્ય કેમ ચાલે છે અને ત્યાં રાજાપ્રજા વચ્ચે ઘર્ષણ છે કે કેમ તેની પંચાત

કોઈ દિવસ ઈરાને કરી હતી? આટલાં વર્ષો સુધી ઈરાનની યાદ ન રહી અને જ્યારે જર્મન જંગમાં કટોકટીભરી સ્થિતિ ઊભી થઈ ત્યારે જ બ્રિટન અને રશિયાને ઈરાની પ્રજા પ્રત્યે કેમ હેત ઊભરાઈ આવ્યું? વળી ઈરાનનો કબજો લેવાઈ ગયાથી હવે જર્મની ઈરાન દ્વારા હિંદ ઉપર આક્રમણ કરી શકશે નહિ એવી વધામણી આપી બ્રિટને હિંદીઓના હૈયાં પણ ખુશાલીથી છલોછલ ભરી દીધા!

બાળક પણ ન છેતરાય એવા આ પેંતરા પાછળ બન્ને યુરોપી દેશોનો આંધળો સ્વાર્થ હતો તે સૌ કોઈ જાણે છે. એક મેલી રમત રમાઈ તો રમાઈ પણ મેલી રીતે રમાઈ, અને સ્વતંત્ર અને તટસ્થ દેશોના એક મહાન રાજાને પદભ્રષ્ટ કરી બે યુરોપી દેશો પોતાનું ધાર્યું કરી ગયા અને નામોશીનું કલંક પણ વહોરતા ગયા. કોઈ કહેશે કે યુદ્ધની કટોકટી દરમ્યાન આમ ન થાય તો બીજું શું થાય? તેના જવાબમાં કહીશું કે—એમ માનો કે બે ભૂખ્યા નિર્વાસિતો અચાનક એક દાણાવાળાની દુકાનનો કબજો લે અને બચાવમાં તે દાણાવાળો કાળું બજાર કરતો હતો એવું જૂઠું તહોમત જોડી કાઢે તો તે બચાવ કઈ સરકાર કે પ્રજા કબૂલ રાખશે? કયો કાયદો, ધર્મ કે નીતિ તેને અનુમોદન આપશે? એક ભૂખ્યો માણસ અથવા યુદ્ધમાં પરેશાન થયેલો એક દેશ નહિ કરવાનું કરી બેસે તે તો સમજી શકાય, પરંતુ તેનો નૈતિક બચાવ કરવાના ફાંફાં તો જગહાંસીને પાત્ર થશે. એક બેગુનાહ બાદશાહને થયેલા આ ઘોર અન્યાય અને તેના જીવનના છેલ્લાં ત્રણ વર્ષો દરમ્યાન પરદેશમાં તેણે વેઠેલી મનોવેદના ઈરાન અને ઈરાનપરસ્તો કદી ભૂલશે નહિ, અને માદરવતન ઉપર સિતમ ગુજારનારા આ જૂના "હિતાર્થીઓ," બ્રિટન અને રશિયા માટેની એમની નફરત કમનસીબે વધુ

ઈરાનના હાલના રાજકારણમાં ત્રણ પક્ષો છે—પહેલો "મર્દુમ" (લોક) પક્ષ, જેમાં વેપારીઓનો વગવસીલો વધુ છે અને જેનો નેતા મુહમ્મદ સાદિક તબાતબાઈ છે. બીજો "મિલ્લી" (રાષ્ટ્રિય) પક્ષ છે જેની સરદારી ઝિઆઉદ્દીન તબાતબાઈએ લીધી છે, અને જે ઇગ્લાંડની તરફદારી કરે છે. ત્રીજો "તુદેહ" (ટેકરી) પક્ષ સામાન્ય જનસમૂહનો બનેલો છે: એ પક્ષે સામ્યવાદી વિચારો ગ્રહણ કર્યા છે અને તેની ઉપર રશિયાની પ્રબળ અસર પડી છે. ગયા વિશ્વયુદ્ધમાં રશિયા સફળ નીવડયુ ત્યારથી તેની લોભલાલસાનો પાર નથી. જેમ યુરોપમાં તેમ ઈરાનમાં પણ તે ચાલુ દખલગીરી કરે છે, યા ઝોરતલબી બતાવે છે, યા ફાટફૂટ પડાવે છે, અને રાજકીય વાતાવરણમાં અશાન્તિ ફેલાવે છે.

રઝાશાહ ઈરાનની ગાદી પોતાના પુત્ર શાહપૂર મુહમ્મદ પહેલવીને સોંપી પોતાની અંગત મિલકત સાથે દક્ષિણ આફ્રિકામાં જોહાનિસબર્ગ ખાતે રવાના થયા. પોતના દેશની અદ્વિતીય સેવા બજાવ્યા બાદ, ક્રૂર સંજોગોને વશ થઈ, દેશને પોતાનાં જ શત્રુરાજ્યોના કબજામાં સોંપી ૨૬મી જુલાઈ ૧૯૪૪ને દિવસે ૬૬ વર્ષની વયે તે મહાન પણ કમનસીબ બાદશાહ માદરવતનથી દૂર જોહાનિસબર્ગમાં જ ભગ્નહૃદયે મરણને શરણ થયા. થોડાક સમયને માટે તેમના શબને કેરોમાં દફન કરવામાં આવ્યું, પરંતુ ત્યારબાદ વિમાનમાં તેને ઈરાન લઈ જઈ ભવ્ય માન સાથે મશહદમાં તેને ભૂમિદાહ કરવામાં આવ્યું.[૧] જે મહાન નરે જીવન દરમ્યાન શાંતિ ન જોઈ પણ દેશને ખાતર પોતાની તમામ શક્તિ ઘસી કાઢી તેને હવે ઈમામ રઝાના પવિત્ર મકબરાવાળી ભૂમિમાં છેવટની શાન્તિ મળી છે. ઈરાનનો ચેરાગ પ્રથમ ઝરથુસ્ત્રે પ્રગટાવ્યો; તે બુઝાતો દીપક ફિરદૌસીએ સજીવન કર્યો; અને જ્યારે તેનું તેજ છેક મંદ થવા આવ્યું ત્યારે ઈરાનના આધુનિક તારણહાર ૨ઝા પહેલવીએ તેને પુનઃપ્રકાશિત કર્યો.

---

૧ Iran League Quarterly": April 1947: Editorial

કોઈ દિવસ ઈરાને કરી હતી? આટલા વર્ષો સુધી ઈરાનની યાદ ન રહી અને જ્યારે જર્મન જંગમા કટોકટીભરી સ્થિતિ ઊભી થઈ ત્યારે જ બ્રિટન અને રશિયાને ઈરાની પ્રજા પ્રત્યે કેમ હેત ઊભરાઈ આવ્યું? વળી ઈરાનનો કબ્જો લેવાઈ ગયાથી હવે જર્મની ઈરાન દ્વારા હિંદ ઉપર આક્રમણ કરી શકશે નહિ એવી વધામણી આપી બ્રિટને હિંદીઓના હૈયાં પણ ખુશાલીથી છલોછલ ભરી દીધા!

બાળક પણ ન છેતરાય એવા આ પેંતરા પાછળ બન્ને યુરોપી દેશોનો આપણો સ્વાર્થ હતો તે સૌ કોઈ જાણે છે. એક મેલી રમત રમાઈ તો રમાઈ પણ મેલી રીતે રમાઈ, અને સ્વતંત્ર અને તટસ્થ દેશોના એક મહાન રાજાને પદભ્રષ્ટ કરી બે યુરોપી દેશો પોતાનું ધાર્યું કરી ગયા અને નામોશીનુ કલંક પણ વહોરતા ગયા. કોઈ કહેશે કે યુદ્ધની કટોકટી દરમ્યાન આમ ન થાય તો બીજુ શુ થાય? તેના જવાબમા કહીશું કે—એમ માનો કે બે ભૂખ્યા નિર્વાસિતો અચાનક એક દાણાવાળાની દુકાનનો કબ્જો લે અને બચાવમાં તે દાણાવાળો કાળું બજાર કરતો હતો એવું જૂઠું તહોમત જોડી કાઢે તો તે બચાવ કઈ સરકાર કે પ્રજા કબૂલ રાખશે? કયો કાયદો, ધર્મ કે નીતિ તેને અનુમોદન આપશે? એક ભૂખ્યો માણસ અથવા યુદ્ધમા પરેશાન થયેલો એક દેશ નહિ કરવાનુ કરી બેસે તે તો સમજી શકાય, પરંતુ તેનો નૈતિક બચાવ કરવાના ફાંફા તો જગહાસીને પાત્ર થશે. એક બેગુનાહ બાદશાહને થયેલા આ ઘોર અન્યાય અને તેના જીવનનાં છેલ્લાં ત્રણ વર્ષો દરમ્યાન પરદેશમાં તેણે વેઠેલી મનોવેદના ઈરાન અને ઈરાનપરસ્તો કદી ભૂલશે નહિ, અને માદરવતન ઉપર સિતમ ગુજારનારા આ જૂના "હિતાર્થીઓ," બ્રિટન અને રશિયા માટેની એમની નફરત કમનસીબે વધુ દૃઢ થવા પામશે.

એક સરમુખત્યારશાહી રાજ્યપદ્ધતિની મુખ્ય ખામી જ એ છે કે જ્યાસુધી સરમુખત્યાર હશે ત્યાંસુધી તો ઠીક, પણ તેના ગયા બાદ તુરત અંધાધૂંધી ફેલાય છે. બ્રિટન અને રશિયાએ કબ્જો લીધા પછી ઈરાનમાં દુષ્કાળ જેવી સ્થિતિ પ્રવર્તવા લાગી: ઈરાનીઓમાં ભૂખમરો ફેલાયો, અને ખાદ્યસામગ્રી વિદેશી લશ્કરોને તૃપ્ત કરવા સારુ વપરાવા લાગી જ્યાં ખોરાકની તંગી ઊભી થઈ ત્યાં હૃદયશૂન્ય માણસો સંઘરો અને કાળા બજાર કરવા મંડ્યા; લશ્કરની શિસ્ત તૂટી, તાયફાવાળાઓ હમેશ મુજબ લૂટફાટ પર ચડ્યા અને મુસાફરી કરવી જોખમભરી થઈ પડી. મિ. હાસ[1] પ્રમાણે

1. "Iran" by William S Haas (1945)

ઈરાનના હાલના રાજકારણમાં ત્રણ પક્ષો છે—પહેલો "મર્દુમ" (લોક) પક્ષ, જેમાં વેપારીઓનો વગવસીલો વધુ છે અને જેનો નેતા મુહમ્મદ સાદિક તબાતબાઈ છે. બીજો "મિલ્લી ' (રાષ્ટ્રિય) પક્ષ છે જેની સરદારી ઝિયાઉદ્દીન તબાતબાઈએ લીધી છે, અને જે ઈંગ્લાંડની તરફદારી કરે છે. ત્રીજો "તુદેહ" (ટેકરી) પક્ષ સામાન્ય જનસમૂહનો બનેલો છે: એ પક્ષે સામ્યવાદી વિચારો ગ્રહણ કર્યા છે અને તેની ઉપર રશિયાની પ્રબળ અસર પડી છે. ગયા વિશ્વયુદ્ધમાં રશિયા સફળ નીવડ્યું ત્યારથી તેની લોભલાલસાનો પાર નથી. જેમ યુરોપમાં તેમ ઈરાનમાં પણ તે ચાલુ દખલગીરી કરે છે, યા ઝોરતલબી બતાવે છે, યા ફાટફૂટ પડાવે છે, અને રાજકીય વાતાવરણમાં અશાંતિ ફેલાવે છે.

રઝાશાહ ઈરાનની ગાદી પોતાના પુત્ર શાહપૂર મુહમ્મદ પહેલવીને સોંપી પોતાની અંગત મિલકત સાથે દક્ષિણ આફ્રિકામાં જોહાનિસબર્ગ ખાતે રવાના થયા. પોતના દેશની અદ્વિતીય સેવા બજાવ્યા બાદ, ક્રૂર સંજોગોને વશ થઈ, દેશને પોતાનાં જ શત્રુરાજ્યોના કબજામાં સોંપી ૨૬મી જુલાઈ ૧૯૪૪ને દિવસે ૬૬ વર્ષની વયે તે મહાન પણ કમનસીબ બાદશાહ માદરવતનથી દૂર જોહાનિસબર્ગમાં જ ભગ્નહૃદયે મરણને શરણ થયા. થોડાક સમયને માટે તેમના શબને કેરોમાં દફન કરવામાં આવ્યું, પરંતુ ત્યારબાદ વિમાનમાં તેને ઈરાન લઈ જઈ ભવ્ય માન સાથે મશહદમાં તેને ભૂમિદાહ કરવામાં આવ્યું.[૧] જે મહાન નરે જીવન દરમ્યાન શાંતિ ન જોઈ પણ દેશને ખાતર પોતાની તમામ શક્તિ ઘસી કાઢી તેને હવે ઈમામ રઝાના પવિત્ર મકબરાવાળી ભૂમિમાં છેવટની શાંતિ મળી છે ઈરાનનો ચેરાગ પ્રથમ ઝરથુસ્ત્રે પ્રગટાવ્યો; તે બુઝાતો દીપક ફિરદૌસીએ સજીવન કર્યો; અને જ્યારે તેનું તેજ છેક મંદ થવા આવ્યું ત્યારે ઈરાનના આધુનિક તારણહાર રઝાશાહ પહેલવીએ તેને પુનઃપ્રકાશિત કર્યો.

---

૧. "The Iran League Quarterly" : April 1947 : Editorial Notes

કોઈ દિવસ ઈરાને કરી હતી? આટલાં વર્ષો સુધી ઈરાનની યાદ ન રહી અને જ્યારે જર્મન જંગમા કટોકટીભરી સ્થિતિ ઊભી થઈ ત્યારે જ બ્રિટન અને રશિયાને ઈરાની પ્રજા પ્રત્યે કેમ હેત ઊભરાઈ આવ્યું? વળી ઈરાનનો કબજો લેવાઈ ગયાથી હવે જર્મની ઈરાન દ્વારા હિંદ ઉપર આક્રમણ કરી શકશે નહિ એવી વધામણી આપી બ્રિટને હિંદીઓના હૈયાં પણ ખુશાલીથી છલોછલ ભરી દીધા!

બાળક પણ ન છેતરાય એવા આ પેંતરા પાછળ બન્ને યુરોપી દેશોનો આંધળો સ્વાર્થ હતો તે સૌ કોઈ જાણે છે. એક મેલી રમત રમાઈ તો રમાઈ પણ મેલી રીતે રમાઈ, અને સ્વતંત્ર અને તટસ્થ દેશોના એક મહાન રાજાને પદભ્રષ્ટ કરી બે યુરોપી દેશો પોતાનું ધાર્યું કરી ગયા અને નામોશીનું કલંક પણ વહોરતા ગયા. કોઈ કહેશે કે યુદ્ધની કટોકટી દરમ્યાન આમ ન થાય તો બીજું શું થાય? તેના જવાબમા કહીશું કે—એમ માનો કે બે ભૂખ્યા નિર્વાસિતો અચાનક એક દાણાવાળાની દુકાનનો કબજો લે અને બચાવમાં તે દાણાવાળો કાળું બજાર કરતો હતો એવું જૂઠું તહોમત જોડી કાઢે તો તે બચાવ કઈ સરકાર કે પ્રજા કબૂલ રાખશે? કયો કાયદો, ધર્મ કે નીતિ તેને અનુમોદન આપશે? એક ભૂખ્યો માણસ અથવા યુદ્ધમાં પરેશાન થયેલો એક દેશ નહિ કરવાનું કરી બેસે તે તો સમજી શકાય, પરંતુ તેનો નૈતિક બચાવ કરવાના ફાંફાં તો જગહાંસીને પાત્ર થશે. એક બેગુનાહ બાદશાહને થયેલા આ ઘોર અન્યાય અને તેના જીવનના છેલ્લાં ત્રણ વર્ષો દરમ્યાન પરદેશમાં તેણે વેઠેલી મનોવેદના ઈરાન અને ઈરાનપરસ્તો કદી ભૂલશે નહિ, અને માદરવતન ઉપર સિતમ ગુજારનારા આ જૂના "હિતાર્થીઓ," બ્રિટન અને રશિયા માટેની એમની નફરત કમનસીબે વધુ દૃઢ થવા પામશે.

એક સરમુખત્યારશાહી રાજ્યપદ્ધતિની મુખ્ય ખામી જ એ છે કે જ્યાંસુધી સરમુખત્યાર હશે ત્યાંસુધી તો ઠીક, પણ તેના ગયા બાદ તુરત અંધાધૂંધી ફેલાય છે. બ્રિટન અને રશિયાએ કબજો લીધા પછી ઈરાનમાં દુષ્કાળ જેવી સ્થિતિ પ્રવર્તવા લાગી: ઈરાનીઓમાં ભૂખમરો ફેલાયો, અને ખાદ્યસામગ્રી વિદેશી લશ્કરોને તૃપ્ત કરવા સારુ વપરાવા લાગી જ્યાં ખોરાકની તંગી ઊભી થઈ ત્યાં હૃદયશૂન્ય માણસો સંઘરો અને કાળાં બજાર કરવા મંડ્યા; લશ્કરની શિસ્ત તૂટી, તાયફાવાળાઓ હમેશ મુજબ લૂટફાટ પર ચડ્યા અને મુસાફરી કરવી જોખમભરી થઈ પડી. મિ. હાસ[1] પ્રમાણે

---

૧. "Iran" by William S Haas (1945)

ઈરાનના હાલના રાજકારણમાં ત્રણ પક્ષો છે—પહેલો "મર્દુમ" (લોક) પક્ષ, જેમાં વેપારીઓનો વગવસીલો વધુ છે અને જેનો નેતા મુહમ્મદ સાદિક તબાતબાઈ છે. બીજો "મિલ્લી ' (રાષ્ટ્રિય) પક્ષ છે જેની સરદારી ઝિયાઉદ્દીન તબાતબાઈએ લીધી છે, અને જે ઈંગ્લાંડની તરફદારી કરે છે. ત્રીજો "તુદેહ" (ટેકરી) પક્ષ સામાન્ય જનસમૂહનો બનેલો છે: એ પક્ષે સામ્યવાદી વિચારો ગ્રહણ કર્યા છે અને તેની ઉપર રશિયાની પ્રબળ અસર પડી છે. ગયા વિશ્વયુદ્ધમાં રશિયા સફળ નીવડયું ત્યારથી તેની લોભલાલસાનો પાર નથી. જેમ યુરોપમાં તેમ ઈરાનમાં પણ તે ચાલુ દખલગીરી કરે છે, યા ઝોરતલબી બતાવે છે, યા ફાટફૂટ પડાવે છે, અને રાજકીય વાતાવરણમાં અશાન્તિ ફેલાવે છે.

રઝાશાહ ઈરાનની ગાદી પોતાના પુત્ર શાહપૂર મુહમ્મદ પહેલવીને સોંપી પોતાની અંગત મિલકત સાથે દક્ષિણ આફ્રિકામાં જોહાનિસબર્ગ ખાતે રવાના થયા. પોતાના દેશની અદ્વિતીય સેવા બજાવ્યા બાદ, ક્રૂર સંજોગોને વશ થઈ, દેશને પોતાનાં જ શત્રુરાજ્યોના કબજામાં સોંપી ૨૬મી જુલાઈ ૧૯૪૪ને દિવસે ૬૬ વર્ષની વયે તે મહાન પણ કમનસીબ બાદશાહ માદરવતનથી દૂર જોહાનિસબર્ગમાં જ ભગ્નહૃદયે મરણને શરણ થયા. થોડાક સમયને માટે તેમના શબને કેરોમાં દફન કરવામાં આવ્યું, પરંતુ ત્યારબાદ વિમાનમાં તેને ઈરાન લઈ જઈ ભવ્ય માન સાથે મશહદમાં તેને ભૂમિદાહ કરવામાં આવ્યું.[1] જે મહાન નરે જીવન દરમ્યાન શાંતિ ન જોઈ પણ દેશને ખાતર પોતાની તમામ શક્તિ ઘસી કાઢી તેને હવે ઈમામ રઝાના પવિત્ર મકબરાવાળી ભૂમિમાં છેવટની શાન્તિ મળી છે. ઈરાનનો ચેરાગ પ્રથમ ઝરથુસ્ત્રે પ્રગટાવ્યો; તે બુઝાતો દીપક ફિરદૌસીએ સજીવન કર્યો; અને જ્યારે તેનું તેજ છેક મંદ થવા આવ્યું ત્યારે ઈરાનના આધુનિક તારણહાર રઝાશાહ પહેલવીએ તેને પુનઃપ્રકાશિત કર્યો.

---

1. "The Iran League Quarterly": April 1947, Editorial Notes

## ૧૯

# ઈરાનનું આધુનિક સાહિત્ય

ઈરાનના પ્રશિષ્ટ (classical) યુગનો છેલ્લો કવિ જામી હતો, અને તેના નામથી જ આપણે ૧૫મું પ્રકરણ સમાપ્ત કર્યું હતું. જામી ૧૪૯૨માં મરણ પામ્યો, અને ઈસમાઈલ સફવીએ છેલ્લા તૈમૂરવંશી સુલતાન હુસેન બયકરાને પરાજિત કરી ૧૪૯૯માં ઈરાનનો મોટો ભાગ જીતી લીધો. સફવી વંશ ઈરાની હતો અને ૮૫૦ વર્ષો પછી ખાલેસ ઈરાની રાષ્ટ્રને તેણે સજીવન કર્યું. ઈરાન અખંડ અને એકત્ર થયું; શાહ ઈસમાઈલ સફવીએ શિયાપંથ સ્વીકાર્યો, અને ઈરિફહાન પાયતખ્ત બન્યુ. તે વખતના તુર્કો બહુ બળવાન હતા અને ૧૬મી સદીમાં તેઓનો સુલેમાન (Solyman the Magnificent) નામનો એક મહાપ્રતાપી રાજા થઈ ગયો. તુર્કો સુન્ની હતા અને સફવી રાજ્યઅમલ દરમ્યાન ઈરાન અને તુર્કી વચ્ચે ચાલુ અથડામણ થતી. આ અથડામણનો લાભ યુરોપને મળ્યો, કેમકે જો ઈરાન અને તુર્કી વચ્ચે યુદ્ધો ન થયાં હોત તો તુર્કીએ યુરોપનો કેટલોક ભાગ કદાચ જીતી લીધો હોત. સફવી વંશે ૧૭૨૨ સુધી રાજ્ય કર્યું, ત્યારબાદ અફઘાનોને હાથે તેનું પતન થયું. સફવી બાદશાહોએ, ખાસ કરી શાહ અબ્બાસ બુઝુર્ગે, ભારે ખ્યાતિ મેળવી, પરંતુ સફવી અમલ દરમ્યાન મહાન કવિઓ પેદા થયા નથી. સફવીઓ ધાર્મિક બાબતમાં અસહનશીલ પુરવાર થયા, અને જેઓ શિયા નહોતા એવા સૂફીઓ સંતો ને શાયરોને પણ વેઠવું પડ્યું. પરિણામે સૂફીવાદ અને શાયરી બન્નેનો હ્રાસ થયો. ઈમામોની પ્રશંસામાં લખાયેલી કવિતાની કદર થતી, અને પરિણામે કેટલાક જાણીતા કવિઓએ હિંદમાં મુઘલ બાદશાહોના દરબારમાં પ્રયાણ કર્યું. ૧૫૦૦ થી ૧૯૦૦ સુધીના ફારસી સાહિત્યમાં કશી નવીનતા નથી, અને ગદ્ય અને પદ્ય પ્રશિષ્ટસાહિત્ય યુગનાં ગદ્ય અને પદ્યના અનુકરણમાં જ લખાતાં. એ ચાર સૈકાઓમાંથી આપણે માત્ર થોડાંક નામો જ ગણાવી સંતોષ માનીશું.

શાયર જામીનો ભત્રીજો હાતિફી અદ્ભુત રસનાં કાવ્યો લખતો. મુહતશમ કાશીએ ૧૬મી સદીમાં ઈમામ હુસેનની શહાદત ઉપર સરસ શાયરી ચલાવી હતી. ૧૭મી સદીમાં થઈ ગયેલો સાયબ તબ્રીઝી જામી

પછીનો સૌથી શ્રેષ્ઠ કવિ કહેવાતો અને તે "મલેક ઉશશોઅરા" (કવિઓના રાજા) તરીકે ઓળખાતો. સફવી વંશ દરમ્યાન મહાન કવિઓ ન થયા, પરંતુ તે વંશ બાદ કાઆની અને યધમા જેવા ઉચ્ચ કોટિના શાયરો દેખાય છે. કઆની (મરણ ૧૮૫૩)ની કવિતાનું માધુર્ય અને સંગીન અત્યંત દિલપઝીર છે; શબ્દો ઉપર એના જેટલું પ્રભુત્વ ભાગ્યેજ કોઈ બીજો કવિ ધરાવતો હશે. કાઆની એક ખુશામદખોર દરબારી કવિ હતો, પરંતુ એનામાં સાચી કાવ્યપ્રતિભા હતી. ઝમકદાર શબ્દોમાંથી સંગીત ઉત્પન્ન કરવામાં અને અનેક પ્રકારનાં કવિતાનાં રૂપો વાપરવામાં એ આંગ્લ કવિ સ્વિનબર્નનું સ્મરણ કરાવે છે. સાધારણ ઘરગથ્થુ બાબતોમાંથી એ ઉપમાઓ અને અલંકારો રચતો, અને એનામાં હાસ્યવૃત્તિ પણ ઠીક પ્રમાણમાં હતી. યધમાનો પણ શબ્દો ઉપરનો કાબૂ અસાધારણ હતો, જોકે એની શાયરીમાં કાઆની કરતાં સંગીત કમતી હતું. ફારસી ગદ્યસાહિત્યમાં પત્રો લખનાર તરીકે યધમા બિનહરીફ ગણી શકાય.

સફવી વંશ દરમ્યાન કવિતાને ઉત્તેજન ન મળ્યું, પણ ગદ્યમાં લખાણો સારા પ્રમાણમાં થયાં. જોકે મોટે ભાગે ઈશ્વરજ્ઞાન ઉપર અને શિયા દૃષ્ટિબિંદુથી તે લખવામાં આવતાં. સૌમાં એક નામ જાણીતું છે અને તે મુલ્લા સદરૂદ્દીન શીરાઝીનું છે, જે મુલ્લા સદ્રાના નામે ઓળખાય છે, અને આધુનિક ઈરાનના સૌથી મહાન તત્ત્વવેત્તા ગણાય છે. શેખ અલી હઝીન ૧૮મી સદીનો શાયર અને ગદ્યલેખક પણ હતો. એણે "તઝકરત ઉલ મઆસરીન" (સમકાલીનોનાં જીવનચરિત્રો) નામનો એક મોટો અને ઉપયોગી ગ્રંથ લખ્યો, અને "તારીખ અલ અહેવાલ" નામનું રસપ્રદ આત્મચરિત્ર પણ રચ્યું. અફઘાનોએ ઈરાન ઉપર જ્યારે આક્રમણ કર્યું ત્યારે હઝીન હિંદ નાસી આવ્યો; આ જ દેશમાં તેણે જીવનનાં છેલ્લાં ૪૫ વર્ષ ગુજાર્યાં અને તે કાશીમાં ૧૭૬૬માં મરણ પામ્યો. ૧૮મી સદીનો એક બીજો ગદ્ય લેખક લુત્ફ અલી બેગ આઝર હતો, જેણે "આતશકદેહ" (અગ્નિમંદિર) નામનું એક બહુ ઉપયોગી પુસ્તક રચ્યું હતું. લગભગ ૮૦૦ કવિઓનાં જીવનચરિત્રોનો તેમાં સમાવેશ કરવામાં આવ્યો છે, અને ફારસી વિવેચનશાસ્ત્રમાં તે અગત્યની જગ્યા રોકે છે. આપણે ૧૫ મા પ્રકરણમાં જોઈ ગયા તેમ એક વખત એવો હતો કે જ્યારે ઇતિહાસ જેવા વિષયમાં પણ ભભકભરી અને આડંબરી ભાષા વપરાતી, અને મોગલો અને હિંદના મુઘલોએ એ શૈલીને ઉત્તેજન આપ્યું હતું. પરિણામે સાહિત્યમાં બે પ્રકારના દોષ જણાવા લાગ્યા — એક તો પાંડિત્યનો દંભ, અને બીજું

૨ આડંબરી શૈલીમાં બાદશાહની ખુશામત. રફતે રફતે જ્યારે મોંગોલ સમય પહેલાંના સાદી ભાષામા લખનાર લેખકો આદર્શરૂપ ગણાવા લાગ્યા ત્યારે આ શૈલીમાં ફેર પડવા લાગ્યા, અને ગદ્યશૈલી કુદરતી અને સહેલી બનવા લાગી. ગદ્યશૈલીને સહેલી બનાવનાર બીજું એક મોટું કારણ ઈરાની સાહિત્યમા ૧૯મી સદીમાં થયેલા પત્રકારત્વનો પ્રારંભ હતો, જેની તપાસ આપણે થોડી જ વારમાં લઈશુ વીસમી સદીની શરૂઆતમાં પત્રકારત્વને કારણે જ અદ્યાપિ પર્યંત ન અપાયુ હોય તેટલુ ધ્યાન હવે ગદ્ય ઉપર અપાવા માંડ્યુ, અને ગદ્યશૈલી સહેલી, સીધી અને તળપદી બની. હવે ભાષામાં જડતાને ઠેકાણે સુગમતા, અને દુર્બોધતાને ઠેકાણે સ્પષ્ટતા આવવા માડી. હવે હાસ્યરસિક અને કટાક્ષમય પુસ્તકો પણ લખાવા માડ્યાં, અને પહેલાંના અને હાલના સાહિત્યમા ભારે મોટો ફેર માલૂમ પડવા લાગ્યો.

એક અતિ આશ્ચર્યકારક ઘટના એ છે કે લગભગ ૧૯મી સદીના અંત સુધી ઈરાનમા નાટકો નહોતાં. નાટ્યવૃત્તિ નૈસર્ગિક હોઈ મનુષ્યસ્વભાવમાં અંતર્ગત કહેવાય, વળી ઈરાનીઓ નકલ કરવામાં કોઈથી ઊતરે એવા નહોતા. તે છતાં સૈકાઓ સુધી એમના સાહિત્યમાં નાટકો નહોતાં એ તાજુબી-ભર્યું કહેવાય. દર વર્ષે મહોર્રમ મહિનામાં તેઓ નાટક જેવા દેખાવો યોજતા ખરા, અને ઈમામ હુસેન કરબલાના જંગમાં શહિદ થયા તે કરુણ ઘટના પુષ્કળ વિલાપ અને માતમ સાથે શિયાઓ રસ્તામાં ભજવી બતાવતા, અને સૈકાઓ સુધી ફારસી સાહિત્યમાં આ જ દેખાવો નાટકને નામે ઓળખાતા. મહોર્રમ મહિનામાં જ્યારે શિયાઓ ઈમામ હુસેનની યાદમાં કલ્પાંત કરતા ત્યારે કોઈ સુન્નીને ત્યાંથી પસાર થવું સલામતી-ભર્યું નહોતું. ઈમામ હુસેનના શત્રુઓનાં પાત્રો ભજવી બતાવવાં એ બહુ જોખમકારક હતું, કેમકે માતમથી બેકાબૂ બની જઈ લોકો તે પાત્રો ભજવનારાઓ ઉપર હુમલો પણ કરતા. છેવટે કેદમાં પડેલા ગુનેગારો પાસે એ પાત્રો ભજવી બતાવવામાં આવતાં. ઈસુ ખ્રિસ્ત યાતનાઓ ભોગવી મરણને શરણ થયા તે વિશેનો Passion-Play નામે ઓળખાતો નાટક યુરોપમા મધ્યકાલીન યુગમા ભજવવામાં આવતો, અને હજી પણ જર્મનીના ઓબરઅમરગૌ નામના ગામડામાં દર વર્ષે તે ભજવાય છે. તેને મળતુ જ આ "નાટક" ઈરાનમાં ભજવાતું હતું. પરંતુ નાટક રચવામાં સૌથી અગત્યનું કાર્ય કરનાર મીરઝા જાફર કરાચેદાઘી હતો. તેણે પોતાની પુત્રીના મનોરંજન સારુ મીરઝા ફતેહઅલી આખુંદઝાદે નામના એક તુર્ક નાટ્યકારની કૃતિઓનું ભાષાન્તર સહેલી અને સાદી ફારસી શૈલીમાં કર્યું, અને તે બાદ તેણે

કેટલાંક યુરોપી નાટકોને ઈરાની ભાષામાં ઉતાર્યાં. ત્યાર પછી તેણે સ્વતંત્ર નાટકો લખવા માંડ્યાં. છેવટે યુરોપના વિપુલ નાટ્યસાહિત્યે ઈરાનની આંખો ખોલી, અને શેકસ્પિયર અને મોલિયરના તરજુમા ફારસીમાં થવા શરૂ થયા. પ્રિન્સ માલકમખાને ત્રણ જાણીતા હાસ્યરસિક નાટકો રચ્યાં. હસન મુક્કદમ અલી નવરૂઝના એક નાટકનું નામ હતું — "જાફરખાન અઝ ફરંગ આમદેહ" (જાફરખાન યુરોપ જઈ આવ્યા); તેમાં યુરોપનો પ્રવાસ કરી ત્યાંની ફૅશનેબલ રાહરસમ અંગીકાર કરી જાફરખાન ઈરાન પાછા ફરી જે છબરડા કરે છે તેનું રમૂજી વર્ણન છે. ૧૯૦૮માં "તિયાત્ર" (Theatre) નામનું એક સાપ્તાહિક નીકળ્યું, અને તેનાથી નાટ્યસાહિત્યને વધુ વેગ મળ્યો. વળી પત્રકારત્વથી જેમ શૈલી સહેલી બની તેમ નાટકમાં સંવાદોમાં બોલાતી ઘરગથ્થુ ભાષાને કારણે પણ શૈલી વધુ સીધી અને સાદી બનવા પામી.

જ્યારે એક દેશ બીજા દેશના સાંસ્કૃતિક સંબંધમાં આવે છે ત્યારે સર્જનાત્મક સાહિત્યને બદલે પ્રથમ જાણીતા ગ્રંથોના અનુવાદો જ થાય છે. નવલકથાના ક્ષેત્રમાં ફારસી સાહિત્યમાં સૌથી પ્રથમ વિકટર હ્યુગોની "લા મિઝરેબલ" અને ડુમાની "થ્રી મસ્કેટિયર્સ" અને "કાઉન્ટ આફ મૉન્ટેક્રિસ્ટો" વગેરે પુષ્કળ ગ્રંથોના તરજુમા થયા. ફારસી સાહિત્યમાં ટૂંકી વાર્તાઓ બહુ હતી, પણ હવે પશ્ચિમના સાહિત્યની અસરથી નવલકથાઓ લખાવા માંડી. શેખ મુસાએ ૧૯૧૯માં "ઈશ્ક વ સલ્તનત" (પ્રેમ અને પાદશાહી) નામની સૌથી પ્રથમ ફારસી ઐતિહાસિક નવલકથા સાઈરસના રાજ્ય ઉપર લખી. એક બીજી ઐતિહાસિક નવલકથા સનઅતઝાદેહ કેરમાનીએ કોબાદના રાજ્યમાં મઝદકે ફેલાવેલા ધર્મ ઉપર લખી હતી. આ બન્ને નવલકથાઓ ઉપરથી જણાય છે કે પ્રાચીન જરથોસ્તી ઈરાનની તવારીખ ઉપર હવે લેખકોનું ધ્યાન જવા લાગ્યું હતું.

ફારસી સાહિત્યમાં મૂલભૂત પરિવર્તન કરાવવાનો જશ ઘણે ભાગે ઈરાની પત્રકારત્વને જાય છે. ઈરાની રાજકારણમાં સમસ્ત જનતાને રસ લેતી કરનાર ત્યાંનાં અખબારો છે. ઈરાન એક કચડાયેલી પ્રજા હતી અને તેનું દમન કરનાર બે યુરોપી દેશો વિશેનુ જ્ઞાન ઈરાનીઓને તેમનાં અખબારો દ્વારા જ પ્રાપ્ત થયું. સાહિત્યકારો અને શાયરો આ અખબારોમાં ચાલુ લખતા; યુરોપી ગ્રંથોના અનુવાદો પણ કટકે કટકે આ અખબારોમાં છપાતા; સાહિત્યચર્ચા, ગ્રંથસમીક્ષા અને સમાજ ઉપર થતા માર્મિક કટાક્ષવાળા લેખો પણ અખબારોમાં ચમકવા લાગ્યા. ટૂંકમાં ઈરાની સમાજ, રાજકારણ અને સાહિત્યમાં મુખ્ય જાગૃતિ આણનાર ત્યાંનું પત્રકારત્વ હતું. ઈરાનમાં

મુદ્રણકળા કાજાર શાહઝાદા અબ્બાસ મીરઝાએ ૧૮૧૬માં દાખલ કરી, અને ૧૮૫૧માં નાસિરુદ્દીન શાહના અમલમાં સૌથી પહેલું ઈરાની છાપું નીકળ્યું સૌથી પહેલું દૈનિક "ખુલાસતુલ હવાદિસ" (બનાવોની ટૂંક નોંધ) ૧૮૯૮માં પ્રકાશમાં આવ્યું. એ ઈરાની અખબારો પુષ્કળ પ્રસિદ્ધિ પામ્યાં —"કાવેહ" (આ જર્મનીમાં છપાતું અને એની મતલબ ઈરાનીઓને યુરોપી સંસ્કૃતિની મહત્તા સમજાવવાની હતી), અને "ઈરાનશહર" (એ પણ જર્મનીમા છપાતુ પણ "કાવેહ" જેટલા એના વિચારો અંતિમ પક્ષના નહોતા). બીજાં અખબારોમા "સૂરે ઈસરાફીલ" (કયામતના દિવસે ઈસરાફીલ ફિરસ્તા તરફથી થનારો શખનાદ), "તમદ્દુન" (સંસ્કૃતિ), "નિદા એ વતન" (વતનનો પુકાર), "મુસાવાત" (સામ્ય) "નસીમે શમાલ" (ઉત્તરનો પવન), "નવ બહાર" (નવ વસંત) વગેરે મુખ્ય ગણી શકાય.

આકા મુહમ્મદખાન તાહેર તબ્રીઝીનું અખબાર "અખ્તર" (સિતારો) બહુ જ જાણીતું હતું અને તેણે ઈરાનીઓના જીવન ઉપર ભારે અસર કરી હતી. તેવી જ અસર મીરઝા માલકમખાનના "કાનૂન" પત્રે પણ ઉપજાવી હતી. સાહિત્યની દૃષ્ટિએ "બહાર," "અદબ" અને "તરબીયત" ઉત્તમ અખબારો કહેવાય. "હબ્લ ઉલ મતીન" (મજબૂત દોરડું) નામનાં ત્રણ અખબારો નીકળતાં, જેમાંનું એક કલકત્તાથી બહાર પડતું. હાસ્યરસિક અખબારોમાં "શર્ક" (પૂર્વ), "નસીમે શમાલ" (ઉત્તરનો પવન), "શયદા" (દીવાનો), "હશરાત ઉલ અર્ઝ" (ધરતી ઉપરનાં પેટે ચાલતાં પ્રાણીઓ) અને "નાકુર" (શરણાઈ) ની "ઝિસ્ત વ ઝીબા" (કદરૂપુ અને સુંદર) નામની કૉલમ ગણી શકાય. પરંતુ સૌથી શ્રેષ્ઠ પ્રકારનો હાસ્યરસ "સૂરે ઈસરાફીલ" ની "ચરદપરંદ" (પશુપંખી) ની કૉલમમાં છે. એનો લેખક અલી અકબરખાન દેહખુદા છે, જે દખવના તખલ્લુસથી અતિ વિખ્યાત છે. પરંતુ ઈરાની અખબારોની સંખ્યા એટલી મોટી છે કે તેમનાં નામ આપતાં પણ પાર આવે નહિ. ૧૯૦૬ માં ઈરાનને અંધારણીય "મશરૂતે"- અથવા મજલિસનો હક મળ્યો તે પહેલાં શિલાછાપથી છપાયેલાં લાંબા કાગળોના રૂપમાં અખબારો નીકળતાં, પરંતુ ત્યારપછી અખબારોની સંખ્યા અને છપામણીની શ્રેષ્ઠતામાં બહુ વધારો થયો. જર્મનીનાં "કાવેયાની" છાપખાનામાથી પ્રાચીન ફારસી સાહિત્યના ગ્રંથો સુંદર રીતે છપાઈ બહાર પડવા લાગ્યા, અને લાબી અગવડભરી ચોપડીઓને ઠેકાણે હવે ઈરાનમાં પણ આકર્ષક રીતે છપાયેલાં સાધારણ કદનાં પુસ્તકો બહાર પડે છે. ઈરાનની જાગૃતિમાં તેનાં અખબારોએ આપેલો ફાળો અતિ મહત્ત્વનો ગણાવો જોઈએ.

આધુનિક ફારસી સાહિત્યનાં કેટલાંક મુખ્ય લક્ષણો હવે આપણે તપાસીએ. અદ્યાપિ પર્યંત જે હતું તેમાં તમામ પરિવર્તન થઈ ગયું અને જે નહિ હતું તેનાં દર્શન થવા માંડયાં. હવે આડંબરી શૈલી તદ્દન સાદી, સરળ અને કુદરતી બની ગઈ; અરબી શબ્દોનો કચરી નાખનારો બોજો હવે હળવો થયો; વિષયોમાં, નિરૂપણમાં અને ભાષામાં જે કંટાળાભર્યું એકસરખાપણું હતું તે નાબૂદ થયું, અને વિવિધતા આવી; કૃત્રિમતા અને અતિશયોક્તિને ઠેકાણે નૈસર્ગિકતા અને શાણપણ આવ્યાં; નવા વિચારોની ઊણપ હતી તે પુરાઈ મૌલિકતા આવી; શૃંગારરસના પંજામાંથી છૂટી કવિતા વધુ વ્યવહારુ બની; અદ્ભુતરસ છોડી તે વધુ વાસ્તવદર્શી થઈ; સૂફીવાદની પ્રણાલિકામાંથી નીકળી દુનિયાની બાબતોમાં રસ લેતી થઈ; ધર્મનો વિષય છોડી કાંઈક જડવાદ તરફ પણ ઢળતી થઈ. હવે શબ્દોની પાછળ વિચારો દોડતા નહિ, પણ વિચારોને અનુરૂપ થાય એવા જ શબ્દો શોધાવા લાગ્યા; અર્થાત્ શબ્દોની ગુલામીમાંથી વિચારો મુક્ત થયા. ઈરાની શાયરો પ્રકૃતિમાં હંમેશાં રસ લેતા આવ્યા હતા, પરંતુ હવે એ એક રૂઢિ તરીકે નહિ પણ કુદરતની મહોબતને ખાતર કુદરતનું વર્ણન થવા લાગ્યું. હવે અમુક રૂઢિને અનુસરવાને બદલે શાયર પોતાની ઊર્મિઓ અને વિચારોને યોગ્ય ભાષામાં પ્રદર્શિત કરવા લાગ્યો. કવિતા માનવીને એક ખુશકારક મસ્તીમાં સુવાડનાર શરાબ નથી, પણ જીવનનું અનેક દિશાથી પ્રતિબિંબ ઝીલનાર અને તેના પ્રશ્નોને ઉકેલનાર એક ઉપકારક સાધન છે એમ મનાવા લાગ્યું. શૃંગારી કાવ્યોથી સૈકાઓથી રચીપચી રહેલું સાહિત્ય વાંચી ઈરાની માનસ નબળું અને તરંગી બન્યું હતું, પરંતુ હવે કવિતામાં સનમ તરફના ઇશ્કને ઠેકાણે સ્વદેશ પ્રત્યેનો પ્રેમ તરવરવા લાગ્યો. હજુ સનમ, સાકી અને શરાબ તદ્દન નાબૂદ તો નથી થયા, પરંતુ તે ક્વચિત જ દેખાય છે, અને વિષયોની નવીનતામાં આ પ્રાચીન રૂઢિનાં રૂપો કશી હરકત કરતાં નથી. હવે આધુનિક કવિતા દેશ અને દુનિયામાં બનતા બનાવોમાં રસ લેતી થઈ અને વિવેચનાત્મક પણ બની.

ઈરાનમાં જ્યારથી રાજ્યક્રાન્તિ આવી ત્યારથી ફારસી કવિતા રાજકારણ અને સ્વદેશાભિમાનથી ઓતપ્રોત બની ગઈ. હવે માત્ર રાજા અને તેના દરબારીઓ નહિ, પણ સમસ્ત પ્રજા સાહિત્યમાં રસ લેતી થઈ, અને બીજા દેશોમાં બન્યું તેમ ઈરાનમાં પણ શાયરોની દૃષ્ટિ રાજા તરફ નહિ પણ પ્રજા તરફ ફરવા લાગી. સૈકાઓ સુધી એકની એક ધરેડમાં ગાડું ચાલ્યા પછી તે એકદમ જાનો ચીલો છોડી બહાર નીકળ્યું અને વિમાનની ઝડપે

ઊડવા લાગ્યું; કોઈ કાળે ન અનુભવ્યો હોય એવો જોશ ઈરાની સાહિત્યની નસેનસમાં વ્યાપી રહ્યો; કોઈ પણ યુગમાં ન પોષેલી મહેચ્છાઓ હવે શાયરોનાં દિલમાં ઊછળી રહી; કોઈ પણ જમાનામાં ન દીઠી હોય એવી નવીનતા હવે ફારસી સાહિત્યમાં જોવામાં આવી. કેટલીક વેળા એક શત્રુ અનાયાસે મિત્રની ગરજ સારે છે, બલ્કે એક અનિષ્ટમાંથી પણ કાંઈક લાભ મેળવી શકાય છે. બ્રિટને હિંદની આઝાદી લૂંટી પણ પોતાની સંસ્કૃતિનો તેને લાભ આપ્યો, અને પશ્ચિમના સંપર્કથી હિંદનાં અનેક સાહિત્યોમાં પ્રબોધકાળ (Renaissance)નો ઉદય થયો. ઈરાન પણ પશ્ચિમની પ્રજાઓના સંબંધમાં આવ્યું, ઘર્ષણમાં પણ આવ્યું, પાયમાલ પણ થયું, પણ પશ્ચિમની સંસ્કૃતિની અસરથી ઈરાનમાં પણ પ્રબોધકાળનાં દર્શન થયાં. તે દેશ સાચી આઝાદી સમજતો થયો, અને આઝાદી પ્રાપ્ત કરાવનાર બળોમાં સાહિત્ય એક મુખ્ય સાધન છે એમ પણ તેને લાગવા માંડ્યું. દેશમાં સ્વરાજ્યપ્રાપ્તિની અને સરફરોશીની તમન્ના ઉત્પન્ન કરવા માટે ગદ્ય કરતાં પદ્ય વધુ અજબ કામ કરે છે એ સૌને સુવિદિત છે, અને ઈરાનનું મુખ્ય ગૌરવ અલબત્ત એના શાયરોમાં હતું અને છે.

આધુનિક ફારસી કવિતા રાજકારણમાં કેટલી ચકચૂર થઈ ગઈ છે અને સમાજમાં તે સ્વદેશાભિમાનનો ઉત્સાહ કેટલી સફળતાથી ઉશ્કેરી રહી છે તે હવે આપણે તપાસીએ. રઝાશાહે જે મહાન સેવાઓ બજાવી તેમાં તેમને જો શાયરો અને પત્રકારોનો ટેકો નહોત તો તેઓને આટલી સફળતા ન મળી હોત. હઝરત નબી મુહમ્મદની એક હદીસ છે કે — "હુબ્બ અલ વતને મિન અલ ઈમાન" (સ્વદેશપ્રેમ ધર્મનો એક ભાગ છે). આમ છતાં પ્રો. બ્રાઉન[1] કહે છે તેમ ફારસી સાહિત્ય તો શું પણ તમામ મુસ્લિમ સાહિત્યમાં એકાદ બે અપવાદ સિવાય સ્વદેશાભિમાનવાળી કવિતાનાં દર્શન થતાં જ નથી. એક મહાન અપવાદ તે ફિરદૌસીના શાહનામાનો છે જેણે સૈકાઓ સુધી વતનપરસ્તીનો ચેરાગ કાંઈ નહિ તો ઈરાની જરથોસ્તીઓના જિગરમાં સતત પ્રકાશમાન રાખ્યો. પ્રો. બ્રાઉન પ્રમાણે દેશાભિમાનવાળી ફારસી કવિતાનો આરંભ ૧૯મી સદીની આખરી અથવા તો ચાલુ સદીના આરંભથી જ થાય છે. જેમ ગાંધીયુગનું ગુજરાતી સાહિત્ય, જેમ ઝારશાહીના પતનકાળ પહેલાનું રશિયન સાહિત્ય, જેમ આયરલેન્ડની સ્વરાજ્યપ્રાપ્તિ પહેલાનું Irish Schoolનું સાહિત્ય

1. "Press and Poetry of Modern Persia" by Prof. E. G. Browne1914)

દેશભક્તિથી તરબોળ હતું, તેમ ચાલુ સદીના આરંભમાં ફારસી કવિતા પણ રાજકારણના રંગે પૂરી રંગાઈ હતી, અને તે નીચે આપેલાં અનેક અવતરણોમાં આપણને જણાશે. ૧૮મા પ્રકરણમાં આપણે જોઈ ગયા તેમ બ્રિટન અને રશિયાથી દેશની જે બરબાદી થઈ અને કાજારવંશી શાહોની નાલાયકીથી ઈરાન જે પાયમાલ થયું તેથી ઈરાનીઓને અસહ્ય દુ:ખ થયું, જે સાહિત્યમાં પણ ઠાલવવામાં આવ્યું છે. ઈરાની કવિઓને હવે હરેક પ્રકારનાં બંધન ઉપર નફરત ઊપજવા માંડી—બ્રિટન અને રશિયાનું રાજકીય અને આર્થિક બંધન તેઓ ફગાવી દેવા માગતા, મુલ્લાઓનું ધાર્મિક બંધન નષ્ટ કરવા ચહાતા, અને પરદાનું સામાજિક કેદખાનું પણ ઈરાની બાનુઓ હવે સહન કરવા ઇચ્છતી નહોતી

ઈરાનનો મહાન આધુનિક દેશભક્ત કવિ તે આકા પૂરે દાઉદ. જ્યારે એક વાર સાદી અને હાફિઝ જેવા શાયરો એમ કહી ગયા હતા કે માશૂકના સૌન્દર્યથી જ તેમની કવિતામાં આટલું માધુર્ય ઊભરાતું હતું ત્યારે પૂરે દાઉદ કહે છે કે માદરવતનના પ્રેમને કારણે જ તેની કવિતામાં ઝમક આવી છે. તે લખે છે :–

"અફરૂખ્ત પૂરે દાઉદ દર સીને ઈશ્કે ઈરાન,
ઝઆન રૂત્ત શોઅલે ખીઝદ ઝ અશઆરે આબદારમ."

યાને પૂરે દાઉદે પોતાની છાતીમાં ઈરાનનો પ્રેમ પ્રગટાવ્યો છે, અને તે કારણે જ તેનાં પાણીદાર કાવ્યોમાથી અગ્નિની જ્વાળાઓ નીકળે છે. પ્રિયાના પરવાળાં જેવા હોઠ અને બનફશેહના ફૂલ જેવાં ઝુલ્ફાંનાં દિલચસ્પ બ્યાનો કરવાના હવે દહાડા ગયા. પૂરે દાઉદ કહે છે તેમ :–

"ઝંજીર ઝ મન બર ગીર, આનગાહ બ ચંગ આવર
ઝંજીરે સરે ઝુલ્ફે મહબૂબે દિલઆરા રા :"

યાને પહેલાં મારી ઝંજીર (સાંકળ, પારકાં રાજ્યોની બેડી) તોડ, અને પછી જ તે મોહ પમાડનારી સનમનાં સાંકળ જેવાં ઝુલ્ફાં સાથે રમત કરો. એ જ શાયર કહે છે કે, હાલના ઈરાની જવાનનો ધર્મ જ વતનપરસ્તીનો છે :–

"યકી ગીતી યકી યઝદાન પરસ્તદ,
યકી પયદા યકી પિનહાન પરસ્તદ;
અગર પુર્સી ઝ કેશે પૂરે દાઉદ,
જવાને પારસી ઈરાન પરસ્તદ :"

યાને કોઈ ધરતી તો કોઈ ભગવાનને પૂજે છે; કોઈ બાહ્ય વસ્તુ તો કોઈ આંતરિક રહસ્યને પૂજે છે : પણ જો પૂરે દાઉદના ધર્મ વિશે પૂછતા હો તો જાણો કે હાલનો જુવાન પારસી ઈરાનને જ પૂજે છે. અશરફ નામનો જાણીતો શાયર ઈરાનના રાજકીય અધપતન ઉપર એક હૃદય-દ્રાવક કાવ્ય લખે છે જેનો આરંભ નીચે મુજબ થાય છે –

" ગરદીદ વતન ઘર્કે એ અન્દૂહ વ મિહન વાય,
અય વાય વતન વાય "

યાને અફસોસ ! આપણી માતૃભૂમિ આજે ગમ અને આફતોમા ડૂબી ગઈ છે. અફસોસ ! એ માદરવતન[1] અફસોસ !

એ જ વિષય ઉપર એ જ શાયરે એક બીજું કાવ્ય લખ્યુ છે જેનું ધ્રુવપદ આ છે :– " દર્દે ઈરાન બીદવાસ્ત " (ઈરાનનું દર્દ અસાધ્ય છે). આધુનિક કવિ બહાર જે ઈરાની કવિઓનો શિરોમણિ ગણાય છે અને જે " મલેક ઉશ શોઅરા " (શાયરોના સુલતાન) તરીકે પ્રસિદ્ધ છે તેણે ઈરાનની બૂરી હાલત ઉપર એક કાવ્ય લખ્યું છે, જેનું ધ્રુવપદ આ છે :– " કારે ઈરાન બા ખુદાસ્ત " (ઈરાનનું કાર્ય હવે ખુદાના હાથમા છે). એ જ શાયર બહારે બ્રિટનના વિદેશમંત્રી સર એડવર્ડ ગ્રે ઉપર એક જાણીતું કાવ્ય લખ્યું છે, જેની છેવટની લીટીઓ આ છે :–

" નામે નીકુ ગેહ અઝ ઈન ચીસ્ત કે ગુયંદ બદહર,
હિંદ વ ઈરાન શુદેહ વયરાન ઝ સર અડવાર્ડ ગરી : "

યાને આના કરતાં વધુ " સુકીર્તિ " બીજી કઈ હોઈ શકે કે જગતના લોકો કહે કે—' હિંદ[1] અને ઈરાન સર એડવર્ડ ગ્રેથી વેરાન બની ગયા' ! બહાર એના એક કાવ્યમા ઈરાનની હાલત માટે ઇગ્લાડ અને રશિયાને જ દોષ દે છે. તે કહે છે કે :—

" ઝ રૂસ વ ઈંગલીસ આયદ સિતમહા બમા,
હુજુમ આરદ ઝ હરસૂ દર્દ વ ગમહા બમાઃ "

યાને રશિયા અને ઈગ્લાંડ તરફથી અમારા ઉપર સિતમ વર્ષ્યો છે, અને દરેક દિશાથી અમારા ઉપર દર્દ અને ગમનો હુમલો થયો છે.

---

૧. હિંદ પણ વેરાન થવાનુ કારણ એ કે સર એડવર્ડ ગ્રેની રાજ્યનીતિને પરિણામે રશિયાને ઈરાનમા પગપેસારો મળ્યો, અને પછી એ જ કાવ્યમા શાયર કહે છે તેમ કબૂતર ઉપર બાજ ટાપે તેમ હિંદ ઉપર હવે રશિયા ટાપશે.

ઈરાનના પતનનું મુખ્ય કારણ કાજાર શાહોની પ્રજા પ્રત્યેની બેપરવાઈ અને મોજશોખમાં સમાયેલું હતું.

એ શાહોની નિંદામાં આકા પૂરે દાઉદ લખે છે.—

"ઝ ખુસરવે બીગાને જુઝ ઈન બાર નયાયદ,
અઝ કઝદુમ વ અઝ માર જુઝ આઝાર નયાયદ.
અઝ રાહઝન વ દુઝદ દિગર કાર નયાયદ,
ગુરો હુનરે શેર ઝ કફતાર નયાયદઃ
દાદો ફરે પરવીઝ ઝ કાજાર નયાયદ,
અઝ શાખેએ ગુલ ગુલ બરી વ ખાર દેહદ ખાર"

યાને આ પારકા[1] શાહોમાંથી આવાં જ ફળ સિવાય બીજાંની આશા રાખી ન શકાય. વીછી અને સાપ પાસેથી દુઃખ સિવાય બીજું કશું મળે એમ નથી. લુટારા અને ચોરો આવાં કૃત્યો સિવાય બીજું કશું કરી શકે નહિઃ એક તરસ પાસેથી સિંહનાં બળ અને હુન્નરની આશા રહી શકતી નથી. શાહ ખુસરો પરવીઝનાં ન્યાય અને ગૌરવ કાજાર શાહો પાસેથી મળી શકવાનાં નથી, કેમકે ગુલાબની ડાળીમાંથી ગુનામ અને કાંટાળી ઝાડીમાંથી કાંટા જ નીકળશે. ઈરાનને પાયમાલ કરવામાં રશિયાનો જ મુખ્ય હાથ હતો તે જાણી આકા પૂરે દાઉદે એક અત્યંત જોશીલું કાવ્ય જોડ્યું છે જેની પહેલી અને છેલ્લી લીટીઓ આપણે અહીં ઉતારીશું:

"જામે મયો દિલદાર ગુઝારીદ, ગુઝારીદ,
પોશીદ સિલહ તીર બબારીદ, બબારીદ. . .
નક ઝિન્દગીએ ખિર્સે સિયેહ કામ સરઆમદ,
તાબૂતો કફન ઝૂદ બયારીદ, બયારીદઃ
તા કાલબુદે ખિર્સ બગૂરી અસિપારીદ,
અઝ લાશેએ વય દસ્ત મદારીદ, મદારીદઃ

યાને શરાબનો પ્યાલો અને દિલદારને હવે છોડી દો, છોડી દોઃ શસ્ત્ર ધારણ કરો અને તીર છોડો, તીર છોડો. . . જુઓ ! કાળા મુખાળા (રશિયન) રીંછની જિંદગી હવે પૂરી થવા આવી છે, માટે શબવાહિની અને કફનની ઝટ તૈયારી કરો, તૈયારી કરો. જ્યાંસુધી એ રીંછનું શરીર ઘોરમાં ન મુકાય ત્યાંસુધી એની લાશ ઉપરથી હાથ ઉઠાવશો ના, ઉઠાવશો ના.

અબગર નામનો શાયર ઈરાનીઓને જોશ ચડાવવા કહે છે—

૧. કાજાર શાહો તુર્કી તોખમના હોવાથી તેમને પારકા ગણ્યા છે.

" ચંદ અખગર ખીમ દારી ચુન ધરીઆન અઝ સગાન ?
તકિયે બર શમશીર કુનઃ દર ખાને સાહેબખાને બાશઃ"

યાને અય અખગર ! પારકાઓ દૂતરાંથી બીએ તેમ ક્યાંસુધી તું બીના કરીશ ? શમશેર પર તું આધાર રાખ અને તારા ઘરમા (ઈરાનમા) તુ જ સાહેબી કર. આ રીતે સમકાલીન રાજકારણનું પ્રતિબિંબ આધુનિક ઈરાની સાહિત્યમા સારા પ્રમાણમાં પડ્યું છે.

વળી સમાજસુધારાના કાર્યમા પણ રઝાશાહને શાયરો તરફનો પૂરેપૂરો ટેકો હતો. પૂરે દાઉદ અનેકપત્નીત્વના રિવાજને " બુઝુર્ગતરીને ગુનાહ" (સૌથી મોટો ગુનો) ગણે છે, જે વિચાર કુરાન (૪: ૩) થી તદ્દન જુદો પડે છે, અને જે ઉપરથી આધુનિક શાયરો ધર્મવાળી સિદ્ધાંતોથી કાયમના બંધાવા ઇચ્છતા નથી તે ખુલ્લું થાય છે. અનેકપત્નીત્વના વિષયવાળા કાવ્યમાં પૂરે દાઉદ કહે છેઃ—

" હાન ! અય પિસરે પાકઝાદ, બિસ્નવ અઝ મન,
ઈઝ્ઝતે ખુદ રા વ મુલ્ક મીદાન અઝ ઝનઃ
આન કે દો ઝન રા ઝ બહેરે ખીશ રવા દીદ,
તરબીયતે કર્દ રાસ્ત કાતિલ વ દુશ્મનઃ"

યાને ખબરદાર ! અય પાકઝાદ બેટા ! તું મારી પાસેથી આ સાંભળી લે કે તારી પોતાની અને દેશની ઇજ્જત સ્ત્રીથી જ છે. જે પુરુષ બે સ્ત્રીઓ સાથે શાદી કરવાનુ વાજબી માને છે તે આ સૈકાની સંસ્કૃતિનો ખૂની અને દુશ્મન છે.

પરદા ઉપર પણ શાયરોએ પ્રહાર કર્યો છે. ઇરિજ મીરઝા લખે છે કે :—

"ખુદાયા તા કય ઈન મર્દુમ બખાબન્દ ?
ઝનાન તા કય ગિરફ્તારે હિજાબન્દ ?"

યાને રે ખુદા ! આ લોકો ક્યાંસુધી ઊંઘમાં પડી રહેશે, અને સ્ત્રીઓ ક્યાસુધી પરદામાં ગિરફતાર રહેશે ?

કવિઓએ હવે કન્યાકેળવણીને પણ ઉત્તેજન આપ્યું અને સમાજ-સુધારાને વધુ વેગ આપ્યો. પ્રાચીન ફારસી કવિઓ બહુધા સનમના સૌન્દર્ય ઉપર પાગલ બની તેનું જ વર્ણન કરવામાં ધન્યતા અનુભવતા, જ્યારે ઇરિજ મીરઝાએ બે અતિ સુંદર અને અસરકારક કાવ્યો "માદર" (માતા) ઉપર લખી શાયરોને જુદું જ દિશાસૂચન કરાવ્યું.

હવે ધર્મનો વિષય આધુનિક ફારસી સાહિત્યમાં કેવી રીતે ચર્ચાયો છે તે તપાસીએ. ઘણાખરા આધુનિક કવિઓને ધર્મના વિષય પ્રત્યે કશું આકર્ષણ નથી; અગર કાંઈ હોય તો તે ઇસ્લામ તરફ નહિ પણ જરથોસ્તી ધર્મ અને સંસ્કૃતિ પ્રત્યે છે એમ સાહિત્ય ઉપરથી જ ખુલ્લું જણાય છે. એટલે રઝાશાહે લૌકિક દૃષ્ટિ રાખી સમાજમાં જે પરિવર્તન કર્યું તેમાં પણ શાયરોએ એમને પૂરો સહકાર આપ્યો છે.' ૧૯મી સદી સુધીનું ફારસી સાહિત્ય જોતાં જણાશે કે પ્રથમ અલ્લાહની સ્તુતિ, પછી હઝરત નબી મુહમ્મદની પ્રશંસા અને તે બાદ લેખક પોતાના વિષયનો આરંભ કરે છે. પરંતુ પૂરે દાઉદનાં આખાં પુસ્તકો જોઈ જતાં ક્યાંયે અલ્લાહ કે હઝરત મુહમ્મદનું નામ પણ દેખાતું નથી: એટલું જ નહિ પણ જ્યાં જુઓ ત્યાં અહુરમઝ્દ, અષો ઝરથુસ્ત્ર, પ્રાચીન જરથોસ્તી ઈરાનનુ ગૌરવ, અને સાઈરસ, દરાયસ વગેરેના ઈશારાઓ મળશે. પૂરે દાઉદના ગ્રંથો ઉપરથી કોઈ એમ ન કહી શકે કે લેખક મુસ્લિમ છે, બલ્કે તે જરથોસ્તી હશે એમ કોઈ પણ વાચક માની લેવાને લલચાય. પૂરે દાઉદે યુરોપમાં અવસ્તા વગેરેનો અભ્યાસ કરી ગાથા, યશ્ન, યસ્તો અને ખોરદેહ અવસ્તા જેવાં જરથોસ્તી શાસ્ત્રોનો અનુવાદ ફારસીમાં કર્યો છે, અને એ રીતે ઈરાની જરથોસ્તીઓ ઉપર ભારે ઉપકાર કર્યો છે. ઈરાની સરકારે એમને શાંતિનિકેતન ખાતે ઈરાની સંસ્કૃતિના અધ્યાપક પણ નીમ્યા હતા. પૂરે દાઉદે "અમશાસ્પંદાન"[1] નામનું એક લાંબું કાવ્ય લખ્યું છે જેમાં અહુરમઝ્દ અને ઝરથુસ્ત્રનો સંવાદ આપ્યો છે. જે પારસી વડીલો ઈરાન છોડી હિંદ આવ્યા તેમની યાતનાઓ ઉપર પૂરે દાઉદે એક અતિ કરુણારસિક કાવ્ય લખ્યું છે, જેમાં અરબો ઉપર સખ્ત ટીકા કરી છે. એ જ કાવ્યમાં જાણે પોતે એક જરથોસ્તી હોય તેમ તેઓ ઈરાન માટે વિલાપ કરતાં કહે છે: —

"અઝા નીસ્ત દર તૂ યક આતશકદેહ,
ન નામી ઝ બેહમન વ નેહ અઝ સદેહ;
હમાન શોઅલેએ ઈઝદી શુદ ખમૂશ;
નયાયદ સુરૂદી ઝ અવસ્તા બગૂશ:"

યાને (હે માતૃભૂમિ!): તારામાં એક પણ અગ્નિમંદિર ઊભું રહ્યું નથી, અને "બેહમન" અને "સદેહ"ના ઉત્સવોનું નામ પણ મળતું

૧. જરથોસ્તી ધર્મમાં વર્ણવાયેલી દૈવી શક્તિઓ

નથી. તે ખુદાઈ આતશની જ્યોત પણ બુઝાઈ ગઈ છે, અને અવસ્તાના મંત્રોચ્ચાર પણ કાને પડતા નથી.

સ્પેન્તા નામના યુવાન કવિએ પ્રાચીન ઈરાનના ગૌરવ ઉપર અનેક કાવ્યો લખ્યાં છે, જેમાનું એક "પસ અઝ સાસાનીયાન" (સાસાનીઓ પછી) શમ્મ ઉલ્ ઉલમા ડૉ. જે. જે. મોદી સ્મારક ગ્રંથમાં લખાયેલું છે. એ જ સ્મારક ગ્રંથમાં નવબખ્ત નામના શાયરનું એક સુંદર કાવ્ય આપવામાં આવ્યું છે.[1] નવબખ્ત તખ્તે જમશીદ અને નક્શે રુસ્તમની મુલાકાતે ગયા પછી લખે છે કે: —

"અય પર્સપુલીસ વ મસનદે જમ,
જમશીદ કુજા શુદ વ જમત કુ?
અય મસકને દારીયુશે અએઝમ,
દારા મલેકે મુઅઝમત કુ?
વ અય કાખે રફીએ નક્શે રુસ્તમ,
આખિર બગુ કે રુસ્તમત કુ?
રફ્તન્દ વ બજાસ્ત નક્શે દીવાર:"

યાને હે પરસિપોલિસ અને તખ્તે જમશીદ! જમશીદ ક્યાં છે અને તારો જમ ક્યાં ગયો? હે મહાન દરાયસના મુકામ! તારો મહાન રાજવી દારા ક્યાં ગયો? હે નક્શે રુસ્તમના બુલંદ મહેલ! આખરે એટલું તો કહે કે તારો રુસ્તમ ક્યાં ગયો? એ સૌ ગયા પરંતુ દીવાલો ઉપરનાં કોતરકામો રહી ગયા છે.

શાયર આરેફ પણ પૂરેપૂરો દેશભક્ત છે અને દરાયસના શિલાલેખો જોઈને એણે લખેલું એક કાવ્ય એ જ સ્મારક ગ્રંથમાંના ઉપર્યુક્ત લેખમાં આપવામાં આવ્યું છે. સઈદ નફીસી નામના એક શાયરે એક લાંબા કાવ્યમાં ઈરાનના મૂળ પુરુષ કયોમર્સથી તે સિકંદર સુધી માતૃભૂમિના ગૌરવનાં, યશોગાન ગાયાં છે, પણ તે પછી સિકંદર અને ગ્રીસ દેશને દોષ દઈ ગ્રીસ હમેશાં પારકાં રાજ્યોને અધીન રહે એવી તે બદદુઆ દે છે! ખુદ અશો ઝરથુસ્ત્ર ઉપર પણ કેટલાકોએ કાવ્યો લખ્યાં છે. ૧૯૨૮માં દાનિશ ઈરદહાનીએ ઝરથુસ્ત્રની પ્રશંસામાં એક લાંબું કાવ્ય

1. In "Renaissance of Persian Poetry": an article by Mr. Dinshah J. Irani in the Dr. Sir J. J. Modi Memorial Volume

લખ્યું હતું. હકીમ મઆની શીરાઝીએ[1] પણ એ પયગમ્બર ઉપર શાયરી ચલાવી છે, જેમાંથી નીચલી બે કડીઓ નોંધીશું :—

"જાને મન બાદા ફિદાએ ઝર્દુહિસ્ત;
બદ્દે અમ દર ખાકે પાયે ઝર્દુહિસ્ત;
આનકે આલમરા મુનવ્વર કર્દેહ અસ્ત
નીસ્ત જુઝ નૂરે સફાયે ઝર્દુહિસ્ત :"

યાને મારો જાન ઝરથુસ્ત્ર ઉપર ફિદા હો! હું ઝરથુસ્ત્રના ચરણની રજનો બંદો છું. જેણે જગતને પ્રકાશમાન કર્યું છે તે માત્ર ઝરથુસ્ત્રની પવિત્રતાની રોશની છે. આધુનિક ઈરાની મુસ્લિમ કવિઓ અન્ય ધર્મોના પયગમ્બરો પ્રત્યે જે માન અને મહોબ્બત દાખવે છે તે વખાણને પાત્ર છે અને ભવિષ્ય માટે મારી આશા આપનારું છે.

મીરઝાદેહ ઈશ્કી નામના યુવાન કવિએ "રસ્તાખીઝ" (પુનરુજ્જીવન) નામે એક અતિ જાણીતી નાટિકા લખી હતી. એ નાટક માત્ર ઈશ્કીનું સ્વપ્ન રજૂ કરે છે અને તેમાં ખુદ પયગમ્બર ઝરથુસ્ત્ર રંગભૂમિ ઉપર આવે છે, જે ઘણું અસામાન્ય કહેવાય. બીજાં પાત્રોમાં સાઈરસ, દરાયસ, નૌશીરવાન, નૌશીરવાનની પુત્રી ખુસરૂદુખ્ત, ખુસરૂ પરવીઝ, શીરીન અને ઈશ્કી પોતે છે. આ સઘળાં પાત્રો આવી ઈરાનના પતન ઉપર વિલાપ કરે છે અને ઝરથુસ્ત્રની સહાય ઇચ્છે છે. ઝરથુસ્ત્ર આવી કહે છે કે પૂર્વ ઊંઘે છે માટે જ પશ્ચિમ જાગ્યું છે, પણ જો પૂર્વ એઓને (ઝરથુસ્ત્રને) પગલે ચાલી જાગ્રત થશે તો એની પ્રગતિને કોઈ રોકી શકશે નહિ. ઝરથુસ્ત્રના કહેવા પ્રમાણે ઈરાન કોઈ કાળે કાયમનું પડવા સર્જાયું નથી. થોડા જ સમયમાં ઈશ્કીનું સ્વપ્ન સિદ્ધ થયું અને રઝાશાહના અમલમાં ઈરાન જાગ્રત થયું. આ નાટક પછી પણ કર્નલ એહમદ બહાર-મસ્ત નામના એક કવિએ "રવાને ઈરાન યા શિકસ્તે અહરીમનાન" (ઈરાનનો આત્મા અથવા દૈત્યોનો પરાજય) નામનું એક નવું નાટક ૧૯૪૭ના આરંભમાં લખ્યું, અને હાલના જુવાન શાહની સન્મુખ તે ભજવી બતાવવામાં આવ્યું.[2] આ દેશાભિમાનપ્રેરક નાટકમાં પણ ઝરથુસ્ત્ર અને ફિરદૌસી રંગભૂમિ ઉપર હાજર થાય છે, અને ઈરાનીઓને પોતાના દેશને

---

૧. Quoted by Dr. M. Ishaque in his article "Regeneration of Iran" in the Dinshah J Irani Memorial Volume

૨. Iran League Quarterly" July 1947

રાજકારણ અને સ્વદેશાભિમાન ઉપર ખાસ કરી લખ્યું છે: એના સ્વતંત્ર વિચારોને લીધે એને પુષ્કળ વેઠવું પણ પડ્યું છે, પરંતુ જગતમાં ચાલી રહેલા દંભ અને ઢોંગનો એ શત્રુ છે, અને તેની વિરુદ્ધ ટીકાબાણ છોડ્યા વિના એને ચેન પડતું નથી. ઈરાનની સૌથી પહેલી કવયિત્રી તે ૧૯મી સદીની અનવચમાં થઈ ગયેલી "કુર્રત ઉલઅયન" (આંખની કીકી) નામની એક બહાઈ બાનૂ હતી. તેની વિદ્વત્તા અને વાક્પટુતા વખાણપાત્ર હતાં, બહાઈ મઝહબમાં તેને સંપૂર્ણ શ્રદ્ધા હતી, અને પરદો તજી એ ધર્મ ઉપર તે વ્યાખ્યાનો કરતી. ૧૮૫૨માં બીજા બહાઈઓ સાથે તેને પણ શહીદ કરવામાં આવી. બીજી આપણી સમકાલીન સ્ત્રીકવિઓમાં પરવીન અએનસામી અને જન્નતના નામો વર્ણવી શકાય. આધુનિક સાહિત્યમાં પણ કવિઓની સંખ્યા અતિ મોટી છે અને તેમાંથી પસંદગી કરવી સહેલી નથી.

અખંડ અને અવિભાજ્ય રાખવા બોધ આપે છે. આ ઉપરથી જાણી શકાય છે કે ઈરાનના યુવકો પૂરેપૂરા સ્વદેશાભિમાની છે. તેઓ હવે પોતાની પ્રેરણા ઇસ્લામ ધર્મ, સંસ્કૃતિ કે તવારીખમાથી નહિ પણ જરથોસ્તી ધર્મ, સંસ્કૃતિ અને તવારીખમાથી મેળવે છે. રઝાશાહે એકલાએ જરથોસ્તી ધર્મ અને સસ્કૃતિ પ્રત્યે પક્ષપાત બતાવ્યો નહોતો, પણ આખા ઈરાને તેમને એ દિશામાં સહકાર આપ્યો હતો એમ આધુનિક સાહિત્ય ઉપરથી જણાય છે. આનું પરિણામ શુ આવશે, અને ઈરાનીઓ પાછા ધર્મપલટો કરી જરથોસ્તીઓ થશે કે કેમ તે સમજી શકાતું નથી. સાહિત્ય કોઈ દિવસ કોઈને છેતરતું નથી, પણ દેશનું માનસ દર્શાવતું તે એક આરસા સમાન અચૂક સાધન છે; અને આધુનિક ફારસી સાહિત્ય તરફ દૃષ્ટિ કરતા મુસ્લિમ ઈરાનીઓની ઇસ્લામ તરફની નહિ પણ જરથોસ્તી ધર્મ અને સંસ્કૃતિ પ્રત્યેની ઊંડી દિલગીરી ખુલ્લી માલૂમ પડી આવે છે.

કોઈ પણ દેશના આધુનિક સાહિત્યની તુલના કરવી અને તેના લેખકોનુ વર્ગીકરણ કરવું મુશ્કેલ હોય છે. કેટલોક સમય પસાર થયા પછી જ અમુક બનાવ, વ્યક્તિ કે સાહિત્યવસ્તુ તેના યોગ્ય પ્રમાણમાં જોઈ શકાય છે. વળી જીવંત લેખકોના વિચાર અને શૈલીમાં ફેરફાર પણ થાય: અમુક પુસ્તકોને તાત્કાલિક લોકપ્રિયતા પ્રાપ્ત થાય; પરંતુ ભવિષ્યની પ્રજા તેમને માટે ઊંચો મત ન પણ ધરાવી શકે. આધુનિક સાહિત્ય ઉપર પૂરતુ વિવેચન ન થયુ હોવાથી અને લેખકોનાં વિસ્તૃત જીવનચરિત્રો ન લખાયા હોવાથી પણ એ સાહિત્ય આપણને ઝાઝું પરિચિત હોતુ નથી. આવાં અનેક કારણોસર આ પ્રકરણમા માત્ર હાલના સાહિત્યના મુખ્ય લક્ષણો, વિશિષ્ટતાઓ, વિષયો વગેરે ઉપર ચર્ચા કરવામાં આવી છે, પરંતુ કોઈ પણ શાયર ઉપર ખાસ ધ્યાન અપાયું નથી. આધુનિક સાહિત્યમાં ઘણાં જાણીતા નામો છે પરંતુ તેમાથી હજી એક ફિરદોસી કે સાદી જેવો મહાકવિ નીકળ્યો નથી, એમ ડૉ. ઇસહાક[1] વાજબી રીતે માને છે. એમ છતાં આપણે કેટલાંક નામોનો ઉલ્લેખ કરીશું. પૂરે દાઉદ અને ઇશ્કી વિશે તો આપણે આગળ જોઈ ગયા છીએ. સૌમાં પ્રસિદ્ધ શાયર બહાર છે જે "મલેક ઉશ શોઅરા" (કવિઓનો સુલતાન) કહેવાય છે. સૈયદ અશરફ અત્યાચારી મુલ્લાઓ ઉપર ચમચમતી ટીકા કરવા માટે જાણીતો છે. ઈરજ મીરઝા બાદશાહી કુળનો છે· તેની કવિતા વાસ્તવદર્શી અને હાસ્યરસિક છે અને તે બહુ લોકપ્રિય પુરવાર થઈ છે. આરેફ નામના શાયરે

૧. "Modern Persian Poetry' by Dr. M. Ishaque (1943)

રાજકારણ અને સ્વદેશાભિમાન ઉપર ખાસ કરી લખ્યું છે: એના સ્વતંત્ર વિચારોને લીધે એને પુષ્કળ વેઠવું પણ પડયું છે, પરંતુ જગતમાં ચાલી રહેલાં દંભ અને ઢોંગનો એ શત્રુ છે, અને તેની વિરુદ્ધ ટીકાબાણ છોડ્યા વિના એને ચેન પડતું નથી. ઈરાનની સૌથી પહેલી કવયિત્રી તે ૧૯મી સદીની અનવયમાં થઈ ગયેલી "કુર્રત ઉલ્અયન" (આંખની કીકી) નામની એક બહાઈ બાનૂ હતી. તેની વિદ્વત્તા અને વાક્પટુતા વખાણપાત્ર હતાં, બહાઈ મઝહબમાં તેને સંપૂર્ણ શ્રદ્ધા હતી, અને પરદો તજી એ ધર્મ ઉપર તે વ્યાખ્યાનો કરતી. ૧૮૫૨માં બીજા બહાઈઓ સાથે તેને પણ શહીદ કરવામાં આવી. બીજી આપણી સમકાલીન સ્ત્રીકવિઓમાં પરવીન અએતસામી અને જન્નતનાં નામો વર્ણવી શકાય. આધુનિક સાહિત્યમાં પણ કવિઓની સંખ્યા અતિ મોટી છે અને તેમાંથી પસંદગી કરવી સહેલી નથી.

આધુનિક સાહિત્યનાં અમુક લક્ષણો ઉપર હજી વિચાર કરવાનો રહે છે. જેમ પહેલાંના અને હાલના સાહિત્યના વિચારો અને વિષયોમાં ફેર જણાય છે તેમ કવિતાનાં રૂપોમાં પણ વિવિધતા દેખાઈ આવે છે. ૧૯મી સદીનો સૌથી શ્રેષ્ઠ કવિ કાઆની અનેક પ્રકારનાં કાવ્યોનાં રૂપો ઉપર અદ્ભુત કાબૂ ધરાવતો, અને અનેક પ્રકારની લાંબી અને ટૂંકી કડીઓમાં તેણે પોતાની કવિતા રજૂ કરી છે. હાલના ફારસી સાહિત્યમાં એ જ વિવિધતા ચાલુ રહી છે અને અસલના સાહિત્યનું એકસરખાપણું દૂર થયું છે. પ્રાસ બેસાડવાની વિવિધ પ્રકારની યોજનાઓ હવે અમલમાં મુકાય છે અને પશ્ચિમની અસર પણ ઠીક પ્રમાણમાં જણાઈ આવે છે. આધુનિક યુગનો સમર્થ પિંગળશાસ્ત્રી આયતી છે: તેણે કવિતામાં નવીન પ્રકારો દાખલ કર્યા છે, જો કે ડૉ. ઇસહાક[1] પ્રમાણે જૂની અરબી રૂઢિ હજી તૂટી નથી અને લોકપ્રિય રહેવા પામી છે.

ભાષાશુદ્ધિના વિષયમાં આધુનિક લેખકોએ ખાસ ધ્યાન આપવા માંડ્યું છે, અને ભાષામાંથી બની શકે ત્યાંસુધી અરબી શબ્દોને તિલાંજલિ આપવાનો નિશ્ચય કર્યો છે. અરબોએ ઈરાન ઉપર વિજય મેળવ્યો ત્યાર પછી બસો વર્ષો સુધી તેઓએ ફારસી ભાષામાં બોલવાની બંધી કરી, અને જે બોલે તેને દેહાંતદંડ સુધીની સજા કરવામાં આવી. પછી જ્યારે ફારસી ભાષાનો ઉદ્ભવ થયો ત્યારે તેમાં લગભગ ૭૦ ટકા અરબી

[1] "Modern Persian Poetry" by Dr. M. Ishaque (1943)

શબ્દો પેસી ગયેલા જણાયા, અને જેમ એક ફારસી લેખક અરબી શબ્દો વધુ છૂટથી વાપરે તેમ તેને વિશે લોકોમા ઊચો મત બેસતો સર એ. ટી વિલ્સન[1] પ્રમાણે તે સમયમા ફારસી ભાષામા હાડકા અને સ્નાયુઓ જ ફારસી હતા, પરતુ લોહી અને માસ તો અરબી હતા પરતુ આપણે છઠ્ઠા પ્રકરણમા જોઈ ગયા તેમ ફિરદૌસીએ પડેલ્લેવો અરબી શબ્દોનો બની શકતો બહિષ્કાર કરી શુદ્ધ ફારસીમા લખવાનો મહાન પ્રયોગ શાહનામામા કર્યો. જો એ પ્રયોગ એ સમયે જ ન થયો હોત તો ફારસી ભાષા કદાચ પૂરેપૂરી અરબીમય બની જાત. ફિરદૌસી પછી પણ ફારસીમા અરબીનુ પ્રાધાન્ય ૧૯ની સદીના અત સુધી ચાલુ જ રહ્યુ, જો કે છૂટાછવાયા અથોમા શુદ્ધ ફારસીમા લખવાના પ્રયાસો થતા. ૧૯મી સદીના અતમા મહાઈઓના પયગમ્બર બહાઉલ્લાહે "અનવાહ" (પત્રો) અરબી શબ્દોના મિશ્રણ વિના શુદ્ધ ફારસીમા લખ્યા જેમ આધુનિક રીતની સાદી, સીધી, સરળ બનતી ગઈ તેમ ખાનેસ ફારસીમા લખવુ વધુ સુગમ થઈ પડ્યુ, અને તેમા જ્યારે નાટકોના સવાદો લખાવા પામ્યા ત્યારે તો કુદરતી રીતે જ તેમાથી અરબી શબ્દો દૂર થઈ ગયા અખબારો મોટી સખ્યામા નીકળવા માડ્યા અને તેમા પણ અનમત્ત બહેની જ ભાષાનો ઉપયોગ થયો, અને સહેલી ભાષા તે સ્વભાષા એમ મોને લાગ્યુ આધુનિક કવિઓ તો શુદ્ધ ફારસીમા લખવુ તે સ્વદેશભક્તિનુ એક લક્ષણ ગણે છે, અને અરબી શબ્દોનો ઉપયોગ એ ગુલામી મનોદશાનુ ચિહ્ન લેખે છે. આકા પૂરે દાઉદ, હાદી અને આયતી ભાષાશુદ્ધિ પ્રત્યે બહુ જ આગ્રહ રાખે છે. હાદીએ "ખિઝાનીયેહ" (પાનખર ઋતુને લગતુ) નામનુ એક નાનુ પણ અતિ સુદર કાવ્ય અરબી શબ્દોના બિલકુલ મિશ્રણ વિના લખ્યુ છે અવાપિપર્યત ફારસી પિંગળમા છદો નક્કી કરવા માટે "ફાએલુન ફાએલુન" અથવા "ફઊલુન ફઊલુન" વગેરે "ફઅલ" (કાર્ય) ઉપરથી નીકળતા શબ્દો વપરાતા પરતુ એ શબ્દો અરબી મૂળના હોવાથી આધુનિક પિગળશાસ્ત્રી આયતીએ તેમનો બહિષ્કાર કરી 'સુરૂદમ સુરૂદમ" અથવા 'સુરાઈદમ, સુરાઈદમ" વગેરે "સુરૂદ" (ગાયન) ઉપરથી નીકળતા ફારસી શબ્દોનો ઉપયોગ શરૂ કર્યો છે

પરતુ હવે આ પ્રયોગો છૂટાછવાયા લેખકોના હાથે થતા નથી પરતુ તે સારુ એક પદ્ધતિસરનુ ખાતુ ખૂલ્યુ છે ૧૯૩૫મા 'ફરહાગસ્તાન"

---

૧ Persia by Sir A T Wilson (1932)

(વિદ્વત્સભા, Academy) ની સ્થાપના થઈ છે, જે દ્વારા દર વર્ષે શુદ્ધ ફારસીમાં લેખો, નિબંધો અને પુસ્તકો પ્રકટ થાય છે, અને જે મારફતે અરબી શબ્દોના સહેલા ફારસી સમાનાર્થક શબ્દો સમાજમાં પ્રચલિત થાય છે. એ "ફરહંગિસ્તાન" ના વિદ્વાનો યાતો અરબી શબ્દો માટે ફારસી શબ્દો શોધી કાઢે છે, અથવા ફારસી ધાતુ ઉપરથી તેવા શબ્દો ઉપજાવી પણ કાઢે છે. ૧૯૩૬ માં ડૉ. મર્દ નફીસીએ શુદ્ધ ફારસી શબ્દોના ફારસી-ફ્રેન્ચ અને ફ્રેન્ચ-ફારસી કોશો બહાર પાડ્યા છે. તુર્કીમાં પણ આને મળતો જ પ્રયાસ આદરવામાં આવ્યો છે, અને બને ત્યાંસુધી શુદ્ધ તુર્કીનો જ ઉપયોગ કરવામાં આવે છે. આ કાર્ય દેશભક્તિના ઝનૂનમાં આવી જઈ કરવા જેવું નથી, કેમકે કેટલાક અરબી શબ્દો ફારસી ભાષામાં એવા રૂઢ થઈ ગયા છે કે તેમને કાઢી શકાય તેમ નથી, અને જો તેમને સ્વદેશાભિમાનની ભાવનાથી કાઢવામાં આવે તો ફારસી ભાષા જરૂર પાંગળી થઈ જાય. ફારસી ભાષાની ખૂબી અને તેનું કુદરતી માધુર્ય જોખમાય નહિ એવી રીતે જો રાષ્ટ્રભક્તિના જુસ્સાનું નિયમન કરવામાં આવે તો બેહતર થઈ પડે. કેટલીક વેળા પશ્ચિમમાંથી આવેલા નવા શબ્દો માટે ફારસી શબ્દો ઉત્પન્ન કરવા પડે છે; દાખલા તરીકે "ખુદરવ" (સ્વર્ગતિમાન : મોટર); "દોચરખે" (બે પૈડાં : બાઈસિકલ); "તૈયારેહ" (ઊડનાર : વિમાન); "પવ્વાસેહ" (ડૂબકી મારનાર - submarine) વગેરે.

પરંતુ પશ્ચિમથી આવતું શબ્દોનુ પૂર એવું પ્રચંડ હોય છે કે કેટલાક શબ્દોને ઈરાની ઉચ્ચારો સાથે એમના એમ ફારસી ભાષામાં અપનાવવામાં આવ્યા છે. એવા શબ્દોની લાંબી ટીપ ડૉ. ઇસહાકે[1] આપી છે જેમાથી આપણે થોડાક શબ્દો લઈશુ. "બાઈકૂત" (બૉયકૉટ), "બાઈસ્કાઉત" (બૉય સ્કાઉટ), "પલતીક" (પૉલિટિક), "પાર્લમાન" (પાર્લામેન્ટ), "દિપલમ" (ડિપ્લોમા), "રાદિયુમ" (રેડિયમ), "ઇદેઆલ" (આઈડિયલ), "તિયાત્ર" (થિયેટર) વગેરે. ઈરજ મીરઝા, આરેફ, અશરફ, બહાર, ઇશ્કી વગેરે જાણીતા શાયરોએ આવા યુરોપી શબ્દોને મોટા પ્રમાણમાં ફારસીમાં દાખલ કર્યા છે. આથી ફારસી ભાષા સમૃદ્ધ થશે, પણ આ પૂર જો નિરંકુશ ચાલુ રહ્યું તો ભાષાના કુદરતી માધુર્યમાં ફેર પડી જવાનો ભય ઊભો થાય છે. ઈરજ મીરઝાએ સૌથી વધુ ફ્રેન્ચ[2] શબ્દો પોતાની

---

૧. "Modern Persian Poetry" by Dr. M. Ishaque (1943)

૨. સુશિક્ષિત આધુનિક ઈરાનીઓ યુરોપી ભાષાઓમાં ફ્રેન્ચ ભાષાથી સૌથી વધુ સપરિચિત હોય છે.

માતૃભાષામા દાખલ કર્યો છે, તે એટલે સુધી કે પાદટીપમા તેનો ખુલાસો ન થાય ત્યાસુધી તેના કેટલાક ભાવો અસ્પષ્ટ બની જાય છે. પાશ્ચાત્ય શબ્દો અપનાવી લેવાનો આ એક કામચલાઉ તબક્કો હોય તો ઠીક, નહિ તો ઈરાનીઓની નકલ કરવાની ખાસિયત તરફ જોતા આમા અતિરેક થઈ જવાનો સંભવ રહે છે.

કેટલાક લેખકો ભાષાને અતિશુદ્ધ કરવા ઇચ્છે છે અને તેઓના મત પ્રમાણે સાહિત્યમા વપરાતી ભાષા અને ઘરગથ્થુ ભાષા વચ્ચે કાઈ ફેર હોવો જોઈએ નહિ. એઓની મતલબ ભલી છે — કે સમસ્ત ઈરાન સાહિત્ય વાચતું અને સમજતુ થાય, અને વિદ્વાનોના અને જનસમાજના સાહિત્ય વચ્ચે ફેર રહે નહિ વર્ડ્ઝવર્થ, ટૉલસ્ટૉય અને મહાત્મા ગાધીજી જેવા લેખકો આ જ સિદ્ધાતમા માનતા. એ સિદ્ધાતના ગુણદોષમાં આપણે ઊતરીશુ નહિ, પણ એ પ્રમાણે જો સાહિત્ય રચાય તો તે શ્રેષ્ઠ પ્રકારનું હોઈ શકે નહિ તે દેખીતુ છે. જનસમાજને લાભ કરવા જતા સાહિત્યને જ ગેરલાભ થતો હોય તે ઇચ્છવાયોગ્ય નથી. એમ છતાં ભાષા શુદ્ધ અને સહેલી બનાવવાનો આશય તો લેખકોની દૃષ્ટિ સામે હોવો જોઈએ. અરબી લિપિ ચાલુ રાખવી કે કેમ તે વિશે પણ તકરાર ઊભી છે. ૧૯૨૮મા તુર્કોએ તુર્કી લિપિનો ત્યાગ કરી લૅટિન લિપિ અપનાવી લીધી હતી, પરંતુ ઈરાને હજી સુધી આવું કશુ કર્યું નથી. આપણે પાચમા પ્રકરણમા જોઈ ગયા તેમ અરબી લિપિના લાભો જોઈને ઇરાનીઓએ કાઈ પણ જોર-જબરીની જરૂર વિના તેને અપનાવી હતી, અને તે સાહિત્યમા એટલી રૂઢ થઈ ગઈ છે કે પૂરે દાઉદ જેવા દેશભક્ત કવિ પણ તેનો ત્યાગ કરવા તત્પર નથી. અરબો અને તેમની તમામ સંસ્કૃતિ પ્રત્યે ઈરાનીઓની લાગણી ગમે તેવી હોય તોપણ ફારસી સાહિત્યમાં અરબી લિપિનુ સ્થાન ચિરસ્થાયી રહેશે એમ હાલ તુરત દેખાય છે.

ફારસી સાહિત્યના વિચારો, વિષયો અને શૈલીમા થયેલા મૂળભૂત સુધારાઓ રઝાશાહે કરેલા મહાન રાજકીય અને સામાજિક સુધારાઓ સાથે પૂરેપૂરા સુસંગત છે, એટલુ જ નહિ પણ તેમને રઝાશાહના સુધારાઓની પુરવણીરૂપ ગણવા જોઈએ. આધુનિક ફારસી સાહિત્ય રઝાશાહના સુધારાઓનુ માત્ર પ્રતિબિંબ જ ઝીલતુ નથી પરંતુ તે રચનાત્મક કાર્ય કરી જનસમાજનુ માનસ કેળવે છે, પ્રજાને રૂઢિચુસ્તતાની ઘરેડમાથી બહાર આણે છે, અને તેને સસ્કારી અને પ્રગતિશીલ બનાવે છે હાલના ફારસી સાહિત્યે ઈરાનીઓના જીવન સાથે સીધો સંપર્ક સાધ્યો છે, અને તેનો આશય જીવનને ઉચ્ચતર ભૂમિકા

ઉપર લઈ જવાનો છે. હવે ફારસી સાહિત્ય માત્ર આનંદપ્રમોદનું નહિ પણ સુધારા, સંસ્કૃતિ અને પ્રબોધનનું સાધન બન્યું છે, અને તેથી જગતનાં સાહિત્યોમાં તે માનભર્યું સ્થાન લેવા યોગ્ય બન્યું છે.[૧]

---

આ પ્રકરણ લખવામાં નીચેનાં પુસ્તકોનો આધાર લેવામા આવ્યો છે:—

(૧) "History of Persian Literature in Modern Times 1500-1924" by Prof. E. G. Browne

(૨) "The Persian Revolution 1905-1909" by Prof E. G. Browne.

(૩) "Press & Poetry of Modern Persia" by Prof E. G. Browne (1914)

(૪) મિ દીનશાહ જે. ઇરાની કૃત "સખુનવરાને દોરાને પહેલવી."

(૫) "Modern Persian Poetry" by Dr. M Ishaque (1943)

(૬) "Sakhunvaran e Iran dar Asr-e-Hazir" by Dr. M. Ishaque (Two Volumes: 1933 and 1937)

આ પ્રકરણમાં જે અવતરણો આપવામાં આવ્યાં છે તે ઘણે મોટે ભાગે ઉપલા ગ્રંથોમાંથી લેવામાં આવ્યા છે. મરહૂમ મિ. દીનશાહ ઈરાની અને ડૉ. ઇસહાક પોતાના ગ્રંથોમાં મરહૂમ પ્રો. બ્રાઉનનું કાર્ય ચાલુ રાખ્યું છે. ખાસ કરીને ડૉ. ઇસહાક એમના "સખુનવરાને ઇરાન દર અસ્રે હાઝિર" નામના બે દળદાર દફતરોમાં આધુનિક ફારસી કવિતાનું દોહન કરી એ વિષયના અભ્યાસીઓની બહુ સારી સેવા બજાવી છે. દરેક પાનાંની પાદટીપમાં આ લેખકોની મદદનો સ્વીકાર કરવાનું અનુકૂળ ન થવાથી આ પ્રકરણના અંતમાં એ સૌ સાહેબોનો સામટો આભાર માનવામાં આવે છે.

## ૨૦

## ઉપસંહાર

એક દેશની મહત્તાની તુલના તેના વિસ્તાર અને વસ્તીથી નહિ પણ તેના વતનીઓનાં સદ્‌ગુણો, ચારિત્ર્યબળ અને સંસ્કારિતા ઉપરથી થાય છે. આ પુસ્તકનો ઉદ્દેશ ઈરાનની સસ્કારિતાની તપાસ કરવાનો છે, પરંતુ તે દેશની ભૌગોલિક સ્થિતિ અને ત્યાના વતનીઓના ચારિત્ર્ય વગેરેની ટૂંક ચર્ચા છેવટે કરેલી બિનજરૂરી માલૂમ પડશે નહિ. ઈરાનનો વિસ્તાર ૬૩૦,૦૦૦ ચોરસ માઈલનો છે, પરતુ એનો લગભગ ચોથો ભાગ "દસ્ત"નામે ઓળખાતા એક નિર્જન રેતાળ રણનો બનેલો છે. ઈરાનની વસ્તી હાલ માત્ર દોઢ કરોડની છે, એટલે દર ચોરસ માઈલે ૧૫ માણસનું પ્રમાણ આવી શકે. મિસિસ એલા સી. સાઈક્સ[1] પ્રમાણે ઈરાનની વસ્તી લંડન, પૅરિસ અને ન્યૂયોર્ક જેવા નગરોની સંયુક્ત વસ્તી કરતાં પણ ઓછી કહેવાય. વળી આ વસ્તીનો અમુક ભાગ સ્થિર મુકામ અને ખાસ ધધા રોજગાર વિનાના "ઈલયાત" નામે ઓળખાતા તાયફાવાળાઓનો છે. ઈરાનની ઉત્તરે કૅસ્પિયન સમુદ્ર અને કૉકેસસ પર્વતો છે, એની પશ્ચિમે યુફ્રેટિસ નદી છે; એની પૂર્વ દિશામા ઑક્સસ નદી વહે છે, જ્યારે દક્ષિણમાં ઈરાનનો અખાત આવેલો છે. ઈરાનને દશ પ્રાંતોમાં વહેંચી નાખવામાં આવેલું છે.– (૧) પાર્સ (જે સૌથી અગત્યના પ્રાંત ઉપરથી "પારસી," "પર્સ્યા" "પરસિપોલિસ" વગેરે શબ્દો નીકળ્યા છે), (૨) સુસિયાના (ખુઝિસ્તાન), (૩) મિડિયા (જેમા આઝરબયજાન અને ઈરાકનો કેટલોક ભાગ આવી જાય છે), (૪) એરિયા (જેમાં ખોરાસાન સમાઈ જાય છે), (૫) કરમાનિયા, (૬) ગેદ્રૂશિયા (મકરાન), (૭) પાર્થિયા (તબરિસ્તાન), (૮) હિરકેનિયા (માઝન્દરાન), (૯) બૅક્ટ્રિયાના (જેના મુખ્ય શહેર બલ્ખમાથી જરથોસ્તી ધર્મનો પ્રાદુર્ભાવ થયો હતો), અને (૧૦) સોઘદિયાના. ઈરાનમાં ખનિજ દ્રવ્યો પુષ્કળ છે, જેને પદ્ધતિસર જો કાઢવામાં અને વાપરવામા આવે તો એ દેશ શ્રીમંત બની જાય એમ છે. મિ. ફારૂકી[2] પ્રમાણે પારસી શહેનશાહત

1. 'Persia and Its People' by Ella C Sykes
2. "Reza Shah Pehlavi" by Mr. M. A. Farooqui

ખતમ થવા પછી ઈરાનમાં અમીર વર્ગ રહ્યો નથી, અને સામાન્ય જનસમૂહ અને ધનિકવર્ગ જેવા બે ખાસ વર્ગો પણ નથી, માટે રશિયાનો સામ્યવાદ ઈરાનમાં ફાવી શકે એવા સંજોગો દેખાતા નથી. ઈરાનની ભૌગોલિક સ્થિતિ એવી છે કે અનેક દેશોની પ્રજાની ત્યાં આવજા રહે છે; અનેક દેશોની સંસ્કૃતિ સાથે ઈરાનીઓ સમાગમમાં આવ્યા છે અને તેમાંથી તેઓએ લાભ કાઢયો છે. ઈરાન હિંદના રક્ષણ સારુ એક ગઢ સમાન છે : જો ઈરાન જિતાય તો વિજયી સેનાને માટે હિંદનો માર્ગ ખુલ્લો થઈ જાય છે. જો પોમ્પી કે જુલિયસ સીઝર જેવા રોમન સેનાપતિઓ કે જુલિયન અને જસ્ટીનિયન જેવા રોમન શહેનશાહોએ ઈરાન જીતી લીધું હોત તો હિંદ ઉપર ચડાઈ લાવતાં તેમને કોઈ રોકી શકત નહિ. ખરું જોતાં તો પાર્થિયનો અને સાસાની ઈરાનીઓએ રોમનો સામે પોતાનું લોહી રેડી પોતાનું અને હિંદનું પણ રક્ષણ કર્યું હતું. સિકંદર, ચંગીઝ[1] અને તૈમૂર ઈરાનને સર કર્યા પછી જ હિંદ ઉપર ઊતરી આવ્યા હતા; માટે ઈરાન અજિત રહે તે હિંદના લાભનું જ છે.

ઈરાનના જરથોસ્તી સાહિત્યનો ઘણે ભાગે નાશ થયો છે. છતાં એ દેશની બીજી પ્રજાઓ ઉપર જે સાંસ્કૃતિક અસર પડી છે તે છૂપી રહી નથી. હખામની વંશનો ઉલ્લેખ જરથોસ્તી કિતાબોમાં નથી, છતાં સાઈરસ અને દરાયસની મહત્તા પારકા દેશના ઇતિહાસકારો નોંધી ગયા છે. સાઈરસને યહૂદીઓના બાઈબલમાં જે ઉચ્ચ માન મળ્યું છે તે આપણે ૧૧મા પ્રકરણમાં જોઈ ગયા છીએ. સાઈરસનાં વખાણ માત્ર યહૂદીઓએ જ કર્યાં નથી, પરંતુ ઝેનોફોન (ઈ. પૂ. ૪૩૫-૩૫૫) નામનો ગ્રીક ગ્રંથકાર તેને એક આદર્શ રાજવી તરીકે ગણાવી ગયો છે. ઝેનોફોન સોક્રેટીસનો શિષ્ય હતો, પોતાના પ્રસિદ્ધ ગુરુની પેઠે પોતે ફિલસૂફ અને સૈનિક પણ હતો, અને ઈરાનના આંતરવિગ્રહમાં તેણે કયુનેક્સાની લડાઈમાં ઈ. પૂ. ૪૦૧માં ભાગ પણ લીધો હતો. તેણે "સાઈરોપીડિયા" નામનું એક અતિ જાણીતું અને લોકપ્રિય પુસ્તક લખી હખામની વંશના સ્થાપક મહાન સાઈરસનું નામ અમર કર્યું છે. એક સુરાજ્ય કેવું હોય અને એક મહાન રાજ્યકર્તા કેવો હોઈ શકે તે એણે ઈરાન અને સાઈરસ ઉપરથી બતાવી આપ્યું છે.

---

૧. ચંગીઝે એક અફઘાન રાજકુમારની પૂંઠ પકડી પર્વતો ઓળંગી હિંદમાં પ્રવેશ કર્યો હતો, પરંતુ આ દેશના સદ્ભાગ્યે તે સિંધુથી પાછો ફર્યો હતો, અને દિલ્હી બચી જવા પામ્યું હતું.

અલબત્ત આ ગ્રંથ ઐતિહાસિક નથી, બલ્કે એક રાજકીય અદ્ભુતરમ-કથા તરીકે તેની ગણના થાય છે. આ ગ્રંથમાં ઝેનોફોને પોતાની ફિલસૂફી અને આદર્શો સાઈરસ અને ઈરાનને લાગુ પાડી દીધા છે. અને ગ્રીકોને પાશ્ચિમ લોકશાસનને નહિ પણ સાઈરસ જેવા એક ઉદાર પ્રજાહિતવાળા રાજાની રાજસત્તાને તે પસંદગી આપે છે. તે સમયના ગ્રીકો હખામની ઈરાનીઓના શત્રુઓ હતા તે છતા ઝેનોફોને પોતાના દેશના પેરિક્લીસ જેવા કોઈ મહાપુરુષને આદર્શતરીકે ન સ્વીકારતા એક દુશ્મન દેશના રાજાને એ સ્થાને બેસાડયો છે, તે ઉપરથી લેખકનું ઔદાર્ય અને સાઈરસને પરદેશમા મળતુ બહુમાન બન્ને સિદ્ધ થાય છે.

દરાયસની ભલાઈની કદર મિસરીઓએ એવી જ રીતે કરી છે, અને તેનું નામ પોતાના પવિત્ર ગોધાઓની કબર ઉપર લખીને તેને જે માન આપ્યું છે તે આપણે નવમા પ્રકરણમાં જોઈ ગયા છીએ. ગ્રીક ઇતિહાસકારો દરાયસના શત્રુ હોવા છતા તેનુ નામ બહુ ઇજ્જતથી લેતા. ઈસ્કિલસ નામના ગ્રીક નાટ્યકારે "પરસે" (પારસીઓ) નામના નાટકમાં ઈ. પૂ. ૪૮૦માં થયેલાં સેલેમિસના નૌકાયુદ્ધમાં ગ્રીકોની ઈરાનીઓ ઉપરની જીત વર્ણવી છે. દરાયસ તો ઈ. પૂ ૪૮૫માં મરણ પામ્યો હતો, પરંતુ નાટકમા તે શાહનું પ્રેત આવી ઈરાનીઓની શિકસ્ત ઉપર વિલાપ કરતુ દેખાડવામાં આવ્યું છે. પ્રાચીન ગ્રીક કરુણરસપ્રધાન નાટકો હમેશાં પોતાના દેશની દંત-કથાઓ ઉપર રચાતાં, અને ઈસ્કિલસનું પારસીઓ ઉપરનું આ નાટક આ રૂઢિનો એક જ અપવાદ ગણી શકાય. નૌશીરવાનને પણ તે જ પ્રમાણે રોમનો માન આપતા; ન્યાય તોળવામાં તેનું નામ પૂર્વના દેશોમાં એક કહેવતરૂપ થઈ પડયુ છે, અને મુસ્લિમો હજી સુધી તેને એક આદર્શ રાજવી ગણે છે.

પ્રાચીન ઈરાનીઓએ એક શરવીર કોમ તરીકે નામ કાઢયું હતુ તેને વિશે અનેક પુરાવા આપી શકાય; ગ્રીક ઇતિહાસકાર હિરોડોટસ હખામની ઈરાનીઓની બહાદુરીની તારીફ કરતાં લખે છે કે એ ઈરાનીઓ યુદ્ધમાં ઘણી વેળા ગ્રીકોના ભાલા પકડી તોડી નાખતા હતા, અને હિંમત અને શુરાતનમાં ઈરાનીઓ ગ્રીકોથી બિલકુલ ઊતરતા નહોતા. ઈરાનીઓ ગ્રીકો વિરુદ્ધ હાર્યા ખરા· તેનાં અનેક કારણો પૈકી એ કારણો તેમનાં ટૂંકા ભાલા અને ખાખીવાળાં બખ્તરો હતા; જ્યારે ઈરાનીઓ અરબો સાથે લડયા ત્યારે અરબ તવારીખનવીસોએ કુદ્સિયા અને જલુલાનાં જંગોમાં ઈરાનીઓનાં શૌર્યનાં ભારે વખાણ કર્યાં છે. ઈરાન પડયું, પણ

તેના દરેક પ્રાંતના વતનીઓએ અરબો સામે ટક્કર ઝીલી હતી અને બળવો ઉઠાવ્યો હતો. અરબ ઇતિહાસકારોના મત ન ટાંકતાં જગતના સૌથી બહાદુર સરદારોમાંના એકનો મત આપીશું જે પોતે પારસીઓ સામે ઝૂઝયો હતો. એનું નામ ખાલિદ ઇબ્ન વલીદ, જેને ખુદ હઝરત મુહમ્મદે "સૈફુલ્લાહ" (અલ્લાહની તલવાર)ના નામથી જાણીતો કર્યો છે. એનામાં જેવાં શૌર્ય, નીડરતા અને પાશવી ક્રૂરતા હતાં એવાં થોડામાં હશે; પરંતુ ૬૩૩માં ઇરાનીઓ ઉપર અલીમના જંગમાં વિજય મેળવ્યા પછી ખાલિદે કહ્યું કે ઇરાનીઓ જેવા બહાદુર સૈનિકો એણે કોઈ જોયા નહોતા.[1] ખુદ અર્વાચીન મુસ્લિમ ઇરાનીઓનો બહાદુરી વિશે અનેક લેખકોએ ઊંચો મત દર્શાવ્યો છે. સર એ. ટી. વિલ્સન[2] એ લેખકોની ટીપ નીચે પ્રમાણે આપે છે:—આલબુકર્ક (૧૬મી સદીનો આરંભ), ટીક્ષીરા (૧૬૦૦ની આસપાસ), પીટરો ડેલા વાલ (૧૭મી સદી), સર થૉમસ હર્બર્ટ (૧૭મી સદી), ઑલિએરિયસ (૧૭મી સદી), ચાર્ડિન (૧૭મી સદી), કર્નલ ક્રુવિલ (૧૯મી સદી), રૉલિન્સન (૧૯મી સદી), કેર પૉર્ટર (૧૯મી સદી), શીલ (૧૯મી સદી), ડૉ. સી. જે. વિલ્સ (૧૯મી સદી) વગેરે: આ સૌ ઇરાનીઓનાં શૌર્યને વખાણી ગયા છે. કેર પૉર્ટર તો કહે છે કે જ્યારે અંગ્રેજ બાળકો લાકડાના રમવાના ઘોડા ઉપર બેસતા હોય ત્યારે એ જ વયનાં ઇરાની બાળકો ખરેખરા તોફાની ઘોડાઓ ઉપર સવાર થતાં હોય છે. સર એ. ટી વિલ્સનના એ જ પુસ્તકમાંથી એક બીજું પણ અવતરણ લઈશું; ડૉ. સી. જી. વિલ્સ પ્રમાણે ઇરાનીઓનો બાંધો દમામદાર છે અને તેમની ઘોડેસવાર ટુકડી જેવી બળવાન ફોજ બીજી એકે નહિ હોય, જો કે તેમનામાં શિસ્ત અને વ્યવસ્થાની ભારે ખામી નજરે પડે છે. આધુનિક ઇરાનીઓ કાયર હોય છે અને રણક્ષેત્રમાંથી ભાગી જાય છે એવા પણ મતો પડયા છે, જે આપણે આગળ જતાં જોઈશુ અને તેનાં કારણોની નોંધ લઈશું.

ઇરાનીઓનું ચારિત્ર્ય કેવું છે તે વિશે લેખકો અને મુસાફરોના મત આપણે હવે જોઈએ. ગ્રીક ઇતિહાસકારો પ્રમાણે ઇરાનીઓ નીડરતા, સત્ય પ્રત્યે પ્રેમ, વચન પ્રત્યે વફાદારી, ઔદાર્ય, નિખાલસતા, આતિથ્ય અને ખુશમિઝાજના ગુણો ધરાવતા વળી ઇરાની ભાઈઓ રહ્યા એટલે કાંઇક

---

૧. Quoted in "The Caliphate, Its Rise, Decline & Fall" by Sir William Muir

૨. "Persia" by Sir Arnold T. Wilson (1932)

મોજીલા, શરાબના શોખીન અને પારકાંઓની નકલ કરવામાં પણ એક્કા હતા. હખામની પારસીઓનાં આ લક્ષણો જે થોડ ઇતિહાસકારોએ નોંધ્યાં છે તે હાલના હિંદના પારસીઓને કેટલે અંશે બંધ બેસે છે તેનો વિચાર વાચક કરી લેશે પ્રો. બ્રાઉન[1] જેઓ ઘણા વર્ષ ઈરાનમાં રહ્યા હતા તેઓ કહે છે કે સહનશક્તિ અને ખડતલપણામાં ઈરાની ફોજ કરતાં દુનિયામાં કોઈ સેના ચડિયાતી હોઈ શકે નહિ. પ્રો. બ્રાઉન પ્રમાણે ઈરાનીઓ હાથના ઉદાર, હૈયાંના પ્રેમાળ અને કોઈ ઉપર ઉપકાર કરવા ઉત્સુક હોય છે: પરંતુ તેઓ એક મગરૂર પ્રજા છે, અને પોતાના મહાન વડીલો અને તેમના સાસ્કૃતિક વારસામાં તેઓ ભારે ગર્વ લે છે. ઈરાનીઓ બુદ્ધિશાળી, ચિંતનશીલ પરંતુ વ્યવહારુ હોય છે અને દરેક બાબતના ગુણદોષનો તોલ કરવા આતુર રહે છે. ઈરાનીઓ લહેરીલાલા હોય છે: અગત્યની બાબતોને તેઓ નજીવી માને છે, અને નજીવી બાબતોને મોટી અગત્ય આપે છે, અને એ રીતે કેટલીકવાર થાપ પણ ખાઈ જાય છે તેમને પોતાના દેશના શિષ્ટ સાહિત્યનું સારું જ્ઞાન હોય છે: તેઓ વાતોડિયા હોય છે અને વાતચીત દરમ્યાન પોતાના માનીતા કવિઓનાં પુષ્કળ અવતરણો ટાંકે છે. એઓ પ્રારબ્ધવાદીઓ હોય છે: આવતા બનાવની ફિકરચિંતા તેઓ કરતા નથી, પરંતુ "કલ હવ ઔર અલ્લાહ હવ"ના નિયમમાં તેઓ માનતા હોય છે. મિ. બ્રેડલી-બર્ટ[2] ઈરાનમાં મુસાફરી કરી આવી લખે છે કે—મેં કોઈ દિવસ કોઈ ઈરાનીને ઉતાવળમાં પડેલો જોયો નથી! ઈરાનીઓ ઉચ્ચનીચનો સામાજિક ભેદ રાખતા નથી: તેઓ દયાળુ હોય છે: રીતભાત અને વાતચીતમાં સામા માણસ પ્રત્યે તેઓ વિનયશીલ હોય છે, અને તેથી તેમને "પૂર્વના ફ્રેન્ચો"નું બિરુદ મળેલું છે. ઈરાનીઓમાં સ્વદેશભક્તિનો ગુણ સારા પ્રમાણમાં ખીલેલો છે, અને તેથી તેઓમાં રાષ્ટ્રિય એકતા પણ જળવાઈ રહી છે. તેઓ નિરાશાવાદી નથી પરંતુ જીવનમાં રસ અને ઉમંગ લે છે, અને વખત આવે આત્મભોગ પણ બનાવી શકે છે. તેઓ આઝાદીના આશકો હોય છે અને પ્રત્યેક ઈરાનીને તેનું વ્યક્તિગત છૂટાપણું બહુ પ્રિય હોય છે. પરંતુ ઈરાનીઓએ વેપારમાં નામ કાઢયું નથી, અને ખુશ્કીના યુદ્ધમાં કૌશલ્ય અને શૌર્ય બતાવવા છતાં છેક પ્રાચીન કાળથી તેઓએ દરિયાઈ જીવન ગુજારવા પ્રત્યે શિથિલતા દાખવી છે.

---

૧. "The Persian Revolution of 1905–1909" by Prof. E. G. Browne

૨. "Through Persia" by Mr. F. B. Bradley-Birt (1908)

ઔરંગઝેબે પોતાના પિતાના રાજઅમલ દરમ્યાન જાતે ઈરાન તરફ જઈ ઈરાની સમશીરનો કડવો અનુભવ મેળવ્યો હતો. પોતાના એક પત્રમાં[1] એ બાદશાહ ઈરાનીઓના "ભારે શૌર્ય" વિશે ઈશારો કરે છે. ઔરંગઝેબના મત પ્રમાણે હિંદીઓ કરતાં ઈરાનીઓ ચાર ગણી દીર્ઘદૃષ્ટિ, ચપળ સમજશક્તિ અને સૂક્ષ્મ બુદ્ધિચાતુર્ય ધરાવે છે, જોકે એ રાજવી ઈરાનીઓને બહુ બંધા અને એશઆરામના શોખીન પણ ગણે છે. સર એ. ટી. વિલ્સન[2] ઈરાની ચારિત્ર્ય વિશે એક અજાણ્યા ઈરાની લેખકનો મત ટાંકે છે: તે લેખકે "ઈરાન શહેર" નામના અખબારમાં ઈરાનીઓ અને ફ્રેન્ચો પોતાના ગુણદોષોમાં સરખા છે એવું નીચે પ્રમાણે બતાવ્યું છે:—ઈરાનીઓ અને ફ્રેન્ચોમાં ચપળ અને વેધક બુદ્ધિ છે, આત્મવિશ્વાસ છે, વિચારોની ચંચળતા છે, વિનોદવૃત્તિ, સૂક્ષ્મદર્શન દૃષ્ટિ, મિલનસારપણું અને મળતાવડાપણું છે: પરંતુ એ બન્ને પ્રજાઓમાં ચારિત્ર્યની અનિશ્ચિતતા અને અચોક્કસતા છે, ખંતની ખામી છે, મિતાચારની ઊણપ છે, બેપરવાઈ અને ઝટ કંટાળો લાગવાની વૃત્તિ પણ છે. આને લીધે ઈરાનીઓ હાથ ધરેલું કામ ચીવટ રાખી પાર ઉતારવા હમેશ રાજી રહેતા નથી.

આપણે ઢાલની બીજી બાજૂ હજી પૂરતી જોઈ નથી અને હવે વિના સંકોચે તે આપણે તપાસીશું. ઈરાનમાં રહી આવેલા કેટલાક લેખકો, જેવા કે સર જૉન માલકમ[3] મિસિસ સાઈક્સ[4] અને મિ. બ્રેડલી બર્ટ,[5] પ્રમાણે ઈરાનીઓ પહેલા નંબરના કાયર અને બડાઈખોર છે. ૧૮૫૬–૧૮૫૭ વાળા બ્રિટન અને ઈરાનના યુદ્ધ વખતે, મિ બ્રેડલી-બર્ટ પ્રમાણે, બ્રિટિશ સેનાને જોતાં જ ઈરાની લશ્કરે પલાયન કર્યું હતું. મિ. લોરી અને મિ સ્લેડન[6] પ્રમાણે ઈરાનીઓ અપ્રામાણિક, ઢોંગી, ઝટ ફરી જનારા હોય છે, અને જૂઠું બોલવું એમનામાં એક કળા ગણાય છે. સર ઈ. ડી.

---

૧. "Anecdotes of Aurangzebe"—being Sir Jadunath Sarkar's translation of 'Ahkam-i Alamgiri" by Hamid ud-Din Khan Nimchai Alamgiri

૨. "Persia" by Sir Arnold T. Wilson (1932)

૩ 'Sketches of Persia" by Sir John Malcolm

૪. 'Persia and its People" by Mrs Ella C Sykes

૫ 'Through Persia" by Mr. F. B. Bradley-Birt (1908)

૬. "Queer Things about Persia" by Eustache de Lorey and Douglas Sladen

રોસ[1] તો એટલે સુધી કહે છે કે એકપણ ઈરાની ખરેખરો પ્રામાણિક નથી! થોડોક વખત પછી આ સ્થિતિ જોઈ સર ઈ. ડી. રોસને ક્રોધ નહિ પણ અવર્ણનીય કચવાટ ઉત્પન્ન થતો ઈરાનીઓ બોલવામા પણ સફાઈથી છેતરતા, કામકાજમાં ઠગી જતા, અને પાનાં રમતાં ઠગવું એ તો, ડૉ. સી જી. વિલ્સ[2] પ્રમાણે, એક ગુનાહિત કાર્ય ગણાતુ જ નહિ: તેમ કરતાં તે છેતરનાર ઈરાની શરમાતો પણ નહિ, પરંતુ પકડાઈ જવામાં તે નામોશી માનતો! આપણે ૧૮ મા પ્રકરણમાં જોઈ ગયા તેમ શાહથી માંડીને નીચલી પાયરીના અમલદાર સુધીનુ આખું તંત્ર સડેલું અને લાચરુશવતથી ખદબદી રહ્યું હતુ. મિ. જેમ્મ જે. મોરિયર નામના કુશળ બ્રિટિશ લેખકે ઈરાનમા માત્ર છ વર્ષ રહી જગતનાં કટાક્ષમય સાહિત્યમા અગ્રસ્થાન લે એવા પોતાના ગ્રંથ "The Adventures of Haji Baba Isphahani"માં ઈરાની સમાજના અવગુણોનો અત્યંત સચોટ અને રસિક ચિતાર આપ્યો છે. આપણા પુસ્તકના છેલ્લા પ્રકરણમાં ઉપસંહાર કરતાં ઈરાનીઓના આ અવગુણો દર્શાવતાં ભારે દુઃખ ઊપજે છે, પરંતુ કલ્પનોત્થ સાહિત્ય બાદ કરતાં દરેક પુસ્તકની મનલક્ષ્ય સત્યનું દર્શન કરાવવાની હોવી જોઈએ, અને ઈરાનનું ગૌરવ દર્શાવતાં આધુનિક ઈરાનની આ અધોગતિ દર્શાવવાની લેખકની દુઃખભરી ફરજ છે.

પણ આ ખેદકારક અધોગતિ કેમ થઈ અને સમાજના ચારિત્ર્યમાં આટલું શૈથિલ્ય કેમ આવ્યુ તેનાં કારણો હવે જોઈએ ઈરાની મનોદશામા થયેલા ફેરફાર માટે મિ હાસ[3] ત્રણ કારણો આપે છે :— (૧) સાતમી સદીની અધવચથી ઈરાનને ઇસ્લામ જેવો પારકો ધર્મ અંગીકાર કરવો પડ્યો: (૨) સદીઓ સુધીનું પારકું રાજ્ય અને પ્રાચીન સંસ્થાઓનું વેરણછેરણ: (૩) નિરંકુશ એકહથ્થુ રાજ્ય. આ ત્રણે કારણો ખરાં છે. ક્રમને અથવા ભય કે લાલચના કારણે અથવા જોરજુલમથી સ્વીકારેલા પારકા ધર્મથી ચારિત્ર્ય નબળું પડ્યા વિના રહેતું નથી. જ્યારે ઇસ્લામના આરંભમાં સુન્નીઓની બહુમતી હતી ત્યારે શિયાઓને પોતાની ખરી ધાર્મિક માન્યતા છુપાવવી પડતી. અને સુન્નીઓને બતાવવા સારુ સુન્ની માન્યતા ધરાવવાનો દંભ કરવો પડતો. આ કહેવું કાંઈ અને માનવું બીજું

---

૧. "Both Ends of the Candle" by Dr. Sir E. Denison Ross

૨. Dr. C. G. Wills' Notes on "Haji Baba Isphahani" by James Morier

૩. "Iran" by William S Haas (1945)

તેને "કિતમાન" અથવા "તકીયે" કહે છે.[1] આવો ઢોંગ શિયાઓને સદીઓ સુધી ફરજિયાત કરવો પડ્યો અને તેથી તેઓ તેમાં શરમ માનવા લાગ્યા નહિ. જ્યારે ૧૬મી સદીની શરૂઆતથી સફવી વંશ રાજ્યગાદીએ આવ્યો અને શિયા ધર્મ રાજ્યધર્મ ગણાવા લાગ્યો, ત્યારે સુન્નીઓને "કિતમાન" કરી પોતાની ખરી માન્યતા છુપાવવાની વારી આવી. ૧૯ મી સદીમાં બહાઈઓ ઉપર જ્યારે ભારે ત્રાસ ગુજર્યો ત્યારે એમને પણ સલામતીને ખાતર "કિતમાન" કરવાની ફરજ પડી. આ રીતે ચારિત્ર્યનાશનાં બીજ રોપાયાં, કેમકે સૈકાઓથી પ્રવર્તનાં અસહિષ્ણુતા અને ક્રૂરતા પ્રજાચારિત્ર્યની અધોગતિમાં પરિણમ્યા વિના રહેતાં નથી. પારકા દેશના રાજ્યથી ચારિત્ર્ય કેમ શિથિલ થાય છે તે હિંદીવાનોને સમજાવવાની જરૂર રહેતી નથી. નિરંકુશ એકહથ્થુ રાજ્યપ્રથાથી પ્રજાનું ચારિત્ર્ય કેમ ભ્રષ્ટ થાય છે તે પણ બ્રિટિશ અમલ દરમ્યાનનાં હિંદનાં દેશી રાજ્યો અને ત્યાંની પ્રજાનો અભ્યાસ કરવાથી જણાશે.

ઈરાનની ચારિત્ર્યભ્રષ્ટતા ખાસ કરી ૧૯ મી સદીમાં છેક નીચી કક્ષાએ ઊતરી પડી, અને એ જ સદીમાં આવેલા મુસાફરોએ ઈરાની સમાજ માટે હલકો મત ઉચ્ચાર્યો એમાં નવાઈ પણ નથી. આપણે જોઈ ગયા તેમ કાજાર રાજાઓ પ્રજા પ્રત્યે તદ્દન બેપરવા હતા, પ્રજાના પૈસાનું શોષણ કરી તે યુરોપમાં વેડફી નાખતા, પોતે યુરોપ જઈ લાબો કાળ રહેતા, યુરોપી રાજ્યાનું મોટી રકમનું કરજ કરતા, યુરોપની પ્રજાને એકહથ્થુ ઇજારા આપતા, યુરોપિયનોને ઈરાનમાં "પાકિસ્તાન", બલ્કે "ફિરંગિસ્તાન", ઊભાં કરવાનાં "Capitulations" નામના હકો આપતા. મુખ્ય સરકારની નબળાઈ જોઈ તાયફાવાળાઓ લૂંટફાટ પર ચડતા; ન્યાય મળતો નહિ; પગાર નિયમિત ન અપાતો હોવાથી રૈયત બેદિલ થતી અને લશ્કરીઓ લડવાને બદલે નાસી પણ છૂટતા; પારકાં રાજ્યો દખલગીરી કરતાં, અને છેવટે મુલ્લાઓની પ્રત્યાઘાતી નીતિથી દેશમાં સુધારાવધારા શક્ય જ નહોતો. જ્યાં આટલી અંધાધૂધી વ્યાપી હોય ત્યાં સમાજનું ચારિત્ર્ય કથળ્યા વિના ન જ રહે. એક દેશ ઉપર પારકો ધર્મ લાદવો પણ તે દેશના માણસો "કિતમાન" (ઢોંગ) ન કરે એવી વકી રાખવી, લશ્કરને પગાર ન આપવો પરંતુ તેની પાસે શુરાતનની આશા રાખવી, "કોઈ કિસીકા નહિ" એવા અંધેર મામલામાં સૌ પ્રામાણિક રહેશે એમ માની લેવું એ મનુષ્યસ્વભાવનું ઘોર અજ્ઞાન સૂચવે છે. ઈરાન ઉપર રઝાશાહે જે અવિસ્મરણીય ઉપકાર કર્યો તે એ કે પારકા દેશોની દખલગીરી દૂર કરી, ઈરાનને

[1] "Omar Khayyam and his Age" by Mr. Otto Rothfield

સ્વતંત્ર અને સમૃદ્ધ બનાવી, તેમાં સુધારાવધારા કરી તે દ્વારા સમાજના કથળેલા ચારિત્ર્યનું ધોરણ એમણે ઊંચી સપાટીએ લાવી મૂક્યું. ૧૯ મી સદીમાં ઈરાનીઓનું ચારિત્ર્ય નીચા પ્રકારનું હતુ તે આપણે કબૂલ્યુ, પણ એટલું જાણવું જરૂરી છે કે પ્રો. બ્રાઉને[1] કહ્યું છે તે પ્રમાણે મિ. જેમ્સ મોરિયરે પોતાની જાણીતી કટાક્ષકથા "The Adventures of Haji Baba Isphahani" માં ઈરાની સમાજની માત્ર નબળી બાજૂ અતિશયોક્તિના રંગે રંગી બહુ ચતુરાઈપૂર્વક રજૂ કરી છે, અને એ રીતે તેણે ઈરાનને ભારે અન્યાય કર્યો છે. એ પુસ્તક અને સર જોન માલ્કમનું "Sketches of Persia" બન્ને અતિ લોકપ્રિય કૃતિઓ છે, અને કમનસીબે ઈરાની સમાજનો ચિતાર આ બે ગ્રંથોમાંથી જ વાચકો મેળવી લે છે. ખાસ કરી મોરિયરનો ગ્રંથ વાચતાં તે ઈરાનીઓની માત્ર નબળી બાજૂ અને તે પણ વળી અતિશયોક્તિપૂર્વક રજૂ કરે છે તે લક્ષમાં રાખવા જેવું છે.

૧૯મો સદીના ઈરાનમાં લગભગ ૭૦૦૦થી ૮૦૦૦ની સંખ્યામાં વસતા અને મહાત્રાસ વેઠતા ત્યાંના જરથોસ્તીઓના ચારિત્ર્ય વિરુદ્ધ કાંઈ પણ જાણવા મળતુ નથી તે નોંધપાત્ર ગણાવું જોઈએ. પ્રો. જેક્સન[2] તેમને વિશે લખે છે કે "Purest of all perhaps, though few in number, are the Zoroastrians, who have maintained the old Iranian religion and have never intermarried with alien races." પ્રો. જેક્સન ઈરાનમાં તે જરથોસ્તીઓ ઉપર પડતા ભયંકર ત્રાસનું વર્ણન આપે છે, પરંતુ તેઓના મત પ્રમાણે ઈરાની જરથોસ્તીઓ પ્રામાણિક અને કરકસરિયા છે, અને તેર સદીના ત્રાસ છતાં તેમની આર્થિક હાલત પણ ઠીક કહેવાય. પ્રો. જેક્સન સાથે બેહમન જમશીદ નામનો એક બહુ કદાવર જરથોસ્તી હતો જેની મુખાકૃતિ જેક્સનને પર્સેપોલીસના પર્વતો ઉપર કોતરેલા હખામની અને સાસાની શિલ્પોની મુખાકૃતિઓ જેવી લાગી. જેક્સને તેને જરથોસ્તી ધર્મને લગતા પ્રશ્નો પૂછયા, પણ આજુબાજુ મુસ્લિમો હોવાથી તે જરથોસ્તીએ મૌન જ ધારણ કર્યું. બરાબર આવી જ વિગત પ્રો. બ્રાઉને[3] ઈરાનના જરથોસ્તીઓ વિશે પોતાના

૧. "The Persian Revolution 1905-1909" by Prof. E. G. Browne

૨. "Persia Past and Present' by Prof. A. V. W. Jackson (1903-1906).

૩. "An Year Amongst the Persians" by Prof E. G. Browne : 1887-1888

અતિ લોકપ્રિય ગ્રંથમાં આપી છે. બ્રાઉન જરથોસ્તીઓના વડા ધર્મગુરુ દસ્તૂર તીરંદાઝને મળ્યા, પણ એક પરદેશીને જોઈ દસ્તૂરજી વહેમાઈ ગયા, અને દિલ ખોલી વાત કરી નહિ. એમ છતાં તે દિલસોઝ બ્રિટિશર સમજી ગયો કે જક્ષ ખમતી લઘુમતીનો એક સભ્ય હંમેશાં ભય અને વહેમના જ વાતાવરણમાં રહી શકે. પ્રો. બ્રાઉન જરથોસ્તીઓમાં ઠીક ભળ્યા, અને તેમને એ જરથોસ્તીઓ, જે ઘણે મોટે ભાગે બાગબાની કે વેપાર કરે છે, તે પ્રામાણિક, સત્યપ્રેમી અને ઉદ્યોગશીલ લાગ્યા તે જરથોસ્તીઓને પોતાના ધર્મનું ઊંડુ જ્ઞાન નહોતું પરંતુ તેમના વિચારોમાં બ્રાઉનને ઔદાર્ય અને સહનશીલતા જણાયાં, જો કે જ્યારે અરબો વિશે વાત નીકળતી ત્યારે બ્રાઉનને આ ઔદાર્ય પીગળી જતું લાગતું ! પ્રો. બ્રાઉન ત્યાંના જરથોસ્તીઓના સોહામણા ચહેરા અને સભ્ય વર્તનથી પ્રસન્ન થયા, અને જેકસનની પહેલાં ૧૮૮૭–૧૮૮૮માં તેઓ ઈરાની જરથોસ્તીઓ માટે લખે છે કે :–They " represent the purest Persian type, which in physical beauty can hardly be surpassed." પ્રો. બ્રાઉન પણ જરથોસ્તીઓ ઉપર ૧૯મી સદીના ઈરાનમાં પડતા ભારે જુલમનું વર્ણન આપે છે : તે તરફ જોતાં જે સફળતાથી ત્યાંની જરથોસ્તી કોમે પોતાનું ચારિત્ર્ય ટકાવી રાખ્યુ છે તે ધન્યવાદને પાત્ર ગણાવું જોઈએ. ચારિત્ર્ય એ જ દૌલત છે, અને ઈરાની જરથોસ્તીઓને દુઃખમાં ટકાવી રાખનાર ધન નહિ પણ તેમનો ધર્મ અને પ્રાચીન ઇતિહાસ છે.

ઈરાનીઓની એક ખાસ વિશિષ્ટતા તેમની ગ્રહણ કરવાની શક્તિમાં સમાયેલી છે. જે સિદ્ધાંતો ઈરાનીઓ ગ્રહણ કરે છે તે તેઓ પચાવવાની તાકાત ધરાવે છે, અને પોતાની સંસ્કૃતિ સાથે તેનું એકીકરણ કરી શકે છે. ઈરાનના સમાગમમાં જે આવ્યા છે તે સૌ પર એની સંસ્કૃતિની અસર થયા વિના રહી નથી. ઈરાન અનેકવાર જિતાયું છે અને અનેકવાર સાંસ્કૃતિક દૃષ્ટિએ તે તેના જીતનારને જીતી ગયું છે. સિકંદરે ઈરાન ઉપર વિજય મેળવ્યો ત્યારે સૌને લાગ્યું કે ગ્રીસ જેવી સંસ્કારી પ્રજા હવે ઈરાન ઉપર ભારે અસર કરશે; પણ થોડા જ વખતમાં જણાયું કે ઇરાનીઓ ગ્રીક બન્યા તે કરતા ઘણા વધુ ગ્રીકો ઈરાની થઈ ગયા, અર્થાત્ ગ્રીકોનું જ ઈરાનીકરણ થઈ ગયું. જ્યારે અરબો આવ્યા ત્યારે તેમની સંસ્કૃતિમાંથી ગ્રહણ કરવા જેવું ઝાઝું હતું જ નહિ, પરંતુ અરબો ઉપર ઈરાને કેવી અસર કરી તે આપણે આ પુસ્તકના સૌથી લાંબા પ્રકરણ ૫ માં પ્રકરણ,માં જોઈ ગયા છીએ. ઈરાનમા ૯૯૭થી ૧૦૬૦ સુધી રાજ કર્યું

જો ફારસી ઝબાન નહોત તો ઉર્દૂની હસ્તી પણ નહોત, અને ઉર્દૂ હજી હિંદીને નામે જ ઓળખાત. વળી ઉર્દૂ સાહિત્ય ફારસીને કેટલે દરજ્જે ઋણી છે તે સૌ આપણે ૧૬ મા પ્રકરણમાં જોયું. તે જ પ્રકરણમાં ફારસી ભાષા અને સાહિત્યની તુર્કી ઉપર કેટલી ભારે અસર થવા પામી તે પણ આપણે તપાસ્યું. તે જ પ્રકરણમાં આપણે જોઈ ગયા કે જે ફારસી સાહિત્ય હિંદમાં મુગલોના સમયમાં રચાયું તે તમામ ઈરાનનાં સાહિત્યની બીજી આવૃત્તિ સમાન જ હતું. હિંદ અને ખાસ કરી યુરોપ ઉપર Saracenic (મુસ્લિમ) કળા દ્વારા ઈરાને કેવી વિશાળ અસર ઉપજાવી તે પણ આપણે ૧૭ મા પ્રકરણ ઉપરથી જોઈ શક્યા. ન કરે નારાયણ અને ઈરાનીઓ અને ઈરાની સંસ્કૃતિ જો દુનિયામાંથી ખતમ થઈ જાય તોપણ જીવનની અનેક દિશામાં અને જગતના અનેક ખૂણામાં ઈરાની સંસ્કૃતિનાં નામનિશાન અને અસરો જણાઈ આવશે, અને સંસ્કારી આલમ તે ઋણનો સ્વીકાર કર્યા વિના નહિ રહે.

ઈરાનના લાંબા ઇતિહાસ ઉપર દૃષ્ટિપાત કરતાં દેખાય છે કે એ દેશ અનેકવાર પડ્યો છે, પાયમાલ થયો છે, સદીઓ સુધી જાણે તવારીખના પટ ઉપરથી વીસરાઈ ગયો છે, અને તે છતાં એમાંથી કોઈ ને કોઈ તારણહાર નીકળી આવ્યો છે, જેની બરકતથી તે દેશ પાછો પગભર બન્યો છે. આપણે કયાની જેવા પ્રાગૈતિહાસિક વંશ ન લેતાં ઐતિહાસિક યુગથી જ આરંભ કરીએ તોપણ આપણને જણાશે કે કયાની વંશના પતન પછી ઈરાનમાં સદીઓ સુધી એસીરિયાનો દોર ચાલ્યો; ત્યાર બાદ ઈરાન નાનાં રાજ્યોમાં વહેંચાઈ ગયું જેમાં આર્ય જરથોસ્તી મીડ લોકોનું રાજ્ય મુખ્ય હતું. પરંતુ છેવટે ઈ. પૂ. ૫૫૮માં સાઈરસે મીડ લોકો ઉપર ફતેહ મેળવી ઈરાનને એકત્ર કર્યું, અને આ રીતે સૈકાઓ પછી ખાલેસ ઈરાની (હખામની) શહેનશાહત સ્થપાવા પામી. સિકંદર ચડી આવ્યો અને હખામની પાદશાહત ફના થઈ: તેનાં થોડા વર્ષ બાદ ઈરાનના જ પાર્થિયા

ગયેલો ગઝનવી વંશ, અને ૧૦૩૭ થી ૧૧૯૭ સુધી હકૂમત ભોગવી ગયેલો સલજુકી વંશ બન્ને તુર્કી ઓલાદના હતા. પરંતુ થોડી જ વારમાં ઈરાની સંસ્કૃતિથી તે ઓતપ્રોત થઈ ગયા, અને કેટલાક જાણીતા ગઝનવી અને સલજુક શાહો ઈરાની સાહિત્યકારોના આશ્રયદાતા બન્યા, અને તેમના રાજ્યોમાં ફારસી સાહિત્યનું ગુલશન પૂરેપૂરું ખીલી ઊઠયું. ૧૨૫૮થી ચૌદમી સદી સુધી ઈરાનમાં મોંગોલોનો અમલ શરૂ થયો, અને બની શકે તેટલી હેરાનિયત બનાવ્યા બાદ તેઓ મુન્સાન બન્યા, એટલું જ નહિ પણ સાહિત્યનો શોખ પણ તેઓએ કેળવ્યો. ચૌદમી સદીની આખરી અને લગભગ આખી પંદરમી સદી સુધી તૈમૂર અને તેના તાતારોએ ઈરાન ઉપર કેર વર્તાવ્યો, પણ એ તાતારો પણ ઈરાનની કળા અને સંસ્કૃતિ ઉપર મોહિત થઈ તેના મહાન આશ્રયદાતાઓ બની ગયા. આપણે ૮ મા અને ૯ મા પ્રકરણોમાં જોઈ ગયા તેમ છેક પ્રાચીનકાળમાં ઈરાને એસીરિયા અને મિસરની કળામાંથી પુષ્કળ ગ્રહણ કર્યું, પરંતુ તેમાંથી તેણે પોતાની એક સ્વતંત્ર કળા ઉપજાવી. ઇસ્લામમાંથી જે ઈરાનીઓને ગ્રહણ કરવું પડ્યું તે તેઓએ પોતાના રીતરિવાજ અનુસાર ઘટાવ્યું અને તેમાંથી શિયા ધર્મની ઉત્પત્તિ થઈ. વળી ઇસ્લામ, વેદાંત, બૌદ્ધધર્મ અને નીઓ – પ્લેટોનિઝમ સાથે જરથોસ્તી ધર્મનું મિશ્રણ કરી ઈરાનીઓએ સૂફીવાદ નામનો સર્વધર્મસારગ્રાહી eclectic પંથ બરપા કર્યો, તે વિશે પણ ૧૩ મા પ્રકરણમાં આપણે વાંચી ગયા છીએ. આ ઉપરથી ઈરાનીઓની ગ્રહણ કરવાની, પચાવવાની અને સ્વતંત્ર સર્જન કરવાની શક્તિ જણાઈ આવે છે.

હવે ઈરાનીઓએ બીજા દેશો ઉપર કેવી અસર કરી તે જોઈ લઈએ. ઈરાનીઓએ આરબો ઉપર કેવી અસર કરી તે તપાસવાની જરૂર નથી, કેમકે "અરબ સંસ્કૃતિ" વસ્તુતઃ ઈરાની સંસ્કૃતિ જ છે, અને ઘણે મોટે ભાગે મુસ્લિમ બની ગયેલા ઈરાનીઓએ જ અરબી ભાષામાં લખી તે ઉત્પન્ન કરી છે. જો ઈરાનીઓને માથે ઇસ્લામ ધર્મ લદાયો નહોત તો જરૂર આ સંસ્કૃતિ અરબ નહિ પણ ઈરાની સંસ્કૃતિ કહેવાત. ઈરાનીઓએ યહૂદીઓને કેટલા નવા ધાર્મિક વિચારો આપ્યા અને યહૂદી ધર્મ દ્વારા તેની વિશાળ અસર ખ્રિસ્તી અને ઇસ્લામી ધર્મો ઉપર કેમ પડી તે આપણે ૨૧મા પ્રકરણમાં જોઈ ગયા છીએ. ઈરાનમાં ઉત્પન્ન થયેલો મિથ્રધર્મ યુરોપમાં કેમ ફેલાયો, રોમ ઉપર તેણે કેવી ભારે અસર કરી, અને ખ્રિસ્તી ધર્મ સાથે તેણે કેવી સખ્ત ટક્કર ઝીલી તે વિશે ૧૨ મા પ્રકરણમાં આપણે પૂરતી ચર્ચા કરી છે. ફારસી ભાષાથી જ ઉર્દૂ ભાષા હસ્તીમાં આવી છે:

જો ફારસી ઝબાન નહોત તો ઉર્દૂની હસ્તી પણ નહોત, અને ઉર્દૂ હજી હિંદીને નામે જ ઓળખાત. વળી ઉર્દૂ સાહિત્ય ફારસીને કેટલે દરજ્જે ઋણી છે તે સૌ આપણે ૧૬ મા પ્રકરણમાં જોયું. તે જ પ્રકરણમાં ફારસી ભાષા અને સાહિત્યની તુર્કી ઉપર કેટલી ભારે અસર થવા પામી તે પણ આપણે તપાસ્યું. તે જ પ્રકરણમાં આપણે જોઈ ગયા કે જે ફારસી સાહિત્ય હિંદમાં મુઘલોના સમયમાં રચાયું તે તમામ ઈરાનનાં સાહિત્યની બીજી આવૃત્તિ સમાન જ હતું. હિંદ અને ખાસ કરી યુરોપ ઉપર Saracenic ( મુસ્લિમ ) કળા દ્વારા ઈરાને કેવી વિશાળ અસર ઉપજાવી તે પણ આપણે ૧૭ મા પ્રકરણ ઉપરથી જોઈ શક્યા. ન કરે નારાયણ અને ઈરાનીઓ અને ઈરાની સંસ્કૃતિ જો દુનિયામાંથી ખતમ થઈ જાય તોપણ જીવનની અનેક દિશામાં અને જગતના અનેક ખૂણામાં ઈરાની સંસ્કૃતિનાં નામનિશાન અને અસરો જણાઈ આવશે, અને સંસ્કારી આલમ તે ઋણનો સ્વીકાર કર્યા વિના નહિ રહે.

ઈરાનના લાંબા ઇતિહાસ ઉપર દૃષ્ટિપાત કરતાં દેખાય છે કે એ દેશ અનેકવાર પડ્યો છે, પાયમાલ થયો છે, સદીઓ સુધી જાણે તવારીખના પટ ઉપરથી વીસરાઈ ગયો છે, અને તે છતાં એમાંથી કોઈ ને કોઈ તારણહાર નીકળી આવ્યો છે, જેની બરકતથી તે દેશ પાછો પગભર બન્યો છે. આપણે કયાની જેવા પ્રાગૈતિહાસિક વંશ ન લેતાં ઐતિહાસિક યુગથી જ આરંભ કરીએ તોપણ આપણને જણાશે કે કયાની વંશના પતન પછી ઈરાનમાં સદીઓ સુધી એસીરિયાનો દોર ચાલ્યો; ત્યાર બાદ ઈરાન નાનાં રાજ્યોમાં વહેંચાઈ ગયું જેમાં આર્ય જરથોસ્તી મીડ લોકોનું રાજ્ય મુખ્ય હતું. પરંતુ છેવટે ઈ. પૂ. ૫૫૮માં સાઈરસે મીડ લોકો ઉપર ફતેહ મેળવી ઈરાનને એકત્ર કર્યું, અને આ રીતે સૈકાઓ પછી ખાલેસ ઈરાની (હખામની) શહેનશાહત સ્થપાવા પામી. સિકંદર ચડી આવ્યો અને હખામની પાદશાહત ફના થઈ: તેનાં થોડાં વર્ષ બાદ ઈરાનના જ પાર્થિયા પ્રાંતના વતનીઓએ ગ્રીકોને હાંકી કાઢી પાર્થિયન રાજ્ય સ્થાપ્યું. તે બાદ ઈ. સ. ૨૨૬માં અર્દશીર બાબકાને સેમેટિક બુનિયાદ ધરાવતા પાર્થિયનોનું રાજ્ય ખતમ કરી પાછું ઈરાન એકત્ર કરી ત્યાં ખાલેસ જરથોસ્તી સાસાની રાજ્ય સ્થાપ્યું. ૬૫૦માં અરબોનું આક્રમણ થયું, ઘણો ખરો દેશ મુસ્લિમ બન્યો. પરંતુ એક સદી પછી અરબોનું જોર તૂટવા માંડ્યું અને ઈરાનીઓની મદદથી અબ્બાસી ખલીફોની રાજ્યસત્તા શરૂ થઈ. ત્યાર બાદ સ્વતંત્ર ઈરાની વંશો જેવા કે તાહિરી, સફ્ફારી, સામાની અને દયલમી નવમીથી અગિયારમી સદીમાં થઈ ગયા અને ફારસી સાહિત્યનો ઉદય થયો. તે પછી

ગયેલો ગઝનવી વંશ, અને ૧૦૩૭ થી ૧૧૯૭ સુધી હકૂમત ભોગવી ગયેલો સલજુકી વંશ બન્ને તુર્કી ઓલાદના હતા. પરંતુ થોડી જ વારમા ઈરાની સંસ્કૃતિથી તે ઓતપ્રોત થઈ ગયા, અને કેટલાક જાણીતા ગઝનવી અને સલજુક શાહો ઈરાની સાહિત્યકારોના આશ્રયદાતા બન્યા, અને તેમના રાજ્યોમાં ફારસી સાહિત્યનું ગુલશન પૂરેપૂરું ખીલી ઊઠયું. ૧૨૫૮થી ચૌદમી સદી સુધી ઈરાનમા મોંગોલોનો અમલ શરૂ થયો, અને બની શકે તેટલી હેવાનિયત બતાવ્યા બાદ તેઓ મુન્સાન બન્યા, એટલું જ નહિ પણ સાહિત્યનો શોખ પણ તેઓએ કેળવ્યો. ચૌદમી સદીની આખરી અને લગભગ આખી પંદરમી સદી સુધી તૈમૂર અને તેના તાતારોએ ઈરાન ઉપર કેર વર્તાવ્યો, પણ એ તાતારો પણ ઈરાનની કળા અને સંસ્કૃતિ ઉપર મોહિત થઈ તેના મહાન આશ્રયદાતાઓ બની ગયા. આપણે ૮ મા અને ૯ મા પ્રકરણોમાં જોઈ ગયા તેમ છેક પ્રાચીનકાળમાં ઈરાને એસીરિયા અને મિસરની કળામાંથી પુષ્કળ ગ્રહણ કર્યું, પરંતુ તેમાંથી તેણે પોતાની એક સ્વતંત્ર કળા ઉપજાવી. ઇસ્લામમાથી જે ઈરાનીઓને ગ્રહણ કરવું પડ્યું તે તેઓએ પોતાના રીતરિવાજ અનુસાર ઘટાવ્યું અને તેમાથી શિયા ધર્મની ઉત્પત્તિ થઈ. વળી ઇસ્લામ, વેદાંત, બૌદ્ધધર્મ અને નીઓ – પ્લેટોનિઝમ સાથે જરથોસ્તી ધર્મનું મિશ્રણ કરી ઈરાનીઓએ સૂફીવાદ નામનો સર્વધર્મસારગ્રાહી eclectic પંથ બરપા કર્યો, તે વિશે પણ ૧૩ મા પ્રકરણમાં આપણે વાંચી ગયા છીએ. આ ઉપરથી ઈરાનીઓની ગ્રહણ કરવાની, પચાવવાની અને સ્વતંત્ર સર્જન કરવાની શક્તિ જણાઈ આવે છે.

હવે ઈરાનીઓએ બીજા દેશો ઉપર કેવી અસર કરી તે જોઈ લઈએ. ઈરાનીઓએ અરબો ઉપર કેવી અસર કરી તે તપાસવાની જરૂર નથી, કેમકે "અરબ સંસ્કૃતિ" વસ્તુતઃ ઈરાની સંસ્કૃતિ જ છે, અને ઘણે મોટે ભાગે મુસ્લિમ બની ગયેલા ઈરાનીઓએ જ અરબી ભાષામાં લખી તે ઉત્પન્ન કરી છે. જો ઈરાનીઓને માથે ઇસ્લામ ધર્મ લદાયો નહોત તો જરૂર આ સંસ્કૃતિ અરબ નહિ પણ ઈરાની સંસ્કૃતિ કહેવાત. ઈરાનીઓએ યહૂદીઓને કેટલા નવા ધાર્મિક વિચારો આપ્યા અને યહૂદી ધર્મ દ્વારા તેની વિશાળ અસર ખ્રિસ્તી અને ઇસ્લામી ધર્મો ઉપર કેમ પડી તે આપણે ૧૧મા પ્રકરણમાં જોઈ ગયા છીએ. ઈરાનમાં ઉત્પન્ન થયેલો મિથ્રધર્મ યુરોપમાં કેમ ફેલાયો, રોમ ઉપર તેણે કેવી ભારે અસર કરી, અને ખ્રિસ્તી ધર્મ સાથે તેણે કેવી સખ્ત ટક્કર ઝીલી તે વિશે ૧૨ મા પ્રકરણમાં આપણે પૂરતી ચર્ચા કરી છે. ફારસી ભાષાથી જ ઉર્દૂ ભાષા હસ્તીમાં આવી છે:

જો ફારસી ઝબાન નહોત તો ઉર્દૂની હસ્તી પણ નહોત, અને ઉર્દૂ હજી હિંદીને નામે જ ઓળખાત. વળી ઉર્દૂ સાહિત્ય ફારસીને કેટલે દરજ્જે ઋણી છે તે સૌ આપણે ૧૬ મા પ્રકરણમાં જોયું. તે જ પ્રકરણમાં ફારસી ભાષા અને સાહિત્યની તુર્કી ઉપર કેટલી ભારે અસર થવા પામી તે પણ આપણે તપાસ્યું. તે જ પ્રકરણમાં આપણે જોઈ ગયા કે જે ફારસી સાહિત્ય હિંદમા મુગલોના સમયમાં રચાયું તે તમામ ઈરાનનાં સાહિત્યની બીજી આવૃત્તિ સમાન જ હતુ. હિંદ અને ખાસ કરી યુરોપ ઉપર Saracenic ( મુસ્લિમ ) કળા દ્વારા ઈરાને કેવી વિશાળ અમર ઉપજાવી તે પણ આપણે ૧૭ મા પ્રકરણ ઉપરથી જોઈ શકયા. ન કરે નારાયણ અને ઈરાનીઓ અને ઈરાની સંસ્કૃતિ જો દુનિયામાંથી ખતમ થઈ જાય તોપણ જીવનની અનેક દિશામાં અને જગતના અનેક ખૂણામાં ઈરાની સંસ્કૃતિનાં નામનિશાન અને અસરો જણાઈ આવશે, અને સંસ્કારી આલમ તે ઋણનો સ્વીકાર કર્યા વિના નહિ રહે.

ઈરાનના લાંબા ઇતિહાસ ઉપર દૃષ્ટિપાત કરતાં દેખાય છે કે એ દેશ અનેકવાર પડ્યો છે, પાયમાલ થયો છે, સદીઓ સુધી જાણે તવારીખના પટ ઉપરથી વીસરાઈ ગયો છે, અને તે છતાં એમાંથી કોઈ ને કોઈ તારણહાર નીકળી આવ્યો છે, જેની બરકતથી તે દેશ પાછો પગભર બન્યો છે. આપણે કયાની જેવા પ્રાગૈતિહાસિક વંશ ન લેતાં ઐતિહાસિક યુગથી જ આરંભ કરીએ તોપણ આપણને જણાશે કે કયાની વંશના પતન પછી ઈરાનમાં સદીઓ સુધી એસીરિયાનો દોર ચાલ્યો; ત્યાર બાદ ઈરાન નાનાં રાજ્યોમાં વહેંચાઈ ગયું જેમાં આર્ય જરથોસ્તી મીડ લોકોનું રાજ્ય મુખ્ય હતું. પરંતુ છેવટે ઈ. પૂ. ૫૫૮માં સાઈરસે મીડ લોકો ઉપર ફતેહ મેળવી ઈરાનને એકત્ર કર્યું, અને આ રીતે સૈકાઓ પછી ખાલેસ ઈરાની (હખામની) શહેનશાહત સ્થપાના પામી. સિકંદર ચડી આવ્યો અને હખામની પાદશાહત ફના થઈ: તેનાં થોડા વર્ષ બાદ ઈરાનના જ પાર્થિયા પ્રાંતના વતનીઓએ ગ્રીકોને હાકી કાઢી પાર્થિયન રાજ્ય સ્થાપ્યું તે બાદ ઈ. સ. ૨૨૬મા અર્દશીર બાબકાને સેમેટિક બુનિયાદ ધરાવતા પાર્થિયનોનુ રાજ્ય ખતમ કરી પાછુ ઈરાન એકત્ર કરી ત્યાં ખાલેસ જરથોસ્તી સાસાની રાજ્ય સ્થાપ્યુ. ૬૫૦મા અરબોનું આક્રમણ થયું, ઘણો ખરો દેશ મુસ્લિમ બન્યો. પરંતુ એક સદી પછી અરબોનું જોર તૂટવા માંડ્યુ અને ઈરાનીઓની મદદથી અબ્બાસી ખલીફોની રાજ્યસત્તા શરૂ થઈ. ત્યાર બાદ સ્વતંત્ર ઈરાની વંશો જેવા કે તાહિરી, સફ્ફારી, સામાની અને દયનમી નવમીથી અગિયારમી સદીમાં થઈ ગયા અને ફારસી સાહિત્યનો ઉદય થયો. તે પછી

ફરી પારકી પ્રજાઓનો દોર શરૂ થયો અને અગિયારમી અને બારમી સદીની આખરી સુધી ગઝનવી અને સલજુકી જેવા તુર્કોનું રાજ્ય ચાલ્યું. પારકાઓનો દોર સતત ચાલુ જ રહ્યો, અને તેરમી સદીથી મોંગોલોના હુમલા શરૂ થયા: ૧૨૫૮થી ૧૩૩૫ સુધી મોંગોલ અમલ ચાલ્યો; ત્યાર બાદ ચૌદમી સદીની આખરથી તૈમૂરના તાતારોએ ત્રાસ વર્તાવ્યો; અને ૧૪૯૯મા તાતાર વંશનું પતન થયુ. ઈરાનનો સદીઓનો અંધકાર ફરી દૂર થયો; ઈસમઈલ સફવી નામના ઈરાનના જ વતનીએ સફવી રાજ્ય શરૂ કર્યું, અને ઈરાનમા શિયા ધર્મની સ્થાપના કરી.

કીર્તિવંત સફવી રાજ્યઅમલ ૧૭૨૨ સુધી ચાલ્યો, અને તે સાલમાં દેશની ભારે નામોશી વચ્ચે તે અફઘાનોને હાથે જિતાયો. પરંતુ ૧૭૩૬માં જગજાણીતા ઈરાની વિજેતા નાદિરશાહે સ્વદેશને ફરી બચાવી લીધું અને અફશારવંશ સ્થાપ્યો. નાદિરશાહના વંશજો નબળા હોવાથી ઈરાનમાં ફરી અંધાધૂંધી વ્યાપી રહી, અને અફઘાનો અને તુર્કોનો ત્રાસ વધી પડ્યો. ફરી એક કરીમખાન ઝંદ નામના ઈરાનીએ સૌને મારી હટાવી ઈરાનમાં ૧૭૬૦ માં ઝંદવંશનો પાયો નાખ્યો. પરંતુ એ દેશના નસીબમાં હજી શાંતિ લખેલી નહોતી, અને ઈરાનમા સૌ કોઈના ધિક્કારને પાત્ર થયેલા આકા મુહમ્મદખાન કાજારે ૧૭૯૬માં તુર્કોમાન બુનિયાદવાળી કાજાર વંશની બાદશાહી બરપા કરી. એ વંશના શાહોએ દેશની પુષ્કળ ખરાબી કરી; તેઓ દેશ ઉપર રાજ્ય કરવા નહિ પણ તેનું શોષણ કરવા જ આવ્યા હતા, અને તેઓએ યુરોપી રાજ્યોનો તેમાં નિરંકુશ પગપેસારો પણ કરી આપ્યો. છેવટે ૧૯૨૬ માં સ્વદેશના સપૂત રઝાશાહ પહેલવીએ કાજારવંશની સમાપ્તિ આણી ઈરાની રાજ્યઅમલ શરૂ કર્યો, અને પોતાની વ્યવસ્થાશક્તિ અને સુધારાવધારાથી દારાયસ અને નોશીરવાનના યુગનું સ્મરણ કરાવ્યું.

જેમ એક લાકડાનો કકડો પાણીને તળિયે જઈ પાછો ઉપર જ આવે છે તેમ હજાર વિપત્તિઓ છતાં ઈરાન તો હજી તરતું જ રહ્યું છે: એ દેશનો કોઈ સપૂત અણીને સમયે નીકળી જ આવે છે અને ઈરાનને પારકી ધૂંસરી માંથી ઉગારી લે છે. ઈરાનની તવારીખ ઉપરથી એક વિગત તો સ્પષ્ટ જણાઈ આવશે—ઈરાનીઓની સ્વદેશ ઉપર લદાયેલાં પારકાં રાજ્યો પ્રત્યેની નફરત. છેક પ્રાગૈતિહાસિક કાળમાં પણ ઈરાન અફ્રાસિયાબ અને અરજાસ્પ જેવા તુરાની શૂરવીરો સામે ઝૂઝયું, અને ઐતિહાસિક સમયમાં પણ ગ્રીકો, રોમનો, અરબો, મોંગોલો, તાતારો,

તુર્કો, અફઘાનો અને આધુનિક યુરોપી પ્રજાઓ સામે પણ ઈરાને જબરી ટક્કર ઝીલી. ઈરાનનો કચ્ચરઘાણ નીકળી ગયો, સદીઓની ખૂનામરકી, અસહિષ્ણુતા અને અંધાધૂંધીથી તેના વતનીઓનું ચારિત્ર્ય શિથિલ થયું, ઈરાન નાબૂદ થવાની અણીએ આવી પહોંચ્યું, પણ પારકું રાજ્ય એણે ન પચાવ્યું તે ન જ પચાવ્યું. ગમે એવું પણ પોતાનું રાજ્ય ભલું, પરંતુ ફિરેસ્તાઓથી પણ ચાલતું પારકું રાજ્ય કોઈ પણ સ્વમાનશીલ વ્યક્તિ કે દેશ હરગિઝ પસંદ કરે નહિ. પરંતુ ખૂબી તો એ છે કે ઈરાનમાં આટલી આટલી પ્રજાઓની ભેળસેળ થવા છતાં પ્રો. બ્રાઉન[1] પ્રમાણે ઈરાન એક અલગ રાષ્ટ્ર રહેવા પામ્યું છે, અને ઈરાનીઓ લગભગ એક જ પ્રકારના ગુણદોષો બનાવતી એક homogeneous પ્રજા તરીકે રહેવા પામ્યા છે. આ વિચારને સર ઈ. ડી. રૉસ[2] અનુમોદન આપતાં કહે છે કે ઈરાને પોતાની રાષ્ટ્રિય અસ્મિતાને અને પોતાનાં કોમી લક્ષણોને જાળવી રાખ્યાં છે. ઈરાનને ઠેકાણે બીજો દેશ હોત તો તે ફના થઈ ગયો હોત અથવા તો તેની સંસ્કૃતિનો લોપ થઈ ગયો હોત. ઈરાનને માટે આપણને અફસોસ એ જ છે કે તેણે પોતાનો પ્રાચીન જરથોસ્તી ધર્મ ખોયો છે, બલ્કે તેને ખોવો પડ્યો છેઃ પરંતુ ઈરાને પોતાની સંસ્કૃતિ જાળવી રાખી છે, અને પારકી સંસ્કૃતિઓનાં આક્રમણો છતાં તેઓમાંથી જે સારું જણાયું તે ગ્રહણ કરી પોતાની સંસ્કૃતિ તેણે સમૃદ્ધ કરી છે.

જ્યારે ઈરાનનો સિતારો બુલંદ હતો ત્યારે હખામની અને સાસાની શાહોએ જગતમાં ભાગ્યે જ સ્થપાઈ હોય એવી વિશાળ શહેનશાહતો બરપા કરી હતી. દરાયસ હિસ્તારિપસનાં સામ્રાજ્યનો વિસ્તાર આપણે ૩ જા પ્રકરણમાં જોઈ ગયા છીએ. સર ઈ. ક્રીઝી[3] પ્રમાણે જો ઈ. પૂ ૪૯૦ માં દરાયસની સેનાને ગ્રીસમાં મેરેથોનના યુદ્ધમાં વિજય સાંપડ્યો હોત તો ઈરાનીઓ યુરોપમાં પણ પ્રવેશ કરત, અને તે સમયે "અહુરમઝ્દના સ્વીકારેલા પ્રતિનિધિ દરાયસ" નો માર્ગ રોકે એવી બળવાન સત્તા પશ્ચિમમાં કોઈ નહોતી. એક બીજા પ્રસંગે પણ ઈશ્વરે એવાં જ મોહમાયા ઈરાનના હાથમાં

૧. "The Persian Revolution 1905-1909" by Prof. E. G. Browne

૨. "The Persians" by Sir E. Denison Ross (1931)

૩. "Some Decisive Battles of the World" by Sir Edward Creasy

મૂકીને પાછાં સંકેલી લીધાં હતાં. સાસાની શાહ ખુસરૂ પરવીઝે રોમન શાહ હિરેક્લીયસ ઉપર અનેક જીતો મેળવી હતી, અને ખુસરૂ પરવીઝનો રાજ્યવિસ્તાર એના પિતામહ નૌશીરવાનના સમયમાં હતો તેથી પણ વધુ વિશાળ થયો. ઈસ્વી ૬૧૭માં ઈરાની સરદાર શાહાને ચાલ્સિડૉન જીતી લીધું, અને ત્યાથી રોમન સામ્રાજ્યની પૂર્વની રાજ્યધાની કૉન્સ્ટેન્ટીનોપલ વચ્ચેનું અંતર એક માઈલથી પણ ઓછું હતુ. પણ ઈરાનીઓના કમનસીબે તેઓ પાસે પૂરતુ નૌકાદળ હતું નહિ, અને હાથમાં આવેલી બાજી ઈરાનીઓએ ખોઈ દીધી. જો કૉન્સ્ટેન્ટીનોપલ તેઓએ લીધું હોત તો મિસિસ સાઈક્સ[૧] પ્રમાણે યુરોપ ઈરાનીઓને ચરણે જ આવી પડત. પરતુ આ વખતે પણ હાથમા આવેલી સોનાની ચકલી ઊડી ગઈ. ઊડી ગઈ તો ગઈ પણ ખુસરૂ પરવીઝનો બરગશ્તેહ દહાડો બેઠો; રોમનોને હાથે તે હવે અનેક હારો ખમી નિરાશ થયો, અને માત્ર ત્રીસ વર્ષની અંદર તાજેતરમાં જ જગતના નકશા ઉપર પ્રવેશ પામેલા અને વિજયમદથી મસ્ત બનેલા અરબોને હાથે ખુદ ઈરાની શહેનશાહત જ ફના થઈ ગઈ.

જેમ ભરતી પછી ઓટ અને ફરી ભરતી આવે છે તેમ ઈરાન અનેકવાર વિજયી નીવડ્યું છે, અનેકવાર પડ્યું છે અને ફરી સજીવન થયું છે. જરથોસ્તી ધર્મ ઉપર પાર વિનાની જફા ગુજરી છે પણ તે ધર્મ હિંદમા અને ખુદ ઈરાનમાં પણ બહુ નાની સખ્યામા પળાય છે. અરબોએ બસોથી વધુ વર્ષો સુધી ફારસી ભાષા બાલવાની બધી કરી, પણ એ ભાષા અનુકૂળ સંજોગો મળતા સજીવન થયા વિના ન રહી તે આપણે ૧૪ મા પ્રકરણમાં જોઈ ગયા છીએ. ઈરાનમાં આટલું સામર્થ્ય, આટલો ઉત્સાહ, આટલું કૌવત ક્યાંથી આવ્યા ? આટલી જીવનશક્તિ ઈરાનમાં શાથી સ્ફુરી ? કેટલાકો માને છે કે ઈરાનીઓમાં જે વેતસવૃત્તિ (elasticity) છે તેનાથી તેઓ ટકી શક્યા છે, અર્થાત્ તેમની સમયાનુકૂળતા અને સંજોગોને બંધ બેસતા થઈ જવાની તેમની યોગ્યતાને લીધે તેઓ આ યાતનાઓ વેઠી શક્યા છે. આ એક કારણ હોઈ શકે; સમયાનુકૂળતાથી પ્રતિકૂળ સંજોગો નિવારી શકાય, છતાં તેથી એક પ્રજાનો આત્મા બળવાન થતો નથી. કેટલાકો કહે છે કે ઈસ્લામી ધર્મના પ્રતાપે ઈરાન આટલી સદીઓ સુધી નભી રહ્યું છે. હકીકતો સામે આ દલીલ ટકી શકે એમ નથી, કારણ કે ૧૮ મા અને ૧૯ મા પ્રકરણોમાં આપણે જોઈ ગયા તેમ આધુનિક ઈરાન ઈસ્લામ પ્રત્યે બેપરવા બન્યું છે, અને

૧ "Persia and its People" by Mrs. Ella C. Sykes

પ્રાચીન ઇરાનની સંસ્કૃતિ, તવારીખ અને ખુદ જરથોસ્તી ધર્મમાંથી પોતાની પ્રેરણા, એકતાની ધગશ અને પ્રગતિનો ઉત્સાહ મેળવે છે. વળી એ જ બે પ્રકરણોમાં આપણે જોયું તેમ પ્રાચીન ઇરાનની સંસ્કૃતિ તરફનું આ વલણ અને જરથોસ્તી ધર્મ પ્રત્યેની આધુનિક ઇરાની મુસલમાનોની આ ફિદાગીરી રાજ્ય તરફના જોરજુલમનું પરિણામ નથી, પરંતુ તે સંપૂર્ણ રીતે નૈસર્ગિક અને સ્વયંસ્ફુરિત છે. ત્યારે ઇરાન આટલી સદીઓ સુધી કેમ ટકી રહ્યું? એનું એક મુખ્ય કારણ એ લાગે છે કે ઇરાન હમેશાં પોતાનાં પુરાતન ઇતિહાસ, દંતકથા અને દેશના પ્રાચીન ગૌરવ માટે મગરૂર રહે છે; એ મગરૂરીને લીધે ઇરાનીઓમાં એકતા છે, રાષ્ટ્રિય અસ્મિતા છે અને સ્વદેશભક્તિ છે. એક આંગ્લ કવિ, સર વિલ્યમ વૉટસન, કહે છે તેમઃ—

"Just pride is no mean factor in the State;
The sense of greatness keeps a nation great"

આ ભાવના પોષાય એવું એક મહાન સાંધન ઉત્પન્ન કરનાર શાયર ફિરદૌસીનો આભાર ઇરાનીઓ કોઈ કાળે વીસરશે નહિ. ઇરાન ટક્યું છે તેનાં સંતાનોની દેશ પ્રત્યેની ફિદાગીરીને લીધે, અને જ્યાંસુધી આ ફિદાગીરી છે ત્યાંસુધી ફિરદૌસી પ્રત્યે ઇરાનીઓની જાનફેશાની રહેશે.

ઇરાન ટકી રહ્યું છે તેનું એક બીજું કારણ મિ. આટો રૉથફિલ્ડ[1] આપે છે. ફારસી ભાષા અને સાહિત્યના આ યુરોપી પ્રશંસક પ્રમાણે ઇરાન એનાં સાહિત્ય અને સંસ્કૃતિથી કાયમ રહ્યું છે. તેઓ કહે છે કે જો ઇરાનીઓનું આવું સાહિત્ય ન હોત તો ઇરાન જિતાઈને વિભક્ત પણ થઈ ગયું હોત. મિ. રૉથફિલ્ડ પ્રમાણે ઇરાન પાસે જો વધુ દૌલત અને ગંજાવર સેના હોત પણ સાહિત્ય ન હોત તોપણ ઇરાનને જિતાઈ જવાનો અને ફરી સજીવન ન થવાનો ભય રહેત. ગ્રીક કળા અને સંસ્કૃતિને કારણે જેમ ગ્રીસ ઉપર જગતની મમતા રહી છે તેમ ઇરાની સંસ્કૃતિને લીધે ઇરાન આજે દુનિયાનું પ્રેમપાત્ર બન્યું છે, અને પોતાના સાહિત્યના પ્રતાપે પોતે પણ એકત્ર અને સંગઠિત રહ્યું છે. મિ. એલ્વેલ સટન[2] બરાબર આ જ વિચારને અનુમોદન આપતાં કહે છે કે ઇરાનની સંગીનતા અને શક્તિ તેનાં રાજકીય બળમાં નહિ પણ તેણે ઉપજાવેલી સાંસ્કૃતિક અસરમાં સમાયેલી છે. મિસરની દંતકથામાં ફિનિક્સ પક્ષી માટે

૧. "The Value of Persian Literature" by Mr. Otto Rothfield in the Shams ul-Ulama Dr. Sir J. J. Modi Memorial Volume
૨. "Modern Iran" by L. P. Elwell-Sutton (1941)

કહેવાય છે કે દર ૫૦૦ વર્ષે તે અગ્નિસ્નાન કરીને ફના થાય છે, પણ તે ભસ્મમાંથી તે જ પક્ષી પુનઃ યૌવન પ્રાપ્ત કરી ઉપસ્થિત થાય છે. ઈરા પણ અનેકવાર અગ્નિપરીક્ષામાંથી પસાર થયું છે, અને થોડાં જ વર્ષો પૂર્વે જ્યારે અકલ્પ્ય દુઃખપરંપરાને કારણે તે દબાઈ વિનાશ પામશે એમ સૌ લાગતું હતું ત્યારે રઝાશાહનાં સ્વદેશભક્તિ, પ્રજાપ્રેમ અને કુનેહ કુશળતા તેને નવું જોમ, નવી જુવાની અને નવજીવન પ્રાપ્ત થયાં.

પ્રો. જૅકસન જ્યારે ઈરાન હતા ત્યારે પાસાર્ગદવાળા મુર્ઘાબના મેદાનમ આવેલું સાઈરસનું અસ્તોદાન તેઓ જોવા ગયા. તે મહાન શહેનશાહ અસ્થિનું આરામસ્થાન તેઓએ તૂટીફૂટીને તારાજ થયેલા એક મકાન દીઠું, પણ ત્યાંની એક જર્જરિત થયેલી દીવાલમાંથી બારેમાસ લી રહેનારો એક છોડવો ઊગતો જોઈ તેઓ વિસ્મય પામ્યા. પ્રો. જૅકસને ર દસ્ય ખંડિત ઈરાનના હૃદયમાં વસતા અખંડ આનંદ, ઉત્સાહ અ ઉલ્લાસના એક ચિહ્નરૂપ માની લીધું. તેઓ લખે છે[1] કે અનેક આફતો મારા ખમી ઈરાન પણ ઝમીનદોસ્ત થયું છે, છતાં "હજારો કંઈ નિરાશા અમર આશા છુપાઈ છે" તેમ ઈરાનના દિલમાં બારે માસ તા રહેનારો આશાવાદ અને તેના હૃદયમાં નવજીવન રેડનારો અનેરો ઉત્સ તો ગુપ્તપણે વસેલા જ છે, અને વખત આવ્યે તે કાર્યો દ્વારા પ્રદર્શિત થ વિના રહેતા નથી. ઈરાનનાં જાદુઈ નામથી આજે હિંદના મુઠ્ઠીભર પારસી માંહોમાંહે એકત્ર છે; તેઓ હિંદને વફાદાર છે પરંતુ ઈરાનપરસ્તી ઉંરતવાર છે. સાગરખોળે ભેખડતા નાવિકોને જેમ દીવાદાંડીનો પ્રક હિંમત અને પ્રોત્સાહન આપે છે તેમ ઈરાનનો અદ્ભુત ચેરાગ દૂર દેશાવર વસતા પારસીઓના હૃદયમાં આશા અને એકતા સ્ફુરાવે છે.

અમર ઈરાન! તારી હિંમત, ધીરજ, સહનશીલતા અને સંસ્કારિત ધન્ય હો! આફતમાં આનંદ અને દુઃખમાં સુખ માની જે ઈરા સપૂતોએ હસતે મોંએ આ પ્રાચીન જ્યોત જલતી રાખી છે તેમનો જ હો! શૂરવીરોની, શાહોની, સૂફીઓની, શાયરોની અને સાહિત્યકારોની ર પવિત્ર સરઝમીનને કોટિ કોટિ વંદન હો! ઝરથુસ્ત્રે પાવન કરેલ ફિરદોસીએ મશહૂર બનાવેલી અને રઝાશાહે સજીવન કરેલી આ દિવ્યભૂમિ સાષ્ટાંગ દંડવત્ નમસ્કાર હો! પાયન્દેહ બાદ ઈરાન! દુરુખશન્દેહ ચિરાયે ઈરાન! ઈરાન અમર હો! ઈરાનનો ચેરાગ સદા પ્રકાશમાન રહે

1. "Persia Past and Present" by Prof. A. V. W. Jacks (1903–1906)